# માનસી

વર્ષ ૯ : ગ્રંથાંક : ૧

માર્ચ ૧૯૪૯



પૂર્ણસંખ્યા ૩૩

સંચાલક :

આ. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

નાનપરા : સૂરત

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર

# વિષયદર્શન

વ. ૯, અં. ૧ : પૂર્ણસંખ્યા ૩૩

માર્ચ ૧૯૪૮

## સર્જન અને નિબન્ધો


બે વ્યાખ્યાનો (રઘુ દેસાઈ; 'ધૂમકેતુ') ... ... ... ૧

ચાર કાવ્યો
પૂંજાલાલ ... ... ... ... ... ... ૩

દાન્તે બીઍટ્રિસ (કાવ્ય)
પારાશર્ય ... ... ... ... ... ... ૭

કલ્પતરુ (કાવ્ય)
રતિલાલ છાયા... ... ... ... ... ... ૭

શ્રી. બ. ક. ઠાકોરના ૭૫મા વર્ષે (ભાવાંજલિ)
'સુન્દરમ્' ... ... ... ... ... ... ૯

વડોદરા-સંમેલન (એક મૂલ્યાંકન)
મુનિકુમાર મ. ભટ્ટ ... ... ... ... ... ૧૭

સ્વ. પ્રો. વિઠ્ઠલરાય માં મહેતા (ચરિત્રરેખા)
ઇન્દુપ્રસાદ થિ. મહેતા ... ... ... ... ૨૦

હાઇસ્કૂલ અને કોલેજમાં! ૧ (સંસ્મરણો)
દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી ... ... ... ... ૨૬

કેળવણી અને નવીન સમાજરચના (સમાજશાસ્ત્ર)
રવિશંકર સં. ભટ્ટ ... ... ... ... ... ૩૨

એ સંમેલનનાં થોડાં સંસ્મરણો
રમેશ ર. ગૌતમ ... ... ... ... ... ૪૦

શાંઠ નાતરાય (એકાંકી નાટક)
પુષ્કર ચંદરવાકર ... ... ... ... ... ૫૦

વાસરિકા ( બાર ડાયરીનોંધ )
વિ. ક. વૈ. ... ... ... ... ... ... ૬૦

જતી વેળાએ ( કાવ્ય )
ચંપકલાલ ડા. વ્યાસ ... ... ... ... ... ૭૨


## નિકષ


પૌરાણિક પાત્રો અને માનવતા ( ધરતીની પુત્રી )
'સુન્દરમ્' ... ... ... ... ... ... ૭૪

પ્રો. ઠાકોર: ધીર કવિ, ભાગ બીજો ( ભણકાર )
પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી ... ... ... ... ૮૧

જૈન આગમો વિશે (હિસ્ટરી ઑફ જૈન કેનો. લિટ્)
પ્રા. હીરાલાલ ર. કાપડિયા ... ... ... ... ૮૯

સન્ધિકાલનો મહિમા ( પ્રભુ પધાર્યા )
મુનિકુમાર મ. ભટ્ટ ... ... ... ... ... ૯૪

અનેકરંગી ચિત્રો (કુમકુમ)
ડૉ. મદ્રમુખ ક. વૈદ્ય ... ... ... ... ... ૯૭

ખનજવાળણહાર અવલોકન ( મારી ખિ. જ. કહાણી ).
મુનિકુમાર મ. ભટ્ટ ... ... ... ... ... ૧૦૦

કવિહૃદયની કૃતિઓ ( સંસૃતિ, ઊર્મિલા )
વિ. ક. વૈ. ... ... ... ... ... ... ૧૦૧

મન્દિરસૂત્ર ( સં. માનસી ) ... ... ... ... ૧૦૩

પુસ્તક-સ્વીકાર અને શુદ્ધિપત્રક ... ... ... ... ૧૦૫



માનસી મનયોગી: સંચાલક વિ. ક. વૈદ્ય : ૨૨૭ મહોલ્લો; નાનપરા સુરત. લવાજમ રૂ. ૬-૪-૦; દેશાવર, રૂ. ૭-૮-૦; છૂટક રૂ. ૧-૧૨-૦ શાખાઓ (૧) મુંબાઇ, મેસર્સ એન. એમ. ત્રિપાઠી લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ. (૨) સુરતઃ પ્રતાપ પ્રેસ, કણપીઠ. (૩) વડોદરાઃ સાધના પ્રેસ, રાવપુરા. (૪) પોરબંદરઃ રા. દામોદર કે. ભટ્ટ; રામટેકરી. (૫) ભાવનગર આનંદ પ્રેસ, સ્ટેશન રોડ.

## વિષયદર્શન વિશે નોંધ

(૧) ગયો અંક સપ્ટે. '૪૩નો હતો ને આ માર્ચ '૪૪નો છે, એટલે ડિસે.' ૪૩નો અંક છોડી દેવાયો છે એ સમજાશે. (૨) એ જ કારણે, પૂર્ણસંખ્યાંક ૩૨ છોડી દઈ, આ અંકની પૂ. સં. ૩૩ ગણી છે. (૩) આ અંકનાં પહેલાં આઠ પાનાંના સંખ્યાંક ભૂલથી ૨૮૩ વગેરે છપાયા છે તે ૧થી૮ કરી લેવા. (૪) એ જ રીતે, એવા નવા પૃ. બીજા પર જ્યાં ૨૯૮ છે ત્યાં ૧૬ કરવું. (૫) આ અંકમાંની ભણકાર-સમીક્ષા 'પ્રો. ઠાકોર : ધીર કવિ'નો પહેલો હપતો સપ્ટેમ્બર ૧૯૪૧ના 'માનસી'માં છપાયો છે.

## લવાજમમાં વધારો

૧૯૪૩નું લવાજમ રૂ. ૬-૪-૦ કર્યું છે વગેરે વીગતો 'મનિદેશવૃત્ત-'માં છે, તે પ્રમાણે એ રકમ નવા ગ્રાહકો, અને રૂ. ૫) જૂના ગ્રાહકો, અમને સત્વર મોકલવા કૃપા કરે.

## શુદ્ધિપત્રક

| પૃ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૧૭ | મતે | મતને |
| ૧૨ | ૧૬ | સ્વરોમાં | સ્તરોમાં |

# માનસી

વર્ષ ૯, અંક ૧] [માર્ચ '૪૪

## બે વ્યાખ્યાનોમાંથી

[આ બે અવતરણોમાંનું પહેલું ૧૫મા સાહિત્યસંમેલનના કલા-વિભાગના અધ્યક્ષ શ્રી. કનુ દેસાઇના વ્યાખ્યાનમાંથી છે. બીજું સાહિત્ય-વિભાગના અધ્યક્ષ શ્રી. ગૌરીશંકર ગો. જોષીના ('ધૂમકેતુ'ના) વ્યાખ્યાનમાંથી. પ્રત્યેકનું મથાળું અમે બાંધ્યું છે. સં. માનસી ]

### ૧. કલામાં ધર્મબળ

હિન્દુસ્તાન પાસે અનેક સૈકાઓથી કલાકૃતિની એક મહાન કસોટી ચાલી આવી છે, અને તે કલાના સ્પર્શ દ્વારા જીવનનું ઉન્નતીકરણ, આત્માની રસસમાધિ, હૃદયની સંતૃપ્તિ કલા-કૃતિઓમાંથી તમને મળી રહી છે તે. એ જાણી શકો, એટલે સત્યને તમારા જીવનની આરાધનાપ્રતિમાઓ બનાવવા તમે જરાએ સંકોચ માનતા નહિ. આજના યુરોપે તો આ બાબતમાં હિન્દુસ્તાન પાસેથી (શીખવવાને બદલે) શીખવાનું રહ્યું છે. યુરોપની કલામાંથી ભાવના અને સંતૃપ્તિનો નાશ થયો છે. એમનો નવો સાહિત્ય-કલા યુગ આવ્યો ત્યારથી જ હિંદમાં ક્યાંક ક્યાંક તેનાં થોડાં તત્ત્વો મોજૂદ છે, પણ હિન્દુસ્તાનની કલામાં સૌંદર્યભાવના ઉપરાંત એક પ્રકારનું ધર્મબળ છે, તે આજે કોઇ સમજતું નથી અને [એનો] ઉપયોગ કરી શકતું નથી. એ તત્ત્વને નામે આજની કેળવણી પુરાણસંસ્કૃતિ અને કલાના અભ્યાસને જુદી દૃષ્ટિથી જુએ છે. દરેક દેશની કલાનો પાયો એ દેશના ચારિત્રબળમાં નંખાયલો હોય છે, એટલે જ્યારે આપણે આજની બજારુ કલાને હિન્દની સુપ્રસિદ્ધ શિલ્પસમૃદ્ધિ સાથે સરખાવીએ છીએ ત્યારે એમાં ક્યાંથી આ ભાવ અને દિવ્ય દૃષ્ટિ ઊતરી આવી તેનું આશ્ચર્ય માત્ર થાય છે.

## ૨. વિકટ કાર્ય

આપણું કામ ઘણું વિકટ છે. જનઅભિરુચિને ઓળખવી, એને કેળવવી, એના દાસ ન થવું, ને સર્જનાત્મક લખાણોની શ્રેષ્ઠતા જાળવી રાખવી એ ચારે વસ્તુઓનો સુયોગ મેળવવો–એ કલા સિદ્ધ કરવી લગભગ અશક્ય. એમાં ઊંચામાં ઊંચા પ્રકારની કલાનો આવિર્ભાવ રહ્યો છે. પણ જે હેતુ માટે આપણે સાહિત્યકૃતિઓ રચીએ છીએ–જનતા માટે —એનો મોટો ભાગ હજી તે અક્ષર પણ ઓળખી શકતો નથી, અને છતાં દરેક માનવહૃદયમાં હોય તેમ એનામાં પણ જ્ઞાનદીપક માટે લેહ લાગેલી છે. એની એ અભિરુચિ શી રીતે જગાડવી, પરિશુદ્ધ કરવી, [એને] ઊંચે લેવી ને ઉર્ધ્વન કરતી કરવી એ કામ ઘણું વિકટ છે. એ વિકટ કામ સિદ્ધ ત્યારે જ થશે જ્યારે પહેલાં પૂર્વભૂમિકા રચાવા માંડશે ને સાહિત્યકારો સંઘબળ સ્થાપશે... ... ...

શ્રી ઠાકોરના ૭૫મા વર્ષે ( પૃ. ૨૯૮થી ચાલુ )

માનવાને આધાર પણ ક્યાં ? એવું સત્ય ખરે હોય એમ આપણે તો ઇચ્છીએ, વાંછી વાંછીને વાજ આવીએ, તેથી શું ? *

આ મુરબ્બીને આપણે આના જવાબમાં શું કહી શકીએ ? બુદ્ધિની દખલ જ્યાં પહોંચતી નથી તેવા એક પ્રદેશમાંથી પ્રગટેલા આ ઉદ્‌ગારો ઉપર તેઓ બુદ્ધિની છીણી શા માટે ચલાવ્યે રાખે છે એમ કોઈ કહે તો તેની સામે આપણે ફરિયાદ નહીં કરીએ. પરંતુ આપણે એ ફરિયાદ કર્યા વગર કહી શકીએ, અનેક અનુભવીઓના આધારે, કે જેને તમે માત્ર 'વ્યર્થ' ગણો છો, 'અતિ લાલસા' ગણો છો તે નથી કેવળ વ્યર્થ, નથી કોઈ અતિ લાલસાની પ્રતિચ્છાયા, પણ છે એક પરમ ઘન પદાર્થ, સ્પર્શક્ષમ અને અનુભવગમ્ય. અને જો એ નક્કર પદાર્થ છે તો તે આ સનાતનકાળમાં તમને ક્યારેક ભટકાશે પણ ખરો. અને એનો ને તમારો ભેટો ન થાય ત્યાં લગી એ વાત પડતી મૂકી આપણા બુદ્ધિના પ્રદેશમાં જે કંઈ કર્તવ્ય સૂઝે તે કરી લઈએ. અને એ કર્તવ્યોની પૂર્તિથી જે કંઈ આનંદનો અણુ મેળવીએ તે એક બીજાને વહેંચીને તેની અભિવૃદ્ધિ કરીએ, અને કેવળ હિંદમાં જ જે પ્રાર્થના સંભવી છે તે ઉચ્ચારીએ કે :

> जीवेम शरदः शतम् शृणुयाम शरदः शतम् ।
> प्रब्रवाम शरदः शतम्, अदीनाः स्याम शरदः शतम् ॥

* ખાનગી પત્રમાંથી. ૧. એટલે, સૂક્ષ્મને અદૃશ્ય હોય તેવું છતાં વાસ્તવિક સત્ય

# ચાર કાવ્યો

## તેં તો અનન્ત !

: વસંતતિલકા :

તેં તો અનંત તવ દિવ્ય હિલાવરીનાં
દાનોતણા પ્રણયપૂર્ણ મહાપ્રવાહે
આનંદજ્યોતિ અમૃતાબ્ધિ અગાધ રેલ્યો:
આ ક્ષુદ્ર પાત્ર મુજ શી રીત ઝીલશે એ ?

એ બિન્દુના ય લવ બિન્દુથકી ભરાઇ
જશે છલાઇ અમિતે મધુરું મુંઝાતું
ક્યાં યે વણાઇ જઇ પ્લાવિત પૂર્ણ થાશે:
તારો રસાબ્ધિ અમથો જ અહીં ઢળાશે !

આ હીન પાત્ર ઉર અક્ષમ ઝીલવાને
છે તો ય ઝંખન કદી ય ન ઝંપવા દે:
ના બિન્દુબુંદ,—રસબિન્દુ તૃષા વધારે,-
વાંછે અસીમ નિધિને ગટકાવવા એ.

તો હે પ્રસન્ન ! ઉર તારું અનંતતાનું
આપી પ્રકાશ કર પોત ઉદારતાનું.

૨૦-૭-૪૨

## શૃંગઝંખી

મને ગમે છે અધરા ચઢાવો;
હૈયાવતી સાહસ-ઊર્મિ મારી
કેડી વણા કાન્ત નહીં અનેલા
એ નૈષ્ઠિકોની અભિસારિકા છે.

અનંતનાં નીલમ નંદનોનાં
પુષ્પોવડે પૂજિત પર્વતોનાં
શૃંગોતણી શોભન શ્રેણિઓએ
કેવાં કર્યાં કામણ કોણ જાણે
કે મુગ્ધ મારા ચરણો હવે તો,
નિસર્ગથી જીવનનાં જલો જે,
લે માર્ગ નીચાં તલને તલાંસી
તેની ભણી ના અમથું ય ન્યાળેઃ
પરંતુ જ્યાં વિઘ્નતણા જ વાયરા
વાયે વહીં મૃત્યુતણો જ મિત્ર-
સંગાથ સેવી, ચડ ને પડોની
પરંપરાએ પરિપુષ્ટ પંથનાં
જીદ્દી મહાગંધનની જ ફહેજતો
લેવા અને ગાન અખંડ ગાતા
ઊર્ધ્વે ધપે એ પડછંદ પાડતા
ભરો અભીડચા ભડકાય ભીડવા.

ને નિત્યની નેમ લઈ નિરાળી,
ભુજંગતણાં જૂથમયી જટાની
પરે મહજ્જ્યોતિતણાં જલોની
સ્વર્ગંગધારે અભિષેક પામતાં,
બાલેન્દુની બંકિમ લેખ ભાલે
અમર્ત્ય આંકી અમૃતાગ્ર એની
સુશુભ્ર બે સુંદર સૂચિઓ વડે
અનંતનું અંતર ગૂઢ ભેદતાં
શૃંગોતણી શંકર સિદ્ધિઓને
નિષેવવાને દિનરાત ઝંખતા
પદો ન ક્યાં યે પગથી પરે રજે
ઝંપે અજંપે પ્રજળી રહેલા.

૨૯-૩-૪૧

## એ

**: સવૈયા :**

મુગ્ધ કરે મન એનાં આંક્યાં આલમનૂર અલૌકિક ચિત્ર
હૃદયંગમ એ કૃતિઓ દ્વારા દે પરિચય નૂના જગ-મિત્ર.
પ્રફુલ્લ ભાવે વેરાયેલા સ્મિત એનાં સુન્દર સુકુમાર
જગના બાગે અભિનવ રાગે વસંતના વિલસાવે બહાર.

પરમાનંદે પ્રેરિત એનું ગેબી-સૂર અનુપમ ગાન
વિહંગ-આત્માઓને અર્પે કેવા ગગનવિહારી તાન !
ચિન્મય એના શ્વાસોચ્છ્‌વાસે સચરાચર સંજીવન પાય,
લલિત લોલ ધારી લહેરીએ કદીક તો કદી ઝંઝાકાય.
એના નયનોન્મેષે જાગે દિનકર-રજનીકરની જ્યોત;
વિરાટ એના વિશ્વપિંડમાં પુલકંતા અણુઅણુ ખદ્યોત.
નિહારિકાઓ એના શિર પર કેશકલાપકલા વિરચંત,
અદ્ભુત અને અગોચર જેની સુષમા શાશ્વત સદ વિહરંત.

એના અંબરની આભાઓ આત્મજલે લસલસતી ન્હાય,
નિગૂઢ સ્પર્શ મુજ અણુઅણુતી નાડે હૃદ્યસુરસ રેલાય.
એના નામતણી ગાથાઓ પરોવાઈ જઈ મારે પ્રાણ
બનતી જપમાળાઓ જિન્દી રજનીદિન રાગે રમમાણ.

એનાં પગલાના પડઘાઓ મૌનગુહાન્તર મધુર સુણાય
તલસી ઊડે આતમ મારો વધાવી લેવા પ્રભુના પાય.

૧૨-૧૧-૪૩

## એક દિવ્ય બાલિકાના દર્શને

**: ઝૂલણા :**

કોણ છે કોણ આ દિવ્ય આનંદની બાલિકામૂર્તિ ક્રીડા કરંતી,
શોકછાયાળ ભૂખર પટે સૃષ્ટિના હર્ષની લહરીઓ પાથરંતી ?
અનુપ સૌન્દર્ય એનું ઉપાલો અમર અંગલે ખીલતું દૃષ્ટિ મારી,
મુજ અકસ્માત ચમકાવતું હૃદયની ગૂઢ એકાન્તિયા સુપ્ત બારી.
ચેતને સભર શુભ રંગ-રમણીયતા વિલસતી વદન પર એહના શી!
અગર પ્રાતઃકમળ સ્વર્ગની શરદનું ફુલ્લલાવે રહ્યું ત્યાં પ્રકાશી ?
એવું લાગે ન એણે મલિન મુખ કદી વાળ્યું કો, ન ચા ગ્લાનિછાયા;
ઊર્ધ્વની શુભ્ર સુદર્શન શિવ શાંતિનું શિશુ લગાડી રહ્યું મિષ્ટ માયા.

કાલને બાલિકાના નચાવી રહ્યા ચરણ અશ્રાંત નૃત્યે મચેલા,
લોલ લીલાતણી લહરીઓ એહની પ્રસરતી હૃદયથી અસ્તવેલા.
સરલ સુકુમાર કે મધુર શુચિ દીપ્તિનો દીસતો આત્મ એનો બનેલો,
અમર કો છંદ, સ્વર્ગીય સંગીતલય અકલ કો મૂર્ત જાણે થયેલો.

અજબ જાદુઈ બજતી રજતઘંટડી – એવું રણકી રહ્યું હાસ્ય એનું,
વિકટ દિક્કાળની વિતત ગિરિમાળનાં અંતરો વીંધી વધતું મઝેનું;
બંદી સ્મૃતિના શિલાકાર રા કોટલે ગૂઢ પડછંદ એના પડંતા,
ચાંદની લહરના ચક્રવ્યૂહે વધી વ્યોમના ગેબમાં જઈ ગડંતા.

માનસી–સેતુએ બદ્ધ જગ–ગર્તના માર્ગ પર નર્તને નેહવંતા
ચારુતા ચિન્મયી ચંદ્રિકાની લઈ ચરણ એના નચિંતા સરંતા;
અલખથી ઊતરી આવતાં કિંતુ મૃદુ મર્મરે મધુર કો સાદ આછો,
અગણ્ય તારકગણે ખચિત ચિદ્વ્યોમ પ્રતિ સંચરે ચમકીને પ્રાણ પાછો.

અમિત નભનીલિમા, પૃથુલ પૃથિવી તથા સિંધુ નિઃસીમ કે શુભ્રફેની
નિત્ય નિર્નિદ્ર બની પારણું પ્રેમનું ઝુલવતો રૂપની વેલ એની,
પળપળે વર્ધમાના પરાત્પરતણી આત્મહર જ્યોતિ–જન્મેલ જાણે
એવી આ બાલિકા ધન્ય મ્હાલી રહી દૃષ્ટિના ઊઘડતા દિવ્ય વ્હાણે.[1]

૧૯૪૨                                                              પૂજાલાલ

---

૧. ભાઈશ્રી નીરદના એક અંગ્રેજી કાવ્ય ઉપરથી.

# દાન્તે બિએટ્રિસ

બિએટ્રિસ દાન્તેનાં મિલન તણું આ ચિત્ર ગમતું
મને એ રંગોની ભભક થકી. કાં એ સમયનું
ચિતારે રેખામાર્દવસભર વાતાવરણ જે
જમાવ્યું તેથી, આ પુલકિત ઉચિત આલેખી અથવા
ચિતારે જે સ્નેહે અમર કરી એ કીર્તિત કર્યા.
નિરાલમ્બી એનાં પ્રણયી દિલની વિહ્વળ દશા
મનુષ્યોનાં જેથી હૃદય સમભાવે ધડકતાં
ગમે કાં તો તેથી ...

... કાં તો કે અથવા
ગમે એ દાન્તેની મિલનસ્થિતિ. આવા જ વિરલ
પ્રસંગે મેં પ્રેખી મુજ પ્રણયદેવી વહી જતી
થઈ પાસેથી રે! ધવલવસના નિર્મલમના
સ્મિતે સ્નેહે સુહિ પ્રમુદિત કરી, નિશ્ચલ સમો
રહી થંભી માત્ર પ્રણય-ધડકારો અનુભવી:
પ્રણયદ્રવતામાં રત રહી
જીવાત્માની જાણે ગતિ મિલનથી સાર્થક બની.

તૃષા કે તૃપ્તિની ધબક કંઈ યે વ્યક્ત ન થયું,
વ્યથા એ દાન્તેની મિલન નિરખું ને અનુભવું.

પારાશર્ય

# કલ્પતરુ

: અનુષ્ટુપ :

: ૧ :

માતૃત્વે નીમની છાયા, પિતાની વડની ઘટા,
કુટુંબે ઠીક જામી છે, જૂની પંચવટી જટા;

સ્વપ્નનાં ક્ષેત્રમાં ફાલીફૂલી આર્ય તણી મુદા
દેવોને ઠારતી છાયા, ગાયે રાગમયી ઋચા;
ધરાનો સ્નિગ્ધ વેણી શો, પ્રિયાની જુઇની લતા,
છત્રને ગૂંથતી આપે, સોહાગી ફૂલની મજા;
બન્ધુત્વે, એકયોદ્ધાએ પ્રીછી છે રામની કથા,
આર્યના પ્રાચી વડલાની મ્હોરેલી ભાવની છટા !
છતાં એ પ્રેમ-વૃક્ષોની. છાયાએ કારણી કથા !
છૂપી કાં સ્નેહક્યારી એ, અતૃપ્તિડંખની વ્યથા !      ૧૦

: ૨ :

પ્રેમનાં વૃક્ષોએ સાચાં, આપણી આશ પૂરતાં;
ત્યાગતાં સૌ યથાશક્તિ, સ્નેહનું ઋણ ફેડતાં;
છતાં એ માનવી-હૈયે પોતીકા ભાવ-પૂરવા,
પૂરે તો સર્વથા ક્યાંથી આપણી પૂર્ણ કામના !
અર્પે જે પ્રેમબીજને. ચાહીને પ્રેમ અન્યથી,
ફાલે,ફૂલે, ફળે ક્યાંથી, નિત્ય કલ્પતરુ બની ?      ૧૬

: ૩ :

જેને ના કોઇ વ્હાલાને, તે ચાહે સર્વને સદા;
સંઘે ના પંડને કાજે અર્પતો તે જ સર્વદા;
જેણે ના ચિત્તને ચોપ્યું, તે ત્યાગે ચિત્તની મહા
મંગલ શિવશક્તિ, વિશ્વની આશ પૂરવા !
જેને ના પોતીકી ઇચ્છા. પારકી ટાળી આપદા,
અર્પણે તે સદા રાચે, ફાલેફૂલે ફળે સદા !
સ્નેહનાં સૌ તરુઓમાં, સાચો કલ્પતરુ જગે,
અનાસક્ત પ્રભુ એવો, કેક: નિત્ય બની શકે !      ૨૪

રતિલાલ છાયા

પોરબંદર
૪-૧૧-૪૩

# શ્રી. બ. ક. ઠાકોરના

## : પંચોતેરમા વર્ષે :

સમીપ તુજની સમીપતર રે સમીપતમ, હે પ્રભો,
ક્ષણેક્ષણું હવે સરું, અકળ તે અનંત ક્ષણ
અતીવ ઝટ આવશે, શરણમાં ગ્રહીને વાદરાં
ધકેલિ ધરિ દે જ જે વહિ જશે અગાધોદરે।

સમીપ તુજની સમીપતર રે સમીપતમ, હે પ્રભો,
અદૃશ્ય ગ્રહીને જ એ, શિખર ગેબિ અપ્રાપ્ય એ,
પછી ચડિ ગળી જશે બરસ સાઠ-સિત્તેરના
વહ્યા, અનુભવ્યા, જિવ્યાં, પ્રિય લહ્યાં, લપેટ્યાં ઉરે.

—બ. ક. ઠાકોર

### પ્રાસ્તાવિક

ગુજરાત આ વર્ષે પોતાની એક વિભૂતિને અંજલિ[1] આપે છે, અને એ અંજલિ એ વિભૂતિને તથા તેને પોતાને છાજે તેવી છે. શ્રી બળવંતરાય ક. ઠાકોરના ૭૫મા વર્ષના પ્રવેશ-પ્રસંગે ગૂજરાતના જનસમાજે આ વ્યક્તિ તરફનો પોતાનો ભાવ પૂરતી વ્યાપકતાથી અને આહ્લાદક ઉમંગથી વ્યક્ત કર્યો છે. કેટલાકને ઘડીક એમ થતું હતું કે ગૂજરાતની આ

1. આ શબ્દ આ રૂપે વિદ્યમાન વ્યક્તિ માટે પણ વપરાતો થયો હોય, લેખમાં રહેવા દીધો છે. વિચારવા જેવું છે કે પ્રસ્તુત એવા સંદર્ભ માટે સ્વ. ચન્દ્રશંકર ન. પંડ્યાએ યોજેલા 'માનાંજલિ' તથા 'ભાવાંજલિ' કે પછી શ્રી. મુનશીએ 'ગુજરાત'ના પહેલા જ અંકમાં ગાંધીજી વિશે લખતાં વાપરેલો 'અર્ઘ્ય' વિશેષ ઉચિત ગણાય કે કેમ?
—સં. માનસી

૨

વિલક્ષણ વિભૂતિ તેને ઘટતા આદરસત્કાર વિના જ આ જગતમાંથી વિદાય લેશે, પણ એ ભય ખોટો પડ્યો છે. ઠાકોર અને ગૂજરાતના જનસમાજ વચ્ચે છેલ્લાં વર્ષોમાં જે આંતર વિનિમય મૂક રીતે થયે જતો હતો તેને મુખરિત થવાની તક આ તેમના દીર્ઘાયુષ્યના પ્રસંગે મળી ગઈ અને લોકપ્રિયતા તરફ તટસ્થભાવે ઉદાસીન રહેલા આ સર્જક કવિ તથા સત્યપ્રિય ઉચ્ચગ્રાહી વિવેચક–વિચારકને લોકપ્રિયતાએ ફૂલના ઢગલામાં ઢાંકી દીધા છે. ઠાકોરનું આ દીર્ઘાયુષ્ય અને ગૂજરાતે તેમને આપેલી અંજલિ એ બંને ગૂજરાતના સાહિત્યજગતનું એક આનંદદાયક પ્રકરણ બની રહેશે.'

કેટલાકને એમ લાગે છે કે ગૂજરાતે ઠાકોરનો આ સત્કાર ઘણો મોડો કર્યો છે, તથા હજી પૂરતા પ્રમાણમાં નથી કર્યો. પરંતુ મને લાગે છે કે આ બંને દૃષ્ટિબિંદુ સાચાં નથી. ગૂજરાતમાં પોતાની વિભૂતિઓને સમજવાની અને વિશેષે સન્માનવાની સૂઝ અને શક્તિ છેલ્લા બેએક દાયકાથી જ આવેલી છે. ઠાકોરનું વ્યાપક અસર પહોંચાડનારું કાર્ય પણ છેલ્લાં વીસ વરસો દરમિયાનનું છે. અને એનું પરિણામ ફળવાનો સમય અત્યારે જ આવેલો કહેવાય. એમને 'ગુજરાતી સાહિત્યપરિષદ'નું[1] પ્રમુખપદ નથી મળ્યું એથી એમના સન્માનમાં કેટલાકને હજી ઊણપ અને કેટલાકને તો અન્યાય પણ લાગે છે. પણ સાહિત્યપરિષદ, તેનું તંત્ર, તેના તંત્રવાહકો અને ઠાકોર એ બંનેના સ્વરૂપનો વિચાર કરતાં આ ઘટના નથી બની તેમાં કશું અનૌચિત્ય થયું હોય એમ માનવાની જરૂર મને નથી લાગતી. સાહિત્ય–

[1] આ કંડિકામાં એક ચિન્ત્ય દૃષ્ટિ તો જરૂર રજૂ થઈ છે; બીજી આવી કાંઇક ન હોઈ શકે કે ?—(૧) મુદ્દાની વાત એ છે પ્રા. ઠાકોર અને એમની પછી એવી ધીટ મનોવૃત્તિના, સાક્ષરો સા. પરિ.ના પ્રમુખ થયા હોત તો તેમાં એ પ્રવૃત્તિનું સ્વાભાવિક સ્વરૂપ જળવાયું તથા વિકસ્યું હોત. (૨) બંધારણ-કમિટીએ કેટલાંક મહત્ત્વનાં પ્રકાશનો કર્યાં તેવાં ને એથી સરસ આપણને મળત. (૩) સાહિત્યપરિષદોએ કરવાનાં પ્રથમ પંક્તિનાં વ્યાકરણ–શબ્દકોષ–વિશ્વકોષ વગેરે જેવાં મહાકાર્યોમાંથી એક કે બે તો સુસિદ્ધિરૂપે અત્યાર સુધીમાં પૂરાં પણ થયાં હોત. (૪) પરિષદનાં ઉપવેશનવેળા, ઠીક મા તો અધકચરું ભણેલા 'આમ' વર્ગે રંજનગંડુ બનવાનો વખત આવત જ નહિ. (૫) પરિષદને રીતસરનું બંધારણ હોત બેશક, પણ એને અંગે હાલના જેવી ઠંડાખોરીની બલા પરિષદને કદાપિ વળગત નહિ. —સં. માનસી

પરિષદને ગૂજરાતના જીવંત સાહિત્યજીવનની પ્રતિનિધિસંસ્થા તરીકે ગણી લેવી અને બધા સાહિત્યકારોની પ્રતિષ્ઠાનો આંક તેના વર્તનથી આંકવો એ બરાબર નથી. એની પાસે ન્યાયની કે માનની યાચના કરવામાં યાચનારનું ભૂષણ પણ ન ગણાય. ઠાકોરના વ્યક્તિત્વ અને કાર્યની પ્રતિષ્ઠા જ્યાં થવી જોઈએ ત્યાં ઉચિત રીતે થઈ ચૂકી છે. ગૂજરાતનો બુદ્ધિશાળી વર્ગ એમના ગુણો અને કાર્યથી સુપરિચિત છે. અને તેણે આ પ્રસંગે ઠાકોરને સમૃદ્ધ ઊર્મિથી અને તેમના કાર્યની બુદ્ધિયુક્ત કદરથી નવાજ્યા છે. એ ઉમંગ, એ સહૃદયતા, એ મુલાયમતાની આશા સાહિત્યપરિષદ પાસેથી રાખવી એ વધારેપડતું છે.

## સતત જાગ્રત વિચારક

ઠાકોરનો શબ્દ કદાચ આમજનતાના કાન સુધી નહિ પહોંચ્યો હોય, બીજા સાહિત્યકારો પેઠે તે 'જનતા'ના કવિ, વિચારક કે પ્રેરક નહિ રહ્યા હોય તથાપિ ગૂજરાતના સમગ્ર જીવનમાં તેમનું સ્થાન સૂક્ષ્મ રીતે પણ અંકાયેલું છે. પ્રકૃતિ તેમ જ પરિસ્થિતિને લીધે તથા કેટલીક વાર પોતાની અમુક માન્યતાઓને લીધે પણ ઠાકોર ગૂજરાતના ક્ષણેક્ષણ જીવાતા જીવન-થી અલગ લાગ્યા હશે છતા ગૂજરાતનું જીવન એમના જીવનથી અલગ રહ્યુ નથી. બલ્કે ગૂજરાતને વિષે એક સતત જાગૃત વિચાર કરનાર, તેના હિતનું ચિંતન મનન કરનાર અને પોતાના મને નિર્ભય રીતે વ્યક્ત કરનાર વ્યક્તિઓમાં ઠાકોરનું સ્થાન નિશ્ચિત છે. એમના કાવ્યો, એમનાં વિવેચનો, એમના પ્રવેશકો, એમના લેખો ઇત્યાદિમા ગૂજરાત, ગૂજરાતીઓ, તેમની સિદ્ધિઓ અને અસિદ્ધિઓ આદિનો પરામર્શ થતો જ રહ્યો છે. અને એમનો શબ્દ સીધેસીધો નહિ તો પણ બીજાં અનેક ચિત્તોમાં પ્રતિધ્વનિત થઇ ભલે નવા લેબાસમાં છતા તેના અસલ સત્ત્વ સાથે આમજનતાને અડયા વગર નથી રહ્યો.

ઠાકોરનું ખરું કાર્ય રહેલું છે ગૂજરાતના શિક્ષિત અને બુદ્ધિસંપન્ન વર્ગમાં. એમનું વ્યક્તિત્વ, એમની વાણી, એમની શૈલી એ બધાં બુદ્ધિ-શાળીઓને પ્રમાણમાં વધારે સુગમ અને તેવા રહેલાં છે. એમના વક્તવ્યની ચોટ પણ બુદ્ધિશાળીને અનુલક્ષીને મંડાયેલી રહે છે. ગૂજરાતના વિચારને સંમાર્જિત, સંવર્દ્ધિત અને સંદીપિત કરવાની તેમની કામના સૌથી વધારે

ફલદાયી પરિણામ બતાવી શકી છે ગુજરાતી કવિતાના ક્ષેત્રમાં. એમની લાક્ષણિક કાવ્યરચનાઓ, અને એની પાછળનાં દૃષ્ટિબિન્દુઓનો કાવ્યસમગ્રના ક્ષેત્રમાં વિશાળ વિનિયોગ કરતી એમની વિવેચકદૃષ્ટિએ ગુજરાતી કવિતાના નવા પ્રસ્થાનમાં ઘણો ફાળો આપેલો છે. ગુજરાતી સાહિત્યનાં બીજાં સર્જનાત્મક રૂપો નવલકથા, નવલિકા, નાટક આદિ પરત્વે તેમનું કોઇ વિશેષ દૃષ્ટિબિન્દુ નથી જણાયું. પરંતુ કવિતા એ સર્જનશક્તિની ઉત્તમોત્તમ અભિવ્યક્તિ હોઇ તેના ઉપર જ તેમણે પોતાની બુદ્ધિશક્તિને કેન્દ્રિત કરીને ગુજરાતી સાહિત્યના મર્મસ્થળને ઘણું ઉપયોગી દ્રવ્ય પૂરું પાડયું છે. જેમ કાવ્યના પદ્ય-દેહ પરત્વે તેમ જ ગદ્યના દેહ પરત્વે તેમની ગદ્યશૈલી ગુજરાતી ગદ્યની એક વિશેષતા બની રહેલી છે. એમનું ગદ્ય ગુજરાતી ભાષાના સામર્થ્યનો એક ઝળકતો કીર્તિધ્વજ છે. પરંતુ એ ગદ્ય દ્વારા વ્યક્ત થયેલી એમની વિચારસમૃદ્ધિ કેટલી છે તેનું સમગ્ર આલેખન હજી ગુજરાતને મળ્યું નથી. અનેક પ્રસંગોએ અનેક રૂપે સાહિત્યનાં અને જીવનનાં ભિન્ન ભિન્ન અંગો અને પ્રશ્નો પરત્વે પ્રકટ થયેલી એમની વિચારદૃષ્ટિનો સમગ્ર પુદ્‌ગલ કયા રૂપનો છે, ગુજરાતના, હિન્દના તથા જગતના જીવનને, તેમ જ જીવનમાત્રને તેના આદિ, મધ્ય અને અંત સુધીના સ્વરૂપમાં તેઓ કેવી રીતે જુએ છે, સમજે છે અને સમજાવે છે તેનો ખ્યાલ તેમની ગદ્યકૃતિઓમાંથી કોઇક અચ્છો અભ્યાસી તારવી આપે ત્યારે ખરું. વિચારવૈભવના આ મહાન હિમાયતીની એ બાજુ વેળાસર સંકલિત રૂપે રજૂ થવાની ઘણી જરૂર છે.

## એ જીવન છે હૃદયંગમ પદાર્થ

એથી યે વિશેષ જરૂર છે ઠાકોરના સમગ્ર વ્યક્તિત્વની સર્વગ્રાહી એવી છબીની. માણસના વાઙ્મય આવિર્ભાવમાં તેનું આખું વ્યક્તિત્વ આવી જતું નથી. અને ઠાકોરનું જીવન પણ એક હૃદયંગમ પદાર્થ છે એ એમના નિકટમાં જનાર જોઇ શકેલ છે. જો કે આ કુશલ વ્યક્તિએ પોતાની અંગત ખાસિયતોને પડદા પાછળ ખેંચી રાખીને પોતાને લાધેલા સત્યપરામર્શના બિનંગત તત્ત્વને જ પુનઃપુનઃ પુરસ્કાર્યું છે, છતાં એ તમામ પુરસ્કારની પાછળથી, એમની શૈલીના પ્રત્યેક અણુ પાછળથી એમનું શીલ ડોકિયું કર્યા વગર રહેતું નથી. એમનામાં ઉગ્રતા છે, કઠોરતા છે, બિનસમાધાનકારકતા છે, ઉદ્દામ અણનમતા છે, પણ તે તત્ત્વો તો તેમણે પોતે માનેલા સત્યને

ખાતર ઉગામેલાં શસ્ત્રો જેવાં છે: ગમે તેવી નિકટ વ્યક્તિને પણ સત્યની વેદી ઉપર તાવતાં તે અચકાતા નથી. એમ છતાં માનવની મર્યાદાઓ—તેનું 'જંતુ'ત્વ તેઓ પૂરેપૂરું પિછાને છે અને તેથી પોતાના વ્યવહારમાં તે પ્રત્યેક જન તરફ પેલી કઠોરતાનું સાટું વાળી દે તેટલાં માર્દવ અને સ્નેહ લાવી શકેલા છે. એમના વ્યક્તિત્વનું સૌથી લાક્ષણિક લક્ષણ તે તેમનું નિરદંભપણું છે. જે પેઢીના એ પ્રતિનિધિ છે તે પેઢીમાંના કોઇ પણ સાહિત્યકાર કરતાં વધારે મુલાયમપણાથી અને હૃદયની વિશાળતાથી તે પોતાનાથી વયમાં અને જ્ઞાનમાં નાના એવા અનેક માણસો સાથે સમાનતાની ભૂમિએ મૈત્રી અને સ્નેહ સાધી શકયા છે.

વ્યક્તિત્વનાં આ બહિરંગોની પૂંઠળ પણ ઠાકોરનો એક આંતર રંગ છે. એ છે એમના જીવનનું સૌથી કેન્દ્રવર્તી અને ગહનતમ તત્ત્વ. સામાન્ય રીતે જીવનની રંગભૂમિ ઉપર જ બનતા માનવસંબંધોની પાર જઇ તેની નેપથ્યમાં ચાલતી ગુપ્ત છતાં સૂત્રસંચાલક શક્તિનો પરિચય મેળવવાની વૃત્તિ આજના બહિર્મુખ યુગમાં ઓછી રહે છે. વ્યક્તિ બીજાના તેમ જ પોતાના નેપથ્યમાં પણ શું ચાલતું હોય છે તેથી મોટે ભાગે અભાન રહે છે. એવી સ્થિતિમાં કોઇના અંતરંગ વ્યક્તિત્વ વિષે દૃઢ ભાવે કાંઇ કહેવું મુશ્કેલ છે. પરંતુ માનવ બીજા માનવોને જો કાંઇ પણ ખરેખર આપી શકે તેમ હોય તો તે આ અંતરંગની અસ્ખલિત ભૂમિનો પોતાને લાધેલો યત્કિંચિત્ પરિચય. જીવનના આ પ્રદેશની બાબતમાં પણ ઠાકોરને કાંઇ કહેવાનું તો છે જ.

જે પેઢીના ઠાકોર આપણી વચ્ચે છેલ્લા પ્રતિનિધિ છે તે બાલાશંકર, મણિલાલ, કાન્ત, રમણભાઈ, નરસિંહરાવ, કેશવલાલ, આનંદશંકર, ગાંધીજી, ન્હાનાલાલ આદિ વ્યક્તિઓમાં ઠાકોરનું વ્યક્તિત્વ એક અનોખી રીતે જ ખીલેલું છે. અંગ્રેજી રાજ્યતંત્રે યોજેલી યૂરોપીય રંગોની કેળવણીમાં વિકસેલાં આ બધાં વ્યક્તિત્વોમાં પોતપોતાના એતદ્દેશીય વિશિષ્ટ સંસ્કારની વિશિષ્ટ ઝલક રહેલી છે. આપણા આર્યસંસ્કારોનાં પ્રાચીન, મધ્યકાલીન તથા અર્વાચીન સુધારાવધારાવાળાં સંસ્કરણોનાં મિશ્રણ એ યૂરોપીય સંસ્કારો સાથે થયાં, એમાં કેટલાકમાં આર્ય સંસ્કારનો પરાભવ થયો, તિરોધાન થયું, ગૌણત્વ થયું તો કેટલાકમાં એ સંસ્કારનું વર્ચસ્વ વિજયી નીવડ્યું. અને એ રીતે એ દરેક વ્યક્તિ દ્વારા જીવનના મૂળભૂત પ્રશ્નો ઉપર એક વિશિષ્ટ

દૃષ્ટિબિંદુથી દૃષ્ટિપાત થતો રહ્યો છે. આ સંસ્કારોના સંગ્રામ ઠાકોરે નિકટ રહીને જોયા છે. તેમના એક પરમ સુહૃદ કાન્તને ખ્રિસ્તી ધર્મની અસરમાં ગોટવાતા તેમણે વ્યથાપૂર્વક નિહાળ્યા છે. અને એ રીતે જીવનની ઘણી વાર થતી કરુણ વિશૃંખલતાના તે દ્રષ્ટા પણ બન્યા છે. એ સંગ્રામોમાં એમણે પોતે પણ ટક્કરો ઝીલી છે અને આપી છે. ઉપરની બીજી કોઈ વ્યક્તિ કરતાં તેઓ આર્યસંસ્કારના વર્ચસ્વથી ઘણા ઓછા રંગાયેલા છે. એમનું ભાવનાનું અને વિચારનું ઘડતર યૂરોપીય જીવનદ્રષ્ટાઓથી જેટલું ઘડાયું છે યા રંગાયું છે તેટલું આર્યદર્શનથી રંગાયેલું નથી. એમના આંતર વ્યક્તિત્વની આ ચાવી છે અને તેનો તેમણે નિખાલસ રીતે એકરાર પણ કરેલો છે.

## એમનું જીવનદર્શન યૂરોપીય

યૂરોપીય જીવનદર્શનની જે સિદ્ધિ છે અને જે મર્યાદા છે તે બંને ઠાકોરના જીવનદર્શનમાં પણ ઊતરી આવેલાં છે. ઓગણીસમી સદીમાં યૂરોપે ભૌતિક વિજ્ઞાન દ્વારા પદાર્થતત્ત્વની શોધમાં જે પ્રયોગાત્મક સંશોધન-પદ્ધતિની સ્થાપના કરી, અને વીસમી સદીમાં એ પદ્ધતિ સ્થૂલ પદાર્થથી આગળ વધી સમાજજીવન, અર્થશાસ્ત્ર, રાજકારણ અને છેલ્લે માનસશાસ્ત્ર સુધીના સૂક્ષ્મ પ્રદેશોમાં ગતિશીલ બનીને જે રીતે માનવજાતિના વિચાર ભાવના અને સ્થૂલ જીવનમાં પલટો લાવનારાં વિચાર અને વ્યવહારનાં નવાં બળો ઉપજાવી રહી છે તે માનવજાતિના જ્ઞાનના ઇતિહાસમાં એક ઝળકતું પાનું છે. એ ઝળકાટ હરકોઈ સામાન્ય માનવને આંજી નાખે તેવો છે. આર્યસંસ્કારના સમગ્ર વિચાર રૂપથી તથા તેણે માનસવિજ્ઞાન[1] અને તેથી યે ઊંડા સૂક્ષ્મ ચેતનાના પ્રદેશોમાં જે સિદ્ધ કર્યું છે તેથી અજ્ઞાત અને અપરિચિત રહેલા અને આસપાસની હવામાં સૈકાઓમાં પ્રચલિત અર્ધ-જ્ઞાન, અર્ધશ્રદ્ધા આદિથી સૂગાતા વિચારશીલ માનસને સત્યની શોધની આ પાશ્ચાત્ય રીતિ આકર્ષક નીવડે એ સ્વાભાવિક છે. પરંતુ યૂરોપીય જીવનદર્શન હજી પોતે પોતાના સંઘર્ષોનો નિકાલ સાધી શક્યું નથી. પદાર્થ-તત્ત્વના અંતિમ સ્વરૂપની બાબતમાં હજી ભૌતિક વિજ્ઞાન દિઙ્મૂઢ જેવું છે,

૧. આ શબ્દને (કે પ્રચલિત 'માનસશાસ્ત્ર'ને યા તો પ્રચલાયમાન 'ચિત્તશાસ્ત્ર'ને) બદલે, 'સાઈકોલૉજી' માટે સ્વ. રમણભાઈએ યોજેલો 'મનોવ્યાપારશાસ્ત્ર' વપરાતો થાય તો સારું. સં. માનસી

અને માનવહૃદય હજી આ વિરાટસ્થૂલ પ્રકૃતિનાં અજ્ઞાત બળો આગળ આટઆટલી ભૌતિક સિદ્ધિઓ મેળવવા છતાં પંગુભાવ અનુભવ્યા કરે છે. ઠાકોરના જીવનદર્શનનો નિચોડ પણ આ જ છે. 'આપણે માણસમાત્ર કેવળ જંતુડાં છીએ, આપણી શક્તિ અત્યંત અલ્પ છે.'

### માનવ, અમર તત્ત્વનો વારસદાર

કેવળ સ્થૂલ દષ્ટિથી જોતાં, અનંત આકાશમાં વિસ્તરેલાં વિરાટકાય ખગોળોની સૃષ્ટિમાં માનવજીવન એક જંતુના જેવું જ ભાસે છે. પરંતુ આ જેવો વ્યક્તિનો એક અનુભવ છે તેવો બીજો પણ એક અનુભવ છે કે જેને બળે એક દ્રષ્ટા સમસ્ત માનવજાતિને 'અમૃતસ્ય પુત્રાઃ' કહીને સંબોધે છે. માનવ એક નિઃસહાય પામર જંતુ નથી, પણ આ સમસ્ત ચલ પ્રકૃતિમાં જે ધ્રુવ અમર અમૃત તત્ત્વ છે તેનો તે સંપૂર્ણ વારસદાર છે. એ અનુભવને માત્ર શેખી કહીને ધ્રુતકારી શકાય તેમ નથી. જંતુત્વની પેઠે આ અમૃતત્વનું દર્શન પણ એક કરતાં વધારે વ્યક્તિઓના અનુભવની શક્યતામાં આવી શકેલું છે.

માનવમન જેટલું સ્થૂળને જોઇ શકે છે તેટલું સૂક્ષ્મને સમજી શકતું નથી. પરંતુ આખી માનવજાતિની મતિ અત્યારે સ્થૂલમાંથી અધિકાધિક સૂક્ષ્મ તરફ થઈ રહેલ છે. એ દિશામાં યૂરોપની ચિંતનશીલ વ્યક્તિઓ પણ આગળ વધ્યે જાય છે અને તેમની શોધ આર્યસંસ્કારે શોધેલાં જીવનદર્શનની નજીક વધુ ને વધુ આવતી જાય છે.[1] એ બંનેનો કેવો મેળ થઈ શકે અને તે દ્વારા સમગ્ર માનવજીવનની કેવી પુનર્ઘટના થઈ શકે એ દિશામાં પણ સંશોધનો થવા ચાલુ છે. પરંતુ યૂરોપમાં તેમ જ આપણે ત્યાં વિકસી રહેલાં વિજ્ઞાન, મનોવિજ્ઞાન અને માનવમનની બધી સૂક્ષ્મ પ્રવૃત્તિઓના વિકાસની સાથેસાથે ઠાકોરનો એ સર્વ સાથેનો પરિચય કે સમભાવ વિકસતો રહ્યો છે કે નહિ તે કહેવું કઠિન છે. એમ હોત તો તેઓ આપણને 'જંતુત્વ' કરતાં કંઇક વિશેષ ઉત્સાહપ્રેરક અનુભવનિચોડ આપત.

એમ છતાં એમણે આ સમયે વ્યક્ત કરેલી જીવન પરત્વેની શ્રદ્ધાઓ જોઈને આજના નવયુવાનને આનંદ થાય તેમ છે. માનવનું મન[2] નવાં

---

૧. જુઓ આલ્ડૅસ હક્સ્લેનું 'Beyond the Isms.'

૨. આ મન તે, હમણાં સુધીમાં વિકસેલું માનવમન. તે એનાથી ઉચ્ચતર ભૂમિકાથી અનભિજ્ઞ, એના સંપ્રજ્ઞાત ('કૉન્શસ') અનુભવ વિનાનું હોઇ, એની શક્તિ પરિમિત છે. —સં. માનસી

સુધી પહોંચે છે ત્યાં સુધી ઠાકોરનું દર્શન અદ્યતન રહેલું કહેવાય તેમ છે. અને આજનો યુવક માનવકલ્યાણની જે ભાવના રાખે છે તથા હૃદયની જે વિશાળતા ધરાવે છે તે બંનેને વિપુલ રીતે વિકસાવીને માનવજાતિના પ્રત્યેક થરને પોતાનામાં સમાવતી, તેમ જ જીવનમાં કલા અને રસની ગૂંથણી કરતી મનોભાવના વ્યક્ત કરી, ઠાકોરે પોતાની સંજીવનતા સિદ્ધ કરી આપી છે. એ સૌમાંયે સત્યની શોધમાં નીકળેલા વિચારકનું એમણે કરેલું દર્શન આહ્લાદક છે. ઠાકોરના જીવનની પ્રધાન નિષ્ઠા સત્યના નિર્મળ દર્શનની છે. એ સત્યનું અવગાહન કરનાર માનવનર માનવજાતિના માનને પાત્ર છે જ. પણ એથીયે અધિક માનને પાત્ર છે જે કંઈક ખરેખર વાસ્તવિક સત્ય શોધી શકે છે તે. સત્યના ગૌરીશિખરને ચડવા નીકળનાર બધા જ અભિનંદનને પાત્ર છે. પણ કોણ કયો રસ્તો લે છે અને કેટલે જઈ શકે છે. એ પણ મહત્ત્વના પ્રશ્નો છે. ઠાકોરની શ્રદ્ધા પ્રમાણે માત્ર 'મનનપરાયણ નર' જ્યારે સત્યનું સર્વાંગીણ આકલનયુક્ત દર્શન લઈ આવશે ત્યારે માનવજાતિ તેને ચરણે પડશે.

### કેવળ ધ્યર્થ નહિ, પરમ ઘન પદાર્થ

સત્યની શોધના બૌતિક દૃષ્ટિબિંદુને વળગી રહેલા માનસની મોટી મર્યાદા છે બુદ્ધિ. કેવળ બુદ્ધિને અવલંબીને સત્યને શોધવા નીકળનાર માટે નાસ્તિક્યનો એક જાણીતો રસ્તો પણ છે, જેને અંતે ઠાકોરના પોતાના જ 'શાપું તને' કાવ્યો જેવા ઉદ્‌ગારો માણસ કાઢે છે. પરંતુ મનુષ્યને બુદ્ધિ ઉપરાંત પણ બીજાં કરણો મળેલાં છે. ઠાકોર વિચારના પ્રદેશમાં બુદ્ધિ-પ્રાધાન્યના હિમાયતી ભલે હોય છતાં જીવનમાં બીજાં તત્ત્વોનો પણ તેઓ સ્વીકાર કરે છે. અને એવે વખતે એમનું હૃદય પ્રારંભમાં મૂકેલા 'સમીપ તુજની' જેવા ઉદ્‌ગાર કાઢે છે, પણ વળી પાછું તેમનું 'મનનપરાયણ' મન એ ઉદ્‌ગારોની ટીકા કરીને કહે છે:

ના, ના, હું થી એટલું બધું તો ન માની શકાય, એટલા મોટા માપની શ્રદ્ધા અને જે માત્ર 'ધ્યર્થ'[1] છે, મનની ભાવનાની અને અતિ લાલસાની જ સૃષ્ટિ છે—તે ઈશ્વર છે જ; વળી તે સર્વશક્તિમાન, ઉપરાંત માણસનાં ન્યાય અને નીતિરૂપ ધર્મોને પાયાથી ટોચ લગી સંતોષે એવો, વળી પરમ અનુકંપામૂર્તિ છેઃ એ બધું

---

૧ 'આઇડીઆ': 'એબસ્ટ્રેક્ટ નોશન'

જુ. બીજા પરાચાલુ

મુનિકુમાર મણિશંકર ભટ્ટ

# વડોદરા—સંમેલન

આ વખતે વડોદરામાં જે સંમેલન ભરાયું તે પંદરમું હતું. અત્યાર સુધીમાં જેટલાં સંમેલનો કે પરિષદો ભરાયાં છે તેમાંનું એક ય પંદરમું હતું નહીં અને હવે પછી જેટલાં ભરાશે તેમાંનું પણ કોઈ પંદરમું હશે નહીં એ સિવાય આ વખતના સંમેલનમાં કશું અસાધારણ હતું નહીં. વસ્તુતઃ અસાધારણતાનો સંપૂર્ણ અભાવ એ આ સંમેલનનું અસાધારણ તત્ત્વ કહી શકાય.

છાપાંઓ જે નશ્વર નવીનતાનાં પીરસનારાંઓ છે તેમણે આ સંમેલનની વિરુદ્ધના કેટલાક મુદ્દાઓ શોધ્યા છે. ચિરંજીવ અને સક્રિય કામથી સંતુષ્ટ થનારા બીજા પુરુષોની વાતચીતમાં આ સંમેલનના બીજા દોષોની ચર્ચા થઈ છે. આ સંમેલનના ગુણોનું વાસ્તવિક મૂલ્યાંકન કરવા માટે વધારે સમય રાહ જોવી જોઈએ.

આ સંમેલનનાં પ્રમુખ લેડી વિદ્યાબહેન હતાં અને રેકર્ડશોધની નવી ફેશન પ્રમાણે જોતાં સાહિત્યપરિષદની સ્થાપના પછીનાં એ પ્રથમ સ્ત્રી-પ્રમુખ છે.

પહેલે દિવસે કલાપ્રદર્શનનું ઉદ્‌ઘાટન થયું. તેમાં જેટલા મહેમાનો માટે સગવડ હતી તે કરતાં મહેમાનોની સંખ્યા ઘણી વધારેપડતી હતી. પોલિસોની ટુકડી બિનમહેમાનો ઘૂસી ન જાય તે જોવા માટે દરવાજા પર ખડી હતી. તેઓએ જે ઘણાને દ્વાર ઉપરથી હાંકી કાઢ્યા તેમાંના એક ચિત્રકાર સોમાલાલ શાહ હતા. તે ઉપરથી મને ભક્ત અને ભગવાનની વાર્તા સ્વ. કાન્ત કહેતા તે યાદ આવી. એક ભક્ત હમેશાં ભગવાનની મૂર્તિ સમક્ષ પ્રાર્થના કરતો કે ભગવાન મારે ઘેર પધારો અને ભોજન આરોગો. ભગવાને તેને એક વેળા અમુક દિવસે અમુક સમયે આવવાનું વચન આપ્યું અને કહ્યું કે તારે મને ઓળખી કાઢવો પડશે. નિયત કરેલ દિવસે ભગવાનના સત્કાર

માટે મોટો સમારંભ થયો. તેમાં એક કૂતરું વારંવાર ઘૂસી જવા પ્રયત્ન કરવા લાગ્યું. ભક્તને લાગ્યું કે કૂતરું અડશે તો ભગવાનની રસોઈ બધી અભડાઈ જશે તેટલા માટે તેણે તેને ખૂબ મારીને કાઢી મૂકયું. ભગવાનની રાહ જોઈ પણ ભગવાન આવ્યા નહીં. બીજે દિવસે ભગવાનની મૂર્તિનું મોં સુજેલું અને શરીરે વાગેલું હતું. તે જોયું ત્યારે જ ભક્તને માલુમ પડ્યું કે જેને માર મારીને હાંકી કાઢવામાં આવેલ તેને જ માટે તો તેણે બધો સમારંભ કર્યો હતો. એ દંતકથાના સારભાગને સાબિત કરવા જ હોય તે રીતે કલાના પ્રદર્શનના પ્રથમ પ્રસંગે કલાકાર સોમાલાલને જ દૂર રાખવામાં આવ્યા હતા.

તે જ દિવસે બપોરે સંમેલનની ખુલ્લી બેઠક ભરાઈ. જે નિયમ કલાને લાગુ પડે તે સાહિત્યને પણ લાગુ પડવો જોઈએ એટલે તે પ્રસંગે 'સુન્દરમ્'-ને એ બેઠકમાં સ્થાન મળ્યું નહીં. સ્વાગતપ્રમુખના ભાષણમાં એમનો ઉલ્લેખ હતો, પ્રમુખના ભાષણમાં પણ હતો. જે સાહિત્યની ઉપાસના અર્થે આખું સંમેલન યોજાયું હતું તેના સર્જનમાં 'સુન્દરમ્'નો હિસ્સો સ્વીકારવામાં આવ્યો છતાં ટિકિટ દ્વારા જ જ્યાં પ્રવેશનો અધિકાર હતો ત્યાં એ બેઠકની જગ્યામાં, 'સુન્દરમ્' માટે ટિકિટ નહોતી.

બન્ને પ્રસંગો ભિન્ન હોવા છતાં એક જ પ્રકારની જે મનોદશાને વ્યક્ત કરે છે તે મનોદશા ઘણે ભાગે દેશી રાજ્યોમાં વિપુલ પ્રમાણમાં જોવામાં આવે છે. આ બન્ને પ્રસંગો માટે દોષારોપણ જુદીજુદી વ્યક્તિઓ કે સંસ્થાઓ ઉપર કરવામાં આવ્યાં હતાં પણ વસ્તુતઃ જે દોષ છે તે સ્વરૂપગત છે અને વ્યક્તિઓ તો માત્ર તેમાં નિમિત્ત બનેલ છે. છતાં એ બે પ્રસંગો આપણી સાહિત્યોપાસનાની પારાશીશી છે એટલું જ નહીં પણ આ અને આવાં સંમેલનોના ભાવિની સૂચિ પણ છે.

પ્રેમાનન્દ–સ્મારક માટે બે વિચારો રજૂ થયા હતા. એક સ્થાયી સ્મારક સ્થવું પ્રાચીન કાવ્યોનું સંસ્કરણ કરવાની યોજના સાથે પ્રેમાનન્દનું નામ જોડીને; અને બીજું, કૉલેજમાં કે એવે સ્થળે પ્રેમાનન્દનું પ્રતીક મૂકીને. પ્રશ્ન એ છે કે પ્રેમાનન્દનું નામ સાહિત્યજગતમાં પ્રાતઃસ્મરણીય ખરું કે નહીં. એમ હોય તો પછી પ્રેમાનન્દના નામથી કોઈ રસ્તો ઓળખાવવાનો વિચાર કાં તેમને કોઈને આવ્યો નહીં? બીજું એ કે પ્રેમાનન્દની કોઈ પ્રતિમા[1] આપણી પાસે છે

[1] આ શબ્દ (તથા 'મૂર્તિ') એના પરંપરાગત ધર્મવિષયક અર્થમાં વપરાતો રહેવા દઈએ એ ઇષ્ટ છે. બે શબ્દપ્રકારો વચ્ચેનો અર્થભેદ

ખરી? પ્રેમાનન્દનું એક ચિત્ર શિખા ફફડાવતા માણભટ્ટના, જેવું આજે મોજૂદ છે પણ પ્રેમાનન્દની કૃતિઓ વાંચતાં જેવું ચિત્ર આપણી કલ્પનામાં સ્ફુરે છે તેવું એ ચિત્ર લાગે છે ખરું? પણ ગુજરાતમાં ચિત્રકારો ઘણા છે. ચિત્રકલાએ પણ ઠીકઠીક પ્રગતિ કરી છે તો બધામાંથી કોઇ એવો નહીં જાગે કે જે પ્રેમાનન્દની મૂર્તિ ગુજરાતને ઘડી આપે?

ગુજરાત યુનિવર્સિટી વિશેનો ઠરાવ એ બીજો મહત્ત્વનો ઠરાવ હતો. અને એવો કોઇક ઠરાવ આવશે જ તેના ભણકારા આગળથી વાતાવરણમાં સંભળાતા હતા. પ્રમુખશ્રીના વ્યાખ્યાનમાં તેનો ઉલ્લેખ હતો તેમ જ આગલે દિવસે પ્રો. અતિસુખશંકર ત્રિવેદીને અપાયેલ માનપત્રના વ્યાખ્યાનમાં પણ તેનો એકથી વધારે વાર ઉલ્લેખ થયો હતો. ગુજરાતની યુનિવર્સિટી કેવી હોવી જોઇએ, ક્યાં હોવી જોઇએ, તેની રચના શી? તેનું બંધારણ શું? એ સર્વ વીગતના પ્રશ્નો સંમેલનમાં થનાર ઠરાવના હેતુ માટે પ્રસ્તુત નહોતા તેમ જ તેનો પ્રથમ કુલનાયક ('વાઇસ-ચૅન્સેલર') કોણ થાય એ પ્રશ્ન તો તે સમયે એથીયે વધારે અપ્રસ્તુત હતો. છતાં તેને અંગેનાં વ્યાખ્યાનોમાંથી જે એક વાત સ્પષ્ટ દેખાઇ આવતી હતી તે એ હતી કે ઘણાખરાના મનમાં યુનિવર્સિટી કેવી અને ક્યાં એ પરત્વે વિચારભેદ ઘણો મોટો હતો. યુનિવર્સિટીના સ્વરૂપ વિશે એક પુસ્તક પ્રો. ટી. કે. ગજ્જરે ઘણાં વર્ષો પહેલાં લખેલું તે તો હાલ ઉપલબ્ધ જણાતું નથી. આજે યુનિવર્સિટીના સ્વરૂપ માટે બે પ્રકારો છે. એક યુરોપની યુનિવર્સિટીઓનાં ધોરણ ઉપર તે ઘડવી તે અને બીજો આપણાં જ પ્રાચીન વિદ્યાપીઠોના સ્વરૂપનો અર્વાચીનકાલને અનુસરતો પુનરુદ્ધાર કરીને એ નવતર સ્વરૂપે ઘડાયેલ યુનિવર્સિટીને અપનાવવી. આ સ્વરૂપનો થોડો ઉલ્લેખ સયાજી-જ્ઞાનમંજૂષામાં પ્રકટ થયેલ સ્વ. કાન્તના 'શિક્ષણના ઇતિહાસ'માં મળે છે; (જુઓ શિ. ઇ. પૃ. ૧૪-૧૮ બીજી આવૃત્તિ) વડોદરાના નિવાસ દરમિયાન ઉદ્ભવેલ વિચારને પરિણામે પ્રો. ગજ્જરે "યુનિવર્સિટીનો એક ખ્યાલ" લખેલું અને વડોદરામાં 'શિક્ષણનો

---

સ્વીકારનાર પ્રો. મોહનલાલ પા. દવેએ 'નર્મદનું બાવલું' તે ખુલ્લું મુકાયાને પ્રસંગે એવો શબ્દપ્રયોગ કરેલો અને આ 'બાવલું' ('પૂતળું' પણ) જો કોઇને અલ્પગૌરવ લાગે ને તેથી અપ્રિય હોય તો સંમેલનના ઠરાવમાં વપરાયલો 'ચિત્પાકૃતિ' પ્રિય થઇ પડવો જોઈએ—સં. રાજનસી

ઇતિહાસ' લખાયેલો તે જ સ્થાનેથી હવે ગુજરાતની યુનિવર્સિટી માટેનો ઠરાવ આવેલ છે.

પ્રમુખોનાં તથા વિભાગાધ્યક્ષોનાં વ્યાખ્યાનો ઉપરાંત કેટલાક નિબંધો પણ (૧) વંચાયેલા અને તેથી ઘણી મોટી સંખ્યાના નિબંધો (૨) વંચાયેલા નહીં. જેટલી મિનિટો એ કામ માટે ફાજલ પાડવામાં આવેલી તે જોતાં પ્રથમ કોટિના બધા નિબંધોને ઉપરની દ્વિતીય કોટિમાં મૂકી દેવાયા હોત તો વધારે સારું હતું.

ન્યાયમંદિરમાં જ્યાં આ સંમેલન ભરાયું હતું ત્યાં-જગ્યાની તંગી હોવાને કારણે જુદા જુદા વક્તાઓને સાંભળવા આવેલા લોકો માટે ગીતાંમંદિરમાં વ્યાખ્યાન-સમારંભ યોજાયો હતો, સાંના આકર્ષણે ન્યાયમંદિરમાં શ્રોતાઓની ગરદી ઘણી જ ઓછી કરી નાખી હતી. પણ આ પ્રસંગ સંમેલનની યોજનાનો ભાગ નહોતો.

હું જ્યારે પાછો ફરતો હતો ત્યારે રસ્તામાં કોઇકે પૂછ્યું: કાં વડોદરાના સંમેલનમાં શું કરી આવ્યા ? પ્રશ્ન એટલો બધો વિકટ લાગ્યો કે હજી તેનો ઉત્તર મને જડ્યો નથી.

૮-૧-૪૪

ઈન્દુપ્રસાદ શિવપ્રસાદ મહેતા

# સ્વ. પ્રો. વિઠલરાય

## મહીપતરામ મહેતા

વિદ્યા તણાં લલિત સ્વપ્ન સુરમ્ય સેવી,
સિદ્ધિ મહીં જીવનજંગ અનેક ખેલી
સેવાવ્રતે વિષમ સ્વાર્પણયોગ સાધી
પંથે પળી પરમબ્રહ્મ તણી વિભૂતિ.-ઇ. શિ. મ.

ભાવનગરથી ચૌદેક માઇલ દૂરના મુકામે પ્રો. ઇસ્પહાની (આગાસાહેબ) તેમના પટ્ટશિષ્યને સાથે રાખીને કુરાનનો તરજુમો કરતા હતા. શિષ્યનો ઇંગ્રેજી ભાષા ઉપર અસાધારણ કાબૂ શ્રી આગાસાહેબ સારી રીતે જાણતા પરંતુ ફારસી ભાષાના નિષ્ણાત તરીકે પણ શિષ્યની શક્તિનું મૂલ્યાંકન તેમને મન ઓછું નહોતું. ભાવનગર કૉલેજમાં એ વખતે ફારસી

ભાષાના અધ્યાપકની જગ્યા ખાલી પડી. આગાસાહેબને ખાતરી હતી કે જો ધારે તો તેમનો શિષ્ય જરૂર એ સ્થાન લઇ શકે. શિષ્યની લાયકાતને અંગે તેમને બીજી પણ શ્રદ્ધા હતી કે ગમે તે સ્થળે પોતાનો સ્વતંત્ર માર્ગ કરી શકશે. સામળદાસ કૉલેજના પ્રોફેસરની જગ્યા માટે તેમણે બીજા કોઇની ભલામણ કરેલી. તેઓ પોતે એલ્ફિન્સ્ટન કૉલેજના ફારસીભાષાના અધ્યાપક તરીકે જવાના હતા. એટલે શિષ્ય પાસે ગુરુદક્ષિણા માગી કે તેમણે સામળદાસ કૉલેજની જગ્યા માટે પ્રયાસ ન કરવો. આત્મશ્રદ્ધાથી પ્રેરાઇ, શિષ્યે પોતાના સંમાન્ય ગુરુને તેમની ઇચ્છા પ્રમાણે પવિત્ર કોલ આપી દીધો.

આ શિષ્ય કોઈ ગર્ભશ્રીમંત યુવાન નહોતો. તેમને ઘેર વૈભવની છોળો ઊડતી નહોતી. તે તો ફક્ત એક સામાન્ય કુટુંબમાં જન્મ્યો ને ઊછર્યો હતો. ભાવનગરમાં લાખીઆના ડેલા પાસે એક નાનકડા ખાંચામાં સાધારણ ઘરમાં અનેક આર્થિક વિપત્તિઓના કપરા સંયોગો વચ્ચે તે વિદ્યાભ્યાસ કરતો હતો. તેનો સફળ વિદ્યાભ્યાસ એ તેની તેજસ્વી બુદ્ધિમત્તા તથા દઢ નિશ્ચયનું જ શુભ પરિણામ હતું. આ કારણે, આત્મશ્રદ્ધાનો ગુણ તો તેનામાં ઉપર વર્ણવેલા પ્રસંગમાં જોઈએ છીએ તેવો સ્વભાવસિદ્ધ હતો. એ શિષ્ય તે સ્વ. વિઠ્ઠલરાયભાઈ.

## જન્મ અને કેળવણી

ઈ. સ. ૧૮૭૬ના સપ્ટેમ્બરની આઠમી તારીખે તેમનો જન્મ ભાવનગરમાં વડનગરા નાગર જ્ઞાતિના એક ઉચ્ચ કુટુંબમાં થયો હતો. તેમની ત્રણેક વર્ષની વયે માતાનું મૃત્યુ થતાં તેઓ માતૃવાત્સલ્યના લાડકોડથી વંચિત રહ્યા. પિતાની આર્થિક સ્થિતિ સામાન્ય હતી. તેમની છત્રછાયા નીચે બે ભાઈઓ તથા બે બહેનો ઊછરતાં હતાં. તેમની ચોવીસ વર્ષની વયે પિતાએ સ્વર્ગવાસ કર્યો. દરમ્યાન પોતાના વડીલ ભાઈની લાંબી માંદગી, ઘરની ચિંતા, વ્યવહારના વ્યવસાય અને ઘરખર્ચના ભારે બોજાને અંગે તેમને મુશ્કેલીઓનો પાર ન રહ્યો. યુવાન વિઠ્ઠલરાયને માથે પિતા અને વડીલ ભાઈના મૃત્યુથી ભાઈનાં છોકરાં ઉછેરવાની જવાબદારી પણ આવી પડી. આ અરસામાં, અધૂરામાં પૂરું, તેમનાં સહધર્મચારિણીનું મૃત્યુ તેમના ૨૯મે વર્ષે થયું. જીવનમાં વિધિના આવા એક પછી એક સખ્ત ફટકા તથા સંસારવ્યવહારના ઝંઝાવાતો સહન કરવા એ તેમની જગ્યાએ કોઈ ઠાચાપોચા

દિલનો મનુષ્ય હોય તો તેને અધમૂઓ જ કરી નાંખે. વિઠલરાયભાઈ કોઈ જુદી કોટિના ભડવીર માનવી હતા. સમુદ્રમાં અધવચ ભૂલો પડેલો કોઈ કુશળ નાવિક ધ્રુવના તારાને દૃષ્ટિ સમીપ રાખી પોતાનું સુકાન ફેરવતો જાય, દિશાઓ ઉકેલી પોતાની નાવ તોફાની તરંગો ઉપર પણ નચવતો જાય, તેવી રીતે વિઠલરાયભાઈએ પોતાનું લક્ષ વિદ્યોપાર્જનના એક જ ઉચ્ચ આદર્શમાં કેન્દ્રિત કર્યું. સંસ્કારની મૂર્તિ સમા શારદા દેવીના એ કોડીલા ભક્તે જિંદગીની શરૂઆતમાં જ આવો જીવનકલહ વેઠી, એ આદર્શ સિદ્ધ કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત કર્યું તે તેની ઊંડી વિદ્યાપ્રીતિ તેમ જ વિરલ કાર્યદક્ષતાની પ્રતીતિ કરાવે છે. કહ્યું છેને કે "मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् ॥ "

અઢાર વર્ષની વયે તેઓએ મેટ્રિકયુલેશનની પરીક્ષા જસવતસિંહજી સ્કોલર્શિપ વગેરે ત્રણ શિષ્યવૃત્તિઓ મેળવી પસાર કરી. કોલેજમાં પ્રવેશ કર્યો તે વખતે આ પ્રમાણે રૂ. ૪૦) ની માસિક આવકથી તેમણે અભ્યાસ આગળ ચલાવ્યો. બીજી પરીક્ષાઓ ઉત્તરોત્તર ઉચ્ચ પંક્તિએ પસાર કરી. ઇ. સ. ૧૯૦૦ની સાલમાં તેઓ એમ. એ.ની ઉપાધિ મેળવવા ભાગ્યશાળી થયા. ઈ. સ. ૧૯૦૧–૦૨ની સાલમાં ભાવનગરના દીવાનસાહેબ સ્વ. વિજયશંકર ગૌરીશંકર ઓઝાના મંત્રીના 'એટેચી' તરીકે તેમની નિમણૂક થઇ પરન્તુ દેશી રાજ્યની નાનીમોટી ખટપટો તથા તેને અંગે ઉપસ્થિત થતા અટપટા પ્રસંગોથી કંટાળી પોતાના સ્વાતંત્ર્ય તથા શોખને પોષક કેળવણીખાતામાં તેઓ ઇ. સ. ૧૯૦૨–૦૩માં જોડાયા. ભાવનગરની આલ્ફ્રેડ હાઇસ્કૂલનો મેટ્રિકનો વર્ગ તે વખતે સામળદાસ કોલેજના મકાનમાં બેસતો અને કોલેજના પ્રોફેસરો મેટ્રિકના વર્ગો લેતા–ત્યાં ઇંગ્રેજી શિક્ષક તરીકે તેમની વરણી થઇ. તેમની શિખવવાની ઉત્તમ પદ્ધતિ તથા ઇંગ્રેજી ભાષા ઉપરનો અસાધારણ કાબૂ જોઈ તેમના સહચારીઓ તથા વિદ્યાર્થીઓ મુગ્ધ બનતા. તે વખતના મેટ્રિકના વિદ્યાર્થીઓ જરા વધારેપડતા તોફાની ગણાય. તેમની ઉપર ધાક બેસારવાનું કાર્ય દુર્ઘટ હતું. પ્રથા એવી હતી કે વિદ્યાર્થીઓમાંથી બે 'પ્રીફેક્ટ્સ' નીમવા. વિઠલરાયભાઈએ તે કાર્ય હાથ ધર્યું. તેમની એક કુદરતી બક્ષીસ વિદ્યાર્થીરત્નો પારખવાની હતી. જાણવામાં આવ્યું છે કે શ્રીયુત રામનારાયણ પાઠકને તેમણે એક 'પ્રીફેક્ટ' તરીકે પસંદ કર્યા. શ્રી પાઠકે તેવી ઉપાધિ વહોરવા બહુ આનાકાની કરી છતાં આગ્રહપૂર્વક તે કાર્ય તેમને જ સોંપાયું અને ઘણું કરીને સ્વર્ગસ્થના કડક દાબને લઈ શ્રી પાઠક એમની

ફરજ સફળતાથી બજાવી શક્યા. વિદ્યાર્થીઓનો મહેતા સાહેબ પ્રત્યે અનન્ય ભાવ તથા મમતા જાણીતાં હતાં. તેઓ વર્ગ ચલાવતા હોય ત્યારે કોઈ પણ વિદ્યાર્થી તેમને મુશ્કેલીઓ બેધડક પૂછી શકતો અને તેની મુશ્કેલીઓ દૂર કરી, તેમને સંતોષ થાય ત્યાં સુધી તેઓ સમજાવવાનું ચાલુ રાખતા. શિક્ષક અને શિષ્યોનો આવી રીતે સુમેળ સાધવામાં તેઓ વિજયી નીવડ્યા.

૧૯૦૪ની સાલમાં એલ. એલ. બી.ની ઉપાધિ મેળવી. ત્યાર બાદ ૧૯૦૪–૦૫ની સાલમાં જૂનાગઢમાં બહાઉદ્દીન કૉલેજના ફારસી ભાષાના અધ્યાપક તરીકે તેમની નિમણૂક થઈ. કૉલેજના પ્રિન્સિપલ સ્કૉટસાહેબ હતા. ઉચ્ચ વર્ણના બ્રાહ્મણ (નાગર) હોવા છતાં ફારસી ભાષાના અધ્યાપક તરીકે પ્રો. મહેતાની વિદ્યાર્થીઆલમમાં સારી પ્રતિષ્ઠા પ્રસરી હતી. પરંતુ ૧૯૦૬ની આખરે નીચેની ઘટના બનતાં, તેમને એ જગ્યા છોડી દેવાની ફરજ પડી. જૂનાગઢ રાજ્યના દીવાનપદે શ્રી બેગસાહેબ તે વખતે હતા. તેમણે ફારસી ભાષાના અધ્યાપક તરીકે એક મુસલમાન ગૃહસ્થને નીમવા વ્યવસ્થા કરી, પ્રો. વિઠ્ઠલરાય મહેતાને સ્કૉટસાહેબ સાથે પોતાને બંગલે મળવા બોલાવ્યા. એ મેળાપ દરમ્યાન દીવાન સાહેબે જૂનાગઢ રાજ્યના વિદ્યાધિકારી તરીકે પ્રો. મહેતાને નીમવાની પોતાની ઇચ્છા–બલકે નિર્ણય દર્શાવ્યો; નોકર-ચાકરો તથા તાબામાં માસ્તરોની વ્હાર રહેશે એવું પ્રલોભન પણ અપાયું. સ્વ. વિઠ્ઠલરાયભાઈએ ઉત્તરમાં જણાવ્યું "સાહેબ! જૂનાગઢ રાજ્યનું દીવાન-પદ મને આપવામાં આવે તો પણ મારી પ્રોફેસર તરીકેની ગૌરવવંત પદવી આગળ હું એને તુચ્છ લેખું છું." સ્કૉટસાહેબ તેમનો હાથ દબાવતા રહ્યા પરન્તુ હૈયાની વાત હોઠે આવી ગઈ. આ ઉત્તરમાં રહેલી સદ્દગતની સ્વાતંત્ર્યપ્રિયતા તથા સરસ્વતીની અખંડ ઉપાસના અર્થે સ્વાર્પણવૃત્તિ આપણને આશ્ચર્યચકિત કરે છે.

સદ્દભાગ્યે ઉપલા પ્રસંગો પછી બીજે જ મહિને સામળદાસ કૉલેજમાં ઇંગ્રેજીના અધ્યાપકનું સ્થાન પોતે મેળવી શક્યા. એ મળવા સાથે તેમની જ્વલંત કારકિર્દીની શરૂઆત–એક રીતે જોતાં સાચી શરૂઆત–ઇ. સ. ૧૯૦૬ની આખરે થઈ.

સ્વ. વિઠ્ઠલરાયભાઈની મુખમુદ્રા જેને મસ્તિષ્કવિદ્યાના વિશારદો Lion face" (સિંહમુદ્રા) કહે છે તેવી હતી. શેક્સપીઅરે પૌલોનીઅસના મુખમાં

મૂકેલ શિખામણના શબ્દો "For apparel oft proclaims the man" તથા આપણી ઘરગથ્થુ કહેવત "એક નૂર આદમી, હજાર નૂર કપડાં" એ તેમને માન્ય હોય તેમ કીમતી વસ્ત્રપરિધાનમાં તેઓ સજ્જ રહેતા. સફેદ હીરકોરી બારીક ધોતિયું, આલ્પાકાનો કોટ, સ્વચ્છ શ્વેત ખેસ તથા માથે ચળકતા કસબની નાગરશાહી ભાવનગરી પાઘડી તેઓ પહેરતા. એ સ્વરૂપે મારા સ્મરણમુકુરમાં સ્વર્ગસ્થને અહીંની જૂની કૉલેજના મકાનના દાદરાનાં મોટાં લાંબાં પગથિયાં તાલબંધ Stately measured પગલે ઊતરતા જોઉં છું. જાણે ડોળા ચમકાવતો કોઇ નરશાર્દૂલ પોતાની ગુફામાંથી બહાર નીકળ્યો. વર્ગના ઉંબરામાં દાખલ થતાં વેંત જ' 'લેડી ઑફ ધ લેક'-ની ચારપાંચ લીટીઓના ઘેરા ગર્જનથી પ્રવચન આરંભાય છે. એ રીતે વિદ્યાર્થીઓને ઇંગ્રેજી ભાષાના અવિરત વહેતા પૂરપ્રવાહમાં પોતાની સાથે સતત રાખી એ સર્વને મંત્રમુગ્ધ કરતા એ આજના અધ્યાપકને મારા સ્મૃતિપટે નિહાળું છું ત્યારે કોઈ અદ્ભુત રોમાંચ અનુભવાય છે. તેમની પ્રતાપી મુખમુદ્રા ઉપલક દષ્ટિએ કોઇને કઠોર લાગે પણ વિદ્યાર્થીઓ તરફ તેમ જ પોતે વિદ્યાધિકારી પદે આવ્યા પછી તેમના તાબાના નોકરો તરફ તેમનું હૃદય કુસુમથી પણ કોમળ રહેતું એ સૌનો અનુભવ છે. તેમની મુખમુદ્રાનો એક પ્રભાવ એવો હતો કે સામા માણસને આંજી નાખી તેની ઉપર પોતાના વ્યક્તિત્વની સચોટ છાપ પાડી તેની વંદના આકર્ષતો.

## વિદ્યાધિકારી તરીકે

ઇ. સ. ૧૯૨૨ની સાલમાં તેઓ ભાવનગર રાજ્યના કેળવણીખાતાના વડા નિમાયા. આ વાત તેમને રુચતી નહોતી. અગાઉ જણાવ્યા મુજબ અધ્યાપક તરીકેના પોતાના માનભર્યા સ્થાન ઉપરથી તેઓને રાજ્યના વિદ્યાધિકારી તરીકે કાર્ય કરવાની જરાય ઇચ્છા હતી નહિ; છતાં મિત્રો, પ્રશંસકો, હિતૈષીઓ તથા સલાહકારોના અત્યંત દબાણને વશ થઈ, મને-કમને પણ એ પદ સ્વીકારવાની તેમને ફરજ પડી.

એ સ્વીકાર બાદ શ્રીયુત નાનાભાઇ (નૃસિંહપ્રસાદ) ભટ્ટે એક પ્રસંગે જાહેરમાં વિનોદ કરેલો કે "વિઠ્ઠલરાયભાઇ! હવે તો તમારે બધું કામ ગુજરાતી ભાષામાં લેવાનું જ રહેશે. તમને તે ફાવશે કે કેમ તે પ્રશ્ન છે." આ ચટકું તેમને લાગ્યું. ગુજરાતી ભાષાનો અભ્યાસ શરૂ કર્યો. તેમનું ત્યાંસુધી

મન્તવ્ય એવું હતું કે ઇંગ્રેજી ભાષા દ્વારા જ ઉત્કર્ષ સાધી શકાય; ગુજરાતી ભાષા દ્વારા તેમ કરવું અશક્ય થઈ પડે છે. તેઓને લાગતું કે ઇંગ્રેજી ભાષાના પારિભાષિક શબ્દો પણ ગુજરાતીમાં પૂરા જડી શકતા નથી માટે ઉચ્ચ સંસ્કાર ઘડવા માટે ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન ઘણું ઉપયોગી છે. પોતાની આવી માન્યતાં સુધારવાનો તેમને પ્રયાસ કરવો પડ્યો, છતાં તેઓ એક વખત ગંભીરપણે જે નિશ્ચય કરી લેતા તેને અડગપણે વળગી રહેવાની તેમની લાક્ષણિક ખૂબી હતી. ગુજરાતી ભાષાનું વિસ્તૃત વાંચન આ અરસામાં તેમણે સામાન્ય વિદ્યાર્થીની માફક મહેનત લઈ શરૂ કર્યું અને તેમના પરિચયમાં આવનાર સૌને નવાઇ લાગી કે ડગલે ને પગલે ઇંગ્રેજી ભાષાનો ઉપયોગ કરનાર વિઠ્ઠલરાયભાઈ ગુજરાતી ભાષા પણ તેટલી જ સરલતાથી બોલી શકતા હતા. તેમની ગ્રહણશક્તિ ઉચ્ચ કક્ષાની હતી તેનો આ સચોટ પુરાવો છે.

ભાવનગરરાજ્યના કેળવણીખાતાના વડા તરીકે, પ્રાથમિક શાળાના શિક્ષકોને ઊંચી પાયરીએ ચઢાવવામાં નડેલી અનેક પ્રકારની મુસીબતો ધૈર્ય, ભારે હિંમત અને કુનેહથી દૂર કરી-કરાવી, તેમણે શિક્ષકોના પગારમાં યોગ્ય વધારો કરાવવામાં પોતાની વગ તથા બુદ્ધિબળ વાપર્યાં. આવી રીતે ભાવનગરરાજ્યના શાળાના શિક્ષકોના આશીર્વાદ તેઓ પામ્યા.

તેમની આ ક્ષેત્રની બીજી કેટલીક કામગીરી પણ નોંધપાત્ર છે. વર્ષો સુધી મુંબઈ યુનિવર્સિટી તરફથી ઇંગ્રેજીના પરીક્ષક નિમાયા હતા. ભાવનગરની સ્થાનિક કેળવણી-પરિષદો ઉપરાંત મુંબઇમાં મ્યુનિસિપલ શિક્ષકોની કેળવણી-પરિષદના પ્રમુખ તરીકે તેમની પસંદગી થઈ હતી. તેમનાં કેળવણી-વિષયક ભાષણો તેજસ્વી, માહિતીભર્યાં તથા રસિક હતાં. શિક્ષકોને તેઓ વારંવાર બોધરૂપે કહેતા કે કારીગર સુવર્ણકારને જેવી રીતે સોનું જુદા જુદા રંગરૂપના મોહક અલંકારો ઘડવા માટે અપાય છે તેવી જ રીતે શિક્ષકોના હસ્તે બાળઘડતરનું કાર્ય કળામય તથા સુંદર થવું જોઇએ.

—અપૂર્ણ

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# હાઈસ્કૂલ

## અને કૉલેજમાં : ૧

[ 'સંસ્મરણો' એ લેખમાળાનો લેખાંક બીજો, વિભાગ પહેલો ]

ભાવનગરની ઉચ્ચ જ્ઞાતિમાં આ બદી દાખલ થઈ ન હતી. ખવાસ, મજૂર વગેરે હલકી વર્ણમાં એનો વાપર હતો, પણ ભરૂચમાં તો એની લિજ્જત ભોગવવાનો શોખ એટલે બધે દરજ્જે ઘર ઘાલી બેઠો હતો કે વાણીઆઓ તથા બ્રહ્મક્ષત્રિયો અને ભાર્ગવ બ્રાહ્મણો જ્ઞાતિભોજનમાં જતાં પહેલાં પીને જ જતા કે જેથી તેની લહેરમાં જમાય વધારે.' બ્રહ્મક્ષત્રિયોમાં જ્ઞાતિભોજન કરાવનારને ત્યાં એ વસ્તુ હાજર રાખવામાં આવતી –ફરજિયાત–અને જમવા બેસતાં પહેલાં જેને જોઈએ તે તેનો ઉપયોગ કરી લેતા. એ જમાનાની એક બે વ્યક્તિઓ હજુ એ વ્યસન છોડી શકી નથી.

### કાઠિયાવાડને કેળવનાર ગુજરાતીઓ

કાઠિયાવાડ કેળવણીમાં તે વખતે પછાત હતું. રણછોડદાસ ગિરધરભાઈએ જે શરૂઆત કરેલી તેને ચાલુ રાખી પણ ગુજરાતીઓએ જ: એટલે કે સૂરત, ભરૂચ તરફની કેળવાએલ વ્યક્તિઓએ. જૂનાગઢમાં પ્રાણલાલ મથુરાદાસ, અને પાછળથી ત્યાંની હાઈસ્કૂલમાં હેડમાસ્તર તરીકે ગએલા ડાહ્યાભાઈ મોતીરામ જાગીરદાર ને પાછળથી ધીરજરામ વ્યાસ; જામનગર હાઈસ્કૂલના હેડમાસ્તર મિ. દેસાઈ; રાજકોટમાં તો પરંપરા જ ગુજરાતીઓની: એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર તરીકે રા. બ. ગોપાળજી દેસાઈ, પછી ધીરજલાલ વ્યાસ, પછી કવિ નાનાલાલ દલપતરામ, અને તેમના ઉત્તરાધિકારીઓનાં નામ તો જાણીતાં છે. રાજકુમાર કૉલેજમાં મારી માસીના છોકરા, અને પિત્રાઈ નવનીતલાલ ગોવિંદદાસ ઝવેરી; ભાવનગરના હાલના નાયબ દિવાનના પિતાશ્રી ને મારા જ્ઞાતિબંધુ રા. માણેકલાલ સૂરતી; એ જ કૉલેજમાં થોડો વખત કામ કરનાર મારા મોટા ભાઈ મોતીલાલ, જેઓ પાછળથી ભાવનગર આવ્યા. આ પ્રમાણે કેળવણીનો પ્રચાર કાઠિયાવાડમાં શરૂઆતમાં તો ગુજરાતીઓ મારફતે થયો. એ સૌ વ્યક્તિઓનો કાઠિયાવાડના વતનીઓ જોડે સંબંધ બહુ મીઠો અને અનુકૂળ રહેતો અને તેમના કાર્યપૂરતી તેમની

માગણીઓનો દરેક રાજ્યના કારભારીઓ યથાશક્તિ સ્વીકાર કરી તેમને ઉત્તેજન આપતા.

## આવ-જાની મુસીબતો

મારા પિતામહ રણછોડદાસ કાઠિયાવાડ કયે રસ્તે ગએલા તેની મને ખબર નથી, પરંતુ જે અરસામાં મારા મોટા ભાઈને નોકરી અંગે ભાવનગર જવાનું થયું તે અરસામાં એટલે લગભગ સાઠસિત્તેર વરસ પર ગુજરાતમાંથી ભાવનગર જવું બહુ જ વિકટ હતું; તેમાં પણ ઉનાળાની રજા બાદ જૂન માસની શરૂઆતમાં ભાવનગર જવું તે તો એક આફત જ હતી. ભરૂચથી ટ્રેનમાં સુરત, સુરતથી ગાડામાં, વખતે વરસાદ વહેલો આવ્યો હોય તો કાદવ ખૂંદીને હજીરા ( Vaux's Tomb ) અને હજીરેથી બંદરબોટ–જેને ટપાલબોટ પણ કહેતા–તેવી નાની હોડીમાં સામે કિનારે ઘોઘા–પવન સારો હોય તો બે કલાકમાં–અને ઘોઘેથી ઘોડાગાડીમાં ભાવનગર. સુરતથી હજીરા જવાના બે રસ્તા છે: એક જમીનમાર્ગે અને એક પાણીને માર્ગે હોડીમાં. પરંતુ આખર મોસમે હોડીઓનો અવરજવર બંધ થઈ જતો એટલે ગાડાનો રસ્તો જ લેવો પડતો. એ બોટ માત્ર ટપાલ લઈ જવાપૂરતી હતી અને તેથી બહુ નાની અને હલકી રહેતી. આખર મોસમનાં તોફાન એ સહન કરી શકતી નહિ અને તોફાની પવન તથા ઊછળતાં મોજાં એ બોટને પાણીની સપાટીથી એટલે ઊંચે ઉછાળતાં કે અંદર બેસનારનો જીવ તાળવે ટંકાતો. છતાં ઉનાળાની રજા પૂરી થતી હોવાથી ગમે તે પ્રકારે ભાવનગર જવા સિવાય છૂટકો રહેતો નહિ.

ભાવનગર માટેની ટપાલ તથા ભાવનગરના આવનાર ઉતારુંની આવી સ્થિતિની ભાવનગર સ્ટેટના કારભારીઓને ખબર હતી. એ વખતે ભાવનગર રાજ્યના ઇજનેર એક અંગ્રેજ મી. સિમ્સ (Sims) નામે હતા. ભાવનગરમાં જે કેટલાંક શોભીતાં સાર્વજનિક ઉપયોગનાં મકાનો, સ્કૂલો, હોસ્પિટલ વગેરે છે તે એમને જ હાથે બંધાએલાં. એ સિમ્સસાહેબને મકાનો અંગે ભાવનગરને જેટલું શોભીતું ને સુંદર બનાવાય તેટલું બનાવવાનો અંતઃકરણપૂર્વક શોખ હતો, અને એઓ અંગ્રેજ રહ્યા એટલે તે સમયનો કારભારીવર્ગ તેમને નાણાં સંબંધી કોઈ રીતની ના પાડતો નહિ. આ ઉપરાંત ભાવનગરને સારું બંદર બનાવવાના એમને કોડ હતા. ખુદ ભાવનગર પાસેની ખાડી કાદવથી ભરેલી રહેતી હોવાથી જો સતત Dredger (કાદવ કાઢનાર બોટ) વાપરવામાં આવે તો જ સાધારણ કદની સ્ટીમર પણ ત્યાં આવી શકે, એવી

મુશ્કેલી હતી. એટલે એમણે પાણીનું ઊંડાણ વગેરે બાબતો તપાસી પોર્ટ આર્થર વિક્ટર આગળ બંદર બનાવવાની યોજના હાથ ધરી. દરિયામાં આ કારણે ફરવા માટે તેમની પાસે એક સ્ટીમ-લૉંચ હતી. એ સ્ટીમ-લૉંચમાં એક વખત ખુલ્લો મોટો દરિયો ખેડવાનું સાહસ કરી તેઓ સુરત ગયા, અને સલામતીથી ત્યાં પહોંચી પાછા પણ આવ્યા. તે ઉપરથી એમને સૂઝ્યું કે સુરત ને ભાવનગર વચ્ચે જો રાજ્ય તરફથી સ્ટીમર દોડાવવામાં આવે તો માલ અને ઉતારુ બંને એ સ્ટીમરને મળે; ઉતારુને થતો ત્રાસ મટી જાય; વેપારી અને સ્ટેટને ફાયદો થાય. મી. સિમ્સની દરખાસ્ત ઘણીખરી રાજ્ય તરફથી જ કરવામાં આવતી હોવાથી સ્ટેટે સુરત ને ભાવનગર વચ્ચે સ્ટીમર દોડાવવા માંડી. હવે કોઈ વખત તાપીમાં પાણી ઓછાં હોય-ઓસરી ગયાં હોય તો સ્ટીમર નાવડી બંદર-નાનપરા-સુધી આવી શકતી ન હતી. અને ખુલ્લા દરિયામાં ડુમસની તરફ મગદલ્લ પાસે લંગર નાંખી પડી રહેતી; આથી બેસનાર ઉતારુને નાવડી બંદરેથી સ્ટીમલૉંચમાં બેસી સ્ટીમર પર જવું પડતું. નાવડી બંદર પર જ સ્ટેટ તરફથી સ્ટીમરના એજંટની ઑફિસ ખોલવામાં આવી હતી. તે આ બંદરથી સહેજ આથેના એક બંગલામાં હતી. આ રીતે બંદરખોટનો ત્રાસ દૂર થયો. પરંતુ આખર મોસમમાં આ સ્ટીમર-કે જે શરૂઆતમાં Paddle Steamer હતી તે પણ તોફાનમાં ઊંચે ઊછળતી અને Paddle હવામાં ફરતાં. કેટલાંએક વરસ વીત્યા બાદ વઢવાણ કૅંપથી ભાવનગર સુધીની રેલગાડી થઈ એટલે પછી તો મુસાફરી સુલભ થઈ પડી. તે વખતે બ્રોડ ગેજની ગાડી વઢવાણ કૅંપ સુધી જતી પણ નાની ને મોટી લાઇનના વખત એવા ગોઠવાએલા કે રાત વઢવાણમાં ગાળવી પડતી. એક વખત તો અમે સૌએ સ્વ. હરિદાસ વિહારીદાસ જેએ વઢવાણમાં દીવાન હતા તેમને ત્યાં રાત ગાળેલી એમ સાંભરે છે.

### ભાવનગરમાં અંગ્રેજી નિશાળો

ભાવનગરમાં તે વખતે અંગ્રેજી શીખવાને માટે બે સ્કૂલો હતી. પહેલાં ત્રણ અંગ્રેજી ધોરણ માટે રૂવાપરીના દરવાજાથી થોડે આગળ એંગ્લો વર્નાક્યુલર સ્કૂલના ભવ્ય મકાનમાં અને ચોથા ધોરણથી મૅટ્રિક સુધી હાઇસ્કૂલમાં રૂવાપરીના દરવાજા પાસેની સ્કૂલના હેડમાસ્તર સુરતના નાગરબ્રાહ્મણ પ્રાણનારાયણ નામે હતા, એટલે કાઠિયાવાડમાં કેળવણી સંબંધે વિકાસ કરવામ જેમ જૂનાગઢ, રાજકોટ, જામનગર વગેરે જગાએ ગુજરાતીઓએ ફાળો

આપ્યો હતો તેમ ભાવનગરમાં પણ બન્યું હતું. એ પ્રાણનારાયણ માસ્તર શેરદલાલ રાજેન્દ્રના પિતા સોમનારાયણના ભાઈ. પાછળથી એ સ્કૂલના હેડ-માસ્તર તરીકે મારા મોટા ભાઈ મોતીલાલની બદલી થઈ હતી, અને ત્યાંથી તેઓ સ્ટેટની ગુજરાતી સ્કૂલોના ઇન્સ્પેક્ટર નિમાયા હતા. ભાવનગરને આ અરસામાં પણ મુંબઈ જોડે ગાઢ સંબંધ હતો. સ્વ. ગૌરીશંકર ઓઝાના મોટા પુત્ર વિજયશંકર-વજલભાઈની મુંબઈમાં પેઢી હતી અને ભાવનગરથી મુંબઈ જતા લગભગ દરેક નાગર ગૃહસ્થનું રહેવાનું-ઊતરવાનું-ત્યાં જ થતું. ફંદેવાડીમાં માધવભવનની સામેની હારમાં બંગલા જેવું એ મકાન, ત્યાર બાદ ચુનીલાલ શ્રોફ નામના એક સમૃદ્ધ વેપારીએ ખરીદી લીધું અને તેમના ટ્રસ્ટીઓ પાસેથી ચંદારામજી કન્યાશાળાના સંચાલકોએ ખરીદ્યું હોવાથી હાલ એ શાળા એમાં છે. એ સિવાય દેસાઈ હરિપ્રસાદની એક પેઢી કાલબાદેવીના રસ્તા પર જ્યાં દાઉદ જરીવાળાનો માળો આવ્યો છે ત્યાં હતી. ત્યાં પણ નાગર ગૃહસ્થોની આવજાવ રહેતી. મુંબઈમાં રહેવાની આ બે સગવડ જણાવવાનું કારણ એ છે કે એ સગવડને લઈને ધીમે ધીમે ભાવનગરથી નાગર યુવકો મુંબઈ ભણવા આવ્યાની હિંમત કરતા થયા. એવી રીતે રહી પાસ થઈને આવેલા ઘણાઓને એંગ્લો વર્નાક્યુલર હાઇસ્કૂલમાં નોકરી તુરત મળી જતી. એંગ્લો વર્નાક્યુલરમાં મારા શિક્ષક બળવંતરાય હરજીવનદાસ મહેતા, હાઈસ્કૂલના શિક્ષક બળવંતરાય પરમાનંદદાસ મહેતા તથા દુલેરાય મહીપતરાય ઓઝા ઉપર કહ્યું એ કોટિના નાગર યુવકો હતા. જૈનો જો કે બહુ પછાત હતા તો પણ મોતીચંદ ઝવેર જેવા માણસો મુંબઈની તે વખતની હાડમારી વેઠી બી. એ.ની ઉપાધિ મેળવી સ્કૂલમાં જોડાયા હતા.

ખુદ ભાવનગરના જૈનો પછાત હોય તો એ રાજ્યનાં બીજાં શહેરોના જૈનો પછાત હોય તેમાં શી નવાઈ? અમેરિકામાં લાંબો વખત રહી ત્યાં જૈન ધર્મનો પ્રચાર કરનાર વીરચંદ રાઘવજી ગાંધી મૂળે રાજ્યના એક શહેર મહુવા-ના રહીશ. તેમની સ્થિતિ પણ ગરીબ હતી. મહુવેથી ભલામણ લઈ તેઓ મારા મોટા ભાઈ પાસે આવેલા અને ઘણી વખત અમારે ઘેર-ઘોઘાને દરવાજે, જીવા જમાદારની શેરીમાં આવતા. એમને મારા ભાઈ તરફથી જે મદદ આપવામાં આવી હતી તથા જે દિશાસૂચન થયું હતું તે બદલ તેનો હમેશ-નો ઉપકાર માનતા હતા. ત્યાર પછી અને હમણા હમણા તો ભાઈ મોતી-ચંદ ગિરધર કાપડીઆ અને તેમના પૂજ્ય કાકા કુંવરજી આણંદજી મારફત ભાવનગર જૈન પ્રવૃત્તિઓ સંબંધે બહુ જ ગતિમાન થયું છે.

રાજ્યતંત્ર કેળવણીને અનુકૂળ

તે વખતનું રાજ્યતંત્ર કેળવણીની બાબતમાં ઘણું અનુકૂળ હતું. ગૌરીશંકર-ગગાભાઇ ઉદયશંકર ઓઝા જેઓ પર્સિવલસાહેબ સાથે મહારાજાની સગીર વયમાં એડમિનિસ્ટ્રેટર હતા તેઓ એડમિનિસ્ટ્રેશન ઊઠી ગયા બાદ દીવાનપદે આવ્યા હતા. હું ભાવનગર ગયો તે અરસામાં તેમણે તુરતનો જ સંન્યાસ લીધો હતો અને રાણીકાની પેલી તરફ પોતાની વાડીમાં સંન્યાસી તરીકે રહેતા હતા. તેમને ત્યાં એક વખત મારા ભાઈ જોડે હું ગએલો ત્યારે તેમની જોડે આગળપાછળની વાતો કરતાં તેમણે કહેલું કે "મોતીલાલ-માસ્તર! તમારાં દાદા રણછોડદાસને હું મળ્યો છું. તેમણે તો અમારા કાઠિયાવાડને કેળવણી આપી. એટલા અમે તેમના ઋણી છીએ.:હાથમાં દંડ, ભગવાં વસ્ત્ર, આસપાસનો સામાન પણ સંન્યાસીને યોગ્ય, નહિ માથે વાળ કે નહિ મૂછના વાળ, એવી રીતે સંન્યાસીને યોગ્ય વાતાવરણ ત્યાં ફેલાએલું મેં જોયું. એ ગગાભાઈ-ભાવનગરના ઉદ્ધારક અને તારક.

એમના ઉત્તરાધિકારી તરીકે સ્વ. સર લલુભાઈ મહેતાના પિતા સામળદાસ દીવાનપદે આવ્યા. તેઓ 'સામળભાઈ' એ નામે ઓળખાતા. તેમની વૃત્તિ પણ કેળવણીનો લાભ બને તેટલો ભાવનગરને આપવો એવી હોવાથી, કેળવણી સંબંધી ભાવનગર આ વખતે પૂર બહારમાં આવતું થયું હતું. આનું મુખ્ય કારણ વખતના હાઈસ્કૂલના હેડમાસ્તર એ મિ. જમશેદજી નવરોજજી ઉનવાળા M. A. હતા. અંગ્રેજી ભાષા તેમને બહુ સારી આવડતી. તે ઉપરાંત ફ્રેંચ, જર્મન એ યુરોપીઅન ભાષાઓ તથા ગુજરાતી, મરાઠી અને કાંઈક કાંઈક સંસ્કૃત તથા ઝંદ પણ એમને આવડતાં. વિજ્ઞાન-Scienceનો બહુ શોખ. સ્કૂલની વિજ્ઞાનશાળા( Laboratary )માં જાતે પ્રયોગ કરે ને છોકરાઓ પાસે કરાવે. પૃથ્વીનો ગોળો Orrery-પણ પોતે જાતે જ સમજાવે. તે ઉપરાંત આકાશના તારા, ઉપગ્રહો વગેરેનો બારીકાઈથી અભ્યાસ કરાવવા માટે તેમણે રાજ્યને ખરચે એક મોટું ને કીમતી દૂરબીન મંગાવ્યું હતું અને રાતની વખતે અમને સૌને પોતાને બંગલે બોલાવી દૂરબીન વડે, ચંદ્ર, બૃહસ્પતિ, શનિ,-તેની પાઘડી Ring સાથે-બહુ ઉત્સાહથી બતાવતા. સ્કૂલને અંગે પુસ્તકો યા બીજી જે કોઇ વસ્તુ માગવામાં આવે તે કારભારીઓ મંજૂર કરતા. કાઠિયાવાડની હાઇસ્કૂલોમાં આ પ્રમાણે ભાવનગરની હાઈસ્કૂલ તે વખતે સર્વોત્કૃષ્ટ ગણાતી. એમના હાથતળે પહેલા

ઍસિસ્ટંટ તરીકે સુરતના વતની બરજોરજી અરદેશર ઍંટી B. A. હતા. તેઓ સદાના Student અભ્યાસી હતા. જ્યારે જઈએ ત્યારે નવાં નવાં પુસ્તકો મંગાવી તેનો અભ્યાસ કરતા જ હોય. તેમને M. A. થવાની બહુ ઈચ્છા હતી અને તે પણ ફારસી-બીજી ભાષા તરીકે લઈને. રૂમીનું મસનવી નામનું કાવ્યનું પુસ્તક, જે સુફીવાદની ગીતા જેવું ગણાય છે, તેનો એમને M. A. માટે અભ્યાસ કરવાનો હતો. ભાવનગરમાં તે વખતે એ કઠિન પુસ્તક એમને શીખવે એવું કોઈ હતું નહિ, એટલે બહારથી તેનાં અંગ્રેજી ભાષાંતરો મંગાવી પોતાનો અભ્યાસ આગળ ચલાવતા. મસનવીનો Whenfieldનો ખરોખોટો પણ તરજુમો તે વખતે મેં એમની પાસે જોએલો. બરજોરજી ઍંટી પછી મારા મોટા ભાઈ મોતીલાલને પાંચમું ધોરણ શીખવવાનું હતું. એઓ બહુ જ ચોકસાઇ ને ચીવટથી પોતાની ફરજ બજાવતા. નિષ્પક્ષપાત પણ બહુ હતા. હું એમના વર્ગમાં એમનાથી બહુ ડરતો, કારણ કે મારી જોડે પણ શિક્ષક તરીકે તો કડકાઈથી જ વર્તતા. પરંતુ સ્વભાવે બહુ હેતાળ હતા. એમના શિષ્યો ઠેઠ સુધી મોતીલાલમાસ્તરનાં વખાણ કરતા. સર લલ્લુભાઈ સામળદાસ તથા તેમના કુટુંબીઓ એમના પર ઘણો ભાવ રાખતા. પ્રોફેસર કાન્તિલાલના પિતા સ્વ. છગનલાલ હરિલાલ પંડ્યા પણ ત્યાં ઍસિસ્ટંટ તરીકે મારા મોટાભાઈની હેઠે આવેલા. 'કાદંબરી'ના ભાષાંતર સંબંધે તે વખતે તેમના પ્રયાસની શરૂઆત હતી. મારા ભાઈને સંસ્કૃત બહુ સારું આવડતું. પાછળથી તેઓ વેદાંતમાર્ગ પર ચઢી ગયા તે એ સંસ્કૃતના ગાઢ જ્ઞાનને લીધે. છગનલાલભાઈ એ વખતે 'કાદંબરી'ના ભાષાંતરના પ્રશ્નોની એમની જોડે ચર્ચા કરતા. દુલેરાય મહીપતરામ ઓઝા તથા બળવંતરાય પરમાનંદદાસ ત્યાર પછીના વર્ગો શીખવતા. દુલેરાય કડક હતા. બળવંતરાય હસમુખા ને રમૂજી હતા.

મુખ્ય શાળા-શિક્ષકો

જમાનાના સુધારા પરત્વે ભાવનગરની સામાન્ય જનતા કેટલી પછાત હતી તે સંબંધી એક હકીકત જમશેદજી માસ્તરે અમને કહેલી. પોતે પહેલા ભાવનગર આવ્યા ત્યારે એમણે જે નોકર રાખ્યો હતો તેને ચા બનાવી લાવવાનું કહેતાં તે ચાના કપમાં ચાની અંદર ઘી નાંખીને લાવ્યો. જમશેદજી માસ્તરે અજબ થઈ કારણ પૂછ્યું તો કહે કે મોટા માણસના ખોરાકમાં ઘી

હોવું જ જોઈએ માટે ઘી નાખ્યું છે. આ વાત અલબત્ત આપણને તો હસવા જેવી લાગે છે, પણ દુનિયામાં એવી રુચિવાળા માણસો છે. અમને કાશ્મીરમાં શ્રીનગરના–ત્યાંના રાજગુરુએ પોતાને ઘેર જમવા તેડ્યા અને ત્યાંની ફૅશનની–એટલે ટીબેટની ઈટરોખી ચા પાઈ. એ ચાના કપમાં માખણનો ટુકડો તરતો હતો. પૂછતાં કહે કે ઘણાઓ આ રીતની ચા પીએ છે. વિલાયત જતાં ઇંટાલીઅન સ્ટીમર પર અમને વગરદૂધની ચા તથા એક ખાટા લીંબુનો કટકો જેને રશિયન ફૅશનની ચા કહે છે તે આપવામાં આવતી.

હાઇસ્કૂલમાં સંસ્કૃત શીખવવા માટે વલસાડના રામચંદ્ર નામે શાસ્ત્રી હતા અને ફારસી શીખવવા માટે ભાવનગરના કાજીસાહેબને નીમ્યા હતા. એ બંને શિક્ષકોને અંગ્રેજી આવડતું ન હતું એટલે ઉપલા વર્ગોમાં બીજા શિક્ષકો મારફતે કામ લેવાતું.

ચોથા ધોરણમાં હાઇસ્કૂલમાં દાખલ થતાં મારે બીજી ભાષા તરીકે કઈ ભાષા પસંદ કરવી એ પ્રશ્ન ઊભો થયો. મારે ફારસી લેવું એમ મારા મોટા ભાઈએ ઠેરવ્યું. તેના કારણમાં તેમણે એમ કહ્યું હું (મોતીલાલ) સંસ્કૃત જાણું છું તો આપણા કુટુંબમાં તે સિવાય બીજી ભાષા જાણનાર જોઈએ માટે તું ફારસી શીખ. મને એમનો એ વિચાર ગમ્યો નહિ અને હમણા સહેજસાજ નહિ જેવું સંસ્કૃત જાણું છું, તે સિવાય સંસ્કૃતના પરિચયથી હું વંચિત રહી ગયો. બાકી જેટલા આગ્રહથી મેં ફારસીનો અભ્યાસ કર્યો તેટલા આગ્રહથી હું સંસ્કૃતનો કરત એમ મારી ખાતરી છે.

રવિશંકર સંતોષરામ ભટ્ટ

## કેળવણી અને નવીન સમાજરચના

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો

**આ** સભાનું[1] પ્રમુખસ્થાન લેવાનું નિમંત્રણ આપવા માટે તેમ જ તમને સૌને મળવાનો લાભ આપવા માટે હું શ્રી દલપતરામ

---

૧. ભાવનગરના પ્રાથમિક શિક્ષકસમાજના આશ્રયે તા. ૧૩-૨-૪૪ને રોજ

જોષીનો આભારી છું.

શિક્ષકોના કુટુંબમાં હું ઊછર્યો છું એટલે એમનો સંપર્ક સાધવા અને એમનું જીવન તથા વિચાર-વ્યવહાર જાણવા હું હમેશ ઉત્સુક રહું છું. શિક્ષકનું જીવન ઉત્તમ કોટિનું છે એ માન્યતાથી મને પણ શિક્ષક બનવાની કેળવણી મળી હતી અને એ દિશામાં આગળ વધવાના મને કોડ હતા પરન્તુ સંજોગવશાત્ એ બની શક્યું નહિ. છતાં, જે ધંધા માટે મને અભિરુચિ હતી તેણે ભાવિમાં જે મહત્ત્વનો ભાગ ભજવવા તે નિર્માણ થયેલ છે તેમાં મને પૂરી શ્રદ્ધા છે.

શ્રીયુત દલપતરામભાઈની જયપુરના અધિવેશનની મનનીય સમાલોચના સાંભળી મને આનન્દ થયો. આવાં અધિવેશનોની અગત્ય નિર્વિવાદ છે. તેમાં જવાથી, ભાગ લેવાથી જે નવા વિચારો, નવીન પ્રવૃત્તિઓ અને આંદોલનો વિશે જાણવાનું મળે તેથી દૃષ્ટિ વિશાલતર બને છે. એટલું જ નહિ પરન્તુ તેનાથી કાર્ય-વ્યાપૃત થવાની પ્રેરણા પણ મળે છે; અને એ પ્રેરણાનો અન્ય સાથીઓમાં સંચાર કરવાથી સંગીન કાર્યની યોજના થઈ શકે છે.

અધિવેશનમાં ખાસ કરીને બે વિષયો પર ખાસ મહત્ત્વની ચર્ચા થઈ હતી: (૧) સાર્જન્ટ-યોજના (૨) કેળવણી અને નવીન સમાજવ્યવસ્થા. સાર્જન્ટ-યોજના હજુ બહાર પડી નથી એટલે છાપાંઓ દ્વારા જે માહિતી મળી છે તેથી વિશેષ હું જાણતો નથી. અને એ વિશે મેં પૂરતો વિચાર કર્યો નથી; માટે સાર્જન્ટ-યોજના વિષે મારે કંઈ કહેવાનું નથી. પરન્તુ એમણે જે યોજના સમગ્ર હિંદને માટે કરી છે એ વિશાળ અને પ્રગલ્ભ છે. કેળવણીના ક્ષેત્રમાં સમર્થ પ્રયોગ સોવિયેટ રશિયાએ કરેલો છે; થોડે અંશે મેં એ નજરે જોયેલ છે અને એ વિષે વાંચ્યું છે. હું આપને સૌને એ અંગેનું સાહિત્ય વાંચી જવા વિનંતિ કરું છું કેમ કે એમાંથી ઘણું જાણવાનું અને વિચારવાનું મળશે. અધિવેશનમાં કેળવણી અને નવીન સમાજ-વ્યવસ્થાના વિષય પર થયેલ

મોરબી સ્વા. રાજ્યના વિદ્યાધિકારી રા. દલપતરામ પો. જોષી જયપુરની અ. ભા. કેળવણી-પરિષદમાં ગએલા, એ વિશેના તેમના ભાષણને પ્રસંગે પ્રમુખપદેથી સમાજ-શાસ્ત્રના ગણતર ગુજરાતી અભ્યાસીઓમાંના એક રા. રવિશંકર સ. ભટ્ટે આપેલું ભાષણ. એ તેમણે અમારી વિનંતિ પરથી ત્રૈમાસિક માટે ખાસ લખી આપ્યું છે. એ જૂના 'કૌમુદી'-'માનસી'-પ્રેમીનો આવો માંચાળુ સહકાર નિયમિતપણે ચાલુ રહેવાના આશાચિન્હરૂપ આ લેખને ગણીએ છીએ. —સં. માનસી.

ચર્ચા તેનું વિશિષ્ટ તત્ત્વ હતું એટલે તે અંગે મારે કંઈ કહેવું એવી સૂચના થયેલ છે. જયપુરના અધિવેશનના પ્રમુખ સર મોરિસ ગ્વાયર તથા જયપુર રાજ્યના દીવાન સર મિરઝાં ઇસ્માઇલનાં ભાષણોના સાર આપણે સૌએ છાપાંઓમાં જોયેલ છે. એ બન્ને ભાષણો સવિસ્તર વાંચવા હું ખૂબ ઇંતેજાર છું. જે આદર્શો એ મહાનુભાવોએ આપણી સમક્ષ મૂક્યા છે તેની ઉદ્દામ મનોભાવના અને અગત્ય વિષે બે મત હોઇ શકે નહિ અને સામાન્ય રીતે, એ સર્વ-સ્વીકાર્ય છે એમાં પણ શંકા નથી. એટલે એ અંગે મારે ખાસ કહેવાનું નથી.

લડાઇ પૂરી થયા પછી તુરત જ ઘણા પ્રશ્નો જે કેવળ લડાઇને અંગે જ ઊભા થયેલા છે તેનો પહેલાં વિચાર અને નિર્ણય કરવો રહેશે—જેમ કે સૈન્યમાં અસાધારણ ભરતી થયેલ માણસો શાંતિ થતાં છૂટાં થાય ત્યારે તેમને માટે શી ગોઠવણ કરવી તેની યોજના કરવી પડશે; તેમ જ અત્યારે ઔદ્યોગિક ઉત્પન્નનો મોટો જથ્થો લડાઈની જરૂરિયાતો પૂરી પાડવા અંગેનો છે, એ જરૂરિયાતો ઘટી જતાં ફરી સામાન્ય જરૂરિયાતો પૂરી પાડવા માટે આપણું ઔદ્યોગિક ઉત્પાદન યોજવું પડશે; લડાઇને અંગે અપાયેલ કોન્ટ્રેક્ટો અધૂરા રહ્યા હશે તેની વ્યવસ્થા કરવી પડશે; લડાઇને લગતો ઘણો માલ અણવપરાયેલ રહેશે તેને કાઢી નાંખવા માટે ગોઠવણ કરવાની રહેશે. આ અને એવા બીજા અનેક પ્રશ્નોનો તત્કાળ નિર્ણય કરવો પડશે. પરન્તુ સાથોસાથ નવીન સામાજિક વ્યવસ્થા વિશે પણ આપણે વિચાર કરવો પડશે, કારણ કે જે આદર્શો માટે મિત્રરાજ્યો આ વિગ્રહ લડે છે અને જેમાં માનવજાતના ભાવિ જીવનની આશા કેન્દ્રસ્થ થઇ છે તેને જીવનમાં મૂર્ત કરવાનું તો જ શક્ય બને.

હિંદુસ્તાનમાં આપણે ઘણું કરવાનું છે. આપણો દેશ, બીજા દેશો જે ભૌતિક દૃષ્ટિએ ઘણા આગળ વધેલા છે તેને મુકાબલે, પછાત છે; એ દિશામાં આપણે ઘણો માર્ગ કાપવાનો છે. અને જ્યાં સુધી આપણી આર્થિક સ્થિતિ અત્યારે છે તેના કરતાં ઘણી વધારે સુધરે નહિ ત્યાં સુધી સર્વદેશીય વિકાસ શક્ય નથી એમ હું માનું છું. જ્યારે આપ સૌ નવીન સમાજવ્યવસ્થાના વિષયમાં રસ લ્યો છો ત્યારે તેને વિષે વિચાર કરવામાં, યોજનાઓ ઘડવામાં જે બેત્રણ દૃષ્ટિબિંદુ હું અગત્યનાં માનું છું તે હું આજે આપની પાસે રજૂ કરું છું અને મને આશા છે કે એ આપને મદદરૂપ થશે.

હું જે કહું છું તે માત્ર અંગત રીતે; સમાજશાસ્ત્ર મારો વિષય છે એટલે શાસ્ત્રીય દૃષ્ટિ લક્ષમાં રાખીને જ મારા વિચારો રજૂ કરું છું.

## નવી રચના કેવી ? ભાવનગરમાં અભ્યાસમંડળ

આપણા સમાજની વર્તમાન રચના છે તેથી નવા પ્રકારની રચના એટલે-કે અત્યારની સમાજવ્યવસ્થામાં જે અસમાનતાઓ છે, અસંગતિઓ છે, ગરીબી છે, જનતાના મોટા ભાગના જીવનમાં સમાન હકો, જરૂરિયાતો અને આસાયેશનો અભાવ પ્રવર્તે છે તે સર્વ દૂર કરીને જે સમાજરચના થાય તેને કહી શકાય. અત્યારે હિંદુસ્તાનમાં ૧૦ ટકા માણસો ભણેલાં છે તેના કરતાં વધારે પ્રમાણમાં માણસો ભણેલાં થાય; અત્યારે વસ્તીના પ્રમાણમાં ૧૦ ટકાથી પણ ઓછા ટકા માણસો ધનિક છે તેના કરતાં વિશેષ માણસો સામાન્ય રીતે મધ્યમ વર્ગનું, જીવનની જરૂરિયાતોને પહોંચી વળે તેવી આર્થિક સ્થિતિવાળું જીવન જીવતા થાય, અત્યારે આપણું ઉત્પાદન, ખેતીનું કે ઔદ્યોગિક છે તેના કરતાં ત્રણ ચારગણું વધારે થાય, આપણને આપણી રાજકીય અને આર્થિક રચના માટે પૂર્ણ સ્વતંત્રતા મળે–આ બધાં આપણાં ધ્યેયો છે. આ ધ્યેયને સાધવા માટે (૧) યોજનાની (૨) સાધનોની અને (૩) પ્રયત્નની જરૂર છે.

આને અંગે બીજા દેશોની માફક હિંદુસ્તાનમાં સરકાર તરફથી લડાઈ પછીની પુનર્રચના માટે કમિટીઓ નિમાઈ છે અને તેનું કામ ચાલે છે. રાજ્યો તરફથી પણ કમિટીઓ નિમાઈ છે અને આપણાં ભાવનગરમાં એક 'સ્ટડી ગ્રુપ' હમણા સ્થપાયું છે.

## પુનર્રચના સર્વદેશીય હોય

૧. સમાજ એક અવિભાજ્ય (organic) વ્યવસ્થા છે. એના એક અંગમાં જે પ્રવૃત્તિ કે આંદોલન થાય તેની અસર બીજા અંગ પર તત્કાલ કે થોડા સમયના અંતરે થયા વિના રહેતી નથી. માટે સમાજની સ્થિતિ સુધારવી હોય તો આ તેનું અવિભાજ્યતાનું લક્ષણ સતત ધ્યાનમાં રાખવું જોઈએ. આ પરથી એક વાત ફલિત થાય છે અને તે એ કે પુનર્રચના માટે જે યોજના તૈયાર કરવામાં આવે એ સર્વદેશીય દૃષ્ટિવાળી હોવી જોઈએ. અહીં એક દાખલો આપું. ૧૯૨૦થી ૧૯૩૫ સુધીમાં, અને ખાસ કરીને જ્યારે ૧૯૩૧થી ૧૯૩૬ સુધીનાં વર્ષોમાં આર્થિક મંદીની અસર ઊંડી

જણાવા લાગી ત્યારે જે ગ્રેજ્યુએટોની સંખ્યા બહાર પડેલ તેનો મોટો ભાગ બેકાર બનેલ તેથી મૂંઝાઇને ઘણાને એમ લાગેલું કે આપણી કેળવણીની રચના ખોટી છે—જે બેશક, છે જ, પરન્તુ અન્ય કારણોને લઇને. પરન્તુ ત્યારે બધાને એમ થયું કે આપણા યુવાન વર્ગે મોટી સંખ્યામાં ટેકનિકલ (ભૌતિકવિજ્ઞાનની, શાસ્ત્રીય, આયોજનિક) કેળવણી લેવી જોઇએ. એ પ્રકારની કેળવણીની અગત્ય વિષે બે મત હોઇ શકે જ નહિ. પણ મને યાદ છે કે ૧૯૩૩-૩૪માં એવી કેળવણી પામેલ બેત્રણ મિત્રો અમેરિકાથી કે ઇંગ્લંડથી પાછા ફર્યા ત્યારે એમને માટે ક્યાંઇ જગ્યા નહોતી. એટલે આયોજનિક કેળવણી પામેલ યુવાન જનો નાની સંખ્યામાં પણ આપણા ઉદ્યોગતંત્રમાં કે બીજે સ્થળે રોકાઇ શકે તેમ નહોતું. ત્યારે સમજાયું કે આપણા ઉદ્યોગો સમાવી શકે તે સંખ્યાથી વિશેષ માણસો હશે તો તે બેકાર રહેવાના. પછી લોલક બીજે છેડે ગયું અને વિચારસરણી તે તરફ વળી. ઉદ્યોગો વધારવા જોઇએ અને હિંદુસ્તાનનો સમગ્ર ઔદ્યોગિક વિકાસ ત્વરિત રીતે સધાવો જોઇએ એ વાત પર ભાર મૂકવામાં આવ્યો અને હાલ આવે છે. આ બાબતને અંગે ઘણી વાર એમ કહેવામાં આવે છે કે એટલો ત્વરિત વિકાસ શક્ય બનાવવા માટેનાં એવી તાલીમવાળાં માણસો આપણી પાસે નથી. સુભાગ્યે લડાઇને અંગે આયોજનિક કેળવણીની યોજના અમલમાં આવી છે એટલે અત્યારે વધતા જતા ઉદ્યોગો માટે માણસો મળી રહે છે. લડાઇ પછી શું સ્થિતિ રહેશે તેની કલ્પના કરવી કઠિન છે. કહેવાનું તાત્પર્ય એ છે કે સમાજની પ્રત્યેક પ્રવૃત્તિ પરસ્પર અવલંબેલ છે, સંકળાયેલ છે અને એક બીજાની પૂરક છે. ઘણી વાર એમ બને છે કે અમુક પ્રવૃત્તિઓ દેખીતી રીતે નિકટ સંબંધવાળી હોવાથી આપણને તેની અગત્ય જલદી સમજાય છે. અને અન્ય તિરોહિત સંબંધવાળી પરન્તુ પરસ્પર પૂરક એવી પ્રવૃત્તિઓની અગત્ય એકદમ જણાતી નથી. સમાજની પુનર્રચનામાં સર્વદેશીય દૃષ્ટિબિંદુવાળી યોજના ન થાય ત્યાં સુધી હંમેશાં એકતરફી વિકાસ થવાનો; અને આવા એકતરફી વિકાસથી લાંબે ગાળે લાભ સાથે હાનિ થવાનો સંભવ રહે છે, કારણ કે એક ક્ષેત્રમાં વિકાસ થયા પછી જે સમયાન્તર (Time-lag) પડે છે એથી બીજાં ક્ષેત્રોમાંનો વિકાસ સાધવાનું કાર્ય દુર્ઘટ બને છે. એટલે જેમ યોજના સર્વદેશીય હોવી જોઇએ તેમ જે સાધનો યોજવાનાં છે તે પરનો કાબૂ પણ સંપૂર્ણ અને

સર્વપક્ષી હોવો જોઇએ અને આપ સમજી શકશો કે યોજના અને સાધનોનો ઉપયોગ સફળતાથી કરવો હોય તો સમાજના અમુક વર્ગોનો જ નહિ પરન્તુ સમગ્ર સમાજ અને દેશના પ્રયત્નનું સામર્થ્ય રેડાવું જોઇએ.

### શિક્ષણાર્થે ધન: એ કેમ વધે ?

૨. સમાજના મહત્ત્વના પ્રશ્નોને આર્થિક બાજુ હોય છે અને ખાસ કરીને નવીન સમાજવ્યવસ્થામાં કેળવણીનો પ્રશ્ન દેશના આર્થિક પ્રશ્નો સાથે નિકટ સંબંધ ધરાવે છે. એટલે એ દૃષ્ટિએ આપ તેને તપાસશો એમ આશા રાખું છું; અહીં તો મારે એટલું જ કહેવાનું કે અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ખરું ધન એ ઉત્પન્ન થયેલ માલ (Goods) અને 'સેવાઓ' (Services)[1] છે. આપ સૌ જાણો છો કે હિંદ એક ગરીબ દેશ છે. ડૉ. રાવના અંદાજ પ્રમાણે હિંદુસ્તાનમાં ૧૯૩૧–૩૨ વર્ષમાં માથાદીઠ આવક રૂ. ૬૫ હતી; આ તો એકંદર માથાદીઠ આવક થઈ. શહેરોમાં વસનારાઓની માથાદીઠ આવક રૂ. ૧૬૬ હતી, જ્યારે ગામડાંમાં રહેનારાઓની માથાદીઠ આવક રૂ. ૫૧ હતી. અત્યારના અંદાજ પ્રમાણે (જેમાં ભૂલના ટકા વિશેષ હોવા સંભવ છે) ૧૯૪૨–૪૩ના વર્ષમાં એકંદર માથાદીઠ આવક રૂ. ૧૪૬ ની થઈ છે; શહેરમાં રહેનારાની માથાદીઠ રૂ. ૨૦૦ અને ગામડામાં રહેનારની માથાદીઠ રૂ. ૯૧. આ દસ બાર વર્ષના ગાળામાં આટલો મોટો વધારો થયો છે તે ખાસ કરીને હાલના ફુગાવાને (Inflation) આભારી છે, પરન્તુ ૧૯૩૧–૩૨નો રૂ. ૬૫નો અંદાજ લઇએ તો જણાશે કે ગામડાંમાં કેળવણીનો પ્રચાર કરવામાં આપણે ઘણી કરકસર કરવી પડશે. પરંતુ આપણે જે કંઈ કામ હાથ ધરીએ તે માટે પૈસાની જરૂર પડશે અને નાણાંની તંગીથી, અભાવથી આપણાં ઘણાં કામો અટકી પડે છે એ તો સામાન્ય અનુભવ છે. પરન્તુ નાણાંનો અનુભવ એ આપણી આર્થિક ગરીબીની નિશાની માત્ર છે. ગરીબી કે નિર્ધનતાનું ખરું મૂળ તો આપણી વસ્તીના પ્રમાણમાં ખૂબ ઓછા ઉત્પાદનમાં (Productivity) અને 'સેવાઓ'(Services)ની તંગીમાં રહેલું છે. આ વિચાર નવીન નથી, પરન્તુ અર્થશાસ્ત્રમાં નાણાં (Money) પર જે અસાધારણ ભાર મૂકવામાં આવે છે તેના શામક (Corrective) વિચાર તરીકે એ મહત્ત્વનો છે. એટલે જ્યાં સુધી આપણે ઉત્પાદક શક્તિ (Productive

[1] વહીવટી વ્યવસ્થા કરનારે, સુસંઘટિત તંત્રવિભાગો કે ખાતાંઓ.

Capacity) વધારીએ નહિ ત્યાંસુધી આપણે ખરું ધન વધારી શકીએ નહિ અને ખરું ધન ન હોય તો નાણાં ક્યાંથી આવે? માટે પહેલું પગલું તો આપણી ખેતીની નિપજ, ઔદ્યોગિક ઉત્પન્ન અને 'સેવાઓ' (Services) અત્યારે છે તેના પ્રમાણે બે-ત્રણગણું વધારવાનું હોવું જોઇએ. તો જ દેશ-સમગ્રનું ધન-વધે અને તેના પરિણામે આપણી માથાદીઠ આવક વધારી શકાય, પરન્તુ જેમ એકંદર ધન વધે તેમ આર્થિક વર્ગો વચ્ચેની અત્યારની આવકની અસમાનતા ઘટવી જોઇએ કારણ કે તેમ થાય તો જ દેશના સર્વ લોકને લાભ થાય. અહીં સાર્જન્ટ યોજનાનો જ દાખલો આપું. શ્રી જોષીએ કહ્યું તેમ "Money is the mainspring of Education." એ યોજના પ્રમાણેનો ખર્ચનો અંદાજ રૂ. ૩૧૭ કરોડ માત્ર બ્રિટિશ હિંદ માટે કરવામાં આવેલ છે. એ ખર્ચ કરવો જોઇએ એ નિર્વિવાદ છે, પરન્તુ એટલું નાણું અત્યારની સ્થિતિમાં લાવવું ક્યાંથી? મી. સાર્જન્ટે એમના તાજેતરના સાયન્સ કોંગ્રેસના ભાષણમાં ત્રણચાર રસ્તાઓ સૂચવ્યા છે. પરન્તુ મારી માન્યતા પ્રમાણે એથી ગેરસમજ વધવાનો સંભવ છે. અહીં એક મારો દૃઢ વિચાર આપને જણાવું છું. એ કોઈ અમુક વર્ગને કે ધંધાદારીઓને સંબોધીને કહેતો નથી, પરન્તુ સામાન્ય રીતે જણાવું છું. હિંદુસ્તાનના ૩૦ લાખ સારી રીતે ભણેલા ગણાતા જનોમાંથી લગભગ અડધી સંખ્યાના એટલે કે ૧૫ લાખ જનો પોતાનાં ભાઈબહેનોને મફત ભણાવવા ઉદ્યુક્ત નહિ થાય ત્યાં સુધી નિરક્ષરતા-નિવારણનો પ્રયત્ન મોટા પાયા પર શક્ય નથી એમ હું માનું છું. આનો અર્થ એમ નથી કે વેતનવાળા શિક્ષકો રાખવા નહિ પરન્તુ જો યોજનાને વેગ આપવો હોય તો ૧૫ કે ૨૦ લાખ શિક્ષકો તાલીમ મેળવી તૈયાર થાય ત્યાં સુધી રાહ જોવી પોસાય નહિ.

### કેળવણીમાં દેશસ્થિતિ અને સામાજિકતા

૩. મેં ઉપર જણાવ્યું તેમ આપણી ગરીબી, વાહનવ્યવહારની સંકુચિતતા, જનતાના મોટા ભાગને જીવનની મુખ્ય જરૂરિયાતો જેવી કે કેળવણી, વૈદ્યકીય મદદનો અભાવ, ઇત્યાદિને અંગે આપણે એટલું બધું કરવાનું છે કે પહેલી નજરે તો કાર્યની વિશાલતા જ આપણને કિંકર્તવ્યમૂઢ બનાવી મૂકે છે, પરન્તુ મારી માન્યતા પ્રમાણે આપણી દરેક યોજના અને તેનું કાર્ય આપણા દેશની સ્થિતિને અનુલક્ષીને થવાં જોઇએ. મને લાગે છે કે બધું પાશ્ચાત્ય

પદ્ધતિ પ્રમાણે જ થવું જોઇએ—ભલે તે પદ્ધતિ બહુ જ સારી હોય છતાં—એવો આગ્રહ રાખીએ તો ગામડાંઓમાં આપણે કેળવણી, વૈદકીય મદદ કે બીજી જરૂરિયાતની ચીજો કે સેવાઓ પહોંચાડી શકીશું નહિ. એટલે એ વ્યામોહ દૂર થવો જોઇએ. ગાંધીજી આ પાઠ આપણને છેલ્લા પચ્ચીશ વર્ષથી શિખવતા આવ્યા છે અને એ આપણે સૌએ મનમાં ઉતારવો જોઇએ.

૪. આપણી કેળવણી, પ્રાથમિક તબક્કાથી માંડી કૉલેજ સુધી, વધારે સામાજિક અંશોવાળી હોવી જોઇએ એ સર મિરઝા ઇસ્માઇલે ઉચ્ચારેલ સૂત્ર પર હું ખાસ ભાર મૂકું છું. કેળવણીનો મુખ્ય હેતુ નરનારીઓને ઉત્તમ નાગરિક બનાવવાનો છે. આર્થિક તેમ જ રાજકીય દૃષ્ટિએ વર્ચસ્વ ધરાવતા અગ્રગણ્ય દેશોનાં, સ્વાતંત્ર્ય અને ઉચ્ચ પ્રકારની વ્યવસ્થાશક્તિ એ વિશિષ્ટ લક્ષણો છે. જ્યાં સુધી આપણી શિક્ષણની સંસ્થાઓ નાગરિક જીવન-ની તાલીમ આપતી નહિ થાય ત્યાં સુધી આપણે સ્વાતંત્ર્યને જીવનમાં ઉતારતાં તેમ જ સામાજિક વ્યવહારોમાં વ્યવસ્થાશક્તિ કેળવતાં શીખીશું નહિ. એટલે હું ફરી ભાર દઇને કહું છું કે આપણી કેળવણીમાં નાગરિક-તાના પાઠને મહત્ત્વનું સ્થાન આપવું જોઈએ.

સામાજિક પુનર્રચનાના પાયારૂપ કેળવણી છે કેમ કે તે મનુષ્યની બધી શકિતઓના વિકાસની ચાવીરૂપ છે. જો કેળવણી સર્વદેશીય રીતે આપવામાં આવે તો આપણો ઉદ્ધાર વહેલો થશે. પ્રાથમિક, માધ્યમિક અને કૉલેજની કેળવણી, તેમ જ નિરક્ષરતા-નિવારણ અને આયોજનિક કેળવણી—એ બધાં પરસ્પર સંકળાયેલ અંગો છે. આપણો પ્રયત્ન એ સર્વનો વિકાસ સાધવાનો રહે તો આપણે પ્રગતિ કરી શકીશું એમ હું માનું છું.

સુભાગ્યે, ભાવનગર રાજ્યે નિરક્ષરતા-નિવારણ માટે રૂ. ૨ લાખ તથા આયોજનિક કેળવણી માટે રૂ. ૧ લાખ આ વર્ષે આપ્યા છે. આ બંને માટે યોજનાઓ તૈયાર થયે આપણે સૌ એમાં પ્રવૃત્ત થઇએ એ જોવા જનતા આતુર છે. એ આપણી પુનર્રચનાનો પાયો છે એમાં શક નથી.

આપે મને શાંતિથી સાંભળ્યો એ માટે હું આપનો સૌનો આભાર માનું છું.

રમેશ રંગનાથ ગૌતમ

# એ સંમેલનનાં
## થોડાં સ્મરણો

પંદરમા સાહિત્ય સંમેલનની કથા માંડવી હોય તો પરથમ સમરું ગિરિજાસુતને. ગુજરાતી સાહિત્યપરિષદનો ગિરિજાસુત–દુંદાળો હરગીજ નહિ, દુઃખભંજનો તો કોણ જાણે, ને સદા ય ધોળે વેશ–જેનું નામ લીધા વગર આગળ વધાય જ નહિ, તે કોણ ?

પૂછી જુઓ ' જન્મભૂમિ'ને, 'વંદેમાતરમ્'ને, 'ફૂલછાબ'ને એ બધાં સમર્થ પત્રો દુશ્મન ભાવે પણ એને જેટલાં ભજે છે તેટલી ઉગ્ર ભક્તિ તો એના નિકટતમ પાસવાનો પણ દાખવી શક્યા નથી.

ચતુર હોય તેને ચતુર કહેવો પડે, તેમાં કયાં કોઇના ઉપર સપાકું છે, અને કનુભાઇ મુનશી ચતુર છે તેનો ઇનકાર કોણ કરી શકે તેમ છે ? ઊલટ, ફરિયાદ તો તેમના એ લક્ષણ ઉપરના વધારેપડતા પ્રભુત્વ સામે થતી દેખાય છે.

સંમેલનની તૈયારીઓ થતી હતી તે દરમ્યાન એક જરા દુઃખદ પ્રસંગ બની ગયેલો, વડોદરામાં સંમેલન ભરવાપણું શાથી આવ્યું, કોણે ઉપસ્થિત કર્યું, એ પ્રશ્નનો સકટાક્ષ ઉલ્લેખ એમને લખેલા એક પત્રમાં અમારા એક મુખીએ કર્યો. તરજુમિયા ભાષામાં જેને "કમનશીબ ગેરસમજૂત" કહીએ તેવું કંઇ આમાં બનવા પામ્યું હતું. એ ગેરસમજૂતના પડઘારૂપે સામી ગેરસમજૂતો થઇ, ને વાતાવરણ કંઇક ઘેરું બન્યું. પરંતુ થોડા જ દિવસ પછી એ બન્ને મહાપુરુષોની રૂબરૂ મુલાકાતનો યોગ થયો. ઉભયે કહેવું હતું તે કહી નાખ્યું, એક બીજાને સમજી લીધા, બન્નેએ સરવાળે જોયું કે વાતમાં કંઇ દમ નથી, ને એમણે એ પ્રસંગને ત્યાં જ દફનાવી દેવાનું કબૂલ કર્યું.

પરંતુ મુન્શી ને મુનશી. એમણે કંટ્રાક્ટ બરાબર પાળ્યો પણ, એ ઘટનામાંથી એ સાનમાં સમજી ગયા કે એમના વ્યૂહનું ભેદ્ય અંગ અમુક છે. એનો ઉલ્લેખ કોઇ પણ પ્રસંગે કોઇ કરે, જાહેરમાં કહેવાવારો આવે

તે પહેલાં પોતે જ સંમેલન દરમ્યાન કેટલી યે વાર બાપોકાર જાહેર કરી દીધું હતું, તથા છેલ્લી બાજી તે પરિષદપત્રિકામાં પણ પ્રસિદ્ધ કરી મૂક્યું છે, કે એમના પોતાના આગ્રહને વશ થઈને જ વડોદરાના દીવાન તથા વડોદરાનગરે સંમેલન પોતાને ત્યાં ભરવા માથે લીધું હતું.

એમાં કોઈ શું કહેતું હતું. જે છે તે આ છે; પોસાય છે? ...

અર્થાત્, આ ભવ્ય સંમેલન ભરાવાનો યશ પણ શ્રી મુનશી નેતાજી ને ફાળે જ જાય છે. જેને જે કહેવું હોય તે ભલે કહે, પણ હકીકત આ છે.

અને તે માટે વડોદરા સાચે જ મુનશીજીનું ખૂબ આભારી છે, એમની કૃપા ઉપર વડોદરાનો હક્ક છે, હંમેશનો "લીઅન" છે. વડોદરા કૉલેજ એમની શિક્ષણમાતા છે. મુનશીજીએ બધી બાબતોનો વિચાર કરીને જ વડોદરા ઉપર કળશ ઢોળ્યો હશે, આવી રીતે વડોદરાને બીજી વાર પરિષદના ઇતિહાસમાં ડંકો બજાવવાની તક સાંપડી.

× × ×

વડોદરે અધિવેશન ભરવાની વાત એક વાર નક્કી થઇ એટલે, છાપાંળવી બાનીમાં કહીએ તો, તે માટેના આયોજનનાં ચક્રો તુરંત ગતિમાન થયાં. મુહૂર્તમાં પાંચ હજારનો ચાંલ્લો કરીને શ્રીમંત સરકારે વિદ્યાધિકારીને ફરમાવ્યું, કે ભલે થઈ જાય.

નાણાં ભેગાં કરવાની તકલીફનો આવે પ્રસંગે સામાન્ય રીતે ઘણો ઊહાપોહ થાય છે. વડોદરામાં એવું બન્યું, કે અમારા ઉપર ધનનો વરસાદ વરસ્યો; એને ઝીલતાં અમે ગભરાયા. જુવાન, સંસ્કારી, ઉમંગી તથા કાર્યદક્ષ શેઠ ચતુર્ભુજદાસ દ્રવ્યસમિતિના પ્રમુખ હતા. એમણે પહેલેથી શાંતિથી કહી દીધું હતું, કે એમાં તે શી મોટી વાત છે. અને બન્યું પણ તેમ જ. અમને ચિંતામુક્ત કરવાનું પહેલું પગલું એમણે ભર્યું, અને પછી—જોઈ લ્યો મઝા.

અમારે સેંકડોની રકમો ઘણા જ કચવાતા દિલે પણ લાચારીથી પાછી વાળવી પડી છે, મારે કરી કહેવું પડ્યું છે.

× × ×

અમારે વડોદરામાં ટિપ્પણબાજીનું જરા જોર; સમુપસ્થિત પ્રશ્નની જરૂરી તેમ જ કદાચિત્ બિનજરૂરી બધી બાજુઓનો પૂરતો વિચાર કર્યા વગર અમારું નિયંધ-નિયમ-કલમ-પેટાકલમનું રાજયતંત્ર એક ડગલું ન ભરે. તે

૬

ઉપરાંત, પરિષદની વિલક્ષણ કચેરી સાથે વારંવાર કેટલી ય ચોખવટો કરવી પડતી.

હા...માં કરતાં છેક ઑક્ટોબરમાં ઠર્યું કે સંમેલન માહે ડિસેમ્બરમાં ભરવાનું છે. તેની પ્રાથમિક તૈયારીઓ માટેની સ્થાનિક સમિતિ પણ ત્યારે જ નિમાઈ.

અમલદારી તત્ત્વના અતિભારણનો ઊભરો જેને અંગે કેટલાંક પત્રોએ ઉપાડ્યો હતો, તે એ નાનકડી સમિતિ. એના મૂળ અગિયાર સભાસદોમાં રમણલાલ દેસાઇ, અતિસુખશંકર ત્રિવેદી, મંજુલાલ મજમુદાર, રાયપુરા, કૉલેજના ગુજરાતીના અધ્યાપક ચ. શં. પટેલ, કિશનસિંહ ચાવડા, વગેરે હતા; પરંતુ એક યા બીજી રીતે એમાંના ઘણાખરા સરકારી નોકર હતા, એ જ એમનો અપરાધ!

એમને બાજુએ મૂકીને નહિ તો એ બીજા કોને લાવવાના હતા, એ હજી સમજી શકાતું નથી. અસ્તુ.

આ સમિતિ નિમાઈ, કે તેને પગલે તુરત જ માનવપ્રકૃતિનાં ખૂબ જ રસપ્રદ પાસાંનાં ચક્રો પણ વડોદરામાં વેગે કરીને ગતિમાન થયાં. આવે પ્રસંગે જામતા તુમુલ તરંગોને સમતોલ ભેજું રાખીને જોયા કરવાની કુદરતી કે કેળવેલી બક્ષિસ જેને હશે, તેને સ્વભાવોના એ સમરમાં ખૂબ જ રસ પડ્યો હશે. આવા પ્રસંગોએ એવાં ઘર્ષણો થાય તેમાં નવાઈ શા માટે હોય? દરેકને સ્વનું મહત્ત્વ હોય. હુંપદથી કોણ મુક્ત છે?

એ રિસામણાં-મનામણાં, એ સારાંમાઠાં લાગવાં, એ બધું જ "પહેલા પુરુષ એકવચન"ની માયા......એ જ તો આપણા માણસપણાનું પ્રમાણપત્ર છે. એ ન હોય, તો આપણે મનુષ્યથી કંઈક વિશેષ, અગર તેથી કંઈ ઓછા-મોટે ભાગે ઓછા જ-હોઇએ.

એક જણ કહે, કે હું કારોબારીનો ઉપપ્રમુખ થવાને લાયક-મારી અવગણના કરી જ કેમ. હું કોણ! તમે મને મોટામાં મોટી ઉપસમિતિનો પ્રમુખ બનાવો, તો યે હવે તો ઉં-હું! તમે બધા બાલિશ છો, અણસમજુ છો; હું જ બધું જાણું છું. દોઢ-બે મહિનામાં પરિષદ તમે ભરી રહ્યા; ને ભરો તો યે કૉલેજના વિદ્યાર્થીઓના સંમેલન જેવું. જાઓ, મને બોલાવશો નહિ.

બીજા કહે, હું જ મંત્રી થવાને લાયક; મારાથી વધીને બીજું કોણ છે! ફલાણાને નીમ્યો, પણ મારી આગળ એ શી વિસાતમાં. વડોદરામાં લ્યો 'રેફરેન્ડમ' કે કોણ વધારે લાયક છે......જાઓ તમારે ને મારે ઘટ્ટા!

હસતાં હસતાં પણ મનમાં સહેજ દંશ સાથે એક મિત્રે સુંદર દલીલ કરી. 'અમુક ઉપસમિતિમાં તમે મને માત્ર 'કો-ઓપ્ટ' કેમ કર્યો? કો-ઓપ્ટ બે જ કારણે થઈ શકે. એક એ, કે અમુક માણસ વગર કામ આગળ ચાલે જ નહિ તે ખાતર તેને સમિતિમાં ઉમેરવો પડે; અગર અમુક માણસ રમતમાં ફાસ મારે એવો છે, તેથી એનું મોં બાળો-એ ન્યાયે એને લેવો પડે...તમે મને કઈ કક્ષાનો ધાર્યો? જાઓ નથી રમતા! એમ કહી દઉં?

આને નીમજો ને તેને નીમજો; આને કેમ નીમ્યો ને તેને કેમ લીધો... એ...ને બસ, ધમાલ લાગી પડી. બહુ જ ગમત પડી. એમાં ખુશી થવાનું એ હતું કે ઇતિહાસમાં અમર રહી જાય એવું સંમેલન દોઢ મહિનામાં ભરવાના વિકટ કામમાં ઉપયોગી થઈ પડવાની ઉત્કંઠા એ જ એકંદરે આ હુંસાતુંસીને પ્રેરનારું તત્ત્વ હતું એમ હું ખરેખર માનું છું.

આ ગજગ્રાહોમાંથી, જેને છાપાંમાં વિરોધનો વંટોળ કહેવામાં આવ્યો હતો તે જાગ્યો. વડોદરાની સાહિત્યસભાને શૂર ચઢ્યું, તે છેક ડિસેંબરમાં એ પરિષદના દફતરે દાખલ થઈ; એ વિરોધને બળ આપવા ખાતર, જેને સામાન્યપણે સાહિત્ય કે સંમેલન સાથે કશું સ્નાનસૂતક ન હોય તેવા પણ ઘણા સજ્જનો મેદાને પડ્યા, ને ધડાધડ પરિષદના સભ્ય થઈ ગયા. આ ઘણું સરસ કામ થયું. નિરાધારે લગભગ દોઢસોક લવાજમ આ રીતે પરિષદ કચેરીને જોતજોતામાં મળી ગયાં.

અને જેવી તેવી તો યે એ રહી અમારી પોતીકી સાહિત્યસભા. "એઝ યુ લાઇક ઇટ" માં ટચસ્ટોન પોતાની ગામડિયણ પ્રેયસી ઓડ્રે વિષે કહે છે તેમ, A poor thing but mine own. બાંડો બાંડો ફિર બી માંડો. એને એમ લાગે કે મને કેમ કોઈ ન બોલાવે, ને એ રીસાય તે અમને કેમ પરવડે? કૈકેયીની જેમ એણે રોષપ્રદર્શક સભારૂપી ક્રોધાગારમાં વાસ કર્યો, પરંતુ ભરસભામાં અમે મોકળે મને ગોઠડી કરી લીધી. સભારાણીનું સમાધાન કર્યું, ને પરિણામે સભાએ સર્વાનુમતે ઠરાવ કર્યો-તીવ્ર અસંતોષ દર્શાવવાને બદલે સહકાર આપવાનો. એવી રીતે અમે બાકું લડ્યાં, આખડ્યાં, ને પાછાં ભેગાં થયાં.

સાહિત્યસભા રાજી રહેતી હોય, તો એ જે કહે તે અમારી સમિતિને કબૂલ હતું. અમારા મોવડી રમણલાલ તો બધાને રાજી રાખવા સદૈવ મેદાને પડેલા જ હોય છે. તમારે તમારો એક માણસ સંમેલનમંત્રીઓ સાથે મૂકવો છે? ભલે, એમ કરીએ, તમારે તમારા મનગમતા એક ગૃહસ્થને ઉપપ્રમુખ પણ બનાવવા છે? ઓહો, એમાં શું? એ પણ કબૂલ. બીજું કંઇ? સંગીતની હરીફાઈ? ઓ...કે! એમ હસીખુશીથી જે કહો, તે બધું અમને બસરોચશ્મ મંઝૂર છે.

ડિસેંબર મહિનો એ વખતે ઠીકઠીક આગળ વધેલો હતો, અને દૂસા બધા આડખેલ ચાલતા હતા તે દરમ્યાન સંમેલનની તૈયારીનું કામ તો ધમધોકાર ચાલુ જ હતું; લગભગ બધી ગોઠવણ થઇ ગઈ હતી, તો પણ સ્થાનિક સમિતિએ ત્રીજા મંત્રી અને ત્રીજા ઉપપ્રમુખ લીધા, ને ગાડું આગળ ચાલ્યું. Anything for a quiet life.

× × ×

સમિતિઓ, ને ઉપસમિતિઓ, ને ઉપ-ઉપસમિતિઓ, સભાઓ, કોલાહલ, ગેરસમજૂતો તેના ખુલાસા કરવાના શુભનિષ્ઠ પ્રયત્નો તથા તેમાંથી નીપજતી અવનવી આનુષંગિક ગેરસમજૂતો......Oh, it was glorious! ખુલાસો એ ખરેખર અદ્દભુત વસ્તુ છે. તેનાથી સંતોષ કોઈને થતો નથી, ને વાદવિવાદ વધારવા માટે તેના જેવી રામબાણ જડીબુટ્ટી બીજી કોઇ નથી. જેમ જેમ સંમેલનની તારીખો નજીક આવતી ગઈ તેમ તેમ એ ધમાલની ઝકઝોર જામતી ગઈ.

ઉતારા, ભોજન, સભાસ્થાનપ્રવેશ વગેરે બધી બાબતોની સવડો માટે અમે પહેલાં જાહેર કર્યું હતું કે પંદરમી ડિસેંબર સુધીમાં જે ખબર આપશે તેને માટે જ બ્યવસ્થા થઇ શકશે. પછી મુદત વધારીને વીસમી કરી, પરંતુ આવનારાઓમાંના લગભગ પોણે ભાગે છેક ચોવીસમી તારીખ સુધી ચૂપકીદી પકડી હતી. પચીસમીએ સંમેલન હતું. બાવીસ-ત્રેવીસ તારીખ સુધીમાં જેમના તરફથી સૂચના મળી હતી તે બધા માટે બંદોબસ્ત થયો હતો. અઠીબીડીનું માર્જિન (છૂટછાટ) પણ અમે ઠીક ઠીક રાખ્યું હતું, પણ નોટિસે તેમ જ વગરનોટિસે પણ ચોવીસ, પચીસ, ને છેક છવીસમી તારીખે જે મહેમાનોનાં પૂર ઊમટયાં, તેની શી વાત કરવી! અને-તુલસી યહ સંસારમેં ભાતભાતકે લોક. વિવિધ પ્રકૃતિઓ અને સ્વભાવોનું સુંદર પ્રદર્શન વડો-

દરામાં જામી પડ્યું. કાર્યકરોએ આ આક્રમણને પહોંચી વળવા કમર કસી. આભ ફાટ્યું ત્યાં થીગડું ક્યાં દેવાય ? તો ગે અમે બધાએ બનતું કર્યું. ન્યાયમંદિર અને થીએટરની ભીંતો ઈંટચૂનાની હતી એટલે લાચાર. બનતી હોત તો ખેંચીને જરા પહોળી કરત. છતાં મહેમાનસમુદાયનું દબાણ જોતાં, એ ઈંટચૂનો પણ ખેંચાઈને પહેલાં કરતાં જરા વધારે પહોળાં થઈ ગયાં હોય તો મને નવાઈ લાગે નહિ !

સર વૉલ્ટર સ્કૉટની એક નવલકથામાં પ્રસંગ છે. રાજા જૉન સમક્ષ મેદાની રમતો થતી હોય છે. તેમાં હર્બર્ટ નામનો એક તીરંદાઝ પણ છે. રાજા જૉન એની કાર્યદક્ષતા વિષે પ્રશ્ન કરે છે તેનો હર્બર્ટ ઉત્તર આપે છે. A man can but do his best, Sire.

એથી વિશેષ કોઈ શું કરી શકવાનું હતું ? એટલું તો અમારામાંના પ્રત્યેકે ખૂબ જ નિષ્ઠા, સેવાભાવ અને નમ્રતાથી કર્યું હતું. એટલું બસ નથી ?

× × ×

સામાન્ય મંત્રીપદ ઉપરાંત રંજનસમિતિ તરફથી રંજનવિભાગનું, અને તેનાં પણ કવિદર્શન તથા નાટકનું કામ મારા બહેનભાઈ રમાકાંત ગૌતમની સહાયતાથી મેં ઉપાડી લીધું હતું. નાટકનું 'ગ્રાંડ રીહર્સલ' બાવીસમી તારીખે તો થવું જ જોઈએ; નાટક કરવું જ છે, અને તે પણ નવું લખેલું હોય તો જ, એવો નિર્ણય અમે કેટલાક મિત્રોએ કર્યો, ને રમણલાલને સુણાવી દીધો. રમણલાલે સંમેલનના કારભારના અવિરત કોલાહલ વચ્ચે પણ ચાર દિવસમાં નાટિકા લખી, આપી, તે અધૂરી-પધૂરી અમને અગિયારમી તારીખે મળી. પ્રેક્ષકોએ જે નાટક જોયું, તે સાદ્યંત કુલ દસ દિવસની તૈયારીનું હતું ! રમણલાલ હોય તો જ ચાર દિવસમાં લખી આપે, અને અમારી ટોળી હોય તો જ એ ભજવાય.

એક કડીની ચાળીસ બહેનડીઓના એ સમુદાયનાં અમે જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. એમાંથી એક પણ મુખ કદી મ્લાન થયું નહોતું. હસતે મોંએ, ખૂબ ખેલદિલીથી દરેક છોકરીએ, કશું પણ ગમતું-અણગમતું કર્યા વગર, અમારો પ્રત્યેક બોલ ઝીલીને અમને સાથ આપ્યો હતો. એમ ન હોત, તો એ કામ અશક્ય હતું. આખું નાટક માત્ર કિશોરીઓએ ભજવ્યું હતું.

કવિદર્શનનો ખ્યાલ અમે સાહિત્યસભાનો રજત-ઉત્સવ ઉજવ્યો તે વખતે મને સ્ફુર્યો હતો. એ અખતરો કરવાની રજા તે સમયની રંજન-સમિતિ પાસેથી મેં જરા મુશ્કેલીએ મેળવી હતી. પરંતુ પહેલે જ પ્રયત્ને તેને સફળતા મળી હતી, એટલે આ પ્રસંગે તેનું સહેજ વિસ્તૃત રૂપમાં પુનરાવર્તન કરવામાં બહુ હરકત ન પડી. મને લાગે છે કે એ ખ્યાલ જરા વધારે ખહેલાવવા જેવો છે. સાંભળ્યા પ્રમાણે કેટલાક મહારાષ્ટ્રીય વિદ્વાનો પોતાના ઉપયોગ માટે કવિદર્શનની ગોઠવણ જોવા આવ્યા હતા અને તેમને એ કલ્પના તથા યોજના ગમી હતી.

× × ×

અમારે કાર્યકરોએ તો સંમેલન પૂરું થાય કે તુરત થીએટરે દોડવાનું રહેતું અને બાકીનો વખત પણ દોડાદોડનો પાર નહિ. તો યે જ્યારે બની શકે ત્યારે કોમર્સ કૉલેજ હૉલમાં ચાલતી વિષયવિચારિણી સમિતિની અને ન્યાયમંદિરમાં વહેતી અધિવેશનની સાહિત્યગંગામાં એકાદ ડૂબકી મારી આવવાનું હું ચૂકતો નહિ.

છવ્વીસમી તારીખે હું મહેમાનોને ઉતારે ગયો. ઘણા જૂના મિત્રો આ પ્રસંગે આવ્યા હતા, પણ તેમની જ ખાતર-બરદાસ્તના કામ અંગે તેમને જ મળાતું નહોતું! મારા મનથી કે જેટલા મળ્યા તેટલા ખરા.

એક ખંડમાં પાંચ-સાત મિત્રો બેઠા હતા ત્યાં હું પહોંચી ગયો. જ્યોતીંદ્ર, હરિલાલ ભરુચા, કિશનસિંહ ચાવડા અને બીજા પણ કેટલાક દોસ્તો ત્યાં હતા. વાત નીકળતાં એક ગૃહસ્થે કહ્યું કે ફલાણાભાઈ વિષયવિચારિણી સમિતિમાં એક ઠરાવ મોકલવાના છે, તેમાં તમને કદાચ રસ પડશે.

પૂછતાં, એ ભાઈએ કહ્યું કે હું એવી મતલબનો ઠરાવ મૂકવાનો છું, કે સાહિત્યસંમેલન કદી પણ કોઇ દેશી રાજ્યમાં ભરવું નહિ ને ભરવું પડે તો રાજ્યના નોકર હોય તેવા કોઈ શખ્સનો તે સાથે કશો સંબંધ ન હોવો જોઈએ.

મેં કહ્યું કે આ ઠરાવ જરૂર મૂકજો, હું તેની ચર્ચા કરવા હાજર રહીશ. આવી ગમતની વાત આવે ત્યારે મને બહુ મઝા આવે છે.

જ્યોતીંદ્ર દવેનું કહેવું એવું થયું કે સાહિત્યસભાની મીટિંગના અહેવાલ વિષે જે તેમના સાંભળવામાં આવ્યું હતું તે ઉપરથી તો તેમની સલાહ એવી હતી કે મારે જવું જ!

પણ ઠરાવ મૂકવા ઇચ્છતા બંધુ મારા ત્રવીસ વર્ષ જેટલા જૂનો મિત્ર છે; તેમણે અને સુણાવી દીધી કે એ મીટિંગમાં તમારે હાજર રહેવાનું નથી.

મેં હાજરી આપવાનો દૃઢ નિશ્ચય જાહેર કર્યો એટલે એ દોસ્ત છેલ્લે પાટલે બેઠા, કે તો પછી હું ઠરાવ મોકલીશ જ નહિ.

મને અફસોસ થયો ! મારી એવી ઇચ્છા છે કે તમે એ ઠરાવ મૂકો. હું એનું સમર્થન કરીશ.

આ કથન બધાને વિસ્મયકારક લાગ્યું એ કેવી રીતે ?

એક શરતે હું સુધારો સૂચવીશ કે ઠરાવમાં ઉમેરવું કે સાહિત્ય જોડે કશો પણ સબંધ રાખનાર કોઇ પણ સ્ત્રીપુરુષે સરકારી નોકરી કરવી નહિ, અને નોકરીમાં હોય તેણે રાજીનામાં આપી છૂટા થવું; આ સુધારા સાથે જ ઠરાવ સંપૂર્ણ થાય, અને એને હું ટેકો આપું. પણ એ દરખાસ્ત ત્યાંથી આગળ વધી જ નહિ.

વિષયવિચારિણી સમિતિમાં ગાંધીજીની ચાલુ અટકાયત બદલ દિલગીરી જાહેર કરવાની દરખાસ્ત ઉપર થયેલી ચર્ચાના કેટલા યે ફેન્સી અહેવાલો બહાર પડ્યા છે. તેમાં પરિષદપત્રિકાએ પણ નંબર નોંધાવ્યો છે.

મને તો લાગ્યું કે એ ચર્ચા દરમ્યાન બન્ને પક્ષો જે વાક્ચાતુર્યનાં દ્વંદ્વ–badinage–કરતા હતા તેમાં દલીલની દૃષ્ટિએ વાસ્તવતા કરતાં તે તે દલીલ કરનારાઓની એકબીજા પ્રત્યેની અરુચિના સામાન્ય વલણનો પડઘો વધારે અંશે પડતો હતો. ઠરાવની શબ્દરચના રીતસર હાથ ઉપર લેવાયા પછી તો થોડી જ મિનિટોમાં યોગ્ય ઘડતર થઈ ગયું. પરંતુ તે પહેલાંની ચર્ચાએ પ્રસ્તુત વિષય કરતાં વધારે તો મનની થોડી વરાળ કાઢી નાખવાની તક જુવાનીઆઓને આપી હતી. અને એટલું કહેવું પડે કે તેમણે, ખાસ કરીને ઉમાશંકરે, તેનો ઉપયોગ ઠીક ઠીક કરી જાણ્યો. મુનશીજી ! છોકરા પાણીદાર છે હો ! જે થયું તેની કિંમત તેના સ્પષ્ટ પરિણામ કરતાં તેની સૂચકતામાં વિશેષ છે.

× × ×

લેખકમિલને પણ છાપાંને ખૂબ અટકળોનો મસાલો પૂરો પાડ્યો છે. એમાંથી જેને જેમ ફાવે તેવા અર્થ કાઢ્યા છે. મુનશીના નામની અભીપ્સા જેને છે, એના સંપર્કવાળા કોઇ પણ પ્રસંગને આ જન્મે ને આ દેહે તો જવા ન જ અપાય એવો જેને વળ પડી ગયો છે, તેમને એમાં મુનશી તથા મુનશીવાદ

સામેનો ખુલ્લો બળવો દેખાયો. બીજે પક્ષે, એને અને મુનશીપણાને કશું લાગતું-વળગતું નથી અને તેની સ્થાપનાની કલ્પના સાથે મુનશી અગર તેની સામેના અણગમાની ભાવનાને કશી નિસ્બત નથી, એવો આગ્રહ રખાય છે. હું એ મિલનમાં હાજર હતો.

વાસ્તવમાં બન્ને મંતવ્યો ખોટાં છે, તેમ કંઇક સાચાં પણ છે, એમ કહું તો છાની વાત છાપરેથી કહી દીધાનો આરોપ તો મારા ઉપર કોઇ નહિ મૂકે ને !

× × ×

ઉતાર્યા કે જમાડ્યાનું ખર્ચ કોઇની પણ પાસેથી ન લઇને સંમેલનના વ્યવસ્થાપકોએ એક જબરદસ્ત ટીકાનો પાયો ઉખેડી નાખ્યો છે. જો પહેલે-થી જ જાહેર કરી દેત, કે કોઇએ ફદિયું આપવાનું નથી, ને રામભરોસે જે આવે તે ભલે ખાય, પીએ ને મોજ કરે, તો સ્થિતિ શું થાત, તેનો ટીકા કરનારાઓને જરા પણ ખ્યાલ આવે છે ? પહેલેથી દામ લેવાના છે એમ જાહેર કર્યું તે છતાં રસોડે યાદી ઉપરની સંખ્યા ઉપરાંત કેટલાનાં ઉદર પોષાયાં હશે તેની કોઇને કલ્પના છે ખરી ? પણ અમારે તો પરોણા-ગત કરવાનો લહાવો લેવો હતો, તે લીધો.

સંમેલનને રસોડે કોઇને ના કહી નથી, કોઇનું દિલ દુભવ્યું નથી–પછી એ નિમંત્રિત મહેમાન હોય કે સ્વનિમંત્રિત *સજ્જન* હોય. અમે સહુને સરખા લેખ્યા છે. વડોદરા, તે બસ વડોદરા જ. અમારા આ ફક્કડ-વેડાનો હિસાબ ચૂકવવો પડશે, પણ પર્વા નહિ !

× × ×

અમારા કામમાં ક્ષતિઓ આવી તેમાં નવાઈ નથી. મનુષ્યના કામોમાં, અને તે પણ અમારા જેવા અલ્પશક્તિ માણસોના કામમા ભૂલ પડે જ. પરંતુ જનતાજનાર્દનના કૃપાસાગરના એ અણચિંતવ્યા, વગરનોટિસના ધોધ સામે વ્યવસ્થાનું આયોજન આટલું ટક્કર ઝીલી શક્યું, એ જ અમને તો આશ્ચર્યનો વિષય લાગે છે. કોઇને ભોજન ગમ્યું, ને કોઇને રંજન. કોઇને કશું યે ન ગમ્યું હોય, તો પણ નવાઈ નહિ.

અમો બધાએ મહેનત ખૂબ કરી–ડૉ. જ્યોતિ મહેતાથી લઇને અદનામાં અદના સ્વયંસેવકે. સ્વયંસેવકનાં સેવાની તો પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. વયોવૃદ્ધ પ્રો. માણિકરાવજીને ન્યાયમંદિરનાં પગથિયાં ઉપર ખડે પગે ડયુટી

ભરતા જોઇને કોનું મસ્તક માનથી નહિ નમ્યું હોય? પ્રો. વાડિયા જેવા પ્રાધ્યાપકોને દરવાજે ઊભા રહીને એકનિષ્ઠતાથી સેવા બજાવતા નિરખીને કયા વડોદરાવાસીને મગરૂરી નહિ થઈ હોય? સ્વયંસેવકોએ પોતાની જાત અને પોતાની સવડનો કશો પણ વિચાર નહિ કરતાં આ વખતે સેવા જ કરી જાણી છે.

એમ છતાં આખા સંમેલનને હું મુખ્યત્વે રમણલાલ દેસાઇ અને ક. મા. મુનશીની અંગત ફતેહ કહું, તો કદાચ ઘણાને તે નહિ રુચે. પણ મને એ વાત ખરી લાગે છે.

+ + +

સંમેલનના મારા સહમંત્રીની વાત શી કરવી! ભા. પ્ર. કોઠારી તે ભા.પ્ર. કોઠારી જ. કોઠારી એટલે કૉન્સ્ટિટ્યુશન, કોઠારી એટલે કામગીરીનો કીડો, બલકે કર્તવ્યપરાયણતાનો ગોયા કોઠાર! રમણલાલના શબ્દોમાં કહીએ તો, ભાઇલાલ કોઠારી એટલે આદર્શ મંત્રી. રાત-દિવસ ન દેખે, કે બસ કામ, કામ ને કામ. પરિષદ્સંમેલન અંગેની પોતાને હસ્તકની અને કોઇ કોઈ વાર પરહસ્તકની પણ-પ્રત્યેક કામગીરી એણે જીવ ઉપર લઈને કરી છે. સંમેલનના છેક છેલ્લે દિવસે પણ એ જ્યાં જાય ત્યાં તેમની આસપાસ ટિકિટ, પાસ, બિલ્લા વગેરેના વાંછુઓરૂપી મધમાખોનું જૂથ ગણગણતું વળગેલું જ રહેતું તેની વચમાં કપાળે કરચલી મુખ ઉપર સ્મિત અને બગલમાં ફાઇલો સાથે શોભતા મારા એ સહમંત્રીનુ ચિત્ર સ્મરણપટ ઉપરથી સહેજે ખસે એમ નથી. મંત્રી હો તો આવસે હો!

+ + +

સંમેલનનાં સ્મરણો...... એનો પાર આટલે આવે તેમ નથી. એની ખાટીમીઠીના ગ્રંથ ભરાય એટલા પ્રસંગો મને સાંભરે છે. પરંતુ તે સાથે એ પણ લક્ષમાં રાખવું પડે છે કે વિજયરાયના ત્રૈમાસિકને પણ સ્થળ અને સમયની મર્યાદા હોઈ શકે છે.

'મૃચ્છકટિક' નાટકમાં એક પ્રસંગ છેઃ વસંતસેના વિદૂષકને પોતાનો આવાસ બતાવે છે. એક પછી એક ખંડો બતાવતી બતાવતી નાયિકા એને છેવટે એક મોટા ઓરડામાં લઈ જાય છે. ત્યાં સામે ઊંચા આસન ઉપર બેઠેલી ખૂબ જ હૃષ્ટપુષ્ટ વૃદ્ધા તેના જોવામાં આવે છે.

૭

વિદૂષક વસંતસેનાને પ્રશ્ન કરે છે: આ બાઇ કોણ છે?

વસંતસેના ઉત્તર આપે છે; એ તો મારી મા છે.

વિદૂષક એ વૃદ્ધાની સ્થૂળતા વિષે ટકોર કરે છે એટલે વસંતસેના એને કહે છે કે માતુશ્રીની તબિયત સારી નથી રહેતી, અને એમને ચોથીઓ તાવ આવે છે. વિદૂષક પળભર એ "માંદી" સ્ત્રી તરફ જોઇને કહે છે; "હે પ્રભુ! આવો ચોથીઓ તાવ તો સહુ કોઇને આપજે!"

વડોદરામાં ડિસેંબર ૧૯૪૩માં ભરાયેલા ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના પંદરમા અધિવેશનને તેના કેટલાક હિતૈષીઓએ નિષ્ફળ કહ્યું છે, પોકારી-પોકારીને કહ્યું છે. જેમણે એ અધિવેશન કે સંમેલન જરા યે સમભાવથી દીઠું હશે તે તુરત કહેશે કે આ જો નિષ્ફળતા કહેવાતી હોય, તો હે પરમાત્મા, ભવિષ્યનાં બધાં સંમેલનોને ખૂબ ખૂબ નિષ્ફળ બનાવતો રહેજે!

સામાન્ય રીતે, બધાં વર્તમાનપત્રો વાંચવાની તક બધાને મળતી નથી. ઘણુંખરું એક, બે, ને લાઇબ્રેરીના શોખીનને ચાર પાંચ સારાં વર્તમાન કે વૃત્ત-પત્રો વાંચવા મળે છે. મારા સદ્ભાગ્યે—કે મોટા દુર્ભાગ્યે—લગભગ બધાં ગુજરાતી વૃત્તપત્રો મારા જોવામાં આવે છે. અને તે કારણે હું એટલું જરૂર કહી શકું કે સંમેલન વિશેનાં વિવેચનો, ગપ્પાષ્ટકો, સલાહો અને શાણપણની લગભગ એક મહિના સુધી તૂટી પડેલી શબ્દઝડીના રોજરોજના નિરીક્ષણમાંથી મને તો ખૂબ ગમ્મત મળતી હતી, ને હજી મળે છે. જાન્યુઆરીનો અન્ત નજીક દેખાય છે ત્યારે પણ એનો અન્ત ક્યાં ય દેખાતો નથી.

એક અંગ્રેજ લેખકે, (અને અલબત્ત તે પછી ક. મા. મુનશીએ પણ) કહ્યું છે કે માણસ સલાહ આપનારું પ્રાણી છે. ખરી વાત. સંમેલનના કાર્યકરોને છાપાં મારફત મળેલી સલાહોના પાઇકા અક્ષરોને હારબંધ ગોઠવીએ, તો કદાચ એ સમગ્ર ગુજરાતને વીંટળાઇ વળે, ને તે પછી પણ કદાચ બે ચાર માઇલ વધે, તો નવાઇ નહિ. એમાંના ઘણાખરા અક્ષરો ભેંશમડકામણ ૩, ૪થી અને સિકસલાઈન બીબાંમાં પણ છાપેલા છે, એ લક્ષમાં લઇએ, તો વળી વાત ઔર વધી જાય!

ટીકા કરવા માટે, વખોડવા માટે પણ બીજા કોઈ સંમેલનને આટલી પ્રસિદ્ધિ મળી છે ખરી? આપણામાં માન્યતા છે કે વેરભાવે ભજનારને તો પ્રભુ વહેલો મળે છે. એવું જ કંઈ આ સંમેલન પરત્વે થયું છે એમ કોઇ માની લે, તો એનો બહુ વાંક ન કહાય.

સંમેલનમાં "ઊણપો" જણાઈ હોય, તો તે માટે શ્રી. રમણલાલે અતિ નમ્રતાની પોતાની લાક્ષણિક ઢબે સ્વીકારીને ડગલા માથે ચાલી છે; પરંતુ એ ઊણપોના ઉદ્ભવ માટે, પ્રેરણા માટે, કારણ માટે તો આભાર ગુજરાતી ભાષામાં નીકળતાં વૃત્તપત્રોનો પણ માનવો ઘટે. એમણે એવી ભારે પ્રસિદ્ધિ આપી, કે એક અઠવાડિયા માટે તો ગુજરાતભરમાં એક જ નાદ ગુંજી રહ્યો હતો—ચલો વડોદરે! અમે નિષ્ફળ થયા હોઈએ તો હે વૃત્તપત્રો, વહ ભી આપકી જૂતીકી બદોલત!

અને એ અણધારી ભીડને લીધે ક્ષતિઓ થવા પામી હોય, તો એ તો સંમેલન માટે અભિનંદનનો વિષય લેખાવો જોઈએ, નિંદાનો નહિ.

× × ×

એ બધું જે હોય તે; હું તો એટલું જ જાણું છું કે અમે—સંમેલનના કાર્યકરોએ બનતી મહેનત કરી, હેરાન થયા ને બીજાને કર્યાં, ધમાલ કરી, ધાંધલ કરી, જીવઉકાળા કર્યાં—કરાવ્યા—અને એ બધામાં ખૂબ ખૂબ જ આનંદ અનુભવ્યો. આવાં કામોમાં કડવા-મીઠા અનુભવો તો સૌ કોઈને થાય. ન થાય તેની નવાઈ. પરંતુ તેને લીધે દિવેલિયું મોઢું કરવાની જરૂર ન જ હોય. ઈસવીસન ૧૯૪૩ના અંતિમ માસના ઉત્તરાર્ધનો વિચાર કરતાં અમને લાગે છે કે, એ બધી મહેનત કરતાં અમારામાંના કેટલાક માંદા પડ્યા હોઈએ તો પણ તેની એકેએક ક્ષણ અમે માણી છે, ભોગવી છે, જોગવી છે, એટલું જ નહિ, પણ દાઢમાં એનો સ્વાદ રહી ગયો છે!

અને અમે તો કહીએ છીએ કે ભલે ફિર હો જાય!
સંમેલનનાં સ્મરણોનો આ મારો સરવાળો.

પુષ્કર ચંદરવાકર

## રાંડ નાતરાળ્ય

[ પીળી પડી ગયેલ ભરનો ઘેરો. આ ઘેરામાં કરસડાનો ભકરો છે. ભકડાના ઠાઠા સુધી કરસડાં ઠાંસ્યાં છે, ને ઉપર ગુંગણ ઢાંકી દીધું છે. ગુંગણ પર લીલડાય ભરનો પુળાનો ભારો છે. ભકડાની અડખેપડખે કોઈ કળાતું નથી. બળદો ય નહીં, બળદોનો ધણી ય નહીં- ચામડાના જોતર જ ઘોસરિયે બાંધ્યા છે ને ભકડાના



બંડકિયાનાં બે બવડાં પડી છે. તે સ્પષ્ટ દેખાય છે કેમ કે બંડકિયાનું બારણું તૂટી ગયેલ છે.

રૂપાળી પ્રવેશે છે ગીત ગાતી ગાતી. ગલગોટા જેવું ગોળ મોં, આંબલીના કાતરા જેવી વળાંકદાર ભમર, લીંબુની ફાડ જેવી આંખો,. પાતળું સોટા જેવું શરીર, ઘઉંવર્ણો વાંન, ભરત ભરેલું, બાંયે ખોટું મોળિયું મૂકેલું તાફેટાનું કાપડું. રાતી ગજીયાણી પર કોળીફૂલ ભરેલ ચણિયો, ને માથે બાવનબાગની ઓઢણી છે. હાથનાં આંગને કોરડા. નાકમાં નથડી, કાનમાં કોકરવા ને વાળીઓ, ને પગમાં ફૂમતાવાળાં જોડાં. ચણિયાનો ખોબો વાળ્યો છે. છાતીએ ગજીની પડઘીની ખોઈ છે. હાથમાં દાતરડું, જમણા કાંડે પિત્તળમઢ્યું 'બલોયું' છે. મોં વડે જમણા હાથમાં છે તે સાંઠાની છોય ઉતારે-છે. આવીને બકડા પાસે ઊભી રહે છે. કોઈ જ નથી, તેથી ઘડીભર ઊભી રહે છે.

ભોજો પ્રવેશે છે. રૂપાળીની હેડીનો ફૂલફટાકિયો. માથે બાબરી કપાવેલા મોવાળા. કેળના પોતનું ડીલ, માથે ભ્રકીટ ને ભ્રકીટ હેઠે કોલરવાળું ગજીનું કપાયેલ કફનું પહેરણ ને પહેરણનાં રૂપાનાં બોતાન સૂરજનાં કિરણો જોડે ઠીક હસીકલાં કરે છે. આવીને બકડાના ઠાઠિયાને ઝાલી ઊભો રહે છે. ]

**ભોજો**:-( રૂપાળી સામું હસીને ) ભાભી ! ( રૂપાળી ઊંચી નજરે ભોજાની સામું જોઈ રહે છે.) તું આંયા ક્યાંથી ? ( મશ્કરીમાં ) તને વાવડ મળ્યા હોવા જોયે ?

**રૂપાળી**:-શીના ?

**ભોજો**:-જાણુ છ તોય ! નઈ તો આ વેળાએ તારો * ચાહ મૂકી આવવાનું તને સૂઝે ક્યાંથી ?

**રૂપાળી**:-નો કે'તો પડ મોટા ભાડમાં. તારી વાત જાણ્યા વિના કંઈ ભૂખ્યે નથી મરી જવાની. ( સાંઠાની કાતળીની છોય ઉતારીને કાતળીના ટૂકડાને મોંમાં મૂકે છે. )

**ભોજો**:-તે મારા માથે બરો શીનો કર છ ! (હસી પડે છે.)

**રૂપાળી**:-સારું. નથ કરી.

**ભોજો**:- ભાભી, તને મારા ગળાના સમ. તને ખબર છે ને!

**રૂપાળી**:-( સહેજ ગંભીર બનીને ) તારા સમ તો નઈ ખાવ. મારે છે કંઈ બીજો દેર !

**ભોજો**:-( પાછો મશ્કરીમાં ) ભાભી !

* ખેતરમાં ચાસ હોય છે તે.

રૂપાળીઃ-(ચીડાઈને.) ભાભી પડી સાત કોરાંઆમાં. ગલાતસા કરવા આવ્યો છે ! જો પડીને મારા હાથની, તો તારા મોંની બત્રીશી ભાંગીને ભૂકો થઈ જશે

સોજો:-જાદવો આવે તારે ખોખો ગોખશો જ ધની સામે ધરું ! જોઈ લે પછી ધનો ઝપાટો. ફરી વળી બાવળનો વણસરાઓ સોટા લઈને. હા. નઈ ખબર હોય.

રૂપાળીઃ-મારી વાત ધ......(આગળ નથી બોલતી.)

ભોજો:-સેને બોલ્ય ને ! મોંએ કંઈ ભોગળ માર્યું છે ?

રૂપાળીઃ-(મોં ચઢાવીને) બત્ર સારું હ્યો. ટળો હવે આંઘાથી. સખે રોટલા કાઢવા દો.

ભોજો:-નથી જવાનો લે ! બોલ, તું શું કરવાની'તી ?

રૂપાળીઃ-લે, તારે. મારા ભઈ. તું ય લેતો જા.

[બોલી, પોચા હાથે ભોજના બારડામાં સોટો સબકાવે છે. ભોજો ખીખીખી હસી પડે છે. ત્યાં સંતોકમા પ્રવેશે છે. તેમનું વય આશરે પીસતાલીશ અને પચ્ચાસ વચ્ચેનું–વિધવા ગામડિયણનો પહેરવેશ. માથે માત્ર આગલાં જ લમણાંઓમાં છજા જેવાં લાગતાં તેમનાં લટુરિયાં. માથાનો પાછલો ભાગ તો ખારાપાટની ભોં જેવો વાળશૂન્ય છે. તેમનાં મોં પર ખૂંધાઈ અછાની રહેતી નથી. ચમકયાં હોય તેવો થડકારાનો અભિનય કરીને તે જ સ્થળે ઘડીભર ઊભાં રહે છે. ભોજો અને રૂપાળીઃ બન્ને મૂંગાં થાય છે.]

સંતોક માઃ (ધૂંવાંફૂંવાં થઈને) અલી વવ !

રૂપાળીઃ સંતોકફઈ !

સંતોક માઃ બાપડા માણહ હારે ખીખી કરતાં લજાતી નથી ? [ભોજો ઓઝપાઈ જાય છે. સંતોક મા ભોજાના મોં પર થતો પરિવર્તનો ત્રાંસી આંખે જુએ છે.] લૂલીને મોકળી મૂકીને મંડી જ'તી, બસ ! મંડી જ'તી. મારા *રોખી સાસુડી સાંપડી હોત તો જ તું પાંસરી દોર થાત. ઘડીએ આવી રાંડ્યુંને રેઢી શેની મૂકી ! તો લીલાં શેતરો ચરોને ! સોઈ ઠેકડા મારે છ ને ! (ભોજો જતો રહે છે.) મોંમાં 'ભંડારેલ રોટલા કાઢ્યા ? ખીખીઆરીમાંથી નવરાં પડે તારે સાંભરે ને ! [રૂપાળી કશો ય પ્રત્યુત્તર વાળતી નથી. રતન ડોશી આવે છે.] ભાભી ! તમે તો વવરાણીને ભારે છૂટ આપી. હવે તારે પૂજા કરો. [રતનમા રૂપાળી પાછળ જાય છે.]

---

* રોખીઃ જેવી

રતન મા: ઈમ કીમ ?

સંતોક મા: જોવોને! ભાત ઢાંક્યું છે? ભટકવું ગમે છે તો ભાર બાટકો. જા. કૂવે જઈ પાણી......સમજી. [રૂપાળી સામી કરડી નજરે જોઈ રહે છે. રૂપાળી સાંઢો ફેંકીને જાય છે.] બાબી, અમથી અમે આ જાતાં જાતાં ધાડવો ધૂણાવ્યો હશે?

રતન મા: શેનો?

સંતોક મા: મૂઈ રાંડ, આવી હશે ઈ તો મેં સપને ય નો'તું ધાર્યું.

રતન મા: કોણ?

સંતોક મા: આ તમારા રૂપાળાં રૂપને શું ઘોઈ પીવાય છે? રૂપાળી તો માના કુંભારની અધાડી ય છે. પણ પાટુ મારે તો ખાય ડાંબાંજમણાં ડરણાં.

રતન મા: તે તમારે છે શું? [બોલી રતન મા ફાંટ છોડી જાકડાના પેડા પાસેની જમીનને દાતરડા વતી ખોદે છે. ધૂળની એક ઢોર ઢગલી કરીને, વચ્ચે વચ્ચે, "મને બો દતો હો. રાંડ રખડોનો. નથી ને ભાત તાણી જાય પણ છે તો હેમખેમ" બોલે છે. ધૂળને દૂર કરીને છાશની દોણી ને રોટલાનું 'ભાત' બહાર કાઢે છે.] સંતોકબા, વાત તો કરો!

સંતોક મા: આ તમારો રળત લાવ્યો છે ને ગામ આખાની ઉપરવટ જઈને 'કૂલડું'!

રતન મા:—ના, ના બોલી ગઈ તારે હું જ નાનાં શામીજી હારે જઈને ઘરે બેસાડવાની ગાંઠ કરી આવી'તી.

સંતોક મા:—તો ભાસી! ઢાંકણીમાં ઠૂંસા લઈ બૂડી મર. મેં તો ઈની હાલ્ય પારખીને જ દોશીઆને ના પાડી. મારે એવું રૂપનું ખોડસું ઘરમાં ઘાલવું નથી. ઘરમાં ઘાલીને કરવું શું! ને ઈમાં આ રાંડ, ગામની ઢાંઢી, બન્તરપૂતણી. (બન્તરપૂતણી શબ્દ સાંભળી રતન મા ચમકે છે.)

રતન મા:—સંતોકબેન માપમાં રે'જો. નઈ તો...કંઈ તમે સગા નથી કે માથા સાટે જડ્યાં. આ તો ભલાભઈની પ્રીત.

સંતોક માઃ-રવા દે. ઈમાં મારું શું જાય છે? જાશે તો દાના સોલંકીની પેઢીનું નાકનું રેસું.

રતન માઃ-શું કામ જાય! ઈ રાખવા જ વીરા પરમારની આડેથી બેસાડી ને! દોલીઓ રીયો વા ફાકતો.

સંતોક માઃ-વા કોને ફાકવો પડશે ઇ તો આ બોન્જિયો સોલંકીની પેઢીને બતાડશે. જો જો ને! સાંસહતા રો ને! ધીરી બાપલિયાં...

રતન માઃ-તે એટલું બધું છે શું?

સંતોક માઃ-વાહવાહ! આવા અધરમે જ ધરતીમાએ રસંકસ ચોરી લીધો. (સંતોક મા તાનમાં આવી ગયાં છે.)

રતન માઃ-સારું, હવે. બપોરા પતાવી દઇ. વાતમાં કંઇ વાણુ નઈ થાય.

સંતોક માઃ-અરે મારી બઇ! (નાક ચઢાવીને) મૂક વાતમાં ધસીને ટાંડી. ધરમી માણસ સાવ ગાંડિયા નોં'તા. ઈ તેળાતેળોને જ વેણુ કાઢે.

રતન માઃ-સંતોક મા. ઈમ કીમ? (રતનમા ભાતના સૂંડલામાંથી ભતરણા પર રોટલા, સૂકાં મરચાંનો લસણુનો મસાલો, છાશ ને તાંસળીમાં મમદાળ કાઢી મૂકે છે.)

સંતોક માઃ-પેટને ય સાચાં વેણ આકરાં બાણ જેવાં લાગે ઈ.

રતન માઃ-તમે ભાત તો સંભાળો.

સંતોક માઃ-હજી તમારું કુલડું પધાર્યું નઇ. ભમરો તો નથી ભેટી પડ્યો ને!

(જાદવો પ્રવેશે છે. સામાન્યતઃ ખેડૂનો પહેરવેશ. પહોળી છાતીઃ ડીલ પર કશું ય નહીંઃ શ્યામવર્ણો દેહ. માથે નાની પછેડી વીંટી છે. ભેટમાં કટાર છે.)

જાદવોઃ-(રતન માને) મા! મા!

રતન માઃ-લે હાલ્ય ને! હું તને સાદ જ દેવાની હતી.

જાદવોઃ-ત્યાં શેઢે આવીને ઓલી વાત કરી ગઈ.

રતન મા.-હાલ્ય તારે શીરાવવા બઇ!

જાદવોઃ-હાથપગ ધોઇને આવું, તારે!

રતન માઃ-બેસ ને! હમણાં વવ પાણી લઈ આવી પોતશે.

જાદવોઃ-ઠીક. (પગ વાળીને બાકડાના પૈડા આગળ જાદવો બેસે છે. તણખલા વડે જમીન ખોતરે છે. રતન માં સામું જોઇને.) જા'ર લણુઇ ગઈ.

કાલ તને હું કે'તો'તો એટલી જ થાશે. છ કળશી.

**રતન મા:**–નશીબમાં હોય ઇ જ થાય ને !

**જાદવો:**–હજી આવી નઈ ફઇ. તમે આજ સાવ ટાઢાં ટાઢાં કીમ !

**રતન મા:**–આવતી હશે.

**સંતોક મા:**–ટાઢાં જ સારાં. (વેણમાં ઝેરનો પાશ છે.)

**જાદવો:**–મા, કેટલી વેળાની ગઈ છે ? બત્ર વાર થઇ, હેં સંતોકફઈ ?

**સંતોક મા:**–ભઇ, ઇ તો 'કુલડું' તમારું 'કુલડું'.

**જાદવો:**–(ચીડવવા પૂરતો જ.) હા, 'કુલડું' જ. સાતવાર 'કુલડું.'

**સંતોક મા:**–ઇ સારું જ કુલડે ભમરાની હાર થાય છે ને ! (જાદવો સંતોકમાના વેણને કળે છે.)

**જાદવો:**–ક્યારની ગઇ છે ? ન્યાંકણે ઇના બાપનું છોલાવા બેઠી છે કે શું ?

**સંતોક મા:**–રાંડ વાંકળ્ય છે. મળી ગયો હશે કો'ક તે વાંકળતી હશે. ભઇ, મેં તો તને કેટલા દિ'થી ઇશારો કર્યો છે ? પાણીના શેરે કે કૂવે બાપડીની જાતને વાર થાય ઈ તે સારું કે'વાય ? પણ આ 'કુલડું' !

**જાદવો:**–કુલડું–ખૂલડું જાય મારા બાપ પાંહે; મારી પાંહે ઈ વાત નઈ. રાંડની જાત્યને માથે ચડાવી તો તો બાપડાને મૂકીને ભાટકતી ફરે.

**સંતોક મા:**–અરે, એવું બોલ્ય માં. નાતરાની ય માંડમાંડ મળી છે. તારી માને મન તો માવડીમા છે. વળી રિસામણે જાશે તો બીજી કોથળી છોડવી જોશે.

**જાદવો:**–રિસામણે કાલ્ય જાતી હોય તો આજ જાય. પણ વર્વ રેંઢા ફરે ઇ ઘેર બીજાં, ફઇ !

**સંતોક મા:**–બેસ હવે. વાતું યે જ શરાટું કળાય છ ! નઈ તો આમ હોય ? સાંઢડો થઇ બેઠી છે. રાંડને *નાથી હોય તો આમ ભાટકે ? માઝનિયા જીમ જ્યાંત્યાં ડાચું જ દે છે. નક્કી કૂવે કોક મળી ગીયો છે. છે ઇને ચંત્યા ધણીની કે સાસુની ? સાણું, માથે દિ' આવ્યો. એટલો તો વચાર કરવો જો'યેને કે સૌ ભૂખ્યા પેટે ચોડવાય છે. પણ...પણ...કો'ક માનવી સાવ ડફુર+ જ હોય છે. ઇમાં વાંક કોનો કાઢીં ! કાળજે કોઇને ઘરે જ નઈ ને ! ને સાચું પૂછ તો × ગોમાં ને ગોમાં તમને સંધાયને પગે બાંધીને ઊડે

---

* નાથીઃ અંકુશમાં રાખી, + ડફુરઃ કઠોર × ગો: ગવ'

એવી સેતાન છે આ રાંડ. ભા, તને શી ખબર હોય ઇના ચરિતરની! ઇ સારુ જ મારા દોલિયાને મેં ના કઇ ને! ને તારી ડોશીને આને ઘરમાં ઘાલવાનો રવ હતો તે રવ કયોંને પૂરો, ભાભી?

જાદવો:–ઇમાં રવ શીનો?

સંતોક મા:–રવ નઈ તારે બીજું શું? મારી ઉપરવટ જઇને આ રૂપાળીને ઘરમાં બેસાડી. અમે તો ઇમ જાણ્યું કે બેસનો ગુડો ભાંગ્યો તે સાૈરૂં સારુ. બલા ઘરમાં લાવી કરત શું? ભગવાને ઊગાર્યો. કોઈ જોનાર નોં હોય ઇનો રખોપું ભગવાન કરે. નઇ તો વળી ગામ આખું હસીકલાં કરત, તું ઇમ નોં જાણતો કે તમારું સંઘાય સારું બોલે છે? મોંઢે સંધા સાકર ભભરાવે, બાકી લાગ્ય તો વાંહે જ રે! આંરા જેવી સાચાબોલી સાચનાં વેણુ છાતીએ ઝાડે. પછી ભલેને ભાભીને ચટકું લાગે! ભઈલા, સાચું પૂછ તો આ રાંડને રૂપનો ભારે ગો છે. ને ઇમાં જ ઇ ફાટીફાટી હાલે છે. ઇને ઇમ છે કે તું નઇ સંઘર તો તારો ભઈ તિયાર જ છે. ઈની આંખ્ય જોને! કોડા જીમ ચારે કોર રમતી જ હોય છે ને! આવી નાતરાળ્યોને શું? આબરૂ રે' કે જાય તો યે!

જાદવો:–કઇ, મારી મા જ રાંડને ફટવે છે.

સંતોક મા:–સો વરહનો થા. દૂધે જમ ને ઘીએ રાંધ, મારા વીરા! ઇના સાથે તો જાણે મંતરેલ અડદ જ નાખી નો દીધા હોય! ભલું પૂછ. એવાંનો વિશવાહ નઇ! રાંડને વળી આપણી શી ગરજ હોય? આ તો બજારપૂતળિયું કે'વાય? અમથી કંઈ સોનિયા હારે ખીખીઆરા કરે! બોલ, છોકરા! મેં આ તો મારી સગી આંખ્યે જોયું. (જાદવો લાલચોળ થઇ જાય છે.)

જાદવો:–હજી આ રાંડ નોં મૂઇ. નક્કી કો'ક... ...... ......

સંતોક મા:–(વચ્ચે જ) 'ફુલડાં'ને બેઠો હોવો જોયે કો'ક ભમરો. ભમરો છોડે તારે તારી ખબર કાઢને!

જાદવો:–બેઠાં છોને કઈ! ભાતની નજર રાખજો. રાંડ સાંઢડો, આંઠતી નથી. (જાદવો ઊભો થાય છે. મોં પર અંગાર અંગાર છે. વકરેલ વાઘ જ જોઈ લ્યો. ઉતાવળો ચાલ્યો જાય છે.)

૮

સંતોક માઃ–રાંડે મોંએથી મારા દીકરાની ના પાડી'તી. ઈ તો આવો છે ને તેવો છે ઇમ હુલેબા બેનપણી ને સઇપણીમાં ઉડાડ્યા'તા, પણ રાંડ જોને! (દાંત કચકચાવે છે. કામડો આપીને હાઠે બેસે છે. કાં કાં કરે છે.) મર મારા રોયા, અપશુકન શેનાં કર છ! જાય તારું નખ્ખોદ. (રતન મા આવે છે. મોં પર હાસ્ય છે.)

રતન માઃ–કોનું નખ્ખોદ કાઢયું ?

સંતોક માઃ–આ તમારા રૂપાળાં પધાર્યાં છે તે ભાતની લોથ મારે ગળે વળગી છે ને!

રતન માઃ–પણ ઇ બચ્ચારીનો ઇમાં શો વાંક–ગનો!

સંતોક માઃ–તારે કોનો ?

રતન માઃ–ગઇઇ ગયેલ રાસ વચમાંથી પાણી કાઢતાં કાઢતાં ભરેલ ગાગર સોંતી કૂવામાં ગઈ. જાદવો કયાં? જાદવાને સાકરવા આવી છું. ઈ ગઇ ભોજાને સાકરવા. કૂવે પડી ગાગર કાઢવી તો જોયેંને! પાણી પીવાની તો વાત કોરાણે રઇ. આ ભતકું તો ભરી છે. પણ જાદવો કયાં?

સંતોક માઃ–જાદવો આળો કયાંક ગ્યો ખરો! પણ આળે વાત નો કરી.

રતન માઃ–ઇયે વ છે? શેતરમાં તો જાણે ઇનું કામ નથી, કૂવે જ તાણે ગ્યો હોવો જોયેં.

સંતોક માઃ–આભી બેહોને! હમણાં ગાતુંવાતું આંવવે આવશે. ડાંડું દઇને ખાટલે પડશે કયારે? ભા ય નઈ ચાકરી કરવા આવે! હા, બેસો, હવે. આ ડોશીને જંપ જ નથી. જંપો હવે જંપો.

રતન માઃ–પણ રોટલાનું મોડું થાય–ને! જાદવાને ભૂખ લાગી હશે.

સંતોક માઃ–પાણી તો આવવા દ્યો.

રતન માઃ–ગાગર વગર પણ?

સંતોક માઃ–બોન્જિયો કાઢી દેશે ને! બોન્જિયો ઠીક કામ આવે છે તમારે.

રતન માઃ–જાદવાનો સંગોટિયો ગોઠિયો ને!

સંતોક માઃ–હા, જ તો. સગપણ ને ગોઠિયાપણું સાચવંતાં આવડવું જોયેંને! (જાદવો પ્રવેશે છે. મોં લાલચોળ, તપેલા લોઢા જેવું છે. તે બળદને દોરતો આવે છે. રતનમા જાદવાના ચહેરા પરનો ગભરાટ, સંતોષ તેમ જ ક્રોધના મિશ્રિત ભાવને જોઈ, નિરખી રહેલ છે.)

આ વિશદ તથા શાન્તપણે હિંમતભર્યાં વિધાનો, તેનો સંદર્ભ તથા પ્રા. ઠાકોરની કવિતાભાવનાનો ત્રણેનો સાથે વિચાર કરતાં કહી શકાય કે:

૧. એ વિવેચનસ્વામીને મન વસ્તુધ્વનિયુક્ત, અર્થપ્રધાન કાવ્ય એ જ છે સાચી, એકમાત્ર ને ઉત્કૃષ્ટ કવિતા; એમને નથી ખપતી અલંકારધ્વનિયુક્ત કલ્પનાપ્રધાન કવિતા અને નથી ખપતી રસધ્વનિયુક્ત ઊર્મિપ્રધાન કવિતા. અથ ચ, એમની કવિતાભાવના જગત્કાવ્યમીમાંસાને આધારે (જેમ પોતાની સહજ, માતબર રસદૃષ્ટિ તથા સજગ ઔચિત્યબુદ્ધિને પ્રતાપે તો ખરી જ.) ઊજ્જતોપથગામી બનવા, અન્યોને બનાવવા પણ પ્રયાસે છે. એ વાત હકીકત હોવા છતાં, એ દેખાય છે તેટલી વિશાળ નથી. એ ભાવનાને બાંધે ભારે સંકુચિત તો કહી ન ખાય-નહિ પણ તે એકાંગી તો છે જ...

૨. 'પોકળ ઊર્મિયુગ' પદમાં કોની કોની કવિતાનો સમાવેશ આપણે કરી શકીએ? નિકૃષ્ટ કવિમાંથી તો કોઇને જ આવા વિવેચનમાં લેખવવાના ન હોય; એટલે બાકી રહ્યા મધ્યમ તથા ઉત્તમ કવિઓ—કલાપી, લલિત, બોટાદકર, ન્હાનાલાલ. આ (ને ખબરદાર વગેરે બીજા બેત્રણ ગણાવાય તે)—સૌનું સકળ કવન શું 'સુન્દરમ્'ને પોકળ ઊર્મિવાળું લાગતું હશે?

વારુ. તેમણે તાત્કાલિક પરિસ્થિતિના જે પ્રતીકાર વિશે લખ્યું છે તે તો બનેલી હકીકત તરીકે બરાબર છે, પણ, વિષયના આ સ્વરૂપને અંગે આપણે વ્યાખ્યાનકારને પૂછી શકીએ કે આપની જેવા જગત્કવિતાના રસજ્ઞ ભોગીએ, જગત્કાવ્યમીમાંસાના સુયોગ્ય, અભિનિવેશી અભ્યાસીએ, આપણા ગુજરાતમાં પૂર્વોક્ત જેવો પ્રતીકાર કરવા માટે કવિતામાં અર્થપ્રાધાન્યવાદનો પક્ષ આરંભ્યો, સ્થાપ્યો ને પ્રસાર્યો એ સમયે ખરી કલ્પનાપ્રધાન તથા ખરી ઊર્મિપ્રધાન કવિતાના સર્વ દેશકાળમાં સ્વીકારાયલા સ્થાનને આપ વીસરી ગયા એમ, યા તો એને જાણીબૂઝીને ન લેખવ્યું એમ, અમારે સમજવું? આ બીજો વિકલ્પ સ્વીકારવો ગમતો નથી, એટલે આપનાથી જાણેઅજાણે પક્ષિલ, અર્થપ્રાધાન્યના અડંગ વકીલ બની જવાયું એમ માનવું પડે છે—જે સ્વાભાવિક તથા ક્ષમ્ય ગણાશે જ.

નિબન્ધમાં બીજું કેટલુંક વીગતે વખાણવું ગમે તેવું છે, સરસ છે, ચિન્ત્ય ચર્ચ્ય છે, પણ હમણાં તો હવે બીજા બહુ-બહુ વિષયો આ પાનાં 'ખાઉં! ખાઉં!' કરતા મને દમે છે, એટલે બે જ બિન્દુ ટપકાવી શકીશ: (૧)

'સુન્દરમે' વ્યાખ્યાનોમાંના વિષયાન્તર તથા પ્રમાણભંગને પક્ષે લીધેલી 'બીક' ખચ્ચીએ તેટલી સત્યમૂલક લાગતી નથી; કારણુ, પોતે વ્યાખ્યાનોમાં 'યદચ્છા વિહરણ' કરનાર છે એમ પ્રા. ઠાકોરે આપેલ ચેતવણી છતાં, ઉક્ત દોષો (એમના સરખા 'અશેષ નિરૂપણુ'નો સહજસિદ્ધ શોખ ધરાવનારને હાથે જો કે અનિવાર્ય) અમર્યાદ લંબાણું કમાઈ ગયાં છે. વ્યાખ્યાનમાં એ ઇતર વિષયોનો કામપૂરતો સ્પર્શ કરવો, બાકી તો એ જ વિચારો જુદા નિબન્ધ કે નિબન્ધોમાં નિરૂપવા-આ એમને માટે ઇષ્ટ માર્ગ હતો. ઉત્સાહવેગી 'બીક'-ધારકને લાગ્યું છે કે (તેમણે ગુણો બનાવી લીધેલા) ઉપલા બે મહાદોષોના પ્રભાવ વડે કરીને ચર્ચાવિષય વ્યાખ્યાન શુષ્ક તથા યાંત્રિક-નિરૂપણિયું થતું નિવારાયું છે-એ તો એ વિષયાન્તર તથા પ્રમાણભંગને લીધે જીવન્ત બન્યું છે! એ દૃષ્ટિ વાજબી છે? રચનાકૌશલને ભોગે પમાતી જીવન્તતા પ્રા. ઠાકોર સરખા, અર્વાચીન (=૧૮૫૦થી આજ સુધીના યુગોના) વિચારકોમાં જેઓ શ્રેષ્ઠ છે તેમાંના એકને હાથે સધાય ને, આપણે તેમને ટેકવીએ, એ દુઃસ્થિતિ તો હું સરખા સામાન્ય વિચારકને મુખે પણ ઉચ્ચરાવે છે-અબ્રહ્મણ્યમ્! અબ્રહ્મણ્યમ્!

૩. સાહિત્યકારે શુદ્ધ વિશુદ્ધ પરિશુદ્ધ ઐતિહાસિક સત્યને-અને તેને, તેને જ-ભજવું જોઈએ એવા ત્રીજા વ્યાખ્યાનમાંના અદ્ભુત અત્યાગ્રહનો જે સામનો નિબન્ધમાં (પૃ. ૮૩) ગહનતર સત્યદર્શનથી, ઠરેલપણાભરી દલીલથી તેમ એક સ્થળે (સંશોધનખાતાનાં ટિપ્પણોને યાદ કરી) સંયમી કટાક્ષથી પણ થયો છે તેની સાથે આ વિષયનો પ્રત્યેક પ્રા. ઠાકોર કરતાં અધિક તેજસ્વી ભાવના તથા ઉદારતર દૃષ્ટિની બક્ષિસ પામેલો વિચારક સંમત થશે જ.

## મુંજ, મુનશી અને પરિષદ

૧૮-૨-૪૪: પરમ દિવસનું મુંબાઈનું એક સાપ્તાહિક; એમાંનો વડોદરા સંમેલનનો એક પત્રરૂપ અહેવાલ; એમાં ટાંકાયલું, મુંજ વિશેના એક જાણીતા શ્લોકનું રૂપાન્તર કે કાલક્રમે જ્યારે ગતે ક્રનૌ (= કનુ = ક. મા. મુનશી) એ દુર્ભાગ્યસૂચક ઘટના બનશે ત્યારે લક્ષ્મી તો વૈકુંઠે જશે તથા વીરશ્રી જશે વીરધામે પણ પરિષદ્દેવી તો બિચારી બનશે છેક નિરાલમ્બા. ...પ્રશંસાના એ પંચમ સૂરની યોગ્યાયોગ્યતા વિચારવા અહીં રોકાવું નથી; કરવું છે તે એટલું કે, પરિષદના એ સંમાન્ય આગેવાનની વજ્જ્રોપી

પરિષદાસક્તિ જોઈ, (જો કે તેઓ પોતે તો, એક છાપામાં એમના શબ્દો આવેલા તેમ, દુઃખી-દુઃખી બનતા એવી ફરિયાદ પરિષદમંચેથી જ કરે છે કે એ ભૂત એમને વળગ્યું છે, પોતે એને નહિ)—જોઈ, બીજો કોઈક લેખક (પણ હું એ નથી હો!) ઇચ્છે તો મુંજના જ જીવનમાંથી પેલો બીજો (ને પ્રસિદ્ધતર) શ્લોક સંભારી આપી, તે રૂપાન્તરે વાપરીને, છેલ્લી પંક્તિમાં છંદના મેળ ખાતર, વૈચિત્ર્ય આવવા દઈને પણ, આવો ઉદ્ગાર કાઢી શકે:

હે પરિષદ્-ભૂપતિ! પરિષદના કૃતયુગાલંકારભૂત એવા રમણભાઈ ચાલ્યા ગયા, સાક્ષર-સાક્ષર વચ્ચેના મહોદધિ પર સેતુ જેણે વિરચિત તે રણજિતરામ આજે ક્યાં છે? હીરાલાલ પારેખ વગેરે પણ સ્વર્ગે સિધાવ્યા: नैकेनापि समं गता परिषद्-आ, मन्ये त्वया यास्यति ॥

જૂના-નવા શબ્દો: ૧

૨૦-૧-'૪૪: સવારના સવાસાતે ચાંપાણીથી પરવારી, જે રાજકીય નેતા છે તેમ વિદ્વાન પણ છે તે ચક્રવર્તી રાજગોપાલાચારીની પુસ્તિકા 'ઉપનિષદ્સ ફોર ધ લે રીડર'માં-અવકાશે કેટલીક વાર કરું છું તેમ-ડોકિયું કરતો હતો ત્યાં મુંડકના વિખ્યાત મંત્ર "न तत्र सूर्यो भाति"માં 'પુરસ્તાત્' તથા 'પશ્ચાત્' શબ્દો નજરે પડતાં, આપણા કેટલાક સુલેખક પણ બળેવાર જાણે દુર્લેખક બનીને કરે છે જે ભૂલ, તે યાદ આવી. તેઓ 'પૂર્વ' ને 'પશ્ચિમ' પરથી 'પૌર્વાત્ય' ને 'પાશ્ચિમાત્ય' સાધે છે. સાચાં વિશેષણો તો મારી જાણ પ્રમાણે, મંત્રમાંના ઉપલા બે શબ્દ પરથી થાય, અનુક્રમે, 'પૌરસ્ત્ય' તથા 'પાશ્ચાત્ય'. આ રૂપભેદ શાથી? વેદોપનિષદકાળમાં ભાષા કેટલીક વાર બાહ્ય પરિસ્થિતિ સાથેના જીવનસંપર્ક પરથી યોજાતી તેવું આ દાખલામાં પણ થયું હોય. પ્રાતઃકાળે જે દિશાભણી મુખ રાખી ઋષિ ઉપાસ્તવન કરે કે સૂર્યને અર્ઘ્ય આપે તે દિશા તેની સામે એટલે આગળ-'પુરસ્' આવેલી અને તે આપણી પૂર્વ; અને જે પાછળ હોય-'પશ્ચાત્'-તે પશ્ચિમ. આ આપણને પરિચિત બંને શબ્દો ('પૂર્વ' 'પશ્ચિમ') દિશાઓ માટે વેદ ને ઉપનિષદના સમયમાં પણ કોઈ વાર વપરાયા છે કે કેમ એ તો મારાથી સમર્થતર સંસ્કૃતજ્ઞ વેદનિષ્ણાત મિત્રોમાંથી કોઈ લખી જણાવે તો હું તમને છાપી જણાવું. હમણાં તો મારું અનુમાન એવું છે કે એ શબ્દજોડ જૂની હશે તો પણ પ્રચલિત ને રૂઢ થઈ પરિમાર્જિત યાને 'ક્લાસિકલ' સંસ્કૃતના

કાળમાં અને એ પરથી જ જેણે–તેણે ઘડયા 'પૌર્વાત્ય' ને 'પાશ્ચિમાત્ય'.

### મુદ્દો ચૂકેલ એક ટીકા

**તા. સદર:** સાહિત્યસંમેલનનો એક ઠરાવ ચર્ચતાં એવી ટીકા કરવામાં આવી છે ('પુસ્તકાલય': જાન્યુ.'૪૪; પૃ. ૨જું) કે હિંદી ને રાજપૂતાના સંમેલનોની નિકટ ગુજરાતી સા. સંમેલન આવે એ માટેનો પ્રયાસ "શ્રી. મુનશીની અહંતાને પોષવા ખાતર" થયો લાગે છે, કેમ કે આપણા નિકટતર મહારાષ્ટ્ર સાથે પ્રસ્તુત પ્રકારની સંપર્કસાધકતાની વાત ઠરાવમાં નથી. પણ ટીકાકાર મુદ્દો ચૂકે છે–જે એવો હતો (ઠરાવ પર બોલતાં –આ એક સંમેલનવૃત્તાન્તમાં વાંચેલું યાદ છે–રા. મુનશીએ સ્પષ્ટ કરેલું તેમ)–કે રાજપૂતાનામાં ને પેલી પાસ માળવામાં પણ જૂનાં ગુજરાતી પ્રદેશ તેમ જ ભાષાની સીમા પહોંચતી હતી; આજે પણ એ પ્રાન્તો સાથેનો ભાષાભેદ મનાય છે એટલો બધો તાત્ત્વિક નથી; અને ત્રીજું, હિંદીને ઠરાવમાં સ્થાન મળ્યું એ તો એને પ્રાન્તભાષાની બાજુમાં રાષ્ટ્રભાષા તરીકે અપનાવવાની હોવાનો એક જુદો ઠરાવ છે તેથી પણ હશે.

અહીં સાંભરે છે કે ગયાં એત્રણ વર્ષ દરમ્યાન એક મરાઠી સાહિત્યસંમેલનને પ્રમુખપદેથી રા. માડખોલકરે એવા ભાવાર્થનું કહેલું કે રા. મુનશી તો દેશની નવી પ્રાન્તરચનામાં એવી ગોઠવણ ચાહે છે કે જેથી મહારાષ્ટ્ર ને ગુજરાતનો એક જ સંયુક્ત પ્રાન્ત સ્થાપ–ખાસ કરી એટલા માટે કે સમુદ્રકિનારો ઉભયસામાન્ય છે તેના અનેક લાભો ઉપરાંત, પ્રત્યેક કેટલીક બાબતોમાં અરસપરસ પૂરક નીવડે તેવા છેઃ આપણે પ્રજા તરીકે વ્યવહારદક્ષ ને પૈસાદાર વધારે, તો પડોશી પ્રાન્ત ઉચ્ચતર બુદ્ધિમત્તામાં, વિદ્યાનુરાગમાં તથા એમાંથી પ્રગટતા વિદ્યાવિકાસ ને વિદ્વત્તાની સિદ્ધિઓમાં ચઢિયાતો છે ... આ આખી વાત આ રૂપે રા. મુનશીનું મન્તવ્ય જો યથાર્થતાથી રજૂ કરતી હોય તો ઉપર્યુક્ત ટીકા માટે આધાર નથી ને ત્રણ સંમેલનો વિશેના જે ઠરાવના ઉલ્લેખથી આ નોંધ શરૂ કરી તેને ફેરેહ જ ઇચ્છવાની રહે છે.

**૨૬–૨–૪૪:** આજે આવેલ આ વખતના (તા. ૨૩મીના) પ્રજાબન્ધુમાં 'સાહિત્યપ્રિય' પણ ઉપરની પહેલો ફકરામાંની દલીલને સ્વતંત્રપણે ટેકવે છે એ જોઇ આનન્દ થયો. ટીકાકાર માસિક હવે તો પોતાની ભૂલ કબૂલશે એવી આશા રાખીએ.

## નરસિંહની જન્મભૂમિમાં

તા. ૨૮-૨-૪૪: "કાકા, કાકા! જુઓ, ઓલ્યો એભલમંડપ. ત્યાં એભલવાળાએ એકદારે ૧૨૦૦ કન્યાદાન દીધાં'તાં...ને જુઓ-જુઓ, આ બોરડાં. એમાં થઈને નરસિંહ મહેતા જૂનાગઢ જતા."...એ આ તળાજા, એ આ (શત્રુંજય-માહાત્મ્યમાં જૈન પૌરાણિક નામ છે તેમ) તાલધ્વજગિરિ. દસ દિવસ પર અહીં આવ્યાં ત્યારે એની નજીક અમારી ટ્રામ-એ લાઈનને 'તળાજા-ટ્રામ્વેઝ' જ પહેલાં કહેતા; હવે તો એ બની છે 'ભાવનગર-મહુવા ટ્રામ્વે'; ને ચાલે છે ય અસલી મુંબાઈગરી ઘોડાની ટ્રામ જેવી હળવી ઝડપે, વળી એનાથી વધુ આંચકા આપતી આપતી-અમારી ટ્રામ આવતી ગઈ તેમ તેમ ઉપલા શબ્દોમાં અગિયારેકના ચિ. બં—એ એનો પરિચય કરાવ્યો, તેમાં આ સ્થળ સાથે જોડાયલાં બંને પ્રખ્યાત નામો આવી જાય છે. નરસિંહ મહેતાની નિશાળ પણ અહીં બતાવાય છે; ટેકરીના આગલા પેટાળમાં એક ઓરડી જેવું ને એમાં એક પાસ ઊંચો ઓટલો ચણેલો; એક બાજુ એમનાં પગલાં છે. એ સ્થળે એ ભાવિ ભક્તવીરે એ...કડે એ...ક કરેલું.

(બાળકનાં એ ઉત્સાહભર્યાં વચનોમાની કીમતો મારે માટે નવી; એ કારણે, આ વિષયનો તે મારા કરતાં-આગલા અઠવાડિયાની એની અહીંની સમાનુક મુલાકાતને પરિણામે-સમર્થતર પંડિત; ને એમાં નવાઈ પણ શી? 'શિષ્યાત્' તેમ 'પુત્રાત્' પણ આવી બાબતોમાં પરાજય ઇચ્છવાની જ ભલામણ કરી છેને સુભાષિતકારે?)

(અમારી એ ગાડી કહેવાય ટ્રામ, પણ એને ચલવે છે તો પેલો અમારા બાળપણમાં જે વરાળિયો રાક્ષસ કહેવાતો તે જ. આ ઉલ્લેખન પાને 'એંગ્યુસ્કન' એમ ને એમે સમજાશે અને એ જમાનાની એકમાત્ર વાચનમાળા 'હોપ સીરીઝ'ના ભણનાર તો વરાળિયાના બે ભાઈઓને પણ-એ કોણ, કોણ? ન-સ્મરેઃ સ્મૃતિને હાટ ચડી ગયો છે, બારસો ચાર દાયકાનો-યાદ કરશે.)

એ ભક્તકવિની વાત તો આપણને સુપરિચિત. તળાજાનો રાજા એભલ પણ 'સૌરાષ્ટ્રની રસધાર'ના (ભા. ૧) વાચકોને ક્યાં અપરિચિત છે? એને, મૂશળધાર વરસાદમાં ઘોડે બેઠો જ બેભાન બની પોતાને નેસડે આવનારને, સાંઘ નેસડીએ નિજ હૈયાની હુંફે ભાનમાં આણેલ વગેરે એની વાત, એ,

૯

એ જ સાહિત્યકારના નવપ્રસિદ્ધ 'ચારણો અને ચારણી સાહિત્ય'માં પણ (સાંઇ ચારણ એટલે ચારણ ઓ હોઈ) ઉલ્લેખ (પૃ. ૧૭) પામ્યો છે. મારું એમલવાળાનું સૌપહેલું સ્મરણ આ કે એની વાર્તા લોકસાહિત્યના આદિશોધકોમાંના એક સ્વ. દેવશંકર વૈકુંઠજી ભટ્ટે (ઘણાં વર્ષો પરઃ વિ. સં. ૧૯૭૫ની આસપાસ હશે.) 'ગુજરાતી'ના એક દિવાળી-અંકમાં વિસ્તારથી આપી હતી. અને આજે એ જ હું-એ જ? ના ના, એ જ શાનો? એનાથી કેટલીક વાતે જુદો, અમુક વાતે સારો, થોડીઘણી વાતે એના કરતાં માત્ર નઠારો નહિ પણ નઠારો. (આ શબ્દભેદ, યાદ છે તેમ, મૂળે નરસિંહરાવીય છે ને એમના કોઇ લેખમાં જો એ 'પંડિતયુગ'ના કોઈ સમારૂઢ અન્વેષણવીરને જડે જ નહિ તો સમજવું કે એમના મુખમાંથી તો એક કે બે વાર મેં સાંભળેલો એની ખાતરી છે.) —આજે એ હું સાંઇ નેસડીના જાણે સૂક્ષ્મ પ્રતિરૂપ જેવી અહીંની આરોગ્યપ્રદ હવાના હૈયાની હૂંફ પામવા એની ગોદમાં લપાઉં છું, આજથી મહિને-સવા મહિને, મારા ગયા ૭-૭ માસથી મહાશત્રુ બનેલ 'એનીમિયા'થી છેક જ છૂટવાની આશાભર્યો.

બ્રાઉનિંગ-બોલી અને –

૩૦-૧-૪૪: એ ટ્રામશાઈ ટ્રેનમાં શરૂ કરેલી (ને મૂળે તો કૉલેજકાળની, ઊધઈના ખોરાક તરીકે કાણાં-કાણાંની ભાતે કાંઈક ભાતીમળ, પણ પસ્તીમાં જતી માંડ બચાવેલી)-કરેલી 'બ્રાઉનિંગ એ‍ન્ડ હિઝ પોએટ્રી'ના બીજા ખંડકની શરૂઆતનાં બે પદ્યોએ ઊપ્યા પહેલાંના એના વાચનવેળા ધ્યાન રોક્યું: 'ધ બ્રાઉનિંગ-ડાયલેક્ટ' તથા તેની 'થ્રાઇસ-કૉમ્પેક્ટ વર્સ'. એ જેવી બ્રાઉનિંગ-બોલી તેવી આપણે ત્યાંની ઠાકોર-બોલી. પેલી જેમ બ્રાઉનિંગના સમકાલીનોએ ત્યારના વાચકગણને તેમ આ આપણા 'સુન્દરમ્' આદિએ ગયા દસકાના ગુજરાતી વાચકોને શીખવી; ને તેથી જ હવે ભણકારની ત્રિપટ સઘન પદ્યરચના અગાઉ કરતાં ઓછા કવિતાપ્રેમીઓને દુર્બોધ લાગે છે.... આ સરખામણી ને વિચારો, અલબત્ત, અહીંઆં નોંધનવેશપણું કરતી વેળાનાં; બાકી વાંચતો વાંચતો તો ઊંઘી જ ગએલો.

કવિ, પદ્ય, 'ગદ્યકાવ્ય'

૩૧-૧-૪૪: બ્રાઉનિંગની ઊંડા હૃદયની માન્યતા એ જ ખંડકમાં આગળ

આપતાં લેખક અર્નેસ્ટ ડ્રીઝે રજૂ કરી છે કે "...poetry is the destined vehicle for all eternal truths" એમ તે માનતા; કહેતા કે ખરો કવિ એટલે એ સત્યોનું સમ્યગ્ રીતે જ્ઞાન મનુષ્યોને આપવા ઈશ્વરે ઉદ્દિષ્ટ અથવા નિર્ધારેલો દ્રષ્ટા. ... આ કવિતાભાવના વાંચી વિચાર આવ્યા વિના રહ્યો નહિ કે આ પ્રકારની ઉત્તમ કવિતા—શાશ્વત સત્યોને મૂર્ત કરતી,—દ્રષ્ટાકવિઓએ હમેશાં પદ્યમાં જ રચી છે—ને ? ગદ્યમાં પણ કાવ્યત્વ હોય છે, બેશક; પણ એ કારણે ગદ્ય ને પદ્યના ભેદને જુનવાણી ગણી ઉતારી પાડવામાં કે હસી કાઢવામાં કેટલીક વાર આવે છે તે ખોટું થાય છે. સૌથી નવ-વાણી શક્તિશાળી કવિઓ પણ પદ્યનું વાહન હજી યે પસંદ કરે છે, તેનું કારણ શું ? કારણ એ જ કે જે માતબર, સંવેધક લાઘવ, ભાવની જે હાર્દિકમયી ઉત્કટતા અને જે ઉન્નતવાહી કે સુસૂક્ષ્મ લયમાધુર્ય પદ્યકવિતામાં શક્ય છે તે, તેવું ને તેટલું પ્રભાવપૂર્ણ, સર્વોત્કૃષ્ટ 'ગદ્યકાવ્ય'માં પણ શક્ય નથી; જો હોત, તો વાલ્મીકિ ને હોમરથી માંડી કવિમાત્રે શાશ્વત સત્યોનું પોતાનું દર્શન વારંવાર ગદ્યમાં મૂર્ત કર્યું હોત. સૌથી સારો માર્ગ એ લાગે છે કે ગદ્યમાં અભરે ભર્યું કાવ્યત્વ હોય ત્યારે પણ એવી રચના કે રચનાભાગને કવિતા કહેવી હોય તો વગરભૂલે સમજવું કે ત્યાં 'કવિતા' શબ્દ અલંકાર લેખે લક્ષણાથી જ વાપર્યો છે. બીજું આ કરવા જેવું છે કે 'ગદ્યકાવ્ય' જેવા કોઈ એક જ શબ્દનો મોહ જતો કરી, એ સાહિત્યપ્રકાર માટે 'પંડિતયુગે' (જાણમાં, રમણભાઈએ) વાપરેલું પદ 'ભાવમય ગદ્ય' સ્વીકારી લઈ, નિરર્થક વિવાદનો સરલ ભાવે વેળાસર અન્ત આણવો.

## સ્વાગતમ્ ! શુક્રિયા ! પુનશ્ચ—

તા. ૪-૨-૪૪: સ્વાગત ત્રણ નવા વિવેચકોને; શુક્રિયા 'આથમતે અજવાળે'કારને, તેમણે ઉમદા દિલગરીથી (ફેબ્રુ.-નવચેતનમાં) કરેલી મારી પાએક સદીની કામગીરીની કદરશનાસી માટે; અને નોંધ લઈએ જે પુનશ્ચ હરિ ॐ સાહિત્યસમીક્ષાકારે હમણાં ત્રણ માસથી (વરસ કે વધુ સમયના ક્ષેત્રસંન્યાસ બાદ, એમના મેઘાણીભાઈ પરના 'ઊર્મિ'માંના છેલ્લા લેખ પછી પહેલી જ વાર) કરવા માંડ્યું છે (ડિસે. '૪૩ ને જાન્યુ. '૪૪-નાં ઊર્મિ; આજે આવ્યું તે આ માસનું નવચેતન) તેની.

વિવેચકોમાં સૌ પહેલાં તો રા. નર્મદાશંકર વ્યાસને, જેઓ 'જ્યોતિ-

ધંર'માં કેટલાક વખતથી આવાં સરસ વિવેચનો લખે છે; અને શ. શોભન ત્રિવેદીને, કેમ કે તેમણે ટૂંકું પણ વિચારણીય વિવેચન એ જ પાક્ષિકમાં દલાવિભાગાધ્યક્ષની લઘુકૃતિ પર (એના ૮-૧-'૪૪ના અંકમાં) લખ્યું છે; અને સ્વાગત શ. ભૃગુરાય અંજારિયાને, જેમણે અન્યત્ર તેમ 'ધરિત્રી'ના (પ્રેમશંકર હ. ભટ્ટ) ટીકાલેખક તરીકે તેમની આદરપાત્ર વિવેચનશક્તિનો પરિચય સારી આશા આપે તેવી રીતે કરાવવા માંડ્યો છે.

આમાંના પહેલાએ (જુઓ. નો એ જ અંક) સૌ. લીલાબહેનની નવલિકાઓ પર લખતાં અને તથા આપણી હવે તો સુજાણીની રૂપરેખાને યાદ કરતાં, વિવેચકના જીવનના અમુક સમયે વાતાવરણના બળે બંધાયલા, ઇષ્ટ નહિ તો પણ સ્વાભાવિક પક્ષપાતને 'સંસ્મરણ' તથા નિષ્પક્ષપાત લખાણને 'તટસ્થ વિવેચક'નું મન્તવ્ય કહી, એ ભેદ વડે દર્શાવી આપ્યું છે કે કાંઇક પ્રતિકૂળ ટીકા (પક્ષપાતને ક્રોધપૂર્વક પક્ષિલતા કે એવું કાંઇક કહેવાને બદલે 'સંસ્મરણ' કહ્યો તે ) સાત્ત્વિક વિવેચક કેટલી મિઠાશથી કરી શકે છે.

એ 'સાત્ત્વિક' ને 'મિઠાશ' શબ્દો પરથી યાદ આવે છે કે પરિષદ્પત્રિકાના પહેલા ત્રણ અંકોમાંના વિવેચનનિબન્ધ 'સાધારણીકરણ'નો ( પ્રા. વિ. ર. ત્રિવેદી ) તથા ફાલ્ગુની અં. રજામાંના એ પ્રકારના 'સુન્દરમ્'ના ( પ્રા. ઠાકોરના નવા પુસ્તક વિશેના ) નિબન્ધનોઃ એમ બંનેનો કેટલોક ભાગ વિવાદમસ્ત વિષયો ચર્ચતો હોવા છતાં, વિવાદભૂમિકા કેટલી ઊંચી છે --નિષ્કામભાવી અને સજીવપણે વસ્તુગત છે. આવે વખતે આત્મલક્ષી અને ઝડપથી બની જતા બીજા વિવેચકો ( ઉદા૦ શ. બાઇ વિશ્વનાથ કે આ વિ. ક. વૈ. પોતે ) ઉપરકહ્યા બને વિવેચકવર્યોને ( હા, આ શબ્દ હવે 'સુન્દરમ્' માટે પણ ખુશીથી ને ખુશામતના લેશ વિના ઉમેરાય તેમ છે- વિશેષે કરી એ માટે કે ઉક્ત નિબન્ધના ઉત્તરાર્ધમાં તેમ તમે અન્યત્ર પણ, આ અંક હાથમાં છે એટલામાં જ શોધી કાઢશો તેમ, ગુજરાતી વિવેચનને એક ઇષ્ટ ને અભિનવ ભૂમિકા પર લઈ જવા માંડ્યું છે )-બંને વિવેચકવર્યોને નિજ ગુરુ કરી સ્થાપી શકતા હોત તો કેવું સારું ! મારો તો એ દિશામાં પ્રયાસ થોડોક થયો છે ને વધુ થતો રહેશે; પણ મારા જોડીદાર ઊલટી જ દિશામાં વહે છે-ના, તણાય છે; જાણે આષાઢી કો સરિતારેલમાં તણાયે જ જાય છે-એ હકીકતની સબળ સાબિતી જેમને જોઇતી હોય તેમણે

વંચિવા તેમના આ તાજા લેખોઃ 'પંડિતયુગ' (ઊર્મિઃ જાન્યુ.) તથા બીજી રીતે મૂલ્યવાન તથા ચિન્તનમય, તેથી ચિન્તનીય, 'સાહિત્યનું પોષણ' (નવચેતનઃ ફેબ્રુ.)

તા. સદરઃ ને હા, એક બીજું આભારપ્રદર્શન તો મહિનાઓથી બાકી રહ્યું છેઃ મારા પાંડુરોગીલા પહેલા જ મહિનામાં આવેલ 'વમી અંક'માંથી એક સ્વજને 'મસ્ત-ફકીર'ના લેખમાંથી અમારા 'ગુજરાત'યુગનાં મધુરાં સ્મરણ (સાથે સાથે સંસદપ્રણેતા વિશે ચાર બોલ ચોખ્ખાઝાણુ કહી નાંખીને) વાંચી સંભળાવેલાં ને એથી એટલી ક્ષણો તો રોગનાશ અનુભવેલો...પછી તો અદૃષ્ટે માત્ર સવાબે કલાકની નોટિસે સુરત છોડવાની ફરજ પાડેલી એટલે મુંબાઈ જવાની ચીલઝડપી તૈયારીને લીધે જેમ એ અંક તેમ હોમીઓપેથિક આફિટકનો હાનેમાન-અંક, તેમ કેટલાં ય નવાં પુસ્તકો ત્યાં જ રહ્યાં તે રહ્યાં-ગયા કે આ 'માનસી'માં unhonoured & unsung.

'આચાર્ય'ને બેઠેલું અર્થપંચક (જૂ. ન. શબ્દોઃ ૨)

૫-૨-૪૪: આ અનેરો અત્રજોગ ગુજરાતી ભાષામાં જામતો જતો લાગે છે. તે અનર્થો ઉપજાવે ત્યાર પહેલાં કોઈક સમર્થ ભાષાશાસ્ત્રી (હું તો તંત્રીપણાનો શાસ્ત્રી હોઉશ ને બહુ તો વિવેચનશાસ્ત્રી; તેથી એ કામ મારું નથી.)–એને ઊગતો જ ડહામે. એમ ઇચ્છું છું. એ વિષયમાં અહીં ફરજ બજાવવાની છે તે એટલી જ કે ઉપલા નવચેતન-અંકમાં, એની જોડે જ કાલે આવેલ આ માસની સા. પરિ. પત્રિકામાં તેમ જ અન્યત્ર 'આચાર્ય' શબ્દના પ્રયોગો થતા જાણવામાં આવ્યા છે તેને (બને ત્યાં ત્યાં આધાર ટાંકીને) નોંધવા – યથા :

૧. આચાર્ય–સંપ્રદાયસ્થાપક (જેમ કે શંકરાચાર્ય)

૨. આચાર્ય–કૉલેજના સ્ટાફનો મુખી કે વડો.

૩. આચાર્ય–હેડમાસ્તર (જેમ કેઃ "આચાર્ય જીવણલાલ દીવાન" પ્રજાબન્ધુઃ તા. ૩૦-૧-૪૪; પૃ. ૧૪ મું).

૪. આચાર્ય–'ડિરેક્ટર' (ઉપલી સા. પરિ. પત્રિકા, પૃ. ૮ મું).

૫. આચાર્ય–પ્રોફેસર (ઉપલા નવચેતનમાં રાજેશ્રીઓ બ. ક. ઠાકોર તથા વિ. મ. ભટ્ટ (પૃ. ૨૮૩) અને પુ. ચંદરવાકર (પૃ. ૩૨૩મેઃ "આચાર્ય વિજયરાય વૈદ્યના શબ્દોમાં...")

તા. ક. નં. ૨ને મરાઠીમાં 'પ્રાચાર્ય' પણ કેટલાક કહે છે. નં: ૫ વાંચીને છાતી ગજ-ગજ ઊછળી એમાં કાંઈ નવાઈ?

## જુના-નવા શબ્દો : ૩

૬-૨-૪૪: મરાઠી, હિંદી વગેરે બીજી ભારતીય ભાષાઓમાંથી કોઈ વાર જ્યારે ખાસ જરૂર હોય ત્યારે તેના શબ્દો આપણે ભલે અપનાવીએ (આ ક્રિયાપદજ એવી આવશ્યક આગતનો સારો દાખલો છે, કેમ કે એ અર્થનો એક જ શબ્દ ગુજરાતીને પોતીકો છે નહિ.)–પણ 'સુવિધા' ("પોતાના કાર્યમાં સુવિધા મળે માટે"–ચાલુ પરિષદપત્રિકા; પૃ. ૭ મું) વિના કયાં ચાલે તેવું નથી ? એ જ અર્થના 'અનકૂળતા' ને 'સગવડ'માં કે અમારા સુરતી 'ફાવટ'-માં–એ ઉચિત હોય ત્યારે–કઇ ખોડ હતી તે પેલો રૂપાળો- છતાં આપણી પરંપરામાં મૂળ વિનાનો તેથી ખટકતો–શબ્દ સમજુ લેખકો પણ (જેમ ઉપલા માસિકમાં તેમ કેટલાંક છાપાંમાં પણ) વાપરતા થઈ ગયા છે, વપરાવવા પણ જાણે ચાહતા હોય છે ?...પત્રિકાને એ જ પાને 'સંભારણું' એના સ્વાભાવિક અર્થમાં વપરાયો છે ("...ઉદાર...પુરૂષનું સંભારણું કાયમ રાખવાનો..."), પણ એ શબ્દની કોમળ અર્થછાયા નહિ સમજનાર કોઇવાર ('ગુજરાતી' (તા. ૧૬-૧-૪૪)માં સા. સંમેલન વિશેનો પત્ર) એને જુદા–ને ખોટા–અર્થમાં વાપરે છે એ અટકવાની જરૂર છે. એ લેખક કહેવા ચાહે છે તે, સમેલનની પોતાની 'ઇમ્પ્રેશન્સ'. આ અંગ્રેજીનો ખોટો કે અર્ધ-સાચો જ પર્યાય 'સંસ્મરણો' એ સંદર્ભમાં ૧૫-૧૭ વર્ષથી પ્રચલિત થયો છે એટલે એને હઠાવવો મુશ્કેલ પડશે. આવા વિષયમાં જેમને શુદ્ધિની ખેવના હોય તેમણે તો જે કંઇ લાંબે વખતે યાદ કરીને કહેવાનાં કે લખાતાં હોય તે 'રેમિનિસન્સીસ' કે 'રેકલેકશન્સ' માટે જ 'સંસ્મરણો' અનામત રાખી, સંમેલનાદિમાં જઈ આવીને ત્યાંના મન પર પડેલા સંસ્કારો કે છાપોયસી છાપને માટે કાં તો 'સંસ્કારો'જ વાપરવો જોઇએ અથવા તો કોઇ નવો શબ્દ યોજવો જોઇએ—'મનોમુદ્રા' માટે તમારો કેવો અભિપ્રાય ? (મને કંઈ એ ગમે છે એમ માનશો નહિ; આ તો, મનમાં જેવો તે ઊગ્યો તેવો જ ઊગ્યો ને પડ્યો આ પાને).

## પ્રાગૈતિહાસિક બનેલ નર્મદયુગ

તા. ૭-૨-૪૪: વાસરિકાની આ વખતની પહેલી નોંધનું આજે

પ્રેસમાં એને મોકલતી વખતનું પુનરીક્ષણ કરતાં કરતાં એ ફાલ્ગુની-નિબન્ધને ફરીથી જોવાનો થયો અને ફરી એક વાર આનન્દ થયો એમાં (પૃ.૭૯) નર્મદયુગની આખા ગુજરાતને ઘડનાર, સાહિત્યેતર પ્રદેશની પણ વિભૂતિઓ વિશે આજનો યુવાન લેખકવર્ગ સુદ્ધાં કેટલું ઓછું—એ જૂનો પણ જ્વલન્ત યુગ એને "પ્રાગૈતિહાસિક કાળ જેવો દૂરદૂરનો" લાગે, એટલું ઓછું—જાણે છે એ હકીકતનો નિખાલસ એકરાર વાંચીને. આપણા અર્વાચીન સાંસ્કારિક વિકાસના એ અનેકધા મહત્ત્વના યુગ વિશે જાતમાહિતી પરથી લખનાર તો હવે કોઈ જ નહિ હોય; શ્રુતમાહિતી પરથી પ્રા. ઠાકોરે છૂટક ને ન્હાનાલાલે જથ્થાબંધ (પરમ વિસ્તૃત પિતૃચરિત્રમાં, મુખ્યત્વે તો) લખ્યું છે; અને સંશોધિત માહિતી પરથી સ્વ. હીરાલાલ પારખ (અર્વા. ગુજ. રેખાદર્શન) અને રાજેશ્રીઓ વિશ્વનાથ (વીર નર્મદ, સાહિત્યસમીક્ષા), નવલરામ ત્રિવેદી (સમાજસુધારાનું રેખાદર્શન) તથા વિજયરાયે (લીલાસૂકાં પાન; આ વર્ષે પ્રગટશે એ નવલરામ-જીવનચિત્ર) વત્તુઓછું લખ્યું છે. થોડુંથોડું મળે રા. વિ. પાઠક ને વિ. ર. ત્રિવેદીના પુસ્તકમાં ય. પણ એ બધું છે હજી અપૂરતું. દિ' ઊગ્યે નષ્ટ થતી જતી એની બહુવિધ સાધનસામગ્રીની ઝાંખી પણ જેણે કરી છે તે સૌ આ વાતની સાક્ષી પૂરશે. એ સામગ્રીનો અધિકતમ ઉપયોગ ('સુન્દરમ્' સૂચવે છે તેમ) પીએચ. ડી.ના લાયક વિદ્યાર્થીઓ અતિમોડું થયા મહોર (=પહેલાં; કલમે આ અમારો કાઠિયાવાડી શબ્દ ચઢી ગયો કેમ કે આ લખાય છે ભાવનગર કરતાં ય વધારે કાઠિયાવાડમય તળાજામાં બેસીને) — મહોર કરી લે તો કેવું સારું.

## એકની હિંમત, બીજાની મિથ્યાદૃષ્ટિ

તા. સદરઃ ચાલુ માસની આપણી પી. ઈ. એન. (પૃ. ૧) તથા સા. પરિ. (પૃ. ૩) પત્રિકાઓમાંનાં બે વિધાન વાંચ્યા પછીઃ (૧) વડોદરે, સંમેલન સાહિત્યસેવીઓનું છતાં એની વિષયસમિતિમાં આપણા ઊછરતા નેતા 'સ્નેહરશ્મિ'એ ગાંધીજી વિશેના ઠરાવને રાજકીય રંગ આપવા ચહ્યું, ત્યારે સૌમ્યબુદ્ધિ પ્રિ. ફૈઝીએ હિંમતભેર ચોખવટ કરી નાંખી કે રાજ્યપ્રકરણને પી. ઈ. એન.ની પ્રવૃત્તિમાં સ્થાન નથી અને પં. જવાહરલાલને આપણે ઉપપ્રમુખોમાંના એક તરીકે ચૂંટીએ છીએ તે તો માત્ર તેમણે ભારતીય વાઙ્મયને કરેલા મહાન પ્રદાનને કારણે. (૨) 'પંડિતયુગના મહાકાવ્ય'કારે તો

શા: મુનશીને માત્ર 'કાળગળામણા' નવલકાર કહી નાંખેલા; એ વખતે જ 'માનસી'એ બતાવી આપેલું કે હકીકત તેમ નથી, એમનાં પાત્રોએ પણ ગુજરાતનાં સ્ત્રીપુરુષોના જીવન પર પ્રત્યક્ષ અસર કરી છે; અને હવે, ઉપર નોંધ્યા પત્રિકાપૃષ્ઠે આપણે આ યથાર્થ મતદર્શન વાંચીએ છીએ કે (સ્ત્રીપાત્રાલેખનમાં તો તે પોતાના હવે પ્રકટ રીતે સ્વીકૃત ગુરુદેવ દુમાને પણ આંટી જતા હોવાથી) એમનાં 'ઓજસ્વી ને દૃઢ' સ્ત્રીપાત્રોએ "કૌટુંબિક વિપ્લવ સુદ્ધાં પ્રેરેલા છે." આવો અદ્‌ભુત પ્રભાવ એ તનમન ને મણિમાં છે, સૌથી વિશેષ તો મંજરીમાં છે, એ તેમનો કયો સહૃદય વાચક નથી જાણતો? અને એવાં પાત્રો—જેમ, મુંજાલ ઉદા મહેતા ને કાક, મુંજ, કૌટિલ્ય ઇત્યાદિ સરખાં ગુજરાતી નવલસૃષ્ટિમાં અપૂર્વ ને પ્રતાપી પુરુષપાત્રો—સરજનાર સાહિત્યકારની કૃતિઓને, એ માત્ર વખત પસાર કરી કાઢવા સારુ જ વંચાય તેવી કહેનાર સમર્થ, સદા ય કડવું ઝેર પણ સત્યકથન જ કરવા ઉત્સુક, સમકાલીન વિવેચકોમાંના એક અગ્રિમ વિવેચકને સખેદ પણ ઔચિત્યપૂર્વક મિથ્યાદૃષ્ટિમાન ન કહીએ તો બીજું શું કહીએ?

યાદ આવે છે એટલે કહી લઉં કે તેમના નૂતન ('રીટ') લેખોમાંના એકમાં એ વિદ્વાને વાપરેલ 'પૌર્વાત્ય' શબ્દ, ઉપલી એક શબ્દચર્ચાની નોંધના પ્રકાશમાં, બરાબર છે કે કેમ એ વિચારવું જોઈએ.

## જતી વેળાએ[1]

'ન જા' કહેવું એ તો અશુભ: વળી 'જા' ના કહી શકું,
કહું જે એવું તો પ્રણયરસહીણું વચન એ:
'યથારુચિ કીજે,' કયમ કહું? ઉદાસીનપણું એ.
'ફિતા. તાર. જ્વી. ન. શકું,' વદું કે નહિ વદું?,
—કશું યે ના સૂઝે સુહૃદ, તુજ જાવા તણી પળે.

1. થોડા દિવસમાં પ્રકટ થનાર, 'અંતરને ઓવારે' (ચંપકલાલ ડા. વ્યાસ) એ સંગ્રહમાંથી.

# નિકષ

## પૌરાણિક પાત્રો અને માનવતા

'ધરતીની પુત્રી': કિશનસિંહ ચાવડા

'કુમકુમ'ની ટૂંકી વાર્તાઓ પછી લેખકની આ એક 'લાંબી' ટૂંકી વાર્તા છે. ટૂંક સમયમાં આ વાર્તાએ વાચકવર્ગનું ધ્યાન ખેંચ્યું છે, અને એ વાર્તાની સંપૂર્ણ મૌલિકતા વિષે પ્રશ્ન ઉઠાવતા એક ચર્ચાપત્રીના જવાબમાં લેખકે પોતાની આ કૃતિના પૂર્વાર્ધ ઉપર તામિલ લેખક મૃદુકૃષ્ણની હિંદીમાં અનુવાદિત નાટિકા 'અશોકવન'નું ઋણ હોવાનું પણ સ્વીકાર્યું છે. આ વાર્તાના નિવેદનમાં લેખકે ઇતર લેખકો પ્રત્યે પોતાનો ઋણસ્વીકાર કરેલો ખરો પરંતુ વાર્તાના પ્રારંભનાં પાંચ પ્રકરણોની ઘટનાઓનું ચણતર તેમ જ વિચાર અને ભાવની કેટલીક સામગ્રી 'અશોકવન'ને મોટે ભાગે અનુસરે છે એ જોતાં આ તામિલ લેખકનો સનામ ઉચ્ચાર થવો આવશ્યક હતો એમ લાગે છે. વાર્તાના છેલ્લા છ પ્રસંગો કર્તાની પોતાની રચના છે. એ પ્રસંગોના તથા 'અશોકવન'ના મૂળ પ્રસંગોને કર્તાએ જે પોતાની રીતે સંસ્કારીને અપનાવ્યા છે તેમાં પણ કર્તાની પોતાની વૈયક્તિક સર્જનશક્તિ સ્પષ્ટ દેખાય છે, અને એ આ કૃતિની ગુણવત્તા છે. 'ધરતીની પુત્રી' અને 'અશોકવન'ના પ્રસંગોને તથા તેમાંની તત્ત્વસામગ્રીને સરખાવી જોતાં તથા 'અશોકવન'ના લેખક મૃદુકૃષ્ણે રામાયણના પોતે કરેલા નવા અર્થ સંબંધે જે 'કેફિયત' રજૂ કરી છે તે વાંચી જોતાં તામિલ લેખકમાં કોઇ અસાધારણ વિચારશક્તિ કે સર્જનપ્રતિભા જણાઈ આવતી નથી. 'કેફિયત'માં જે રીતે લેખકે પોતાનો પક્ષ રજૂ કર્યો છે તેમાં તેનું પ્રચારપ્રધાન માનસ, અભ્યાસની ઊણપ, ક્યાંક ખોટી જ માહિતી તથા વિવેકપૂર્ણ તુલનાશક્તિનો બાલિશતાની હદે પહોંચતો અભાવ નજરે પડ્યા વિના નથી રહેતાં. એ લેખકને પ્રજાને ખાતર પત્નીનો ત્યાગ કરનાર રામ કરતાં પત્નીને ખાતર અફગાનિસ્તાનની ગાદી છોડનાર અમાનુલ્લા ઉચ્ચ કોટિની વ્યક્તિ લાગે છે!

૧૦

કિશનસિંહે 'અશોકવન' પરથી યોજેલા પાંચ પ્રસંગોમાંના પહેલા ત્રણ પ્રસંગો મૂળને વધુ અનુસરે છે, ચોથા અને પાંચમા પ્રસંગોની માંડણી મૂળના જેવી છે પણ અંદરનો સંભાર ખૂબ જુદા પ્રકારનો છે. પાંચમા પ્રસંગનો સંભાર તો મૂળમાં છે જ નહિ. મૃદુકૃષ્ણે ઉપજાવેલા પ્રસંગોમાં કલ્પનાની મૌલિકતા છે, પણ જીવનદર્શનની નવતા કે ઉચ્ચતરતા નથી. આપણી પ્રાચીન જીવનભાવનાઓને નવેસરથી અવલોકવી, આપણી સંસ્કૃતિની વિભૂતિઓના ચારિત્ર્યનું નવેસરથી ગવેષણ કરવું એ જીવંત માનસનું લક્ષણ છે, પરંતુ એ ઘણું જોખમભરેલું અને જવાબદારીભરેલું કામ છે. એ માટે નવું કરવાનો ઉત્સાહ એ પૂરતી સામગ્રી નથી.

મૃદુકૃષ્ણ અને કિશનસિંહનો પ્રયત્ન રામાયણનાં મુખ્ય પાત્રોનું આપણા પ્રાચીન કવિઓએ દેવ અને અસુર તરીકે કરેલું મૂલ્યાંકન દૂર કરી તેમને માનવની ભૂમિકાએ લઇ આવી વધારે ન્યાય આપવાનો છે. તેમને ખાસ કરીને એમ લાગે છે કે રાવણના પાત્રને આખી આર્ય પ્રજાએ અને તેના કવિઓએ રાક્ષસરૂપે ચીતરી તેની માનવતાની પૂરતી કદર કરી નથી. પરિણામે રામાયણની કથાના રાવણને એમણે એક અર્વાચીન ઢબના 'પ્રેમી' તરીકે ચીતર્યો છે. મૃદુના રાવણ રામ અને સીતામાં લોહીમાંસ વધારે ધબકતાં લાગે છે. એનું કારણ એ ત્રણે પાત્રો પોતાની ભાવના આદર્શ કે પ્રેમના ઉદ્‌ગારો પશ્ચિમની ઢબનાં સ્ત્રીપુરુષોની પેઠે જ કરે છે તેમાં રહેલું છે. મૃદુનો રામ સીતાને ભૌતિક સુખોની ઇચ્છા હોય તો રાવણ જ એને યોગ્ય પુરુષ છે એમ એક કરતાં વધારે વાર આજના સ્ત્રીહૃદયના સ્વાતંત્ર્યવાદી યુવાનની પેઠે બોલે છે. રાવણ આજના એક મુગ્ધ યુવાન 'પ્રેમી' જેવી બધી ચેષ્ટાઓ કરે છે અને સીતા પણ અદ્યતન ઉદારહૃદયી યુવતી પેઠે રાવણના પ્રેમાવિષ્કારને સહી લે છે. આજના સાધારણ માનસને આ ચિત્રો ગમી જાય તેવાં છે. પરંતુ એ બધી સજાવટમાં રામ–રાવણાદિનું કોઈ ઉચ્ચતર ભૂમિકાએથી સર્જન નથી બનતું પણ એ પાત્રોનું આજના અર્વાચીન માનસની મર્યાદા અને અશક્તિઓવાળું જ આલેખન બની રહે છે.

મૃદુએ રાવણમાં મૂકેલી આજની અર્વાચીન ઊર્મિલ ચેષ્ટાઓ અને ઉદ્‌ગારોને કિશનસિંહે દૂર કર્યાં છે. રામના મુખમાંથી સીતાને ન સમજનાર મૂઢ પુરુષ જ બોલી શકે એવા ઉદ્‌ગારો પણ કિશનસિંહે અપનાવ્યા નથી.

'અશોકવન'કારની સીતા પ્રેમની વ્યથાથી આહત થઈ મૂર્છિત બનતાં રાવણના માથાને પોતાના ખોળામાં ઢળેલું રહેવા દે છે તેને બદલે રામની ઉચ્ચ પ્રણયિની તરીકેનું રમણીય ચિત્ર કિશનસિંહે આપ્યું છે. અશોકવાટિકામાં સીતા અને રાવણની મુલાકાતના પ્રસંગમાં બન્ને લેખકોએ પોતપોતાની ભિન્નતા બતાવી છે. મૃદુની સીતાના મનમાં રાવણની હાજરીમાં રામની છાયા સહેજ જ આવે છે, જ્યારે કિશનસિંહની સીતાના મનમાં તે પ્રસંગે રામની છાયા ઘનશ્યામ પેઠે સતત છવાયેલી રહે છે. મૃદુની સીતા રાવણના મૂર્છિત અવસ્થાના 'સીતા' એવા ઉદ્દગારના જવાબમાં 'માનોં સારે વિશ્વકા ઉચ્છવાસ લે કર' 'રાવણ!' નો ઉદ્દગાર કાઢે છે. કિશનસિંહ રાવણને સીતાનો શરીરસ્પર્શ થવા દીધા સિવાય જ બધા પ્રસંગ યોજે છે અને અંતે બહુ રમણીયતાની સીતાથી અંતઃસ્થિતિ વર્ણવે છે. રાવણનાં ગયા પછી સીતાની બંધ આંખો આગળ રાવણના આભાસમાંથી રઘુવીરની મૂર્તિ ઉપસી આવી અને એમણે હનુમાને આપેલી રામની મુદ્રિકાને ચૂમી લીધી. આ રીતે કિશનસિંહે મૃદુના રાવણની અને રાવણની હાજરીથી અભિભૂત થતી સીતાની કામુકતાને દૂર કરી છે. એમનું 'લંકાનાથનું' પ્રકરણ મૃદુના એ દૃશ્ય કરતાં વધારે ઉચ્ચ ભૂમિકાનો અને જુદી ભાવના અને વિચારોવાળો પ્રસંગ છે. કિશનસિંહના રાવણની 'અસિદ્ધ અભીપ્સાઓ' મૃદુના રાવણમાં ક્યાં ય નથી. આ રીતે છેલ્લા બે પ્રસંગોમાં કિશનસિંહે પોતાની નવી વસ્તુઓ ઉમેરી છે જ્યારે પહેલા ત્રણ પ્રસંગોમાં તે મૃદુને લગભગ અનુસરે છે. કિશનસિંહમાં મૃદુનાં પાત્રોને વધારે સૂક્ષ્મ ભૂમિકા પર લઈ જવાનું વલણ દેખાય છે. અને તેથી તે મૃદુના પ્રસંગોમાંના ઘણા અંશોને છોડી દે છે. એમ થવાથી એ ત્રણે પ્રસંગો બહુ ઝડપી કાર્યપરિણામી અને તેથી અલ્પકલાસત્ત્વ બનેલ છે. મૃદુ સ્થૂલતાની ભૂમિકાએ રહી પોતાની કૃતિમાં એકરંગતા વિશેષ સાધી શો છે. એનો રાવણ આદિથી અંત સુધી એકસરખો કામુક પ્રેમી છે. *કિશનસિંહને હાથે રાવણનો જુદી રીતે વિકાસ* કરવામાં પ્રસંગોને પૂરતી ખિલાવટ મળી નથી.

આવી રીતે આ બન્ને લેખકોનાં પોતપોતાનાં બલાબલ હોવા છતાં રાવણને ન્યાય આપવાની બાબતમાં તથા તેને માનવ બનાવવાની બાબતમાં એકમતિ છે. કહો કે કિશનસિંહ અહીં મૃદુને જ અનુસરે છે. જો કે તેમણે

રાવણને સ્થૂલતામાંથી દૂર રાખ્યો છે છતાં કેયામાં જે કૂટ પ્રશ્ન છે તેના નિરાકરણમાં તે મૃદુની પેઠે જ ગૂંચવાએલા રહેલા છે! એ કૂટ પ્રશ્ન એ છે કે આ લેખકો રાવણને ખરેખર માનવ બનાવી શક્યા છે ખરા! એનો જવાબ છે ' ના.'

એ નિષ્ફળતાનું કારણ એ છે કે રામાયણના રાવણની સાચી સમજણનો તેમાં અભાવ છે. મૂળની કથાના તથ્યાંશોને વફાદાર રહેવા માટે આ લેખકો એ રાવણ પાસે સીતાનું હરણ તો કરાવ્યું છે. પરંતુ તેની માનવતા સિદ્ધ કરવા તેને આજના પ્રેમીનો સ્વાંગ પહેરાવ્યો છે. એ સ્વાંગ પહેરવા છતાં રામાયણનો રાવણ એનો એ જ અહીં રહે છે. ' કામયે ત્વાં વિશાલાક્ષિ બહુ મન્યસ્વ માં પ્રિયે' ' ભવ મૈથિલિ ભાર્યા મે' કહેતો વાલ્મીકિનો રાવણ અને આજની સુફિયાણી રીતે પ્રેમની યાચના કરતા મૃદુ કે કિશનસિંહના રાવણમાં તત્વત: કંઈ ભેદ નથી. આવા ' શુદ્ધ ' ' પ્રેમને ખાતર પ્રેમ ' કરતા પ્રણયી રાવણ પાસે સીતાનું હરણ કરાવવામાં અને એ હરણને અંતે ઊભી થતી આખી રામાયણની વસ્તુઘટનાને વળગી રહી તે દ્વારા તે ન ' માનવતા 'ને જ બહાર લાવવાનો પ્રયત્ન કરવામાં બન્ને લેખકો કરુણ રીતે ગૂંચવાઈ ગયા છે.

પ્રણયી તરીકે સિદ્ધ થયેલા રાવણને 'માનવ' તરીકે નિરૂપવા માટે સીતાના હરણ કરવાના કારણરૂપે મૃદુએ નવાં જ તત્ત્વોનો આશ્રય લીધો છે. અને કિશનસિંહ અહીં બહુધા મૃદુને અનુસર્યા છે. સીતાની રામ પ્રત્યે અનન્ય પ્રીતિની પ્રતીતિ મેળવી આવેલો રાવણ આ રીતે શૂર્પણખાની તદ્દન લૂલી દલીલોને વશ થઈ જાય છે, આવેશમાં અંધ બની જાય છે એને માનવતાની નબળાઈ કહેવી હોય તો ભલે કહો, પણ એ રીતે સીતાનું હરણ કરવા માટે તૈયાર થઈને તે પહેલાંનો પ્રેમી નથી રહી શક્યો. સીતાને અશોકવનમાં લઈ ગયા પછી પણ પોતાના પ્રેમનો સ્વીકાર ન કરતી હોવા છતાં પાછી આપી દેવાને બદલે મૃત્યુનો સ્વીકાર કરવામાં પોતાનું જે ગૌરવ આલેખે છે તે પણ તેના માનવભાવ સાથે સંગત નથી રહેતું. પાછી ન સોંપવામાં ' હૃદય-દૌર્બલ્ય ' ' પ્રેમ ' યા ' કામવાસના ' નહિ પણ બીજાં જ તત્ત્વો કારણરૂપે છે. કહો કે રાવણને માટે મરણ સિવાય બીજો ઇલાજ જ નથી રહેતો.

એ તત્ત્વ કયું છે કે જેને માટે મરણ યા નિકંદન એ જ અંતિમ

નિર્માણ હોય શકે ? અને જેને ખાતર વાલ્મીકિએ રાવણનો વધ કરાવવો પડ્યો ? મૃદુની સમજમાં એ તત્ત્વ આવ્યું નથી દેખાતું અને તેથી એનો આ રાવણ "પ્રેમના શહીદ" જેવો બનીને બહુ જ સંદિગ્ધ પાયા ઉપર મરણ પામે છે. કિશનસિંહ રાવણના નિરૂપણને વિશેષ સૂક્ષ્મ બનાવવા જતાં એ તત્ત્વને આંગળી અડાડી ચૂક્યા છે, પણ તેનું પૂરતું આંશીય આલેખી શક્યા નથી. કિશનસિંહના રાવણને શૂર્પણખા (ખરેખર એ મૃદુની શૂર્પણખા કરતાં ઘણી ડાહી છે !) કહે છે કેઃ લંકા લઈ ગયા પછી તમને સત્યની (સીતાના હૃદયની) જાણ થાય તો પાછાં પંચવટી મૂકી જવાં, પરંતુ બહેનની આ સલાહને રાવણ જરા પણ શા માટે ન અનુસર્યો અને ઊલટું પોતાના અનુરાગને 'અચળ' જણાવી તેને ખાતર રગદોળાવા તૈયાર થયો ? સીતાએ રાવણના આત્માને જાગ્રત કરવા અનેક વાર પ્રયત્ન કર્યો પણ તેમ છતાં તેણે આત્માને જાગવા દેવાને બદલે મૃત્યુને પસંદ કર્યું અને તે શા કારણે ?

એ 'અચલતા' આત્માને જાગ્રત થવા દેવાનો વિકાસનો ઇનકાર, એ જડતા અને એમાં ભળેલું અભિમાન એ વસ્તુને આપણા આર્ય દ્રષ્ટાઓએ અસુરના લક્ષણ તરીકે ઓળખાવી છે. આજે માનવતાના આશકોને 'માનવતા' શબ્દ વધારેપડતો ગળે વળગ્યો છે તથા 'અસુર' અને 'દેવ' શબ્દો પ્રત્યે અજ્ઞાનભરેલી સૂગ પ્રગટી છે. વસ્તુતઃ રામાયણના રામ અને રાવણ બન્નેમાં આપણે જેને 'માનવતા' તરીકે સરાહીએ છીએ તે ભરચક પડેલી છે. વિષ્ણુનો અવતાર હોવા છતાં રામ માનવની પેઠે હર્ષ, શોક આદિને વશ થાય છે અને 'રાક્ષસ' હોવા છતાં રાવણ આજના ઘણા 'પ્રેમી'ઓ કરતાં વધારે આભિજાત્ય દાખવે છે કે પોતે ગમે તેટલો કામવશ થાય છતાં પોતાનો સ્વીકાર ન કરતી 'અકામા' સીતાને તે અડકતો પણ નથી* એમ છતાં એવું કોઇ તત્ત્વ રામ અને રાવણમાં છે જે એકબીજાની સાથે એક જ સમયે ટકી શકે એમ નથી. એ તત્ત્વ માત્ર જીવનનો મૂલ્યભેદ નથી. યા તો માત્ર હરકોઈ બે જાતિઓનો સંઘર્ષ નથી, પરંતુ જીવનના બે વિરોધી પ્રવાહો છે, જેમાંનો એક પ્રવાહ બીજાનું અસ્તિત્વ કદી સહન નથી કરતો. રામ જે તત્ત્વની સામે લડે છે અને રાવણ જે તત્ત્વને ખાતર

* એવંતકામાં તુ ન ત્વાં સ્પૃસ્યામિ મૈથિલિ
કામં કામઃ શરીરે મે યથાકામં પ્રવર્તતામ્—સુન્દરકાંડ ૨૦-૬

નમતું નથી આપતો તે છે-આ આત્માના વિકાસનો ઇનકાર, અને પોતાના 'સ્વ'ની આસપાસ આખા જગતની રચના કરવાની વૃત્તિ. એ તત્ત્વને જ રાક્ષસી અસુર તત્ત્વ તરીકે ઓળખવામાં આવેલું છે. માનવનું તત્ત્વ આવું અહંકેન્દ્રિત અને વિકાસવિમુખ ઉદ્દંડ પ્રકારનું નથી. પરંતુ તે શ્રેયનું દર્શન થતાં તેના તરફ અહંનો વિલય સાધતું નમ્રભાવે ગતિશીલ બને છે. માનવના દેહની પાછળ રહેલા જીવાત્માની આ ભિન્ન કોટિઓ છે. માત્ર માનવનો દેહ તેના આત્માને માનવકોટિનો નથી બનાવી શકતો. માનવદેહને ધારણ કરનારાં આવાં પ્રચંડ બલશાળી તત્ત્વો પૃથ્વી ઉપર આદિ કાળથી પ્રગટ થતાં આવેલાં છે અને માનવજાતિને કાં તો તેને વશ થવાનું રહ્યું છે અથવા તો તેનું નિકંદન કરીને, આગળ વધવું રહ્યું છે અને માનવ જાતિ, નર્યો માનવ, એની પાછળ રહેલા જગતના વિકાસ-સર્જક પરમ તત્ત્વના ટેકાથી એ અસુરતત્ત્વને પરાજિત કરતી રહેલી છે: કિશનસિંહ 'અસિદ્ધ અભીપ્સા' પ્રકરણમાં રાવણના આધ્યાત્મિક સ્વરૂપને સમુન્નત અને સમુજ્જ્વળ, અનાસક્ત અને ચારિત્રશીલ કહે છે ત્યાં તેઓ જરા ભૂલ ખાય છે. રાવણનો દોષ માનવી મટીને દેવ નહિ બનવામાં નથી, પરંતુ તે માનવની વિકાસશીલતા નથી દાખવી શક્યો તેમાં છે. એની સાધના સ્વર્ગને ડોલાવે એવી હતી, પણ એ સાધના અસુરભાવની હતી.× અને માટે જ વધ્ય હતી. જો રાવણ અને રામમાં એક સરખી કોટિની માનવતા ન હોય તો તેમાં સંઘર્ષનો સંભવ જ ન રહે. આ સંઘર્ષ પામતાં તત્ત્વોનો વિવેક કરવા ખાતર આપણા દ્રષ્ટાઓએ 'અસુર' અને 'દેવ'ની પરિભાષા યોજેલી છે. બાકી એ બધા દેવો અને અસુરો છેવટે તો માનવશરીરમાં જ પૃથ્વી ઉપર લડ્યા છે. એ પરિભાષા આજે આપણને અકારી લાગતી હોય અને તેને સ્થાને 'માનવતા' વધારે મીઠો શબ્દ લાગતો હોય તો તેને ભલે આપણા માનવવિકાસનું લક્ષણ ગણીએ, પણ તો પછી આપણે એ સ્વીકારવું રહેશે કે આવી રાવણના જેવી 'માનવતા' છેવટે વધને પાત્ર છે, તેણે હણાવું જ જોઇએ. રામ અને રાવણને સબળ અને નિર્બળ 'માનવ' તરીકે વર્ણવીને આપણે, પ્રાચીનોએ સ્પષ્ટાર્થની વ્યંજક અને સૂક્ષ્મ તત્ત્વવિવેકવાળી જે વાક્‌શક્તિ સાધી હતી તેનો પરિત્યાગ જ કરીએ છીએ. એટલું જ નહિ પણ આપણા તત્ત્વવિવેકમાં પણ ગોટાળે ચઢીએ છીએ.

---

× જુઓ ગીતા: અધ્યાય ૧૬, અસુરવર્ગનું નિરૂપણ.

આ રીતે જોતાં વાલ્મીકિનો આલેખેલો રાવણ વધારે સુસંગત પાત્ર છે. સીતાનું હરણ કરવાને માટે જ તેને મળેલાં કારણો તેને આવાં ગંભીર પરિણામવાળા કાર્ય તરફ ખેંચી જાય તેટલાં બળવાન છે. જનસ્થાનની રાક્ષસ જાતિનો રામે જે મોટી સંખ્યામાં વધ કરવા માંડેલો, તેની બહેન શૂર્પણખાની જે વિકૃતિ કરી નાખેલી, એમાં જાતિ અને કુલના ધ્વંસનાં ભયજનક કારણો તેને સીતાનું હરણ કરવા પ્રેરે છે. વળી ત્યાં વાલ્મીકિએ કેવી ખૂબી કરી છે તે જુઓ. માત્ર જાતિનાશની ખબર લાવતા અકમ્પનની સલાહથી તે સીતાને હરવા જાય છે પણ મારીચની સમજાવટથી 'त्वं स्वेषु दारेषु रमस्व नित्यं, रामः रमतां वनेषु तरत પાછો ફરે છે પરંતુ જ્યારે વિકૃત બનેલી શૂર્પણખા ફરી તેની પાસે આવી તેને ઉત્તેજે છે અને તેય ઘણી ખૂબીપૂર્વક ત્યારે જ તે સીતાના પ્રતિ લીલાયિત બનીને તથા બલાબલનો વિચાર કરીને એ જ મારીચના ઉદ્દેશને ઈનકારી તેને મૃત્યુનો ભય બતાવી પોતાના કાર્યમાં સહાયતા કરાવે છે. ટૂંકામાં વાલ્મીકિના રાવણને સંસ્કારવા માટે જે શક્તિ જોઇએ તે આ લેખકોમાં તો શું પણ આજના ઘણા સર્જકોમાં પણ ઓછી છે. જીવનતત્ત્વની ઊંડી અને સાચી પકડને લીધે વાલ્મીકિનું દર્શન જ વધારે ઉચ્ચ અને સત્યની નજીકનું છે એમ કોઇ પણ અભ્યાસીએ કહેવું પડશે. જેવી રીતે માનવને રાવણ બનાવીને તેના મૂળ તત્ત્વને આ લેખકોએ મોહક સંદિગ્ધતામાં ગૂંચવી દીધું છે તેવું જ રામ વિષે પણ બનેલું છે. કિશનસિંહ સીતાને ઉચ્ચ ભૂમિની અને રામના પ્રેમથી પરિપ્લાવિત હૃદયવાળી આલેખી શક્યા છે પણ મૃદુની સીતા એવી નથી બની. પરંતુ રામના ચારિત્ર્યમાંથી કેટલાક મહત્ત્વના અંશો આ બંને લેખકોના ધ્યાન બહાર રહી ગયા છે. રામના જીવનનું તત્ત્વ માત્ર આદર્શ રામ જ થવાના સંકલ્પમાં સમાપ્ત નથી બનતું. આખી માનવજાતિને માટે જીવનની એક ઉચ્ચ સરણી રચી જવી, અને માનવતાના વિકાસરોધક બળોને દૂર કરવાં એ ઘણું જ વ્યવહારુ કામ રામનું જીવનકાર્ય બને છે. અને આ વિરોધી બળનો ધ્વંસ કરવા માટે રામમાં જે સામર્થ્ય છે તેની મહત્તા પણ આ લેખકો બહુ દર્શાવી શક્યા નથી.

રામની સૌમ્યતા પાછળ મહાન વિક્રમશાલી સત્ત્વ છુપાયેલું છે. રાવણ પૌરુષનો અવતાર છે અને રામ સૌમ્યતાનો એ દૃષ્ટિમાં બહુ તથ્ય નથી.

રાવણમાં પૌરુષ છે પણ રામમાં એથીયે વધારે પૌરુષ છે, અને એથી એ કંઈક વિશેષ છે. રામનું 'બલપૌરુષ' વર્ણવતાં અકમ્પન રાવણને કહે છે કે એ તો બાણથી નદીઓના વેગને પણ રોકી શકે છે. સતારાગ્રહનક્ષત્ર આકાશને પણ તોડી શકે છે, અને આખી પૃથ્વી હલવા લાગે તો તેને પણ ઉદ્ધરી રાખે તેમ છે. અને સૌથી વિશેષ તો સર્વ લોકોનો સંહાર કરીને જરૂર પડે તો એ પ્રજાઓનું સર્જન કરી શકે તેમ છે. રાવણમાં માત્ર સંહારનું સામર્થ્ય છે, રામમાં સંહાર અને સર્જનનું ઉભયવિધ સામર્થ્ય છે. એ રામનું રામત્વ છે, જે આપણે કલ્પવા ઇચ્છતા માનવત્વ કરતાં કંઈ અનેકગણું મહાન છે. આપણે પાંગળી માનવતાના મૂઢ આશક હોઇએ તો જ આ 'રામત્વ'નો છેદ ઉડાડીને તેને કેવળ માનવ બનાવી શકીએ.

કિશનસિંહની કૃતિના આ વિવાદાસ્પદ તત્ત્વને સમજવા ખાતર આટલો વિસ્તાર થયો અને તેમની કૃતિ મૃદુની સાથે સંકળાયેલી હોવાથી તેને પણ અહીં સંડોવવો પડ્યો. આ આખો સંશયાત્મક સ્વરૂપનો પૂર્વાર્ધ બાદ કરતાં 'ધરતીની પુત્રી'નો ઉત્તરાર્ધ એનો બદલો વાળી દે એટલો રમણીય બનેલો છે. એમાં રાવણના 'ઉદ્ધાર' જેવી કોઈ કપરી ક્રિયામાં લેખકને હવે પડવાનું રહ્યું નથી. અને રામાયણના જ ચિરપરિચિત પ્રસંગોને લેખકે માર્દવ સૌન્દર્ય અને ઘેરી ઊર્મિથી મનોહર રીતે આલેખેલા છે. એ છએ પ્રસંગો ઉત્તરોત્તર શુદ્ધ કાવ્યગુણને પ્રાપ્ત કરતા જાય છે. દરેક પ્રસંગની રસવત્તા આટલા ટૂંકા આલેખનમાં પણ અનન્ય આહ્લાદ ઉત્પન્ન કરે તેવી છે.

'પ્રણયી સૌમ્ય' 'સ્મરણનાં ગીત' અને 'ધરતીને ખોળે'નાં પ્રકરણો તો લેખકની પોતાની જ મૌલિક સરજત છે, એમાં લેખકની કલ્પક શક્તિનો પણ અચ્છો પરચો છે. છેલ્લા પ્રકરણમાં તો લેખકના શક્તિ પ્રલય અને પ્રણયના દ્રાવક આલેખનમાં એકી સાથે ખૂબ ખીલી ઉઠે છે. આ વાર્તાનું શુદ્ધ અને કંચન જેવું મનોહર તત્ત્વ તે આ ઉત્તરાર્ધ છે.

લેખકની શૈલીની જે આલંકારિકતા પૂર્વાર્ધના પ્રસંગોમાં વરતી, કૃત્રિમ અને અનુચિત જેવી લાગે છે તે ઉત્તરાર્ધના પ્રસંગોમાં વધારે ઉચિત અને સ્વાભાવિક લાગે છે. વાર્તાને રસવત બનાવવામાં એનો ફાળો પણ છે.

આ વાર્તા માટે લેખક ખરેખર ધન્યવાદને પાત્ર છે. એક તો તેમણે રામાયણની વાતો જે આજે કોઇ ભાગ્યે લખવાનો વિચાર કરે તેને ફરી

આપણી આગળ લાવવા માટે અને બીજું તો મારા અંગત કારણે અણજાણે કોઇના હાથે થયેલી ભૂલનો બીજાને કેટલો બધો લાભ મળે છે તેનું આ વાતો કદાચ રમૂજી દૃષ્ટાંત બની રહેશે. મૂકુનું નામ તેમને મુખે પ્રસ્તાવનામાં ઉચ્ચારાઈ ગયું હોત તો મારે તેનો આવો પરિચય—જે પોતે પણ પરિચયને પાત્ર વ્યક્તિ છે—મેળવવાનું ક્યાંથી થાત અને તેમના આ નવા-ક્યાં આદર્શને આલેખવા માટે હું આ મહાયુદ્ધના કાળમાં રામાયણ વાંચવા ક્યાંથી બેસત? મને થયેલા આ લાભના બદલામાં એ બંને લેખકોને મારા રામાયણપાઠનું મૂલ્ય વહેંચી આપું છું અને વાલ્મીકિના રાવણને જરા વધારે ઓળખવાને મિત્રભાવે વિનવું છું.

'સુન્દરમ્'

## પ્રા. ઠાકોર : ધીર કવિ

૩

મહાકવિ જન્મે, અને વાતાવરણ અનુકૂળ હોય તો પ્રાપ્ય સાધનોને સંસ્કારી મઠારી એવો ઉપયોગ કરે કે તે સાધનો તેને પર્યાપ્ત હતાં એમ ભવિષ્યને લાગે. નાનાલાલમાં મહાકવિની પ્રતિભા છે પણ તેમનું અપદ્યાગદ્ય લોકપ્રિય થયું નહીં, તેની રચના વૈચિત્ર્યમય, પણ ભાનપૂર્વક પળાય એવા તેના નિયમો શોધાયા નહીં, અને પ્રયોગ કર્યો તેમણે મુખ્યત્વે ટીખળ માટે જ ક્યોં* એ વિશે અન્તિમ નિર્ણય ભવિષ્ય જ કરશે. ભવિષ્ય એમ પણ નિર્ણય કરે કે સમૃદ્ધ પાંડિત્ય ના શોધી શક્યું તે પ્રતિભાના એક ઝબકારે શોધી શક્યું. ગમે તેમ, મહાગદ્ય અને મહાપદ્યના પ્રયોગો ઉપર આ વિચિત્ર રચનાની અસર જેવી તેવી થઈ નથી.

અપદ્યાગદ્યનો એક દોષ એ જણાયો છે કે પાત્રોચિત વૈવિધ્ય તેમાં ઊતરતું નથી. નાનાલાલનાં ઘણાં પાત્રો વક્તૃત્વની એક જ છટામાં બોલે છે: આનું ખરું કારણ એ હશે કે નાનાલાલ વસ્તુતાએ આત્મપર કવિ છે, વસ્તુપર નહિ. તેમની કવિતામાં પદે પદે તેમના વ્યક્તિત્વનું દર્શન થાય છે. આપણો અહીં વિષય છે ભિન્નઅંગત કવિતાનો જેમાં પાત્રોની પ્રતીતિજનક મૂર્તતા અને વૈવિધ્ય હોય ને જેમાં ભાવ, લઢણ કે ભાષાની એકવિધતાના હોય. નાનાલાલ સૌન્દર્યલક્ષી ભાવાત્મક ભાવનામય કવિતાના મહાકવિ; ભિન્નઅંગત વસ્તુસ્પર્શી પાત્રલક્ષી કવિતાના નહીં.

* ઉત્તમ પ્રયોગ જુઓ 'ધારૂકરી'માં.

તેથી આપણે ત્યાં લાંબા વૃત્તકાવ્ય માટે યોગ્ય પદ્યરચનાની શોધ થયા જ કરે છે. વૃત્તકાવ્ય કિંવા મહાકાવ્ય માટે અનુકરણક્ષમ પદ્યરચનાઓના પુષ્કળ પ્રયોગો આપણા કવિઓએ કર્યા છે. તેમાં સૌથી પ્રાણવાન અને ફલપ્રદ પ્રો. ઠાકોરના મણકાનો સંભવ છે, માત્ર પદ્યઘાટની અનુકૂળતા બતાવી આપવાને લીધે જ નહિ પણ તેમાં વ્યક્ત થતાં પાત્રસૃષ્ટિ, ઉક્તિવૈવિધ્ય, સાદી મનોદશાથી માંડી ઉત્કટ ઊર્મિઆવેગ સુધીના ભાવોને લીધે. તેમનાં કેટલાંક વર્ણન–કે પાત્રલક્ષી કાવ્યો વૃત્તકાવ્ય ( narrative poem ) કે નાટ્યકાવ્ય– (dramatic poem) માંથી જાણે દોહન કરીને લીધાં હોય એમ લાગે છે, જો કે તેઓ ખરેખર લાંબાં સંપૂર્ણ વૃત્તકાવ્ય કે નાટ્યકાવ્ય લખે તો તેમના આ અંશાભાસી મણકાની સફળતા તેમાં રહેવા વિશે મને શંકા છે. વિવિધ અને રસમય પ્રસંગોની કલામય સંકલના તેમણે બહુ દાખવી નથી. વળી વીગત અને વિચારના પ્રપંચમાં ખૂંચી જવાની તેમની આદત છે, જેનું "દુષ્કાળ" પૂરું ઉદાહરણ છે. કાવ્ય લેખે એ આકર્ષક નથી, પણ દરપરેલ માટે મુક્ત અનુષ્ટુપની કાર્યસાધકતા તે બતાવે છે.

પટ્ટાં ને બકરાં ફેરી રેલ જ્યાં ઓસરી નદી
આવી ત્યાં સેંકડો ભેંસો પાડા પાડી ભરાડતી.
કાળાં ચામ તણે આખો દેખાતો હાડમાળખો,
હીંડે તે શૃંગભારે ત્યાં ડોક ઝુકું ઝુકું થતો.
હાલે હાલ ઘસી ચાલે ને પડે બોંત થાંભલા,
કાળી બેડોળ બેરૂપી આ રેલે લોક ચોંકિયા.
ભેંસોના પૂર વચ્ચે ત્યાં દેખાતા જોડસાંઢિયા.
શેરીના વસતી આખી ઓટલે બારિએ છજે.
અગાસિએ હતી ભમી, ચડયા'તા કૈંક છાપરે.
સર્વે એ સાંઢિયા ખૂંધે હીરો બાંધેલ માંચડો
જેમાં ઢોલ લઇ બેઠો હતો એક ભીલડો.
પાનો દોરી વડે એક દોરતો જોડ ઊંટને
અને આ ભીલ હોંશાનો મંચે ભગ્યો ફદાંસને.

"અગાસી ઉપર."ના મધુર કાવ્યમાં પૃથ્વીમાં રમણીય ચિત્રાવલિ કવિ રજૂ કરે છે. નાયક "નિજ સુંદરી એકલી" સાથે અગાસી ઉપર છે, પણ કવિ ઓમર ખય્યામની પેઠે કહી શકે છે–"નિશા–સમય–શાંતિ: ને અનિલ મંદ મ્હારે બહુ." પણ શાન્ત નિશા તો અનેક શાન્ત છબીઓથી

વસતિવાળી થઈ ગઈ.

જરા મધુર, મર્મરો પવનના ઘટાઓ વિષે,
ઘણો ઘર પધારતાં સુભગ ન્હાની ચન્દા વિષે;
કલોલ ખગના, જતો રવિ લપાય નીરે જિહાં,
વિલોલ દૃગ બાલકોની અનિરુદ્ધ ખેલે મઝમાં.

આમ ચિત્રશ્રેણી વહે છે અને અંતે વર્ડ્સવર્થની કવિતાની મનોહર શાન્તતાવાળો આ કાવ્યમાં એક હૂંફાળું રંગીન ચિત્ર પ્રગટે છે. ખળાંમાં પડતા વિવિધ જનના ભાગ વિલોકતો રવિ—

જુવે વળિ જિહાં સમીપ સંઠસ્કારકુંજે રહી
પલાશકુલવેશમાં નવકિશોર યુગ્મો રમે.

નિયત જ સ્થાને વિરામ લેતી અપ્રાસ કે સપ્રાસ અર્થરચનામાં ચિત્રનાં કટકા પડી જાય, તેના નાનામોટા અંશોને અનુરૂપ પહોળું દળ ન રહે તેથી. ભિત્તિચિત્રોમાં તાકાં થાંભલા વગેરેને લીધે સંનિધિ જવાથી સંકલના તૂટી જતી લાગે તેમ શબ્દચિત્રોમાં પણ વિરામનાં નિશ્ચિત સ્થાનોથી થાય. આખ્યાનકાવ્યનાં માતબર વર્ણનોની અખંડતા જાળવવાને ઠાકોરના આ કાવ્યમાં છે તેમ પ્રવાહી રચના જ ઇષ્ટ છે.

"અગાસી ઉપર" મધુર કાવ્ય છે. "એક તોડેલી ડાળ" ઓજસ્વી કૃતિ છે. "હારે મરદ સહુ રહો જ જનતી!" એમ પડો વાગતાં યોદ્ધો રણે ચઢે છે, રણે ચઢતાં પત્નીની રજા લે છે. અહીં વર્ણન શિખરિણીમાંથી પૃથ્વીમાં સુંદર વળાંક લે છે. ઘોડલીની લલિત લોલ ગતિ, શરૂઆતમાં તેની સહેજ પાછું વળવાની ટેવ દોઢવેલા પૃથ્વીમાં પ્રત્યક્ષસુન્દર થાય છેઃ—

કરી તિલક ભાલ, વર માલ કંઠ આરોપિ તે
સિવકારી જરિ નાચતી, સખીનયન શાચતી,
વિયોગ ન કળાવતી થઈ અલોપ એ ઘોડલી.

પછી વૃદ્ધો ભેગા મળી યુદ્ધસમયની વાત માંડે છે, અને કિશોરો અને સ્ત્રીઓનું બનેલું શ્રોતૃમંડળ ઉમંગ અને ઉત્કંઠાથી સાંભળે છે. મોડી રાતે મંડળી વીખરી ત્યારે યોદ્ધાની પત્ની સૂવા ગઈ, પણ ઊંઘ શે આવે!

શમી આપે કાળે; રુદન થકવેલી મૃદુ કળી;
નિશા ને નિદ્રાની પ્રપુરિતજ ગોદે અઈ ગળી.

રચવા ધારેલ વૃત્ત કાવ્યનો આ પૂરો અંશ સર્વાંગસુન્દરકૃતિ છે. ખીલતી પ્રતિભાના કેવળ રમણીયતાના શોખી જોમમાં કવિએ પ્રસંગમાળા યોજી

આખું કાવ્ય પૂરું કર્યું હોત તો સરસ વીરરસ કાવ્ય મળત એમ આ સમયની એટલે કે કવિની જુવાનીની કૃતિઓ આશા આપે છે. પણ તે મિથ્યા વિચાર-મણકો છોડી દઈએ. આ ઉજ્જ્વલ અસિદ્ધિમાં સિદ્ધિ છે પ્રસંગાનુકૂળ બીભત્સપ્રચુર દીપ્ત વર્ણનોની, જે વિનાનાં વિશાળ પટનાં વૃત્તકાવ્ય હોય નહીં.

આ કાવ્યોમાં નાયકનાયિકાનાં પાત્રો તો છે પણ તેમાં કે તેમની ઉક્તિઓમાં અસાધારણતા નથી. સાધારણ પાત્રની સાધારણ, વાતચીત જેવી, ઉક્તિને નાટ્યકાવ્યમાં અવકાશ છે. આખ્યાનકાવ્યમાં કંઈક ઓછો. અસાધારણ પાત્રોની ભાવાવેગી ઉક્તિઓને, નાટ્યકાવ્ય તેમ જ આખ્યાન-કાવ્યમાં પૂરો અવકાશ છે. વાતચીત, હળવું ભાષણ, છટાદાર વક્તૃત્વ અને આવેગમય સંભાષણ—એ બધા પ્રકારનાં ઉદાહરણો ઠાકોરનાં કાવ્યોમાં મળી રહે છે. 'દુષ્કાળ' માં શોકની યોજના તાત્યા સાહેબ વિચારે છે:

> કઠણ વિશ્રાંતિમાં શોક આ શિદ આણી આપદા ?
> પશ્ચિમબુદ્ધિ વાતોથી અરે હાંસિલ હોય શું ?
> આગ લાગે ખણ્યો કૂપ એ જલ ક્યારે પામશું ?
> બોલો, મલ્લિક સાહેબ, આપ પ્રાંત આસિસ્ટંટ,
> શી શી મંજૂર રાખે છે યોજનાઓ ગવર્મેંન્ટ ?

"દુષ્કાળ" સફળ કાવ્ય નથી. "રાજ્યાભિષેકની રાતનું રેખાચિત્ર" સફળ અને રસમય છે અને પ્રયોગ કરનાર કવિને વધારે માર્ગદર્શક છે. તેમાં વર્ણન, વાતચીત, ભાષણ મઝાનાં તેમ જ વિચારગંભીર છે. ગ્રિફિથ નામનું રસિક પાત્ર હળવું વિનોદમય ભાષણ પૃથ્વી છંદમાં કરે છે:

> વધો ગ્રિફિથ: "જુલમ છે અસહ, બાનુઓ, આપનો,
> સમાન હક કાજ આપ ઝપટો છ સૌ ક્ષેત્રમાં,
> અને અહિં પડયૂં મુકી પલક ખાનને પાનને
> જરીક ઊઠવૂં પડે, ઘડીક વદવૂં પડે,
> તુરત ત્યાં-' અમે બાનુઓ !'

ધીરોદાત્ત, ધીરોદ્ધત, ઉદ્ધતનિર્ઘૃણ, ઘમંડી, અહંકારી અને નિર્લજ્જ પાત્રોનાં ભાષણો, બડાઈઓ, ઉદ્‌બોધનો, અનુરોધો વગેરે માટે પણ પૃથ્વી છંદ યોગ્ય વાહન બની રહે છે. માર્લોનો તૈમૂર લંગ, શેક્સપિયરનો ઓથેલો કે ઍન્ટની, પરશુરામ, ઔરંગઝેબ, પ્રતાપ કે જયન્તની

પ્રભાવી વાણીને અનુકૂળ લઢણો એમાં મળી રહે છે. પ્રલંબ ભાષણો માર્ગોમાં કે નાનાલાલમાં વૃત્તગતિ-કાર્યગતિને રોકી રાખે એ ખરું; પણ તેમને નકળા વિચારતાં ઉત્તમ વાક્છટાના એ નમૂના જણાય છે. 'રાજ્યાભિષેકની રાતનું રેખાચિત્ર'માં ગવર્નરનું ભાષણ વિચારપ્રેરક અને અસરકારક ઉદ્‌બોધન છે. પાશ્ચાત્ય સંસ્કૃતિની મર્યાદાઓ તેમજ દેશી રાજવીઓની નકલખોરીને બરાબર પિછાણનાર ગવર્નર સાચી ચેતવણી આપે છે.

> વિષાદ મુજ ખંડના વિશદ ફિલસુફો માંહ તો
> દિસે જ વધતો જ કે-વમળમાં ફરયા છો' અમો !
> ન રાજ, ન સમાજ, ના વસુકમાણિ,ના વ્હેંચણી,
> ન મન્દિર ન ખાનગી જિવન, લગ્ન ના, ધર્મ ના,
> ન શિક્ષણ, કલા નહીં; નથી જ માનવી સૃષ્ટિએ,
> યુરોપમહિં કોઈ અંગ, નવ જે ફરયૂં વમળમાં.
>
> \+ \+ \+
>
> યુરોપ નવ શક્તિઓ રજ્યું વિના મહા બુદ્ધિબલ :
> યુરોપ નવ શક્તિઓ રજ્યું વિના મહા ત્યાગબલ :
> યુરોપ નવ શક્તિઓ રજ્યું વિના મહા સંઘબલ :
> બલત્રિપુટિ વંશ એ: પણ દિસંત ને તેતણા
> ફરી વિષમ આહવાં,
>
> × × ×
>
> યુરોપ નથિ સિદ્ધ સ્નેહબલમાં હજી, એ ત્રુટી
> સદાય સ્મરજો યુરોપનકલી બધા બંધુઓ.
> રિવાજરથમો અનેક અહિં ભિન્ન યૂરોપથી,
> ન ભિન્નપણથી જ તે પરહરો, બધા બંધુઓ.

પદ્યકાવ્યો રેડિયો માટે સુયોગ્ય પણ ત્યાં સંગીતપ્રધાનને વધારે સફળતા મળે. રંગભૂમિ માટે હવે નાટ્યકાવ્યો ભાગ્યે લખાય. તેમનું સ્થાન અભ્યાસ-ખંડમાં અંગત વાચન ને આનંદ માટે બંધાયેલું રહેવાનું. અભ્યાસખંડના વાચનના વિશિષ્ટ પ્રકારોમાં ડ્રામેટિક મૉનોલૉગ-સંસ્કૃત રૂપકપ્રકાર ભાણ ને કાંઈક મળતો-યુરોપી કવિતાએ ખીલવ્યો છે. આમાં ચોકઠું અને વાતાવરણ નાટકનું જ લાગે, નાટકનું જ એક વિશિષ્ટ પાત્ર બોલતું સમજાય, પણ કાર્ય ખાસ આગળ વધે નહીં. આવા પદ્યમય નાટ્ય-સંભાષણમાં પાત્રના સ્વભાવ અને ચારિત્ર્યનું સરસ દર્શન એ જ એનું ખૂબીદાર લક્ષણ. આવું પાત્ર જાણ્યે-

અજાણ્યે પોતાના વ્યક્તિત્વ અને સ્વભાવની રેખાઓ પ્રગટ કરે છે. ઘણીવાર એ તો એની ઉક્તિમાં મસ્ત હોય, પણ આપણે તેના અંતરમાં ડોકિયું કરી શકીએ છીએ એ જ આ કાવ્યપ્રકારનો ચમત્કાર છે. અંગ્રેજ કવિ બ્રાઉનિંગે આ કાવ્યજાતિમાં અનન્યસાધારણ સફળતા મેળવી છે અને આપણે ત્યાં અનેક લક્ષણોમાં એ કવિને મળતા પ્રો. ઠાકોરે એના સુંદર નમૂના આપ્યા છે; બલ્કે એમ કહી શકાય કે બિનલીરિક પરલક્ષી કવિતામાં એમને આ પ્રકાર ખૂબ ફાવ્યો છે. લાંબા આખ્યાનના કે પૂરા પદ્યનાટ્યના સ્વતંત્ર પ્રયોગોમાં એમને કદાચ સિદ્ધિ નહિ મળે, પણ છૂટક સંભાષણકાવ્યમાં, ઊતરતી વયની બોધકકવિતા કે પ્રકૃતિકવિતામાં મળી તેટલી સિદ્ધિ તો મળશે. તેમની પ્રતિભાને એ બહુ અનુકૂળ છે.

આ પ્રકારનાં બે પાત્રકાવ્ય "ફ્રાન્સ પડતાં હિટલરના મનસૂબા" અને "શાપું તને" પૂરી સફળ કૃતિઓ છે. ગુજરાતી કવિતાના સંવેદનક્ષેત્રની વ્યાપકતા, તેની સમય સાથે ગતિ, તેના વિચારક્ષેત્રની સ્વતંત્રતા એ કાવ્યો સૂચવે છે. ભૂમંડળ સર કરી પરાક્રમાદિત્ય થવાના હિટલરના મનસૂબા, તેની અદ્ભુત આત્મશ્રદ્ધા, તેનાં અહંકાર, ક્રૂર સંકલ્પો અને ફત્તેહઅંધ ડંફાશો પહેલા કાવ્યમાં અવલોકાય છે. હિટલરના અચલ નિશ્ચયોમાં, વીર્ય અને સત્તાની સાથોસાથ તેના વિનાશનાં બીજ દેખાય છે. કવિએ સચોટ તદાકારતાથી હિટલરના નિશ્ચયની તિરસ્કાર ઝરતી, ઈંગ્લંડને પલકમાં મહાત કરવાની વાણી કલ્પી છે, જેને સમયે મિથ્યા અને હાસ્યાસ્પદ પણ બનાવી છે:—

> અસંખ્ય મયકેપિ "બાઉી" ટપિ રોજ આઠે પ્રહર,
> અસંખ્ય દ્રુત વ્યોમનો ધ્રુસિ ધ્રુસિ બધિ બોંબ ને
> હુતાશ વર્ષાવશે, ગભરશે બ્રિટન ત્રાસથી.
> ગણૂં જ કશું એ બ્રિટિપુર લાલ ટાપૂ તણું
> ટટાર રહિ બિલટ્સ્ક્રીગ સુજનો કરે સામનો !

રુદ્રઉદ્ધત નાયકની ઓજસ્વી વાણીનું પૂર વહાવી, માર્લો જેવા કોઈ ભવિષ્યમાં થનાર નાટકકાર માટે ઠાકોરે સરસ નમૂનો આપ્યો છે. સાનનું પાત્રત્વ અનશુદ્ધ રાખવા કવિએ સાવચેતી પણ ખૂબ રાખી છે. તા. ૧૫-૭-૪૨ના પત્રમાં તે લખે છે:

'હિટલરના મનસૂબા' એ કૃતિને અંતે આ પંક્તિ ૧૨૬, ૧૨૭, ૧૨૮ ઉમેરી છે:—

રસાતલ જશે જ એમ રવિ અસ્તનદ્ બિછિરાને,
યશો યુરપજ્યાપિ નોર્ડ સંસ્કૃતિ મહાન નાઝીતણી;
—ફળો યુગ ઝગંત એ, મુજ અને ફળો સાધના !

I think this new conc lsion less harsh through quite as egotistical and passionate as ll. 123-4-5. An appeal to God, even the single word પ્રભો at the end would be quite out of character and tone in the monologue of such an atheist as Hitler."

બીજા પાત્રકાવ્યના નાસ્તિકની વાણી યે ઉદ્ધત છે પણ કવિ-વિચારકને તેને માટે સમભાવ નહિ તો દયા તો છે જ. પ્રો. ઠાકોર હવે પોતાને અજ્ઞેયવાદી ગણે છે અને વિચારપૂર્વક નાસ્તિક બનેલાની દૃષ્ટિ સહેજે સમજી શકે છે. અજ્ઞેયવાદી અને નાસ્તિક કેટલીક બાબતમાં સમાન ભૂમિકા પર છે અને આવાં કેટલાક પ્રકૃતિને ઉદ્દેશેલાં વચનોમાં તો નાસ્તિકદ્વારા કવિ જ બોલતા લાગે છે:

તું સનાતન જીવન જેમવતી !
હું યુગ્મ અવિ અલિ મૃત્યુ ગતિ !

પ્રકૃતિ, સંસાર કે જીવનના શુભ અંશો પરથી ખસી તેના અશુભ અંશો પર જ મનુષ્યની આંખ ઠરે, અથવા શુભ અંશોને રણમાં પાણીના ટીપા બરોબર ગણે, તો તેને નાસ્તિકતા જ વાજબી લાગે. અને જીવનમાં અભદ્રતા, વૈષમ્ય, નૈર્ઘૃણ્ય તો ઢગલાબંધ છે. મહાપ્રકૃતિ અંધ, શિલાજડ, વિચારશક્તિ-ચિતશક્તિ વગરની, શુભાશુભની મતિ વગરની, જે આ જગતના પાયામાં છે, જેમાંથી આ જીવન અને સંસારનો પ્રપંચ ઉદ્ભવ્યો છે, જે સિવાય બીજું આત્યન્તિક પરિણામ તેનું નથી તેને નાસ્તિક શાપે છે. સેતાનનો ઈશ્વર સામેનો કે પ્રોમીથિયસનો ઝ્યૂસ સામેનો પ્રકોપલાવારસ નીકળે છે. આદિમાનવનો-ચિતશક્તિના પ્રતિનિધિનો-પોતાની ભૂમિકાની સાંકળોનો ધુત્કાર, તિરસ્કાર, પ્રતિકાર સંભળાય છે, આ જ એનું ખરું રહસ્ય છે; શ્રદ્ધાળુ પણ ઘણી વાર આ દશામાં થઇ પસાર થયેલો હોય છે; તેથી જ તે દશાની તીવ્ર વ્યાકુળતામાં મનુષ્યમાત્રના ચિત્તને સ્પર્શ કરવાની વ્યાપકતા છે. અને એ સાધારણતા કાવ્યરસનો હેતુ બને છે.

પ્રકૃતિ અણુકાળિક ઢાકણુ છે. તેના હિમાલય અને જ્વાલામય પર્વતો

જુઓ; તેનાં પાણીનાં પૂર અને રેતીના રણ જુઓ; તેની પરસ્પરને ખાધા સિવાય ન જીવી શકતી પ્રાણીસૃષ્ટિ જુઓ; બાળક નવ માસ માતાને ઉદરે રહે છતાં તેનાં પૂર્વજના રોગનો વારસો લેતું આવે તે જુઓ. માનવબાલને સુખની લાલચ બતાવી પ્રકૃતિ કેવી છેતરે છે!

સુખ–બી દુઃખરક્ષ કર્યાં જ, અને
રતિધામ ય કલેશ–મુકામ સ્હને!

અને રતિસુખ સાચું ન ગણીએ તો સાચું સુખ પણ પ્રકૃતિ ક્યાં ટકવા દે છે?

સુખ સત્ય વસે ક્ષણથી ક્ષણમાં
ક્ષણલીન સમાધિવિહારી પ્રવર્તનમાં;
મનુને દઇ આશ તું લોભવતી
ક્ષણ સાથ થતી ન થતી જ તિહાં તુટતી
મનુ–તન્મયતા, તુજ લાલિબલે.

અંગાર જેવા શબ્દોમાં નાયક કમાત માતને શાપે છે. મનુષ્યની પ્રકૃતિ તરફ એક વૃત્તિનું આ કાવ્ય નિર્ભેળ ને સ્પષ્ટ આલેખન છે. વેદાન્તી કૃષ્ણ-ગાન કે પ્રભુગાનથી કંટાળેલા વાચકને આ પ્રકૃતિ તરફની એક ઇન્કિલાબી વૃત્તિનું આલેખન રોચક લાગશે. નાનાલાલની "વિશ્વગીતા"ના સુપ્રસિદ્ધ રમણીય ગીતમાં પૃથ્વીની ફરિયાદ આવી છે, પણ તે તો ન્યાય આપી શકનાર આગળ "પારકાં કેમ કીધાં?" નો જવાબ માગે છે, બહકે ન્યાય માગે છે. વૃદ્ધા પૃથ્વી દયામણી છે; આ બુઝર્ગ કણ ન્યાય શોધતો નથી, ઉદ્દત વાણીમાં પ્રકૃતિને ભાંડે છે.

કાવ્યના ટિપ્પણમાં પ્રો. ઠાકોર લખે છેઃ

મારો અદ્વૈત વેદાંત પ્રતિ પક્ષપાત કેટલાંક વર્ષ પહેલાંથી ઊડી ગયેલો, પણ મંતવ્યોના પાયામાંની આવી ઊંડી બાબતો વિષે કાલસીમા આપવી અશક્ય છે. હું મ્હારી મનનપ્રવૃત્તિના પરિપાકે ધીરે ધીરે ધીરે જ અજ્ઞેયવાદી જેમ્સ અને ડયૂવી જેવા અર્વાચીન ફિલસૂફોના વિચારબિનારને વધારે વધારે સ્વીકારતો વાસ્તવવાદી–પ્રેગ્મેટિસ્ટ–સ્યાદ્વાદી બન્યો છું.××પરંતુ આવા કાવ્યને સમજવા જ માટે આ કશું ધ્યાનમાં લેવાની જરૂર નથી. એ એક નાસ્તિકના બળબળતા ઉદ્ગાર છે, એવા ઉદ્ગારો જેટલા સુસંકલિત હોઈ શકે તેટલા. મ્હારાં પોતાનાં ધાર્મિક વિચારવલણોને અને આ કૃતિને કશો જ સંબન્ધ નથી.

ખરે જ કશો સંબંધ નથી? વિચારહીન, હેતુહીન જગત વિશે ડૂંટીમાંથી

ક્રોધના ઉદ્‌ગાર નીકળે અને કવિનાં ધાર્મિક વિચારવલણો સાથે તેને કશો સંબંધ નથી એમ કેમ મનાય? કવિ પોતાનાં પ્રણયકાવ્યો વિશે પણ વાચકને એમ મનાવવા માગે છે. જો જો, આ તો પાત્રલક્ષી કાવ્યો છે; ખરું આન્તર્ જીવન તેમાં રખે જોતા. આ ચેતવણી ઠીક છે, કારણ ઘણાં ઊર્મિપ્રધાન કાવ્યોમાં કવિ ભાવનાખાતર, કલા ખાતર, સચોટતા ખાતર ફેરફાર કરી દે છે; પ્રેરણાના આવેશમાં અજાણતાં ફેરફાર થઈ જાય છે; લગભગ તેવા સંજોગોમાં બીજા પાત્રની કે આદર્શ પાત્રની સમભાવી કલ્પનાથી ભાવને રંગ કે ઓપ મળે છે. પણ કલદાર ઊર્મિકાવ્યોમાં કવિના પોતાના જ અનુભવની ઊર્મિ કે પોતાની જ દિલસૂઝીનું ભરણું નથી એમ નહિ કહી શકાય. પ્રકૃતિકાવ્યો અને બોધકાવ્યો દ્વારા કવિનું વ્યક્તિત્વ નીરખી શકાય છે, તેમ આ સુંદર "પ્રેમનો દિવસ" કે આ હૃદય-વેધક "વિરહ" કે આ તીખા "શાપ"ની રંગીન બારીઓમાંથી પણ ઠાકોરના માનસનો પરિચય થાય છે. ફેર એટલો જ કે એકમાં પરિચય સીધો સરળ, બીજામાં તે સૂક્ષ્મ ચિકિત્સાએ જ શક્ય.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

# જૈન આગમો વિશે

A History of the Canonical Literature of the Jains."
લેખક-હીરાલાલ રસિકદાસ કાપડીઆ એમ. એ. એમ, ટી. બી. સૂરત કોલેજમાં અર્ધમાગધીના પ્રોફેસર, ૧૯૪૨. પ્રકાશક-લેખક પોતે, સાંકડીશેરી, ગોપીપરા-સૂરત. મુદ્રક-નટવરલાલ ઈચ્છારામ દેસાઈ, ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ
કિંમત ૫-૪-૦ ૧૨+૨૭૨

ઇંગ્રેજી ભાષામાં બહાર પડેલું પ્રો. હીરાલાલનું આ પુસ્તક સંસ્કૃત, માગધી, પ્રાચીન અને જૂની ગુજરાતી ભાષાઓના તથા પ્રાચીનઅર્વાચીન માગધી, ગૂજરાતી અને રાજસ્થાની સંસ્કૃતિઓના અભ્યાસીઓને ખચિત અભ્યાસ કરવા યોગ્ય છે. પુસ્તકની તૈયારી કરવામાં લેખકને પોતાના બે સુપુત્ર તથા સુપુત્રી એમ ત્રણ ઉદ્યમી અને સંસ્કારી ફરજંદોની મદદ મળી છે તે તેમને અને તેમનાં એ સંતાનોને અભિનંદનયોગ્ય છે. અભ્યાસ વ્યાપક હોય છતાં પરિણામને કાગળ ઉપર મૂકવા ધનની ખાસ જરૂર પડે છે, જેની મદદ પ્રો. હીરાલાલ કાપડીઆ ઉદાર દાનશ્રેષ્ઠીઓ રાવસાહેબ કાંતિલાલ ઇશ્વરલાલ જે.

૧૨

પી. થી. માણેકલાલ ચુનીલાલ તથા વાડીલાલ પૂનમચંદ એન્ડ સન્સ, એ ત્રણ જણા તરફથી મેળવી શક્યા છે તે માટે ભારતીય વિદ્વજ્જન એમનો ઉપકાર માનશે.

પુસ્તકનાં પ્રથમ પાંચ પાનાંમાં લેખકે પુસ્તકના વસ્તુનું પૃથક્કરણ કરી બતાવ્યું છે. ત્યાર પછી પુસ્તકનાં સાત પ્રકરણો આવે છે. પ્રથમ પ્રકરણમાં જૈન સૂત્રો અથવા આગમના ખરા સ્વરૂપને સમજાવવામાં આવ્યું છે; બીજા પ્રકરણમાં આગમશાસ્ત્રના જુદા જુદા વિભાગોનું દિગ્દર્શન કરવામાં આવ્યું છે; ત્રીજા પ્રકરણમાં જૈન આગમોનું ઉદ્ધરણ સમજાવવામાં આવ્યું છે; ચોથા પ્રકરણમાં જૈન આગમોનો જે વિભાગ નષ્ટ થયો છે તેનું વિવરણ કરવામાં આવ્યું છે; છઠ્ઠા પ્રકરણમાં જૈન આગમસાહિત્યની ટીકાઓ વગેરેનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે, જ્યારે છેલ્લા સાતમા પ્રકરણમાં આ તમામ સાહિત્યને તુલનાત્મક દૃષ્ટિએ વિચારી તેનો મૂલ્યાંક કરવામાં આવ્યો છે. પુસ્તકમાં બે સૂચિપત્રો મૂકવામાં આવ્યાં છે; પહેલા સૂચિપત્રમાં લેખકો અને મત-મતાંતરો વગેરેનાં નામોનો નિર્દેશ રજૂ કરવામાં આવ્યો છે, અને એ નવ પાનાં રોકે છે. બાકીનાં ચોવીસ પાનામાં સમાવી દેવામાં આવેલા બીજા સૂચિપત્રમાં કૃતિઓ, તેમના વિવિધ વિભાગો, દર્શનો, છંદો વગેરેનો નિર્દેશ વાચક સમક્ષ ધરવામાં આવ્યો છે. આવા પુસ્તકને ઉમેરાઓ અને શુદ્ધિપત્રકો તો હોવાં જ જોઈએ. શુદ્ધિપત્રક આપીને પ્રો. હીરાલાલે વાચકની ખરેખર સેવા કરી છે; કારણ કે વસ્તુ અપરિચિત, વાચકનો સમાજ વસ્તુથી અજાણ, અને શુદ્ધિપત્રકને અભાવે અશુદ્ધ વસ્તુને શુદ્ધ સમજી લઈ વાચક જૈન આગમનો સંભ્રમ જ કરી નાંખે એ ચોક્કસ છે. એ પત્રક પુસ્તકનાં છેલ્લાં છ સાત પાનાં રોકે છે. આ પ્રમાણે આ પુસ્તકના વસ્તુની ગુંથણી કરવામાં આવી છે.

પ્રો. હીરાલાલે અત્યાર સુધીમાં ૩૮ જૈન પુસ્તકો લખ્યાં છે. ન્યાય-કુસુમાંજલિ. શૃંગારવૈરાગ્યતરંગિણી, સ્તુતિ ચતુર્વિંશતિકા, ભક્તામર સ્તોત્ર પાદપૂર્તિ કાવ્યસંગ્રહ, તત્ત્વાર્થાધિગમસૂત્ર સટીક, નવતત્ત્વ-સંગ્રહ, અર્હદ્દર્શનદીપિકા, ચતુર્વિંશતિ પ્રબન્ધ, પ્રિયંકર નૃપકથા, પદ્માનન્દ મહાકાવ્ય, અનેકાર્થરત્નમંજૂષા, ધનપાલ પંચાશિકા, અર્હત્જ્ઞાન-જ્યોતિ, ગણિતતિલક, પતંજપુરાણ, અનેકાન્તજયપતાકા, પ્રાકૃત ઇંગ્રેજી શબ્દકોષ, વગેરે. તેમનો લેખસંગ્રહ પણ એટલો જ વિવિધ છે. તેઓ વ્યુત્પત્તિ વગેરેના સારા જાણકાર છે. ઇતિહાસ ઉપર પણ

તેઓ નજર ફેરવી શકે છે. સ્થળે સ્થળે પ્રો. હીરાલાલ કાપડીઆએ ઈંગ્રેજી, માગધી, સંસ્કૃત અને ગુજરાતી અવતરણો આપ્યાં છે. ગુજરાતી લેખકોનાં લખાણોનો પરિચય ન હોય તો આવાં લખાણો યોગ્યતાવાળાં થઈ શકે નહીં એ સ્પષ્ટ છે, કારણ કે એ લેખકોમાં બહુશ્રુત જૈન સાધુઓ અને શ્રાવક–શ્રાવિકાઓ પણ આવી જાય છે. પ્રો. હીરાલાલ કાપડીઆએ કેટલાંક જૈન પારિભાષિકોનું વિવરણ સમજાવવા સારો પ્રયત્ન કર્યો છે; જેમ કે નિષદ્યા, માતૃકાપદ, ત્રિપદી, ઉપક્રમ, અનુયોગ, નિક્ષેપ, અનુગમ, નયગંડિકા, નિર્યુક્તિ. અંગોની રચના વિષે પ્રો. હીરાલાલ કાપડીઆ ચર્ચા કરે છે. અને કેટલાંએક અવતરણોમાં તેઓ આપણને એકદમ નવી ખબર આપે છે; જેમ કે– નેમિનાથતીર્થમાં નારદ ઈત્યાદિ વીસ, પાર્શ્વનાથ તીર્થના પંદર, વર્ધમાનસ્વામીના તીર્થના દશ, વગેરે. પ્રો. કાપડીઆ કુદરતી રીતે આગમ વિષેના દિગંબર મતનો સ્વીકાર કરતા નથી. અને તેમનું કહેવું ખરું છે કે જો તે મતનો સ્વીકાર કરીએ તો હાલ આપણી પાસે જે ધુરંધર સાહિત્ય ઉપસ્થિત થાય છે તેની કિંમત જરા પણ રહે નહીં.

પ્રો. કાપડીઆ જૈન પૂર્વોના વિચ્છેદની વાતની ચર્ચા કરે છે. તેમના મત પ્રમાણે પૂર્વોની ભાષા સંસ્કૃત અને પ્રાકૃત બન્ને હતી. પૂર્વોની ભાષાની દૃષ્ટિએ પૂર્વનો સમય ચોક્કસ માપી શકાય અને જો પૂર્વનો સમય અમુક અંશે માપી શકાય તો આપણે જુદા જુદા તીર્થંકરોનો ઐતિહાસિક સમય પણ માપી શકીએ. જૈન સાંપ્રદાયિક દૃષ્ટિ આ સમયને સંખ્યાતીત ગણે છે, તે આવી સમાલોચનાથી શાસ્ત્રીય દૃષ્ટિની કસોટીમાં મુકાઈ શકે. પ્રો. હીરાલાલે આ વસ્તુનું અહીં સૂચન જ કર્યું છે. ઉપરાંત આગમશાસ્ત્રની ઝીણી તપાસથી જૈનોના જુદા જુદા વિભાગોનો ઐતિહાસિક પરિચય પણ કરાવી શકાય. દિગંબર, શ્વેતાંબર અને મૂર્તિપૂજામાં નથી માનતો એવો સ્થાનકવાસી સંપ્રદાય, તેમનાં મંતવ્યોનો ઐતિહાસિક ન્યાય ચોક્કસ મળી શકે.

જૈનોનું આગમ સાહિત્ય અત્યારે જે છે તેનું વિવરણ પ્રો. કાપડીઆએ પાંચમા પ્રકરણમાં આપ્યું છે. દરેક સૂત્રના અંતર્ગત વસ્તુને તેમણે આ પ્રકરણમાં તપાસી છે. આ તપાસમાં, જેમણે ગુજરાતી ભાષામાં જ પોતાની વિદ્વત્તાનો પ્રકાશ કર્યો હતો અને તેમને મુંબઈ યુનિવર્સિટીએ બહુમાનમાં ભેળવ્યા નહોતા એવા સ્વ. કેશવ હર્ષદ ધ્રુવ અને જર્મન પ્રોફેસર

હેરમાન યાકોબી બંનેના મતો ટાંક્યા છે. જૈન સૂત્રોનું સવિસ્તર પૃથક્કરણ કરવાથી તે વખતની હિન્દની ફિલસૂફી ઉપર સારો પ્રકાશ પડી શકે છે. પ્રો. કાપડીઆએ ૧૨૫ મે પાને ઠાણાંગ સૂત્રમાં બતાવવામાં આવેલા આઠ જાતના વાદીઓ જેવા કે એકવાદી, અનેકવાદી, મિતવાદી, નિમિત્તવાદી, સત્યવાદી, સમુચ્છેદવાદી, નિત્યવાદી, નસન્તિપરલોકવાદી—ચાર્વાક, એમનો માત્ર નિર્દેશ કર્યો છે, જે ઘણો સૂચક છે. જૈન સૂત્રોમાં એવાં અનેક વર્ણનો જોવામાં આવે છે, જે વર્ણનો તે વખતના સમાજની સ્થિતિનાં સૂચક થઈ શકે. સૂત્રોના પાઠો પરંપરાગત હોવાથી તે વર્ણનો પાર્શ્વનાથ મહાવીરના વખતનાં માનીએ તો કશી હરકત હોવી જોઈએ નહીં. દેવાનંદા બ્રાહ્મણી મહાવીરસ્વામીની પૂર્વ ગર્ભમાતા હતી તેની પરિચારિકાઓમાં કેટલીએક જાતિઓનાં નામો વ્યાહાપન્નતિ સૂત્રમાં આપવામાં આવ્યાં છે, જે મેં બેચાર વાર તેની ટીકામાં વાંચેલાં, અને જેમને પ્રો. હીરાલાલે સુભાગ્યે અવતરણમાં ઊતારેલાં છે તે જોઈ મને ઘણો આનન્દ થયો. એ જાતિઓમાં બર્બર, પલ્હવ, લ્હાસ, લકુશ, અરબ; સિંધી, દમિલ, પુલિન્દ, મુરુન્ડ, શબર, પારસી, વામન, ચિલાઈ, વડહી, જોન્હા, ઇશિગણિ, ચારુગણિ, પુષ્પલી વગેરે નામો છે. એ નામોમાં બે ગણુવાચક નામો છે તે ખાસ નોંધવા યોગ્ય છે. આ ગણુનામો જૈન સૂત્રમાં જ જોવામાં આવે છે.

આગમનું લોકસાહિત્ય અને વાર્તાસાહિત્ય એટલું જ રસિક છે. બલ્કે જૈન સાધુઓમાં જૂના જમાનામાં વ્યાખ્યાનોમાં જો કોઈ પણ ભાગ મને નાનપણમાં અને અત્યારે પણ મોહક, રસિક અને બોધપ્રદ લાગેલો હોય તો આ વિભાગ છે—જે વિભાગને વાણિયાશાહી જૈન પુરુષ અને સ્ત્રી-સમાજ આનંદથી આરોગતો આવ્યો છે અને જેના બોધ ઉપર તેમનાં વ્યવસાયી અને એકંદર અતિ ધાર્મિક અને તેથી જ વહેમી જીવન રચાએલાં હોય છે. પ્રો. હીરાલાલ આ વિભાગોનો અવતરણોમાં અને મૂળ પાઠમાં અનેક વાર ઉલ્લેખ કરે છે. જૈન સાહિત્યનો સજ્ઝાય વિભાગ આવી વાર્તાઓનો કાવ્યસમૂહ છે, જે મેં અનેક વાર ઉત્તમ સાહિત્ય હોવાનું અનુભવ્યું છે. જૈનો વેપારીઓ હતા, ક્ષત્રિયો પણ હતા, બ્રાહ્મણો પણ હતા, શૂદ્રો પણ હતા તેથી તેમના આગમસાહિત્યમાં સર્વદેશીપતા આવી જાય છે; જે આપણા પંડિતો, તે સાહિત્ય જૈન હોવાથી, હજુ અવગણી રહ્યા છે. ગુજરાતે આ મનોદશાનો ત્યાગ કરવાની જરૂર છે, કારણ કે ગુજરાતના અતિ મહત્ત્વના

પ્રજાવિભાગનું સામાજિક જીવન આ સાહિત્ય ઉપર ખેલાએલું છે એ ભૂલવું જોઈએ નહિ.

ઉવાસગદસાની ટીકામાં અભયદેવસૂરિ વાટકો, ગડીઙં, થાળી, ઘડો, નાનો ઘડો, કળશો, અલિંજર, કડાઈ, કોડીઙં, કોડી, પાટા, નિસાતરો વગેરેનો ઉલ્લેખ કરે છે તે લેખકે બતાવ્યું છે. તે જ પ્રમાણે રાજગિર પાસે આવેલા ગંધરપના ઝરાઓનું વર્ણન અહીં જોવામાં આવે છે. મેં આ ઊંચા ઝરાઓ નજરે જોયા છે, તેની યાત્રા કરી છે, ત્યાં સ્નાન કર્યું છે અને જ્યારે જ્યારે હું રાજગિર વિષે જૈન સાધુ-સાધ્વીઓ સાથે વાત કરું છું અને આ ઝરાઓ વિષે બોલું છું ત્યારે તેઓ આ પાઠ મને આનંદથી સંભળાવે છે, જે પાઠ તો પ્રો. કાપડીઆએ પણ કરેલો છે. દુર્ભાગ્યે જૈનોનું રાજગિરનું વર્ણન હજુ સૂત્રાંતર્ગત જ છે.

જૈન આગમશાસ્ત્રના સમર્થક સાહિત્યમાં છંદ, ઇતિહાસ, લોકકથા, એટલી જ ઉપયોગિતાથી છે. પ્રો. હીરાલાલ કાપડીઆ ૧૮૮મે પાને અવતરણમાં નીનસ્કર્ણિનો આવે ઉલ્લેખ કરે છે, જે ઉલ્લેખ વિષે મારે કહેવું જોઈએ કે તે નામની એક જાત હજુ રેવા સંસ્થાન પાસે વસતિ ધરાવે છે. આ અન્વેષણનો તો ઘણોખરો ભાગ ગૂજરાતમાં થએલો. ગૂજરાતી ટીકાકારોએ દક્ષિણનાં સંસ્કૃત સાહિત્યનો ઘણો ઉપયોગ કર્યો હતો તે હજુ સ્પષ્ટ કરવાની જરૂર છે. આ ટીકાકારો ઘણાખરા માળવીઓ, રાજસ્થાનીઓ અને ગૂજરાતીઓ (સૌરાષ્ટ્રવાસીઓ એમાં આવી જાય છે) હતા; ઘણાખરા વૈશ્યો હતા. ગૂજરાત, માળવા તથા રાજસ્થાનની તે વખતની એટલે ચાવડા-સોલંકી યુગની સંસ્કાર-સમૃદ્ધિનો આથી આપણને સહજ ખ્યાલ આવશે.

પ્રો. કાપડીઆ ગૂજરાતી, કાનડી, હિન્દી વગેરે ભાષાઓમાં થએલી આગમો ઉપરની ટીકાઓનો માત્ર નિર્દેશ કરી તેને છોડી દે છે, જે વાજબી છે, કારણ કે આ ટીકાઓ મુખ્યત્વે અનુકરણો, ભાષાંતરો, અથવા તો અનુવાદો છે. પણ તેમાંની કેટલીક ટીકાઓમાં મને કોઈ કોઈ વાર મૌલિક વિચાર નજરે પડ્યો છે ખરો. આશા છે કે તેમનો વિચાર હવે પ્રો. કાપડીઆ કરશે. સ્થાનકવાસી, તેરાપંથી વગેરે સાંપ્રદાયિક દૃષ્ટિવાળી ટીકાઓનો પણ હવે શાસ્ત્રીય પદ્ધતિએ વિચાર થવો જોઈએ. તેરાપંથી સાહિત્યમાં હિંસા-અહિંસાનો વ્યક્તિગત સાપેક્ષ તોલ કરવાનો પ્રયત્ન કરવામાં

આવ્યો છે તે ખરેખર વિચાર અને અભ્યાસ માંગે છે.

છેલ્લા પ્રકરણમાં ગ્રન્થકારે તુલનાત્મક વિચારો દર્શાવ્યા છે, જેમનો ઉલ્લેખ આ અવલોકનમાં થઈ ગયો છે.

આ પુસ્તક ઇંગ્રેજીમાં છે. પ્રો. કાપડીઆ આ વિચારો ગુજરાતીમાં પણ હવે દર્શાવશે એમ આશા રાખીએ. ઇંગ્રેજી ભાષા પરભાષા છે. વળી જે વિષય પ્રો. કાપડીઆએ છણ્યો છે તે શુષ્ક છે એટલે ભાષાની ઝમક-પુસ્તકમાં ન હોય તો તે ક્ષન્તવ્ય છે. ગુજરાતીમાં એ ઝમક—એ ચમત્કાર સ્વાભાવિક રીતે જ આવી જશે.

છેલ્લું, જૈન આગમસાહિત્યમાં તે વખતની ભારતીય સંસ્કૃતિના ઉલ્લેખો છે, માટે તે સાહિત્યને વૈદિક અને બૌદ્ધ સાહિત્ય સાથે તોલમાં મૂકવું જોઇએ. ધમ્મપદના વિચારો અને ભાષા, તેનો પાઠ ઘણી વાર જૈન આગમને મળતાં આવે છે. સંસ્કૃત બ્રાહ્મણીય સાહિત્યમાં અનેક વાર એ સામ્ય તરી આવે છે. આવો તોલમય વિચાર આપણે સંસ્કૃત, અર્ધમાગધી અને પાલી ભાષાઓના વિશારદો પાસેથી માંગી શકીએ.

આશા છે કે પ્રો. કાપડીઆ અને એમના જેવા બીજા વિશારદો આ દિશામાં યોગ્ય કરશે.

કામદાર કેશવલાલ હિંમતરામ

## સન્ધિ-કાલનો મહિમા

પ્રભુ પધાર્યા ( કથા લાર ) ઝવેરચંદ મેઘાણી. ( ૧૯૪૩: 'ફૂલછાબ'નું ભેટ પુસ્તક; આ. ૧લી. સ્વાધીન મુદ્રણાલય રાણપુર; રૂા. ૨-૮-૦ )

જેવી રીતે આકાશમાં અરુણોદય પછી અને પ્રભાત પહેલાં અને સાંઝ પછી અને રાત પહેલાંના એ સન્ધિકાલમાં વિધવિધ અને નિત્યનવીન રંગોની જેવી અદ્ભુત છટા જામે છે તેવી છટા દિનના બીજા ભાગમાં જામતી નથી, તેવી જ રીતે, પ્રજાઓમાં અને દેશોમાં થયેલી મોટી સંક્રાન્તિઓના સંધિકાલને લઈને લખવામાં આવેલી નવલકથામાં જેટલી વિવિધતા અને ચરિત્રની ઘનતા લાવી શકવાની સરલતા મળે છે તેટલી સરલતા બીજો કાલ લઈને લખાયેલી નવલોમાં હમેશાં સાંપડતી નથી. બુલ્વર લિટને પોતાની ત્રણ પ્રખ્યાત નવલકથાઓ માટે પ્રજાનો પતનકાલ સ્વીકાર્યો હતો.

રોમેશચન્દ્ર દત્તે પોતાની નવલો જીવનપ્રભાત અને જીવનસંધ્યા માટે મરાઠી સત્તાના ઉદયનો અને રજપૂતસત્તાના પતનનો કાલ સ્વીકાર્યો હતો. ફ્રેન્ચ રેવોલ્યૂશનના કાલની ઘણી નવલકથાઓ લખાઈ છે અને ઘણી યે પ્રખ્યાત થઈ છે. તેવો જ એક કરાલકાલ બ્રહ્મદેશ ઉપરના આક્રમણનો તાજેતરમાં આવી ગયો અને શ્રી ઝવેરચંદ મેઘાણીએ, સિદ્ધહસ્ત નવલકારની સહજ સર્ગશક્તિથી, કાલના એ સીમાપ્રદેશમાં નવલકથાને વિકસાવનારાં બીજો જોઈ, ઝડપી, પુસ્તકમાં ગૂંથી લીધો તેના પરિણામરૂપ સર્જન તે પ્રભુ પધાર્યા.

બ્રહ્મદેશ, ગુજરાતના વેપારીઓની દ્રવ્યાકાંક્ષાને, શૂરવીરોની સાહસિકતાને અને કવિ કે સાહિત્યકારોની કલ્પનાને ઘણા વખતથી આકર્ષી રહ્યો છે. શ્રી રવીન્દ્રનાથ ટાગોરની તીજીની વારતાથી માંડીને શરદબાબુની નવલકથા, રા. કાલેલકરકૃત બ્રહ્મદેશનો પ્રવાસ, રા. રમેશ ર. ગૌતમનું બ્રહ્મદેશ, રા. મગનવિહારીનાં રંગૂનનાં દશ્યો, રા. વિજયરાયના ખુશકી અને તરીમાંનાં અમુક લેખો વગેરે પુસ્તકોદ્વારા બ્રહ્મદેશની ઝાંઈ ઝાંખી તો અત્યાર અગાઉ થઈ ચૂકેલી હોવા છતાં બ્રહ્મી પ્રજાનું માનસ, તેમનો સ્વભાવ કે તેમની ભાષા નવલકથામાં સંકળાયેલાં પહેલી વાર આ પુસ્તકમાં માલૂમ પડે છે, જે ઉલ્લેખ બ્રહ્મદેશ માટેના કુતૂહલના પ્રમાણમાં ઘણો મોડો છે.

માત્ર આટલેથી તેનું વસ્તુ-ધન સમાપ્ત થતું નથી. અમેરિકા, આફ્રિકા, ઑસ્ટ્રેલિયા, એ પ્રદેશોમાં જઈને વસાહતો સ્થાપનારાઓનાં પરાક્રમોએ અનેક નવલકથાને વસ્તુસાધન પૂરાં પાડ્યાં છે તેમ અનેક સાહસિક ગુજરાતીઓએ પરદેશમાં જઈ જે બૃહદ્ ગુજરાતની સ્થાપના કરી છે તેવા બ્રહ્મદેશવાસી ગુજરાત કાઠિયાવાડના લોકોનાં જીવનને આ કથામાં ગૂંથવામાં આવ્યાં છે. અને આ વસાહતીઓના ચારિત્ર્યના જેવા ઘેરા રંગોએ કતીના આકર્ષણને મજબૂત કર્યું છે.

અત્યાર અગાઉ એ પુસ્તક નવેસરથી લખવાનો ઇરાદો કર્તાએ જાહેર કરેલો અને તે વિશે તેમણે માહિતી અને સૂચનો માગ્યાં છે. તેમ જ કર્તાની અગાઉની નવલકથા વિશે પણ વાચકોને શું ગમે તે વિશેની ચર્ચાને તેમણે વિપુલ અવકાશ આપ્યો છે તે જોતાં અત્રે એ પુસ્તક વિશે બે-ત્રણ સૂચનો આપવાની લાલચ થઈ આવે છે.

ઐતિહાસિક પાત્રોને લઈને રચાયેલ નવલ અને ઐતિહાસિક સમયને

લઇને રચાયેલ નવલ વચ્ચે તફાવત છે. જે પ્રકારની વાતો પાત્રો આસપાસ વણી શકાય તે પ્રકારની વાતો કાલપ્રધાન નવલમાં ન જ હોય એ દેખીતું છે કેમ કે જ્યાં સમયની અવધિ આવે છે ત્યાં પાત્રના જીવનની અવધિ આવતી ન પણ હોય; પણ નવલકથાલેખનનો જે એક નિયમ બન્ને પ્રકારને સરખી રીતે લાગુ પડે છે તે એ છે કે પ્રત્યેકને Climax ( પરાકાષ્ઠા )હોવી જોઇએ, કે જેની પછી આવેલો અંત સહજ અથવા અનિવાર્ય લાગે. પ્રસ્તુત નવલમાં અંતે મહાભિનિષ્ક્રમણ છે તો તે સહજ બને તેવા પ્રસંગો યોજવા જોઈતા હતા.

આટલી વિપુલ વસ્તુસંપત્તિમાં જે નવલાવતાર થવો જોઇએ તેના પ્રમાણમાં ખાસ કરીને વસ્તુગૂંથણીની દૃષ્ટિએ 'પ્રભુ પધાર્યા' નિરાશાજનક ભાસે છે, અને એ નિરાશા એ જ નવલમાં ગુજરાતી નવલકથાના સાહિત્યમાંનાં ઉત્તમોત્તમ પ્રકરણો ગણી શકાય તેવાં એક-બે ચિત્રો જોયા પછી પણ છેક વિરમી જતી નથી. ડૉ. નૌતમ તે અરેબિયન નાઈટ્સની શહેરઝાદી જેવો છે, કેમ કે વાર્તાનું વણું તેને લીધે એક તંતુએ ગૂંથાય છે પણ શહેરઝાદી જેમ વાર્તાના એક પણ પ્રસંગની નાયિકા નથી તેમ ડૉ. નૌતમ પણ નથી. તે આવે છે, રહે છે અને જાય છે એ ત્રણ જ પ્રસંગમાં તેનું આ નવલમાંનું જીવન સમાપ્ત થઇ જાય છે. રતુભાઈ વધારે જીવન્ત અને વધારે રસિક પાત્ર છે. પણ એવાં છૂટાંછવાયાં પાત્રો સિવાય સળંગસૂત્ર વસ્તુની સંકલના જોવામાં આવતી નથી.

કર્તાએ પોતે, પોતે વિધાતા નથી એવું કૌશલયુક્ત વાક્ય મૂકીને અંત નહીં બતાવેલ જોડાં વિશેનો પોતાનો બચાવ રજૂ કર્યો છે અથવા સમાલોચકોનાં મોઢાં બંધ કર્યાં છે. તે ઉપરાંત બીજો બચાવ એ છે કે આ નવલને સમયની મર્યાદા છે એટલે સમય પૂરો થતાં જે બન્યું નથી તે એ નવલપુરતું તો અણબન્યું જ રહેવાનું છે. પણ તેટલા ખાતર સળંગ સંકલના માટે જે આવશ્યક છે તે તજી દેવા બાબતનો ખુલાસો મળતો નથી.

છતાં જેવું છે તેવું યે એ પુસ્તક રસિક વાચન પૂરું પાડે છે અને કેટલાંક ચિત્રો ઘણાં ઉત્તમ અને વેધક છે એટલે વાંચનનો શ્રમ તો તેમાંથી મળતા આનંદને લીધે મટી જાય છે. એટલા માટે કર્તાને ધન્યવાદ આપવો ઘટે છે.

મુનિકુમાર મ. ભટ્ટ

# અનેકરંગી ચિત્રો

કુમકુમ: લેખક : શ્રી કિશનસિંહ ચાવડા, એન. એમ. ત્રિપાઠી. એન્ડ કંપની મુંબઈ, મૂલ્ય અઢી રૂપિયા.

'કુમકુમ' નવલિકાસંગ્રહ ગુજરાત સમક્ષ ધરીને શ્રી કિશનસિંહે લગભગ ત્રણસો પૃષ્ઠમાં સોળ સુન્દર રચનાઓ વડે હિંદનાં અને હિંદી સમાજનાં અનેકરંગી ચિત્રોનો પરિચય વાચકગણને કરાવ્યો છે. આ સર્વ કૃતિઓમાંની એક કે અન્યમાં, કલાભક્તિ, સૌંદર્યપ્રેમ, વિપરીત સમાજવ્યવસ્થા પ્રત્યે ઘૃણા ને વેદના, માતૃત્વપદ પામવાને સ્ત્રીહૃદયની સબળ આકાંક્ષા, ધ્યેયસિદ્ધિની ઝંખના, ઈશ્વરવાદ–વ્યાવહારિક જીવનમાં ક્વચિત જ સ્થાન પામતાં માનવી જીવનનાં આ અંગોને સુયોગ્ય વાતાવરણમાં મૂકી કર્તાએ વિવિધ સૃષ્ટિઓ ઉપજાવી છે. આ સર્જનોમાંનાં કોઈમાં પાત્રોની ભભકમયતા કે અસામાન્ય વ્યક્તિત્વ, કોઈમાં મનોરંજક પ્રકૃતિચિત્રો કે સ્થળવર્ણન, કોઈમાં વિષાદપ્રધાન્ય કોઈમાં રસપ્રદ વાર્તાલાપ, કોઈમાં જીવન અને ફિલસૂફીની સમસ્યાઓ: એમ ભિન્નભિન્ન રુચિને પોષે તેવાં તત્ત્વો નજરે પડશે. ટૂંકી વાર્તાના ગુજરાતી સાહિત્યમાં 'કુમકુમ' આ રીતે પોતાનું વિશિષ્ટસ્થાન પ્રાપ્ત કરે છે.

સમાજે ઉવેખેલી પણ શિલ્પીએ પ્રતિમાન ('મૉડેલ')રૂપી કાઢેલી તરીકે ત્રિભંગમૂર્તિ દેવદાસી મલ્લિકા, પ્રકૃતિસૌન્દર્યના પાઠ ભણાવતી, ઉત્સુક અને અભિલાષી તિબેટની કન્યા અંગિરા, કિન્નરપ્રદેશનિવાસી રોહિણી, વારાંગનાજીવનમાં પણ માતૃત્વના અમર વહેણની પિપાસુ ઇન્દોરની નાજુકજાન, કાંઈક આડંબરી અને ગુમાની તો યે પ્રતિભાશાળી અધ્યાપિકાઓ રસના તથા સુરંગા અને તેવી જ કલાકાર પ્રીતમ–કર્તાનાં આ સર્વ જ્વલંત સ્ત્રીપાત્રો યાદ રહી જાય તેવાં અને તેમની સાથે સ્પર્ધા કરે તેવાં પુરુષપાત્રોની ઊણપ સહેજે બતાવી આપે તેવાં છે.

આ જ પ્રમાણે કેટલાંક પ્રસંગ અને સ્થળનાં વર્ણનો, પિઠું તિરવલ્લાની રથયાત્રાનો ઉત્સવ, ખંડવાનું રેલ્વેસ્ટેશન, વારાંગનાનો શયનખંડ, નીલાંબરનું રમ્ય નિસર્ગદૃશ્ય, હિમગિરિની સંધ્યા અને મહેન્દ્રનું સભાગૃહ, એ સર્વે કલાકારની દૃષ્ટિએ કાળજીપૂર્વક આલેખાયલાં શબ્દચિત્રો છે.

અર્વાચીન હિંદની કઢંગી સ્થિતિમાં કેળવણીનું મૂલ ઘણે ભાગે અહીંની

૧૩

કે પાશ્ચાત્ય યુનિવર્સિટીઓની ઉપાધિઓ અને પારિતોષિકોથી જ અંકાય છે એ ખરું; પણ તે પ્રત્યે કાંઇક વધુપડતો મોહ કેટલીક વાર વાસ્તવિકતાની સીમા ઉલ્લંઘી જતો, પાંચસાત ઠેકાણે નજરે પડે છે. આનાં દૃષ્ટાંતમાં 'નાસ્તિકતા'માં વિજ્ઞાનનો પ્રોફેસર દવે; એમ. એ.માં થીસિસ માટે પ્રથમ વર્ગ, પ્રથમ નંબર અને યુનિવર્સિટીનો સોનાનો ચાંદ મેળવનાર અને પછી વિલાયતમાં ડી. એસ.સી.ની ડીગ્રી માન સહિત મેળવનાર તે જ વાર્તાનું બીજું પાત્ર ગિરીશ: બી. એ. ફર્સ્ટ ક્લાસ, અને લંડનમાં એમ. એ. (કેળવણી શાસ્ત્રમાં) પહેલા વર્ગમાં, પહેલે નંબરે સુવર્ણચંદ્રક લઇને પસાર કરનાર, વળી, ઑક્સફર્ડમાંથી પણ ડી. લિટ.ની વિજયપતાકા લઇ આવનાર, કૃષ્ણલાલ ('મૌનનો અવાજ'); એમ. એ. ફર્સ્ટ ક્લાસ, પદ્મનાભ ('પ્રીતમ'); ઑક્સફર્ડમાં બી. એ. અને પી.એચ. ડી. માં પ્રથમ વર્ગ પ્રાપ્ત કરનાર, અને છેવટે 'કુમકુમ'માં બી. એસ. સી. પ્રથમ વર્ગે પાસ કરનાર પુરુષોમાં ઑક્સફર્ડ ફર્સ્ટ ક્લાસ સુરંગા, અને ડી. લિટ. થીસિસ માટે પેરિસમાં પાંચ હજાર ફ્રાંકનું ઇનામ જીતી જનાર પ્રતાપ– આ સર્વની સાથે સરખામણી કરી શકાય તેવાં બીજાં પાત્રો, એટલે શિલ્પી સર્વપલ્લી ('જીવનકળા') અને ઉત્તમ કળાકૃતિ માટે હિંદી સરકારનું (!) સવાલાખ રૂપિયાનું ઇનામ મેળવનાર તથા પેરિસના કલાપ્રદર્શનમાં દુનિયાના ચોત્રીસ દેશોમાં હિન્દનું નામ પ્રથમ મુકાવનારી ચિત્રકાર પ્રીતમ ('પ્રીતમ'). હવે મુંબઇ યુનિવર્સિટીમાં તો વિજ્ઞાનવિષયમાં એમ. એ. માટે થીસિસ આપી શકાતી નથી, અને જેમાં અપાય છે તેમાં ઉમેદવારોને વર્ગો કે નંબરો મળતા નથી. આવી કેટલીક 'ટેકનિકલ' બાબતો જવા દઇએ તો, કલ્પનાદૃષ્ટિએ આ સ્ત્રીપુરુષો અસંભવિત નથી, પણ દરેક વખતે તેમને પ્રથમ નંબરની ડીગ્રીઓ અને પારિતોષિકોથી આચ્છાદિત કરી દેવાં તે એકધારું અતિશયોક્તિભરેલું અને ઉચ્ચ શિક્ષણ કે તેના ફળરૂપે મળેલા જ્ઞાનના કરતાં માત્ર ઉપરના દેખાવને વધુપડતું મહત્ત્વ આપનારું જણાય તે નિર્વિવાદ છે.

વિજ્ઞાનને અને ઇશ્વરને કોઇ સર્જનજૂનું વેર હોય તેવો ઉલ્લેખ પુસ્તકમાં બેત્રણ ઠેકાણે થયો છે. વૈજ્ઞાનિકો એટલે જડવાદીઓ એવો જીર્ણ ખ્યાલ જે સાધારણ લોકોમાં રૂઢ થઇ ગએલો છે તેની એ માત્ર પુનરુક્તિઓ છે, અને વિજ્ઞાનને સમજ્યા વગર તેનો માત્ર પરિહાસ થયો છે એમ લાગ્યા વગર રહેતું નથી. પરમાણુથી માંડી અપરિમિત બ્રહ્માંડોનાં રહસ્યો ઉકેલવા



જેઓ આજીવન સાધના કર્યે જાય છે, જેના સમર્પણની સિદ્ધિરૂપે જ્ઞાનપ્રદીપ જગતમાં જળહળી રહ્યો છે અને જેઓ ક્ષુદ્ર આકાંક્ષાઓમાંથી માનવીને મુક્ત કરી તેને પ્રકૃતિના અને પરમાત્માના સમુજ્જ્વલ પ્રદેશમાં દોરવા નિરંતર યત્ન અને ચિંતન કરી રહ્યા છે, તે વિજ્ઞાન સૃષ્ટિની પરમ વિભૂતિઓની તુલના વિકૃતમાનસ પ્રોફેસર દવે, જડબુદ્ધિ જેવા પ્રોફેસર રામનાથ કે આસ્ફાડ કરતા રણધીરની સાથે કલ્પી પણ શકાય નહિ. આવાં નબળાં વૈજ્ઞાનિક પાત્રોના સર્જનથી વાચકવર્ગ તેને વિજ્ઞાન વિશે ગેરસમજ થાય એ તદ્દન સ્વાભાવિક છે.

'યૌવનનો અવાજ' અને 'વન્ધ્યા' પુસ્તકનીમાં આ બે વાર્તાઓમાંનું હીજડા અને પાવૈયાના સંસારનું દર્શન કદાચ સાહિત્યમાં અહીં પહેલી વાર જ થતું હશે. હિંદના સમાજશાસ્ત્રીઓએ એ લોકોની ઉત્પત્તિ, રહેણીકરણી, વિચારો વગેરેનો અભ્યાસ કર્યો છે કે નહિ તે વિશે ખબર નથી, પણ 'વન્ધ્યા'માં બને છે તેમ બાધામાનતાની પૂર્ણાહુતિના રૂપે કે તેવા જ કોઈ બીજા કારણથી જીવતું મોત ભોગવતો આ વર્ગ ઉત્પન્ન થતો હોય તો રાજ્ય અને સમાજના ધુરંધરોએ તેમની ભાવિ ઉત્પત્તિ સત્વર બંધ કરી, સમાજ માથેનું આ ઘોર કલંક સદાને માટે ધોઈ નાંખવું ઘટે.

આ સિવાય સંગ્રહમાંની ત્રણ વાર્તાઓ, 'જીવનકળા' 'ભિખારણની દુવા' અને 'પલ્લવી' વિશેષે કરી ઉલ્લેખને પાત્ર છે. પહેલીમાં વૈભવશાલી મદુરાના મંદિર અને તેની પાસેના ઉપવનના શિલ્પી સર્વપલ્લી અને દેવદાસી મલ્લિકાના રસિક પ્રસંગોમાંથી ઉદ્ભવતું કલા અને જીવનનું ઐક્ય, અને 'ભિખારણની દુવા'માં ખંડવાના સ્ટેશન પર અને પછી, ત્યાંથી ઇંદોર સુધીનો, વારાંગના નાજુકન અને કેદારનાથનો ટ્રેનના વાર્તાલાપ ઇંદોરમાં નાજુકનું નિવાસસ્થાન અને ત્યાંનું તેનું જીવન અને છેવટે એ કૃત્રિમ જીવનની પાછળ વ્યક્ત થતી એ હૃદયની ઝંખના: એ સર્વ કૌશલ્યપૂર્વક યોજાએલું અને આલેખાયેલું છે. 'પલ્લવી' પ્રકૃતિપ્રેમની કાવ્યમયકથા બની રહી છે.

લગ્ન, સંતતિનિયમન, નાસ્તિકતા, રૂઢિબંધનો, વગેરે પ્રશ્નો અને તે પરત્વે કેટલાંક હળવા તો યે મનનીય મંતવ્યો પ્રસંગોપાત પુસ્તકમાં રજૂ થાય છે. એ સર્વનો તો અત્રે માત્ર નિર્દેશ કરી એટલું જ કહેવાનું કે, આ સુયોગ્ય નવલિકાઓ પછી કર્તાનો આવો બીજો સંગ્રહ આવકારપાત્ર થશે એ નિઃસંશય છે.

ભદ્રમુખ ક. વૈદ્ય

# બિનજવાબદાર અવલોકન

મારી બિનજવાબદાર કહાણી: કનૈયાલાલ માણેકલાલ મુનશી, (ગુજરાતી સાહિત્યપરિષદ તરફથી, ભારતીય વિદ્યાભવન; મુંબઈ, રૂ. ૨-૮-૦)

ઉપર જે મથાળું બાંધ્યું છે તે પ્રયોગની પ્રેરણા કેમ થઈ તેની પણ એક કહાણી છે. પ્રથમ તો બીજા કેટલાક વિદ્વાન અવલોકનકારોની માફક આ અવલોકન પણ ઉપરનું પુસ્તક વાંચ્યા વિના જ તટસ્થભાવે' કરવાનો ઈરાદો હતો. અને પુસ્તકના સાન્નિધ્યથી પણ વિચારોને કલુષિત ન થવા દેવા હું એ પુસ્તકથી ઘણે દૂર જઈને વસ્યો પણ હતો. છેવટ આ અવલોકનમાં અવતરણ મૂકવા માટે પુસ્તકનાં થોડાં પાનાં ઉથલાવ્યાં. અને શ્રી મુનશીની મોહક વાણીમાં અવગાહન કરવા માટે આખું પુસ્તક સાદ્યંત વાંચી જવાયું. આ રીતે વાંચ્યા વિનાનું અવલોકન કરવાની ઉમેદ બર ન આવી. એટલે બીજા ઉપાય તરીકે શ્રી મુનશીનું જ અનુકરણ કરીને બિનજવાબદાર અવલોકન કરવા ઉચિત માન્યું છે.

આ પુસ્તકને કર્તાએ યુરોપના પ્રવાસનાં સંસ્મરણો કહ્યાં છે. આજથી અર્ધી સદી પહેલાં 'જામે જમશેદ'વાળા જહાંગીર મર્ઝબાને 'મોદીખાનેથી માર્સેલ્સ' વગેરે પુસ્તકો લખીને પોતાના પ્રવાસનું રમૂજી બ્યાન આપ્યું. ત્યાર પછી પણ યુરોપઅમેરિકાના પ્રવાસના પત્રો અને પુસ્તકો રજૂ થયાં છે છતાં પ્રવાસ પુસ્તકો–આપણી ભાષામાં હજી ઓછાં છે. આ પુસ્તક તેવા પ્રવાસનું પુસ્તક પણ નથી.

આ પુસ્તકના ૭ ખંડો પાડેલા છે. તેમાં ત્રણ પ્રકારનો પ્રવાસ છે, એક શ્રી મુનશી વગેરેનો મુંબઈથી બ્રિન્ડિસી સુધીનો પ્રવાસ જે ૫૭ પાનાં સુધી છે. બીજો તેમની આંખોએ કરેલો શિલ્પોનો પ્રવાસ અને ત્રીજો રોમના પ્રાચીન ઇતિહાસનો પ્રવાસ. પહેલા ખંડમાં તાજગી છે અને પ્રથમ દર્શનનો ઉલ્લાસ છે, તે ઉપરાંત પ્રવાસનાં પુસ્તક માટે લગભગ અનિવાર્ય તેવું મુક્તહાસ્ય છે. બીજા ખંડમાં તેમની શૈલી જે આરસનાં પૂતળાનું નિદર્શન કરાવે છે તેના જેટલી જ ભારે થઈ ગઈ છે. પ્રવાસવર્ણનના કરતાં શિલ્પ ઉપરના નિબંધનો ખ્યાલ વધારે આપે છે. અને પણ એ ખંડની અંદરના વસ્તુ ઉપરાંત ચાર વર્ષના ગાળામાં થયેલ ફેરફાર એ શૈલીમાં પ્રતીત થાય છે તે તેની વિશેષ ઉપયોગિતા છે. ત્રીજા ખંડમાં ગ્રીસ તથા રોમના ઇતિહાસની

છૂટીછવાઈ વાતો આવે છે તે મૂળે રસિક તો છે જ અને રસિક રીતે વર્ણવવામાં આવી છે. એક ઇતિહાસના પ્રોફેસરે ભૂતકાળમાં કહેલું કે મુંબઈ યુનિવર્સિટીએ તેના શિક્ષણક્રમમાંથી મીસરોમનો ઇતિહાસ કાઢી નાખીને તેના જીવનમાંથી રસ હણી લીધો છે, એ ખોટ જેટલે અંશે ઉપરનું પુસ્તક પૂરી પાડે છે તેટલે અંશે તેના રસજ્ઞ લેખકને ધન્યવાદ ઘટે છે.

મુનિકુમાર મ. ભટ્ટ

## કવિહૃદયની કૃતિઓ

સંસ્કૃતિ ( કાવ્યસંગ્રહ ), ઊર્મિલા ( પ્રણયકથા ): મુકુન્દ પારાશર્ય ( આર. આર. શેઠની કં. મુંબાઈ; રૂ. ૨ સરસ્વતી છાપખાનું. ભાવનગર; રૂ. ૩ા)

જેમ પહેલા પુસ્તકમાંનાં 'અનુભૂતિ' 'મુવને' તથા 'ત્રાપજને' જેવાં સંગ્રહનાં કેટલાંક ઉત્કૃષ્ટ કાવ્યોમાં તેમ બીજાની સમગ્ર વિભાવના,[1] સંવિધાન અને આલેખનમાં વાચક એક આજન્મ કવિહૃદયનો અનુભવ કરે છે. તેને એમ થયા વિના રહેતું નથી કે આ સુકોમલ વેદનશીલ ચારુશીલ યુવાન કવિના સંવિતનાં[2] અહીં થએલાં આવિષ્કરણ જે સહજસિદ્ધ રસિકતાથી વિલસે છે તે ભાવિ માટે પ્રથમ પંક્તિના સાહિત્યકારનો સ્પષ્ટ રણકાર આપણને સુણાવે છે. એ શ્રવણના અધિકારી બની શકેલા સહૃદયમાત્ર તેમને આપણા વાઙ્મયમન્દિરમાં આનન્દપૂર્વક આવકાર આપશે જ.

સંસ્કૃતિનો સૌથી મોટો ગુણ એ છે કે એના કવિનું ચિત્ત આર્યભાવનાંકિત છે; અને ઊર્મિલાનો, કે એના રચનાર પ્રણયત્રિકોણની અભિનવ ભાવના આલેખે છે.

એ ભાવનાનું અહીં માત્ર સૂચન (પ્ર. ૩ જામાંનો, ઉપનાયિકા પ્રમિલા કે પ્રમુનો એક અપૂર્વ ને વિચારણીય પ્રશ્ન ટાંકીને) થઈ શકે તેમ છે: "મને તો નવાઈ જ લાગે છે કે આ Eternal Triangleમાં સરસ્વતીચન્દ્ર, [જગત]કિશોર, એ બધા જ સારા ને પ્રમાદધન, તનમનનો વર [ કરમચંદ શેઠ ]... એ બધા ખરાબ જ ?" પછી, "એવી વાત હું માનતી નથી ને જિંદગીમાં

[1] 'કન્સેપ્શન' માટે શ્રી. રમણલાલ ન. વકીલે પોતાના નાટક ઉત્તરંગના ઉપોદ્ઘાતમાં યોજેલો શબ્દ.

[2] સકલ આત્માનાં; આ અર્થની વીગત માટે સપ્ટે. '૪૩ના માનસીની (પૃ. ૨૭૪) ટીપ જોવી.

જોતી પણ નથી. "[१] આ મધ્યવર્તી ભાવનાની આસપાસ, સાત્ત્વિક પ્રેમવિષયક "પારાવાર હૃદયવેધક મનોમન્થન"ના (રા. શાન્તિલાલ પા. વૈદ્યની અવનવી રીતની આકર્ષક પ્રસ્તાવનામાંથી) અનુભવી કર્તાએ ગૂંથેલી વાર્તાના પ્રસંગો (માત્ર બે સ્થળે–પૃ. ૧૩૭–૪૨ તથા છેલ્લાં સાત પાના પરની સ્વાભાવિક રૂપની સંક્ષોભપ્રધાન ઘટનાઓના અપવાદ સિવાય) સહજ, તેથી સાદાઇભર્યા, તેથી સપાટીએ તો ક્ષોભ રહિત હોવા છતાં વાર્તાની એકાદ કંડિકા સરખી નીરસ બનતી નથી.

આટલી રસપ્રદતા આપણે અનુભવીએ છીએ, તે વાર્તાકારની સ્વકીય વ્યક્તિત્વે ઝળકતી શૈલીના કારણે. આરોખાતા પાત્ર સાથે, વર્ણવાતા પ્રસંગ સાથે કે ચીતરાતા દૃશ્ય સાથે તેમણે એટલું પરિપૂર્ણ તાદાત્મ્ય સાધ્યું હોય છે કે સર્વે પ્રતિભાવન્ત સાહિત્યકારોની કૃતિમાં તેમ 'ઊર્મિલા'માં પણ પાત્રાદિકની વિભાવનામાંથી જ એને અનુરૂપ શૈલી ઉદ્‌ભવે છે. આ કારણે, સંસ્કૃત કાવ્યનાટકો ઉપરાંત શ્રીમદ્‌ભાગવત સરખા ભારતીય ગ્રન્થમણિના રસોપભોગી કર્તાનું ગુજરાતી સંસ્કૃતની સબળ છાંટવાળું છે તો પણ કૃત્રિમ[२] લાગતું નથી, તેથી મધુર ને પ્રાસાદિક ગદ્યલયે નિર્વિઘ્ન વહે છે. આ પ્રકારની શૈલી વડે જેમ વાર્તામાંનાં વર્ણનો, ચિત્રણો તથા (પાત્રો કેટલીક વાર કરે છે એ) તત્ત્વચર્ચાઓ દીપે છે, તેમ, એવી ચર્ચા સિવાયના પ્રત્યેક પ્રસંગે તો પાત્રસંભાષણ શિષ્ટજનોની વાતચીતનું રૂપ જ સહજભાવે ધરે છે–એનો લાક્ષણિક આનન્દ પણ વાચકને પૂરેપૂરો આપે છે.

સમકાલીન સાહિત્યમાં ખરે અભિવૃદ્ધિરૂપ ગણાય ને તેથી ફરીફરી રસાસ્વાદને પાત્ર હોય તેવાં ૧૯૪૩નાં ગણતર પુસ્તકોમાં 'ઊર્મિલા'ને સ્થાન છે. એ માત્ર "ઉત્તેજનપાત્ર" (પ્રજાબંધુ) નથી–અભિનન્દનપાત્ર પણ છે.

---

૧. જિંદગીમાં સામાન્યતઃ જોઈએ છીએ: એ નથી જુદું પાત્ર ને તેથી 'અપારતવિક'–કોઇને (પ્રજાબન્ધુની જેમ) ઊર્મિલા તો કોઇને પ્રમિલા પણ લાગશે; પ્રત્યેકને જનસ્વભાવનો વર્ગનમૂનો ('ટાઇપ') નહિ પણ વ્યક્તિવિશેષ ('ઈન્ડિવિજ્યુઅલ') તરીકે ઓળખી તથા સમજી શકશે તે વાચક (અને વિવેચકો) એથી ભૂલ કે ભ્રમ, મુશ્કેલી કે મૂંઝવણમાંથી ઊગરી જશે.

૨. (૧) સંસ્કૃતજન્ય કૃત્રિમતા જેને શોધવી જ હોય તેને એ પૃ. ૩૩ તથા ૬૭ ઉપર મળશે; પણ એવાં સ્થાન દોઢસોથી ય વધુ પાનાંના પુસ્તકમાં પૂરાં પાંચ પણ નથી. (૨) અંગ્રેજી શબ્દો (આપણી ભાષામાં વણાઈ ગયેલા 'લાઈટ' કે

'સંસૃતિ' આર્યભાવનાથી વિશિષ્ટપણે અંકિત છે કેમ કે કવિનું કાવ્ય ઈશ્વર કે નિસર્ગ વિશે હોય કે પછી મનુષ્યજીવન અને કુટુંબભાવોને સ્પર્શતું હોય, પણ હમેશાં જ એ ભાવનાના શુદ્ધ ને સાત્ત્વિક સ્વરૂપનાં ગાન ઉત્સાહ, સુકુમાર કે કલ્પનાયુક્ત વાણીમાં ગાવા એમની કવિતદેવી એમને પ્રેરતી હોય છે. આ કથનના ઉદાહરણરૂપે સારી સંખ્યામાં જે કાવ્યો સંગ્રહમાં છે તેમાંનાં થોડાં મુખ્ય તરીકે (પ્રારંભે ઉલ્લેખેલાં ત્રણ ઉપરાંત) આ ગણાવી શકાય: 'શિવસંકલ્પ' 'એ દિન આવશે' 'નાવિકનું ગીત' 'વિષપાન'. 'નિસર્ગ' 'આકર્ષણ' 'રાહ' તથા 'સમર્પણ'.[1] વિ. ક. વૈ.

## મન્દિર-વૃત્ત

સૂરતની કૉલેજના ગુજરાતી સાહિત્યમંડળે ફરી એક વાર 'માનસી'ને 'આત્મીય ભાવે સંભાર્યું' છે તેની નોંધ આ વખતે સૌ પહેલી લેવી ઘટે છે. મંડળનાં સભ્યોએ વિદ્યાર્થી ભાઈઓ તેમ જ બહેનોએ ગયા ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં કરેલા નાટ્યપ્રયોગો આદિની આવકનો વધારો, રૂ. ૭૫-૧૨-૩, તેણે ત્રૈમાસિકને ભેટ ધરીને કરેલી મદદ માટે તેનો આભાર માનતાં ઘણો આનન્દ થાય છે.

વિશેષ મદદ: ગતાંક પછી મળેલી આ રકમોનો સાભાર સ્વીકાર કરીએ છીએ:

| | | |
|---|---|---|
| દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી | (મુંબાઈ) | રૂ. ૭૦ |
| રા. મનહરલાલ મટુભાઈ... | ( ,, ) | ,, ૨૫ |
| ,, જુગતરામ શ. વૈદ્ય... | ( ,, ) | ,, ૨૫ |
| શેઠ પ્રાણલાલ દે. નાનજી... | ( ,, ) | ,, ૨૫ |
| રા. વૈકુંઠરાય લ. મહેતા... | ( ,, ) | ,, ૨૦ |

* ફોન 'જેવા શબ્દ સામે આ ટીકા નથી.) વાપરવાની કર્તાએ લીધેલી છૂટ જ્યારે અતિછૂટ બને છે (પૃ. ૨૧મા પરનું 'સબળ' ને બીજા કેટલાક) ત્યારે ખૂંચે છે.

1. સંસૃતિની કવિતા યથાયોગ્ય સમજવા ને માણવા ઇચ્છતા વાચકોને વિનંતિ કે ફાલ્ગુનીની પહેલી બે પુસ્તિકામાં એની જે સમાલોચના આપણા સમર્થ સંસ્કૃતજ્ઞોમાંના એક તથા ગુપ્ત એક વિવેચકરત્ન રા. રામપ્રસાદ પ્રે. બક્ષીએ એમની મર્મગામી વિવેચનશક્તિ તથા નિરાડંબર, સુવાચ્ય લેખનીના વિરલ આવિર્ભાવોમાંના એક તરીકે લખી છે, તે વાંચવા ચૂકશો નહિ.

| | | |
|---|---|---|
| રા. ખેરાજ કુરજી રાણાવાવવાળા | | રા. ૫ |
| ,, 'એક બન્ધુ'... ... | (મુંબાઈ) | ,, ૫ |
| | કુલ રૂ. ૧૭૫ | |

યુનિવર્સિટી ઑફ બૉમ્બે પ્રત્યે અમારે, અમારા હાલના સંજોગોમાં વિશેષ કરી, અહેસાનમંદી દર્શાવવાની છે કે તેણે તંત્રીનાં પુસ્તકો એમ. એ. ની (ગુજ. સા. રૂપરેખા) તથા બી. એ. ની (લીલાંસૂકાં પાન) અનુક્રમે ૧૯૪૫ ને '૪૬ની પરીક્ષાઓ માટેના અભ્યાસક્રમમાં નિયત કર્યાં છે. એ રીતે થનાર બંનેની આવકનો સારો જેવો ભાગ માનસીની ખોટ (હંમેશ માફક આ ને આવતાં બંને વર્ષ પણ ચાલુ રહેવાનીજ લાગે છે એ ખોટ) ભરવામાં ઉપયોગી થશે એ જાણી વાચકો આનન્દ પામશે.

લવાજમમાં વધારો કાગળની મોંઘવારી વગેરે કારણે વાર્ષિક લવાજમ ૧૯૪૪ની સાલથી રૂ. ૬-૪-૦ કરવું પડ્યું છે; પણ ૧૯૪૩ના ગ્રાહકોને તો આ અંક (નિયમિત થવાની આશાથી, બિલકુલ નહિ જ પ્રકટ કરેલા) ડિસેંબર ૧૯૪૩ના અંકને બદલે–એ અંકના અમારા ત્યાં જમે રહેલા તેમના રૂ. ૧-૪-૦ને સાટે–મોકલાતો હોવાથી, તેમણે માત્ર રૂ. ૫ આ મળતાં તુરત મ. ઓ.થી મોકલવા કૃપા કરવી. એ રીતે જેમનાં નાણાં નહિ મળ્યાં હોય તેમને આવતો (જુન '૪૪નો) અંક એ માસમાં રૂ. ૫-૩-૦થી વી. પી. કરવામાં આવશે.

ક્ષમાપના ત્રણ લેખો બહારના ને વાસરિકા નિકષ તથા ધ્વનિનાં કેટલાંક તંત્રી-લખાણ (આ અંકને ૧૦૦ પાનાંની પણ ઉપર જવા દીધા છતાં) સમાવી શકાયાં નહિ હોવાથી અંક અધૂરા જેવો લાગ્યા કરે છે. આવું બને એ અમારે મન તો આફત છે, પણ એ વેઠવી જ રહી.

સૂરત: ૨૨-૩-૪૪.

વિ. ક. વૈદ્ય
સં. માનસી

# પુસ્તકોનો પ્રાપ્તિ–સ્વીકાર

**નવજીવન પ્ર. મન્દિર,**–અમદાવાદઃ 'અહિંસાની તાલીમ,' રિ. પ્રેમકૃતઃ ચન્દ્રશંકર પ્રા. શુકલ ( ૭ આના )–' ઓતરાતી દીવાલો ' ( ૭ આના ); ' લોકમાતા ' ( રૂ. ૦॥ ), ' સ્મરણયાત્રા ' ( રૂ. ૨ ); ત્રણે, દ. બા. કાલેલકરકૃત.–' ગામડાની વહારે,: ગાંધીજી ( બે આના ).–' ગાંધીજી ': જુગતરામ દવે ( સાત આના ).–' કુંવરબાઈનું મામેરું ': સં. મગનભાઈ પ્ર. દેસાઈ ( દસ આના ). ... [ આ પુસ્તકોમાંનાં છેલ્લાં ૭ પુનર્મુદ્રણ કે નવી આવૃત્તિ છે ].

**માતાજીનાં મોતીઃ** પૂજાલાલ ( શ્રી અરવિન્દ આશ્રમ, પોંડિચરી ).–**આદિવચનો** અને બીજાં વ્યાખ્યાનોઃ કનૈયાલાલ મા. મુનશી; **પિરામીડની છાયામાંઃ** ચંદ્રશંકર પ્રા. શુકલ ( ભારતીય વિદ્યાભવન, મુંબાઈ; રૂ. ૩॥ ને રૂ. ૨ ).–**સાહિત્યપ્રારંભિકાઃ** હિંમતલાલ ગ. અંજારિયા ( સસ્તું સા. વ. કાર્યા. મુંબાઈ ને અમદાવાદ; રૂ. ૧ )–**ગુજ. સા. સભાની** કાર્યવહી, ૧૯૪૨-૪૩; અમદાવાદ ( રૂ. ૩ ) **વસન્તવિલાસનું** અર્વા. ગુજ.માં ભાષાંતરઃ રજનીકાન્ત મ. ભટ્ટ, અમદાવાદ ( દસ આના ).–**બિન્દુઃ** રામપ્રસાદ શુકલ ( એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઈ; રૂ. ૧ ).–**આપણું હિન્દુસ્તાનઃ** મી. મસાણીકૃતઃ પુ. ત્રિકમલાલ ( ઑક્સફર્ડ યુનિ. પ્રેસ, મુંબાઈ; રૂ. ૨ ).

**પદ્મ પબ્લિ.**; મુંબઈ:To Europa by Raman Vakil ( as., 12 )—Kalidasa, a Study by Prof G. C. Jhala ( Rs. 3-4-0 ) ' સીતા ' ચન્દ્રવદન મહેતા ( રૂ. ૧॥ ).

**પુસ્તકાલય સા સ. મંડળ લિ.** વડોદરાઃ 'મોતીભાઈ ન. અમીનઃ જીવન અને કાર્ય' પુરુષોત્તમ છ. શાહ ( રૂ. ૨॥ ) ' ભારતના સન્તો ' રસૂલભાઈ ન. વહોરા ( રૂ. ૧॥ )

૧૪

૨. આ અંકમાંના 'પૌરાણિક પાત્રો અને માનવતા'નું

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૩ | ૪ | મૃદુ | —ને બદલે 'બધે 'મૃદુ' વાંચો |
| ,, | ૧૦ | પ્રસંગોના | પ્રસંગોમાં |
| ૭૫ | ૧ | બનતાં | બનેલા |
| ,, | ૧૧ | રમણીયતાની સીતાથી | રમણીયતાથી સીતાની |
| ૭૬ | ૧૦ | મન્યરય | મન્યરવ |
| ,, | ,, | મે | મે |
| ,, | ૧૪ | તે ન | તેની |
| ૭૭ | ૧ | વાલ્મીકિએ | વાલ્મીકિને |
| ,, | ૧૯ | પડેલી | પડેલું |
| ૭૯ | ૨ | માટે જ | માટે |
| ,, | ૯ | રામઃ | રામઃ સભાર્યઃ |
| ,, | ૧૧ | લીલાયિત | લાલાયિત |
| ,, | ૨૨ | રામ | રાજા |
| ૮૦ | ૧ | એથી એ | એથી યે |
| ,, | ૨ | બલપૌરુષ | બલાપૌરુષ |
| ,, | ૪ | કલવા | કળવા |
| ,, | ૫ | ઉકરી | ઉદરી |
| ૮૧ | ૫ | કર્યાં | (રદ કરો) |
| ,, | ૬ | આલેખવા | ઓળખવા |
| ,, | ૮ | મૂલ્ય | પુણ્ય |

નોંધ: પૃ. ૭૬મે, છેલ્લેથી બીજી લીટી " છે, કહો કે" એમ વંચાય છે, તે આમ જોઈએ: "છે. અને એ કારણોને લીધે રાવણ મરણ પસંદ કરે છે, કહો કે (વગેરે)"

મુદ્રક : શેઠ ગુલાબચંદ દેવચંદ, આનંદ પ્રિન્ટિંગ પ્રેસ-ભાવનગર.

# માનસી

વર્ષ ૯ : ગ્રંથાંક : ૨

જુન ૧૯૪૪





પૂર્ણસંખ્યા ૩૪

સંચાલક :

આ. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

નાનપરા : સૂરત

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર


Lotus Ink
FOR ALL KINDS OF FOUNTAIN PENS
BLUE BLACK
LOTUS INK
KALES SALES ASSOCIATION
FORT BOMBAY

# વિષયદર્શન

વ. ૯, અં. ૨ : પૂર્ણસંખ્યા ૩૪

જુન ૧૯૪૪ (પ્રકટ, સપ્ટે. '૪૪)

## સર્જન અને નિબંધો

શ્રી અરવિન્દ : અવતાર : અજબ વેપાર (કાવ્યો)
  પૂજાલાલ ... ... ... ... ... ૧૦૯
કાવ્યત્રિપુટી
  'સુન્દરમ્' ... ... ... ... ... ... ૧૧૩
મુક્તક ( પૂજાલાલ ) ... ... ... ... ... ૧૧૪
રતિ-મદન: ખંડકાવ્ય ( ઉમાશંકર જોષી ) ... ... ... ૧૧૫
ત્રણ કાવ્યો ( શેલી-કિટ્સ-બૉદલેરને )
  હરિશ્ચન્દ્ર ભ. ભટ્ટ ... ... ... ... ... ૧૨૫
પાત્રતા; યાચના (કાવ્યો): પારાશર્ય; ઉ. પંડ્યા ... ... ૧૨૭-૨૮
સ્વપ્ન ( નવલિકા )
  શ્રીઅરવિન્દ: 'સુન્દરમ્' . ... ... ... ... ૧૨૯
ગુજરાતમાં પ્રાગૈતિહાસિક માનવ ( સંશોધન )
  ડૉ. હસમુખ ધી સાંકળિયા... ... ... ... ... ૧૩૯
હાઈસ્કૂલ અને કૉલેજમાં: ૨ ( સંસ્મરણો )
  દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી .. ... ... ... ૧૪૫
સાધકની દૃષ્ટિએ: ૪ ( પૂર્ણયોગિક ગદ્યખંડો )
  ગિરધારીલાલ શેઠ ... ... ... ... ૧૫૩
મીરાંબાઈ ( કવિચરિત્ર)
  શ્રી. પદ્માબહેન દેસાઈ ... ... ... ... ૧૬૧
બે જમાના પહેલાં ( જૂના વર્તમાનપત્રમાંથી ઉતારો )
  સં. છોટાલાલ મા. કામદાર ... ... ... ૧૬૭

સ્વ. પ્રો. વિઠ્ઠલરાય મ. મહેતા ( ચરિત્રરેખા )
ઇન્દુપ્રસાદ શિ. મહેતા ... ... ... ... ૧૬૮
વાસરિકા ( ૭ ડાયરી-નોંધ )
વિ. ક. વૈ. ... ... ... ... ... ૧૭૪
વિટપોક્તિ : કાવ્ય ( પ્રબોધ ) ... ... ... ૧૮૧

## નિ ક ષ

વિશદ ઐતિહાસિક દૃષ્ટિ ( સ્વાધ્યાય, ખં. ૧ ને ૨ )
દુર્ગાશંકર કે. શાસ્ત્રી ... ... ... ... ૧૮૨
અર્ધી ઘડીમાં અવલોકન ( ગોપીહૃદય, શ્રીમાતાજીનાં મોતી,
કાર્યવહી ) વિજયરાય ક. વૈદ્ય ... ... ... ૧૯૦
કલ્પિત છતાં જીવન્ત ( ગ્રામચિત્રો )
કૃષ્ણવીર ત્રૈ. દીક્ષિત ... ... ... ... ૧૯૭
બસો-પાંચસો શબ્દોમાં ( ' બંગાળી લિટરેચર ' )
વિ. ક. વૈ. ... ... ... ... ૧૯૯
મિતાક્ષરી મતદર્શન ( ૧૧ અવલોકન-નોંધ )
વિ. ક. વૈ. અને મુ. મ. ભટ્ટ ... ... ... ... ૨૦૧
પ્રાપ્તિ-સ્વીકાર ... ... ... ... ... ૧૯૬, ૨૮૭

## ધ્વનિ

ભાષા અને સાહિત્યઃ શ્રીઅરવિન્દ- રવીન્દ્ર-કવિતા
વિ. ક. વૈ. ... ... ... ... ... ... ૨૦૮
ભૌતિક વિજ્ઞાનઃ આચાર્ય પ્રફુલ્લચન્દ્રનો દેહોત્સર્ગ
ડૉ. ભદ્રમુખ ક. વૈદ્ય ... ... ... ... ... ૨૧૧
ઉપધ્વનિ ( ગાંધીજીની પોણી શતાબ્દી; સા. પરિ. વગેરે ) ... ૨૧૩
વાસરિકાઃ ૨ (ચાર-પાંચ ડાયરીનોંધ) વિ. ક. વૈ ... ... ૨૧૫
૯મી મહારાષ્ટ્ર-વાઙ્મયપરિષદ ( પ્રા. બા. પ્ર. કોઠારી ) ... ૨૨૩
પી. ઇ. એન.નો ૨૧મો વાર્ષિકોત્સવ ( વિ. ક. વૈ. ) ... ... ૨૨૬
નિકષ-પૂર્તિઃ પરિચાયિકા
વાસરિકાઃ ૩; પ્રાપ્તિ સ્વીકાર-પૂર્તિ; જત્રું મં. વાઙ્મય મન્દિરવૃત્ત; શુદ્ધિપત્રક વગેરે. } ૨૨૭ ને પછી

માનસી ગ્રન્થશ્રેણી; સંચાલક વિ. ક. વૈદ્ય : ૬૨૭ મહીધરપોળ; નાનપરા
સુરત. લવાજમ રૂ. ૬-૪-૦; દેશાવર. રૂ. ૭-૮-૦; છૂટક રૂ. ૧-૧૨-૦.

શાખાઓ; (૧) મુંબાઇ, મેસર્સ એન. એમ. ત્રિપાઠી લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ. (૨) સૂરત; પ્રતાપ પ્રેસ, કણપીઠ. (૩) વડોદરા; સાધના પ્રેસ, રાવપુરા. (૪) પોરબંદર: રા. દામોદર કે. ભટ્ટ: રામટેકરી. (૫) ભાવનગર આનંદ પ્રેસ, સ્ટેશન રોડ.

શુદ્ધિપત્રક-પૂર્તિ: પૃ. ૨૦૨, લી. ૨૦મીનો છેલ્લો શબ્દ 'કયા' છે તે જોઇએ 'તથા,' પૃ. ૨૦૮મે પેટામથાળામાંના 'નાકા પર' એ શબ્દો રદ કર્યા ગણવા.

## મોડામાં વધુ મોડું

નહિ તો પણ, અનિવાર્ય સંજોગોમાં આ અંક ઑગસ્ટની આખર પહેલાં બહાર પડે તેમ નહોતું. એ મુશ્કેલીઓમાં એ માસના ત્રીજા અઠવાડિયાના સૂરત નજીકના પંદરેક દિવસના રેલવેભંગાણે ભાવનગરમાંના પ્રેસથી આવતા પ્રુફની નવી મોટી મુશ્કેલી ઉમેરી તેથી વધારે મોડું થયા વિના રહે તેમ નહોતું. હવેનો અંક પહેલી સગવડે પ્રગટ થશે.

# અવતાર

: કવિત :

આચર્યાં તપ અતીવ આકરાં,
    કરી નિયમન;
ઇન્દ્રિયોના આવેગોનું;
    ઝાંખરાં પર ધર્યું તન. ૪
સેવ્યા અગ્નિ, સેવ્યા સૂર્ય બળતા,
    સહ્યા સૌ સંતાપ;
સહ્યા તીવ્ર શીતલા નીગળતા,
    શિશિરના શાપ. ૮
સીધાં ગિરિશૃંગોનાં નમાવિયાં,
    ધ્યાનભારે શિર;
ગુફાઓમાં આસન જમાવિયાં,
    સમાધિનાં સ્થિર. ૧૨
વિલોપી વિજનતા વનો તણી,
    બ્રહ્મનાદે ગાજી;
અગ્નિ–અર્ઘ્યે કલ્પનન્દનો તણી,
    રિદ્ધિ કરી રાજી. ૧૬
તો ય ના રીઝ્યા અનન્તદેવતા,
    અક્ષર–સ્વરૂપ;
રહ્યા દૂર નિજાનન્દ સેવતા,
    સ્વધામમાં ચૂપ. ૨૦
કિન્તુ એક પાગલના પ્રેમનું,

અશ્રુબિન્દુ ઝર્યું;
આકુલવ્યાકુલ ઉર એમનું,
ધરાએ ઊતર્યું. ૨૪
ધરી મર્ત્ય માનવ શરીરસાજ,
ભેટવાને આવ્યા;
ચૌદ બ્રહ્માંડના રાજમહારાજ,
ભક્તમન ભાવ્યા. ૨૮

૧૪-૧૦-૩૪ પૂજાલાલ

## અજબ વેપાર

ઓ પારનો એક આવ્યો છે વેપારી,
માંડ્યું છે મોટું બજાર,
અજાયબ લાગતું ભારી: ૩
લાવ્યો છે અગમ દેશે થનારી
ચીજોના ભવ્ય ભંડાર,
હાટ ભર્યું ચમત્કારી: ૬
બેઠો બેઠો મૂગી હાકલ પાડી
બોલાવે નર ને નાર
મારગનાં સંચારી; ૯
પાણીને મૂલે વેચવા માંડી
વસ્તુઓ મોંઘી અપાર,
નેણુંને લાગતી ન્યારી : ૧૨
" પાપ પજવતાં વેરી અકારણ
આપો, રૂડો છે આ લાગ,
પુણ્યોનો પ્રસાદ લો સાટે : ૧૫
અંગારાએ ધખધખતા દો રણ
આપું હું નન્દનબાગ

કલ્પતરુનાં ફળ માટેઃ ૧૮
આવો આપું સુખશાન્તિ ચિરન્તન,
દુઃખનું દોજખ મૂલ
દઈ લઈ જાઓ નિરાંતેઃ ૨૧
લો આ ચન્દ્રમણિ, તારકરતન,
સાટે દેશો કણ ધૂળ
તો યે હું સ્વીકારીશ ખાંતે : ૨૪
ઝેર જલદ તમ જગનાં લાવો સહુ
સાટામાં લો સુધાસાર
ગગનને ગોળે ભરેલોઃ ૨૭
આપું હું સોનાના સૂરજ ને લઉં
ઘોર હઠીલા અંધાર,
લેવા કોણ આવશે પ્હેલો ? ૩૦
બેડીઓ લઈને મુક્તિ હું આપું
લ્હેરે જેમાં આકાશ
અનાહત નાદને ગાનેઃ ૩૩
લાવો ભયંકર મૃત્યુ ય, બાપુ !
લો જીવન આ અવિનાશ
સ્થપાયેલ શાશ્વત સ્થાને ૩૬
આવો જગતજન ! નહિ મળે આવો
અવસર વારંવાર;
રખે તક સોનેરી ચૂકો : ૩૯
આવો રંકો, રાયજાદા યે આવો;
મને ને મારું બજાર
લેવા પિંડ પલ્લામાં મૂકો. " ૪૨

૨૮-૫-૩૫ પૂજાલાલ

# કાવ્યત્રિપુટી

: ૧ :

ધરાનાં પાર્થિવ્યો પરહરી પળું છું તવ કને,
મને લેજે તારી પરમચિતિને અંક, જનની!
પ્રભુત્વે તારા દે રસી, કસી ઋતે, દેવગણુની
સુધાની ગંગા દે જગ પર ભલે પાઠવ મને

૧૨-૪-૪૪

: ૨ :

નયન નિમીલિત તારાં,
 ઓલે જગ શાં અપરંપારાં.
દશ દિશ તાકત જે ન મળ્યું તે,
 પાંપણ-પૂંઠ વરયું શું?
ઝંઝા-ઝપટે જે ન જડયું તે,
 શિખરશિરે જ ઠર્યું શું?
વૈખરીનાં શત શર ન વીંધે જે,
 મૌન થકી સાધ્યું શું?
બાહુનાં બળ જે ન જિત્યાં તે,
 કરસંપુટ લાધ્યું શું?
ઓ મનના રથ ખેડણહારા,
 અશ્વ મૂક્યા છોડી શું?
કોઇ પવનની પાવડી સંગે,
 પ્રીત અચલ જોડી શું?
કહે, અધીર અજંપાનાં અમ,
 તરસ્યાં પળપળ તલસે,
નયન જરા ખોલી દે તારાં,
 છો વૈશ્વાનર વરસે.

૨૪-૨-૪૪

: ૩ :

સુધા પીવી ? ના ના નથી અમર થાવું, નહિ નહિ
સદેહે સ્વર્ગે જે સુરયુવતી આશ્લેષ ગ્રહવી,
યયાતિ શા થૈ વા અણતૂટ યુવામાં ગટકવી
સુરાઓ પૃથ્વીની ચિર વિલસવું ષડ્ રસ મહીં.
નહીં આ પાર્થિવ્યે મલિન મન ને પ્રાણ તનના
અધૂરાં અંધાયાં રસખલતણા પંકિલ પથે
સદાના બાઝી રૂહે મન મનવવું વસ્તુ વિતથે.
અહો, એવી લીલા કૃમિ શી રચવે લેશ મન ના.
મને દેવા ઇચ્છો યદિ અમરતા–તો પ્રથમતઃ
મિટાવી દે સંધાં પ્રકૃતિ–તમસો ઇન્દ્રિયતણાં
ભૂંડાં આ લૌલુપ્યો, અરધ દ્યુતિનાં દીન શમણાં
રચી દે વેદી કો પરમ ઋતની અન્તિમતઃ
ધુમાતા આ કાષ્ઠે જ્વલિત કર તું દિવ્ય અનલ,
પછી પીશું રહેજે અમૃતરસ ને મૃત્યુ ગરલ.

૨૧–૩–૪૪ 'સુન્દરમ'

## મુક્તક[1]

પાતાળમાં, પૃથિવીએ, વળી અન્તરિક્ષે,
સ્વર્લોકમાં, અકળ ઊર્ધ્વ અગોચરોમાં
વ્યાપેલ ચિન્મય સ્વરૂપ અકાળ તારું
પિંડે ય પૂર્ણ ! અથવા તું હિ ચિદ્ઘના ? મા !

પૂજાલાલ

૧. નવ–પ્રકાશિત 'જપમાળા'માંથી.

# રતિ–મદન

[ વિષય: તારકાસુરે દેવોને હરાવ્યા: દેવો બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ કહ્યું કે મહાદેવના પુત્રના સેનાપતિપણા નીચે દેવોની જીત થશે. તપસ્વી મહાદેવનું હિમાલયની પુત્રી જોડે લગ્ન શી રીતે શક્ય બને તે દેવો વિચારવા લાગ્યા. પાર્વતી રોજ મહાદેવની અર્ચના કરવા જતી. એ વખતે કામદેવે પોતાનો પ્રભાવ અજમાવી મહાદેવને પાર્વતી પ્રત્યે અભિમુખ કરવા એવું ઇન્દ્રસભામાં નક્કી થયું. શિવ ધ્યાનભંગ થાય છે પણ તરત સ્વસ્થ બની જઈ કામદેવને ત્રીજા નેત્રના અગ્નિથી ભસ્મસાત્ કરે છે. પાર્વતી તપ કરવા જાય છે. શિવ પોતે બ્રાહ્મણને વેશે તેના ભાવની પરીક્ષા કરી અંતે લગ્ન માટે કબૂલ થાય છે.

.... આ કાવ્યમાં, રતિ અને મદને આખા પ્રશ્નને શી રીતે જોયો છે તેનું બયાન છે. મદનને ઇન્દ્રસભામાં બોલાવ્યો તે પહેલાં એને શિવ-પાર્વતીનો અનુભવ થયેલો છે એ અંશ કથામાં ઉમેરવામાં આવ્યો છે. રતિને વચ્ચે વચ્ચે આ કાર્ય પાર પાડવાની ઊર્મિ થઈ આવે છે પણ એકંદરે એ ખંચકાય છે ને મદનને ના પાડે છે, પણ અંતે મદન જાય જ છે ત્યારે તેની પાછળ પાછળ પોતે પણ જાય છે. ...'

... મેં 'રતિ-મદન' શીર્ષક આપ્યું છે, પણ આ કાવ્ય પર્વાવથી શિવ-ગૌરીનું પણ છે. શિવગૌરી પછી, અર્ધનારીશ્વર રૂપે વિકસ્યાં છે. સ્ત્રી-પુરુષ સંબંધ અંગેની આપણી એ ઉદાત્તમાં ઉદાત્ત અને એટલી જ સુંદર કલ્પના છે. પણ તેના પાયામાં રતિમદનની અનહદ વિકાસેચ્છા અને વેદના છે. રતિમદન–શિવગૌરી–અર્ધનારીશ્વર: એ ત્રણુમાંથી એકાદ અંશ નહિ પણ આખો પટ પ્રેમની લીલાભૂમિ છે. રતિમદનમાં જ અર્ધનારીશ્વરનો વિકાસોન્મુખ અંકુર છે.

પાત્રો: વસન્તશ્રી (વસન્તવધૂ); રતિ; મદન.

[સ્થળ: સ્વર્ગમાં કામદેવનો પ્રાસાદ.
સમય: ૧ સ્વર્ગલોકમાં પાત્રોનો વાર્તાલાપ ચાલે છે એટલો
૨ ભૂલોકમાં—સંધ્યાકાળથી ઉષઃકાલ. ]

વસંતશ્રી : અટૂલી એકલી ઝૂલે અટારીએ શી અંગના,
ક્યાંને વિષાદવદના, વ્યાકુલી ને વિમંડના !...
રતિ ઓ રતિ !

રતિ : ! રતિ ? ના ! વિ–રતિ !

વસંતશ્રી : સ્વર્ગિણી સખી !
સ્વપ્નની રમતી'તી કે લોચને મૃદુ લ્હેરખી ?
નીતરે ઘેન નેત્રે ને ઉદાસી અંગઅંગથી;
ડોલે છે ઉરળોળાએ અટારી, ને મેથીમથી
કામપ્રાસાદ આખો યે ઊભો છે, સ્વર્ગની ધરા
ધ્રૂજે છે. સખિ, હૈયાનાં સ્પન્દનો શમવો જરા.

રતિ : મૈત્રિણી !

વસંતશ્રી : 'જાણું છુ જાણું', શાની રાખો હવે મણા ?
વિજયે વૈજયંતી તો ધારવા કોડ છે ઘણા.' ૧૦
જે ન દેવો શકે પામી તે મહાવીરને અહો
નમાવે કામ ! ને તો આ ઉદાસી કેમ તે કહો ?

રતિ : અરે ભોળી વસંતશ્રી, અસંબદ્ધપ્રલાપિની,
વિજયો, વૈજયંતી શું ? સદાની તું સુભાષિણી.
હું તો જોતી'તી પૃથ્વીને ડોલાવે છે તું યૌવને
રસપ્રસર સર્વત્ર પ્રેરી દેવો જને વને !
ક્યાં છે તવ સખા ? શોભે સખી તું ન મધુ વિના.

વસંતશ્રી : તું સુહે ના વિના કામ, મારે તો તે નવાઈ ના,
ભોગવું ભાગ્યદીધા બે માસમાં ભોગ બારના.
રટું 'મધુ' 'મધુ' તો તે રટ્યે આવે ય પાર ના ! ૨૦

રતિ : જો જો ખિન્ન થઇ કેવી ક્ષણમાં પ્રિયભાષિણી !
આંખો યે લૂછવા લાગી ? જા, તું યે કેવી દામણી !

વસંતશ્રી : રતિ !

રતિ : વસંતશ્રી ! એક તને, તવ રસોર્મિને,
અને હૈયે થતી—જાણે ?—પ્રતીતિ શી દિનેદિને ?
ભેલડાંઅ વીંટાયા તે અંતે વિધુરચિત્ત, હા !
સૌ સંયોગો તણા હૈયે જાગ્યો દઢ વિયોગ હા !

વસંતશ્રી: તું યે શું આમ તે બોલે, સર્વસંજીવની સખી !
તું છે, મદન છે, તો છે વિશ્વભાગ્યે સુધા લખી.
રતિ: હું છું, છે પુષ્પધન્વા ને તો યે વિરસ જો પણે
ધરાપૃષ્ઠે ચરે મુગ્ધો–કેક તો નવયૌવને. ૩૦
જો એ પેલી લચેલી જે યૌવને આજ તે મુખે
દક્ષિણાનિલને ભેટે વનરાજિ ન સંમુખે.
ઉડાડી દે નવાનિલે નર્તંતી આમ્રમંજરી
પ્રિય ભ્રમરી, ઝંકારે રિઝાતી આજ ના જરી.
મંજરીરેણુથી છાયો મુખથી ડૂંખ તોડતા
અર્ધી આપી પ્રિયાચાંચે અર્પે છે કોકિલે ય કયાં !
ખોળામાં મૂકી માથું જે જૂ વીણાવતો કપિ
સૂતો'તો, ભગીને એ તે કૂદી કુંજે ગયો લપી.
મૃગથી શીંગડી નાની નમાવી ખજવાળવા
ગઈ મૃગપત્ની, ગૈ તે પદપ્રહાર પામવા. ૪૦
જળમાં બોળીને પાંખો ઊડેલો કાક પલ્વલે
બેઠો મહિષીકાંધે, ના ઉડાડે મહિષે જલે.
પ્રિયની વાટ જોતી જે યૌવને ઢળ્યાં જતી
સૌને આલિંગવા માત્ર વાયુ દક્ષિણ છે અતિ.
જો, જો, સંધ્યાની અરુણા દ્યુતિમાં હિમવાન શો
લપેટાઈ ઊભો દીસે રક્ત, તો યે વિરક્ત શો !
મેઘના ઉત્તરીયે તે શોભે છે સ્પૃહણીય હા.
વનોની નીલિમા ધારી અધોભાગે સુહે મહા,
ફલા ચંદ્રની મુકુટે, જહ્નવીઝરતી જટા,
ગાત્રે, છે હિમલેપો તે ધારે છે ભસ્મની છટા. ૫૦
વસંતશ્રી: ન માત્ર ગાત્રે, હૈયે યે હિમ છે—ભસ્મ છે, સખી,
નહિ તો હોય વૈરાગે વસન્તશ્રી શું આળખી ?
એ જ જો તે દીઠો, તે હા મહાયોગીન્દ્ર કારણે,
મળી છે દેવસમિતિ આ ક્ષણે સ્વર્ગબારણે.
રતિ: સમિતિ ? હિમવાન્ અર્થે ?
વસંતશ્રી: ના, છે ને હિમવત્સુતા ?–
તેનો શિવ થકી યોગ, વાંછે છે સર્વ દેવતા.
રતિ: તેથી પૃથ્વી પરે સર્વ શિથિલપ્રેમ આસતુ ?
ક્યારની જોઉં છું, 'ના કો રતિતત્ત્વ પ્રકાશતું' !
આલિંગવા સ્વર્ગલોક ધરા ગિરિપયોધરા

આવે છે વેગથી જો ! જો ! સ્વર્ગને છે પડી જરા ?
શિવ છે, ગિરિકન્યા છે, પછી સમિતિઓ કશી ?
ક્યાં છે કામ ? અમે સંધિ રચીશું બેયમાં વસી.

વસંતશ્રી : તે જ તો, પ્રિય, આપ્યું છે કામે વચન ઇન્દ્રને,
વિના મન્મથ કોનું છે ગજું, જે મુનીન્દ્રને ?

રતિ : કામે ? નથી અને શિવ અનુકૂલ ? સખી, મને
લાગે છે ભીતિ કો, કામે ના મને પૂછ્યું શીદને ?
ઊભી અહીંથી જોઉં છું, વિમાસું છું હું ક્યારથી,
કો પ્રાણીસૃષ્ટિમાં મેળ અમારો જમતો નથી ?
હું સ્ફુરું નારીચૈતન્યે મદથી છલકી જતી,
નરોમાં કામનું રૂપ તે ક્યાં યે કો ન ભાળતી ! ૭૦
રમ્યાં અનંત યુગ્મોમાં, આજે કીધી પ્રતારણા !
પુરુષો બાહુમાં બંદી ત્યાં સુધી માત્ર આપણા

વસંતશ્રી : નિજને તું ચ ગણતી પતિથી જો વિમાનિતા
તો તો નિ:શેષ જમી હા વિશ્વહૈયે વિરાગિતા

રતિ : લાગશે શું અને એમ સુરતોલ્લાસી તે સુરો ?

વસંતશ્રી : બને ? ના જાણું હો તું ને ? અથવા, ફૂટી અંકુરો
કુતોન્મુખ થયા તે સૌ અર્ધપ્રહરની કથા,
તારકત્રસ્ત દેવોની સુણી પિતામહે વ્યથા,
દીધી આશીષ છે—ગૌરીશિવજનો ચમૂપતિ
જીતશે દૈત્યને ! દેવો ઝંખે છે શિવસંતતિ ૮૦
સમાધિમગ્ન શિવને કન્યાભિમુખ કો કરે,
તેડ્યો સમિતિમાં હોંસે પંચબાણ પુરંદરે,
ને અર્ધાસન બેસાડી, કહે છે કે, કળેકળે
લીધું વચન તે તારા પતિ પાસેથી એ પળે
હું તો શું જાણું ? કંદર્પે માગ્યો મધુ સહાય, તે
શોધતા મધુને આવ્યા દૂતો હું હતી, સુમતે,
ઇન્દ્રપ્રાસાદમાં, પુષ્પો શચીના કેશપાશમાં
ગૂંથતી'તી મને જો જો દે મધુ ઊભી પાસમાં
ઋતુરાજ ગયો દોડી ઇન્દ્રાજ્ઞાથી, શચીમુખ
થયું, સુણી કથા સર્વ દૂતને મુખ, નિ:સુખ. ૯૦
શારચ્ચંદ્ર શું સોહતું થયું શિશિરપાંડુર.

રતિ : અસૂયા કે આસનાર્ધે બેસે કો અન્ય શું સુર !

કહે તો સખી, થારો ને જયશ્રી નાથ મન્મથ !
તને તો તે વપશ્રીનું જ્ઞાન હોશે યથાતથ.

વસંતશ્રી: એ જ તો જાણવા આવી છુ અહીં દોડી હું કને,
શચીએ 'જા!' કહેતાં જ જો તું હો પૂછતી મને,
તો કહું 'સુકર હો દૈત્યમૃત્યુ ગિરીશને શર,
પણ પચશરે ચશુચિત્તભેદ સુદુષ્કર.
પુરા સમુદ્રમથને લક્ષ્મી ને ઉર્વશી તજી,
કાલકૂટો તણી જેણે ઉલ્લાસે નીલિમા ભજી. ૨૦૯
એ યોગીન્દ્રતપોથી તો બ્રહ્માંડ ઋતભાણ્ડ છે,
યુગાન્તબન્ધુ પ્રલયે જગત્રાતા પ્રકાણ્ડ છે.
પદ્માસન ધ્યાનમગ્ન ચિંતવે ત્રિશ્વમંગલ,
કરે સમાધિથી જાગી અટ્ટહાસ શુભોજ્જ્વલ.
કૈલાસે હો પૌર્ણમાસી કાશપ્રફુલ્લ કૌમુદી,
ને સ્ફુરે શિવનું હાસ, તે તો ધવલતા જુદી!
ન જાણીશ, વખાણું છુ પાર્વતી મુજ છે સખી
તેથી, આવો વર પ્રાપે, એથી છુ અંતરે દુખી.

રતિ: ન હું આ સખીની ચિંતા કે તેના વરની કરે,
સખી, તારો ય પતિ તે દેશે અનુમતિ ખરે? ૨૧૦

વસંતશ્રી: હવે તો મધુ આવે તો! કરશે સત્જ રાતમાં
પૂજાપો પાર્વતીને જે અર્પવાનો પ્રભાતમાં.

રતિ: સખી, પરિમલો બોલે કે પાસે કુસુમાકર.

વસંતશ્રી: અને આવી ય પ્હોંચ્યા આ ને કંદર્પ મૃદુકર.
જય હો!

મદન: ઋતુરાજનો જય!

વસંતશ્રી: જય મનોજનો!

મદન: હજો જય જગદ્વન્દ્ય ગૌરીપદસરોજનો!

વસંતશ્રી: જય ત્રૈલોક્યચિત્તનો!

મદન. જોઈશું કેમ કાલ તે
થાય છે સિદ્ધ; સઘળો સુદવો હિમમાલ તે.
રાત છે હાથમાં આખી, કાને વસન્તપલ્લવી,
રચો સૌ વૃક્ષવેલીઓ, ભૃંગસંગીતથી નવી.
તમાલતરુ ઉત્સંગે પ્રિયંગુ લતિકા સજો, ૨૨૦
દેવદારુકલિંકારે અરણ્યની હસી હજો.
અર્પો કલ્પદ્રુમ સૌ ઉત્ફુલ્લ કુસુમાંજલિ,

પિકોના ધ્વનિમાધુર્યે ગ્હેકી ઊઠો વનસ્થલી.
શુકો કિંશુકશાખાએ, કપોતો આમ્રકુંજમાં,
બલાકા ગાય ગગને, હંસો અંભોજપુંજમાં,
મંજરી પર્ણાવરણ ખસેડે દક્ષિણાનિલ,
નિરભ્ર ને સ્મિતગર્ભ હો આકાશ અનાવિલ.
ધાતુદ્રવે અદ્રિઓ સૌ શોભે લિપ્તાંગ ચોગમ,
કુહરે કુહરે અંબુશબ્દ સોહે મનોરમ. ૧૩૦
પુષ્પકોશ સમી પૃથ્વી હો રસે ઊભરી જતી,
લુબ્ધ ભ્રમર ત્યાં કાલે હશે શંભુ મહાજતી.

રતિ: આકર્ષે સુરભિપાશે પ્રિયાને કુસુમાકર,
આજ યુગ્મવિયોગે શે રાચે પુષ્પધનુર્ધર ?

વસંતશ્રી: બહુ ત્યારે રતિ, કાલે...... [ જાય છે. ]

રતિ: કાલ હા ! સ્વર્ગલોકમાં
કાલ છે ના; ધરામાં જ કાલ જાણે અમો સમાં.
ગઈ જ મધુવચના.

મદન: આપણે બે અને હવે
ચલો સત્વર આરંભો બેઉએ કાર્ય આ નવે.
તું તારા સજી લે સાજશૃંગારો હૃદયેશ્વરી,
આંખમાં ભરી લે શોભા વિશ્વસૌહાગનીતરી. ૧૪૦
પાંપણે વિરહશ્રીનાં સારી લે પ્રિય અંજન,
યુગ્મગોષ્ઠિસુધા કર્ણે નચવો દગખંજન.
ભરી કપોલ સ્મિતથી, ઓષ્ઠસંપુટ ચુંબને,
અનાસ્વાદ્યા રસે હૈયું, શોભજે નિત્યયૌવને.
બોળી લે તે કરતલો નવદંપતીરાગમાં,
ચરણે લાલી હો લાગી પ્રિયાના પદઘાતમાં.
નિતંબે વીંટ્યું વસન પદ્મોની પાંદડીનું હો,
મિષનો ગુંજતી કાચી કાગ્રે કટિતટે સુહો.
રચ્યો હો બિસતંતુનો કંચુક કુચમંડલે,
અને અનિલથી આછુ ઉત્તરીય હલે, હલે ! ૧૫૦
અંગેઅંગે દીપો દીપ્તિ મારા હૃદનુરાગની,
વામાંક ભરી તારે છે બેસવાનું સુહાગિણી.

રતિ: એ તો બેસીશ હું ખાસ્સી, હમણાં તો તું એકલો
અર્ધાસને રતિ વિના બેઠો સમિતિમાં ભલો !

મદન: જે થયું ના ઇન્દ્રથી તે થશે તારા પ્રભાવથી.

આસનાર્થે રહ્યો છો એ, છે તારું અધિકારથી.
રતિ: અરે અરે સુરરાજ, બેઠો સ્થાને શચી તણે !
દેવો વિડંબનાર્થે જ બેઠા છે તુજ કારણે.
ભણું છું ખૂબ, તે દેવો નેત્રે અનિમિષે ફરે,
રખેને કે દેવીઓનાં હૈયાં અવશ તું કરે. ૧૬૦
મદન: સારું છે ને દેવિ તે તો !
અ–રે ભદ્રતા તુજ !
રતિ: હિતસ્વી તે નથી મારા, અસૌભાગ્ય ચહે મુજ
મદન: દાંપત્યચિંતા રહેશે, પ્રિયે, પર્વતકન્યકા ?
જે હો તે હો સુરેશનું છો, શિવગૌરી જુવે ન કાં ?
રતિ: જોતી'તી: સિંધુ ઉલ્લાસે ઊછળીઊછળી જતો,
વેળુમાં જળની રેખા મૃદુતામયી આંકતો.
પરંતુ, પૂછ તો એને ખડકો કાળમીંઢ ત્યાં
ઊભા તે કિંચિતે ભીંજ્યા ચોંકી શિર મચ્યો છતાં !
લીલોતરીલચંતાને કહે મિત્ર વસંતને
કે કૈલાસતણે ભાલે વિરામે એક, જો બને, ૧૭૦
સ્ફુરાવી તો જુવે મંજુ મ્હોરંતી વેલ માધવી;
શિવને હૃદયે લીલા તારીયે એવી છે થવી.
સ્વર્ગંગાશીકરે ઇન્દ્રચાપ ન્હીડું જગે કહે,
કે શુચિ શિવહૈયે તું રમણા રાગની ચહે ?
મદન: કરે તું કેવી તો વાતો ! દેવી, જો આપણે નહીં
સાહસો કરશું આવાં, તો આશા વિશ્વની કયહીં !
રતિ: ઘણું છે કરવાનું, જો ! જોતી'તી હું ધરાચરો
પછી એકાકિની, કેવાં રીબાતાં પશુઓ નરો !
કલ્પું છું યુગલો સર્વે વિસંવાદે વિમાસતાં,
સામસામે સિંધુતીરે સૂતેલાં, સોડમાં છતાં; ૧૮૦
જેમ તું હું અહીં ઊભાં-દૂર, યદ્યપિ સાથમાં,
ખમાતું હે નથી નાથ ! ભીડી લે ઝટ બાથમાં.
નહીં ? લે, હું જ............
મદન: ના, દેવી ! રહો ત્યાં..........
રતિ: નાથ મન્મથ!......
અવળા ચકથી આજે ચાલે તારા મનોરથ !
દૂર તે તો રહી વાતો–તું વીંધે શંભુનું ઉર.
આ તો વૈરાગી થૈ બેઠો સ્વયં પુષ્પધનુર્ધર !

આવ, લે, છોડ એ તારો સાહસોત્સાહનો રસઃ
પામવો સુન્દરીસ્નેહ ઓછું એ ય ન સાહસ.
તને ના સમજાતી તે વેદના યુગલો તણી ?
સૌ ય યુગ્મો તરફડે એવી આ રજની બની. ૧૯૫
નિઃશ્વાસો પ્રણયીઓના ચઢે વ્યોમવિતાનમાં,
એ ધૂમે નેત્ર આ મારાં થયાં યે નીતર્યાંસમાં.
વિસંવાદ સખા આ તો ટાળવો એ જ ધર્મ છે,
તારું તો કામ ! સંયોગ તે જ વૈરાગ કર્મ છે.
યુગલે યુગલે આવ તું–હું હું–તું ફરી વળી
પ્રીતિપાશે પરોવાયાં રમીએ રસમાં ગળી.
ન હું બોલાવું તે મારા સ્વાર્થે, સૌ કોઈ જંતુના
હૈયે હું વાંછું છું મેળ: સંધાન ઉરતંતુનાં.
મદન : તું-હું હું-તું ત્યાગી એ ના ફરી ઉચ્ચરશો પદ,
પામે છે ચિત્ત આ મૂર્છા એઈ એ દ્વૈતસંપદ. ૨૦૦
આજે હું કહું છું વ્હાલી વૈરાગ તે જ ભોગ છે;
ન તેમાં આપણો માત્ર, વિશ્વનો શુભ યોગ છે.
તું–હું હું–તું શમ્યું ના એ દ્વંદ્વનું દ્વૈત તો ક્યમે,
રમ્યા કેટલું ? શું ભણ્યુ શમશે ભાવિમાં રમ્યે ?
રતિ : ખોટું યે છે શું ? બે છીએ, તો છે રમણમાધુરી.
મદન : વિખૂટાં બે પડ્યા ત્યાં તો થતી એ રમણા પૂરી.
રતિ : હાય ! બેના હવે એક અવશ્ય કરશો સુરો !
મદન : બેના એક થતું વ્હાલી, દેવા ભોગવી બે ઉરો,
ન કૈ દુર્ભાગ્ય તે દેવી ! દેવોને શક્ય તે નથી.
મળ્યો સંજોગ તો લ્હાવો વધાવી લો હુલાસથી. ૨૧૦
રતિ : તે તું તો હું ! વનાયે તે વધાવી છે ચૂક્યો જ ને ?
મદન : પ્રિયે અવશ છું, તું યે વૈશ જો સમજીશ ને !
ડંખતું–દમતું'તું આ દ્વૈત, ને હું ચડ્યો જઈ
પિતામહ કને, પ્રાર્થ્યું એવી વાંછા ઉરે લઈ.
જાગતાં જ સમાધિથી મૂઠી ભરી પિતામહે
પુષ્પો જે અર્પિયાં ભાવે, મને વહી ગયાં સહે.
ક્ષણા હે અંજલી, ધન્ય કોણ તે ત્રણ લોકમાં ?
રહ્યો કુસુમકોરો હું જોઈ, રહોળ્યાં નૂલોકમાં.
વળગ્યા જૈ જટાજૂટે. જટાનાં જલનિર્ઝરે
વહ્યાં અન્ય, રહ્યું મારું પુષ્પ ત્યાં શીંગડી પરે.

એક તો આપણો એ તો ચંદ્ર બંકિમ પાતળો !
'કેમ રે છેક તું ફીકો ? પૂછું' કહે ઉતાવળો: ૨૨૦
'એતો નથી ?' અને દેતી, શું એવું મેં ? સમીપમાં
ચરણો ચમકતાં'તાં તેજઅંબારની સમાં,
એક સાથે દસ શશી નખોના ત્યાં સુધી રહે,
બિચારા વિધુની કાન્તિ કેમ ઝંખાય ના, કહે ?
'પાર્વતી તો ! વીણી પુષ્પો સન્ધ્યાએ શંભુ અર્ચતાં !'
—કહે કલેન્દુ. ત્યાં તેની ઝોળીથી સરક્યું, જરા-
નીચે તે પુષ્પ લાગ્યું ને જટાજલની છાલકે
ઊછળી જે પડ્યું—સોહ્યું તે પદે, સખી, તે નખે.
પુષ્પ સાથે થયું મારું ચિત્ત તે ચરણે સ્થિર !

રતિ: ચંદ્રે ચરણમાં વૃત્તિ ખરેને એવો, સ્મર ! ૨૩૦

મદન: અને ઊંચે ગઇ દૃષ્ટિ તો શી...

રતિ: ત્રૈલોક્યસુંદરી
વક્ષે રવિશશી જેને સુધા અધર નિર્ઝરી.

મદન: સુધા, હા, શી સુધા સોહે વક્ષે, ભાલે, અધરે ઠરે;
મીંચેલાં લોચનોમાં તે પોપચે યે સુધા ખિલે.
સુધા તે અન્ય ના કોઇ, ધૈર્ય તે પરમ કેવલ,
વિશ્વની વાસનાઓને મથી ઉદ્ભવી નિર્મલ.
એ સુધાની છાંયડીમાં સર્પો શા પુષ્પમાલ શા !
કંઠે ગરલની ઘૂંટ મહે સંધ્યાની દશા !
દૃઢતા આસને ગાઢ પ્રસાદ વદને સ્ફુરે,
ઊઘડ્યાં જગ સૌભાગ્યો ભાલે કલેન્દુઅંકુરે. ૨૪૦
મૂર્તિ એ ઊપસી વ્યોમે કૈલાસ વિરમાવતી;
દેખતાં વીસર્યો હું યે રતિ ને અમરાવતી.

રતિ: એ તો શિવ ?

મદન: શિવ, દેવીસાથે શિવ, સદાશિવ,
આપણી આશાનો તંતુ એક એ શબ્દ સત્ શિવ-
એને નેત્રો હેરી હેરી તૃપ્તિ ના ઝટ પામતાં;
ચિત્ત ઝંખે અરે જો આ મહાદેવ કંઇ સતાં
સ્વીકારે નિજમાં યોજે કદી પ્રીતિરસાયન,
તો તે ઘડીકમાં ગળી જાએ દ્વય વપુ-મન-
પ્રિયપ્રેયસીને સાંધે ઐક્યે તે નિરતીન્દ્રિયે,
બે દેહમનઆત્માને વણી લે એકમાં પ્રિયેન્દ્રિ ! ૨૫૦

સ્વીકારે પ્રીતિ તે કિંતુ ? ને કોની ? ત્યાં જ અંજલિ
ફૂલોની ઊછળી એક.

રતિ: ગૌરીની જ હરો વળી.

મદન : અરેરે દેવિ ! ના દેવે ગણકારી, ન સ્હેજ તે
ઉઘાડી આંખ સરખી, મુખરેખ હલી ય તે.
શાંત નિષ્પંદ તે નેત્રો ગહને શાં વિરામતાં !
જગન્મંગલના ધ્યાને શું અહર્નિશ શામતાં ?
પીઉં હું લોચનોની તે લીલા, ત્યાં વાસવે સ્મર્યો,
સહસા પુષ્પકોશેથી સરી સ્વર્પંથ મેં ગ્રહ્યો.
ઇન્દ્રે યાચ્યું મારી પાસે—તે હતું લક્ષ્ય તો મુજ,
ના થંભ્યો સંમતિ લેવા તેથી તો હું પ્રિયે તુજ.
આ તું હું બે જણે જેમાં એવું છે એક પાત્ર આ;
બેનાં એક થવાનો છે પ્રસંગ એક માત્ર આ.

રતિ : ત્યારે તો પુષ્પનું તારે હતું કવચ સુદૃઢ
પિતામહદીધેલું, તે ક્યાં છે? આ છોડી દે હઠ.

મદન : પ્રિયે, પ્રલપનો શાને, ગૌરીનો સાથ છે પછી ?
ચલો ભ્રૂકુટિને મૂકો છુટ્ટી, છો થતી તીરછી
ત્યાં તે અલસ ઉલ્લાસે. ચલો !

રતિ : જે અહીં તો મુજ
તારી પાસે હરી મિથ્યા !

મદન : જે જે થૈ વેળ, નહીં જ !
નીચેથી સુરભીભારઉછાળે વહતા અરે
પ્રાતર્વિહંગસંગીતે ટહુકો કોકિલનો તરે

રતિ : તે જઉં. તારકારિ તો જન્મશે જ,
પ્રિયે, વર

મદન : હે પિતામહ કે મિથ્યા ?

રતિ : તો ય ના જૈશ, ના સ્મર

મદન : ચલો, કે નહિ તો પાછાં મળીશું નવ્ય જીવને
[ જતાં જતાં ]
શિવરૂપે હું.
[ જાય છે. ]

રતિ : ગિરિજ-વિજયા-રૂપ તે મને.
[ પાછળ જાય છે. ]

અમદાવાદ
૧૮ ઓક્ટોબર ૧૯૪૩

ઉમાશંકર જોષી

# ત્રણ કાવ્યો

## ૧. શેલીને

તેં પર્વતીય પ્રકૃતિ નિરખી, અનેક
રંગી દીઠી ગગન–શોભન વાદળીઓ,
મૃત્યુ સમો નિરવધિ જલરાશિ, ચંદા
ફિક્કી વળી સરતી વાદળમાં–દીઠાં તેં
સ્વાતંત્ર્યમાં મનુકુલોની બધી ય સિદ્ધિ
છે; જોઈ એ, સરર તેં સહુના વધાવ્યા
જે અર્પતા જીવન માનવતાની બેડી
તોડી, ફગાવી મથતા નવ ભાવનાર્થે.
જ્ઞાને, તપે, નૂતન સર્જન આશ જેનો,
સૌન્દર્ય સ્પર્શ મહીં ચેતન અગ્નિજ્વાલા;
તે દેહબંધ થકી મુક્ત અબંધ પ્રેમ
જોયો, પીધો. ’નુભવીને, અમને ય સિન્ધુ
એ પ્રેમનો નિરખવા, અવગાહવાએ
આપ્યું ત્રીજું નયન તેં શિવ એવું જોવા.
ચંડાળગાન, નવનીતસું શ્રીલીને
ઉલ્લાસગાન મહીં જોઈ વિષાદરેખા–
ને તેં દીઠી શિશિર સાહત શીત ખૂંદે
ફૂટી વસંતકુંપળો નવ––પ્રાણપૂર્ણ.
આ સાંકડા પૃથિવિના પથ છોડીને, શો
મુક્તારમ! ચિદ્ગગનમાં કરતો વિહાર.

## ૨. રાઇનર મારિયા રિલ્કેને

સમર્પી શું તારી ક્ષણક્ષણ બધી, આ જગતને
રગે જેના લોહી મહીં અણુ-અણુ મૃત્યુ-જીવન.
કહે, દુઃખાનંદે પુલકિત થઇને કવનમાં
પીધો ને પાયો તેં જીવનરસ એનો જ સહુને?
જુવાની શી વર્ષા પ્રથમ વરસે, ને ઝરણ જે
વહે છે તે સૌએ સતત નહિ ક્યારે ય વહતાં;
કુમારા સ્રોતોને રણ-વન-શિલામાં અટકવું
પડે, જ્હે તોડી એ પુનરપિ થતા લુપ્ત જ થતા.
અને જ્યારે તારું ઉરઝરણ સૂક્યું તુજ વ્યથા
હશે કેવી જાણું; મુજ હૃદયની એ જ કથની.
ઉનાં આંસુ, અંતરતલ ઉકળતો અગ્નિરસ એ
સમાવે તે જાણે, ધરતી અથવા કો કવિઉર.
રવિરશ્મિ, ફૂલે, ફળરસ મહીં આ ધરતીના,
અનંતાબ્દોની તેં કિરણરસસમૃદ્ધિ નિરખી;
મનુષ્યોના હાથે નિરખી વળી શક્તિ, ધરતીની,
ભરે માટીમાં જે રસકસની સિદ્ધિ અણખૂટી.
" અજંપે જાગું હું સતત, પ્રભુ તારે જરૂર જો
પડે તો આવું હું, તુજ તરસ તો હું જ છીપવું."
કહી એવું અર્પે હૃદય, શકું એવું જ અરપી
અ-નામીને; કિન્તુ શરણ ઉર-દૌર્બલ્ય ગણતો.
ગુલાબી, રાતાં વા ધવલ ગુલ, પીળાં ગુલ, બધાં
ગુલોના પ્રેમી, ઓ! સુમનસુરભિએ મન ભર્યું,
અને પિવાડી એ મધ્રમધતી પ્યુરબો જગતને,
અરે! એનો કાંટો તુજ મરણનું કારણ થયો.

* * *

" વર્ષે વર્ષે જ્યાં ગુલો ખીલતાં ત્યાં,
થાઓ છોને મૃત્યુ-લેખો કવિના "—
એ શબ્દ થાઓ જીવન-મરણ-આક્ષેપ ગારા સદાના.

## મરણોન્મુખ બોદલેરને

"Give me the strength always to do my duty and to become a hero and a saint."

—Charles Baudelaire

ડૂબ્યો તું કર્દમ મહીં, કમળો ય લીધાં—
"સંશુદ્ધ ક્રિશ્ચિયન" પદચ્યુત દેવદૂત !
દુઃખો દમે, સુખ કડે, અસહાય તો યે,
આનંદ—ક્રંદન—વિષાદ—નિમગ્ન યોગી !
આત્માનુતાપ થકી દેહ ઉજાળતો, ને
ત્વદ્દેહ મીણ સમ બાળી ઉજાળતો તું
આત્મા, અને ઉભયનાં તપનો મહીં તું,
પીએ વિષો જીવનનાં અમૃતો ગણીને.

હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ

## પાત્રતા

મારી તે પાત્રતા શી ? ક્યહીં પરમ તણો ભવ્ય આદર્શ દિવ્ય !
ક્યાંથી પ્હોંચાય એને અસ્થિર સમ ના અર્પ્યાં ક્યાં હવ્ય-કવ્ય ?
દૃષ્ટાન્તો ઊર્ધ્વગામી પતિત પતિતણાં પ્રાણશક્તિ ડગાવે.
આ તો યાત્રા વરેલી વિરલ હૃદયને એમ શંકા કરાવે.
યોગી જન્મે હજારે શતમહીં વિરલ જ્ઞાનસંસિદ્ધિ સાધે;
મારી, રાગી પ્રમાદી રજતમ વિષયે કર્મવૃત્તિ પ્રવર્તે.
"શી મારી પાત્રતા ત્યાં ?" કહી મન જગનાં કર્મમાં બદ્ધ થાય.
ઊંચેરા ભાવને સૌ જીવન જીવ અરે રે વિરોધી જણાય.
ત્યાં સામે સિન્ધુ જોઈ નિરખી ભરતીમાં સ્પષ્ટ માતા સુણાય
"વૃત્તિ છે પાત્રતાનો નિકષ, અવગણે જે સ્થિતિ કે નિપાત.
હો ના કૈ પાત્રતાની સમજ; બસ યદિ વૃત્તિ ઊર્ધ્વ થાય.
જન્મેલું પંક માંહે કમલ ગગનના ચન્દ્રનું ઐક્ય ચ્હાય"

ને એ આશ્વાસને એં સજલ નભ નિચે આંખ આ જાય થંભી.
ક્યા જન્મે ? હૈં ન જાણું. અનુભવું નવલા આશ આદર્શકેરી,
કર્તવ્યોની નિયંતા, અવિહિત પથ પાથેય શ્રદ્ધા અનેરી.

પારાશર્ય

## યાચના

'ન જીવન મહીં' પડે ઝહર માહરે રે પીવું'
—કહી વિફળ ઝંખના ઉરતરંગ એવા કશા!
મળી છ મનુ-જિંદગી અટપટી જ રંગીન ને
અકલ્પ્ય ગુલઝૂલતી કદિક ડંખતી કંટકે,
પીઉં ગરલ ના કદી અબુધ ઓરતા શા તહીં ?

અને અમૃત જો પીવા નકી જ હોયવાં હોંશથી,
પ્રસન્ન દિલથી પ્રશાંત ઉરથી ઝૂકી ગૌરવે
પીઉં ગરલઘૂંટ કાં હસી હસી ન હૈયે પછી ?
અમી ઝહર જ્યાં બને ઝહર થે અમી થૈ જતું ?

પરંતુ સુસવંત જ્યાં જબર ચંડ ઝંઝાનિલે
અભંગ ઉરનિશ્ચયો હ્રયમથી સહુ જાય ને
મુજંત ઉર જોરથી ફફડી ઊઠે બ્હાવરું,
—જઉં ગભરાવી ત્યાં, દરદ બૂમ ચિત્કારના
વિભો! વરદ નીલકંઠ! જરી એટલી યાચના.

ઉપેન્દ્ર જી. પંડ્યા

શ્રી અરવિન્દ
( ભાષાન્તરકર્તા : 'સુન્દરમ્' )

# સ્વપ્ન

એક ગરીબ માણસ અંધારી ઓરડીમાં બેઠો બેઠો, પોતાની દુઃખી અવસ્થા અને ઈશ્વરના રાજ્યમાં કેટલા અન્યાય અને અવિચાર છે તે વાત ઉપર વિચાર કરતો હતો. અભિમાનને વશ થઈને તે ગરીબ કહેવા લાગ્યો કે, "લોકો કર્મનું નામ દઈને ભગવાનની આબરૂનું રક્ષણ કરવા ઇચ્છે છે. જો ગયા જન્મના પાપથી મારી આ દશા થઈ હોય, જો હું આટલો જ પાપી હોઉં તો જરૂર આ જન્મમાં પણ મારા મનમાં પાપનું ઝરણું હજુ પણ વહેતું હોત. આવું ઘોર પાપી મન શું એક દિવસમાં શુદ્ધ બની શકે ખરું ? પેલા મોટી શેરીવાળા તીનકોડી શીલને તો જુઓ: એનાં ધનદોલત, સોનુંચાંદી, દાસ-દાસીને જુઓ; જો કર્મનું ફળ મળે છે એ સાચું છે તો પૂર્વજન્મમાં જરૂર તે કોઈ જગપ્રસિદ્ધ સાધુ અથવા મહાત્મા હશે. પણ આ જન્મમાં તો તેમાંનું એક ચિહ્ન પણ દેખાતું નથી. આવો નિષ્ઠુર, પાજી, બદમાશ આખા જગતમાં નહિ હોય. અરે ! કર્મવાદ ભગવાનની ઠગવિદ્યા છે, મનને સાંત્વન દેવાનું એક બહાનું માત્ર છે. શ્યામસુંદર ચતુરોનો ચૂડામણિ છે. મારી પાસે આવીને પકડાઈ નથી જતો, એમાં જ એની ચાલાકી છે; નહિ તો સારી પેઠે તેને શિક્ષા કરીને તેની બધી ચાલાકી દૂર કરી દઉં."

આટલું કહેતામાં એ ગરીબે જોયું કે તેનું અંધારિયું ઘર એકાએક ખૂબ જ તેજસ્વી કિરણોમાં તરબોળ થઈ ગયું છે, પણ ફરીથી તુરત જ એ પ્રકાશ અંધકારમાં પલટાઈ ગયો. તેણે જોયું કે તેની સામે એક સુંદર કૃષ્ણવર્ણ બાળક હાથમાં દીવો લઈને ઊભો છે—મંદમંદ હસ્યા કરે છે. પણ કંઈ બોલતો નથી. તેના મસ્તક ઉપર મોરમુકુટ અને પગમાં નૂપુર

છે. વૃદ્ધે પોતાના સૌથી નાના વહાલા પુત્રની સાથે કજિયો કર્યો છે. તેને ઘરમાંથી બહાર કાઢી મૂક્યો છે. હવે ઘડપણમાં પ્યારો પુત્ર જતો રહેતાં તે શોકથી મરણાતુર થઈ ગયો છે, છતાં પણ ક્રોધ, ગર્વ અને દર્પ તેના હૃદયદ્વારને સાંકળ લગાવીને પહેરો ભરે છે. ક્ષમાને એ દ્વારમાંથી પ્રવેશ કરવાની મનાઈ છે. એની કન્યા પર બદચાલનું કલંક લાગ્યું છે; આથી વૃદ્ધ પોતાની પ્રિય પુત્રીને ઘરમાંથી બહાર કાઢી મૂકીને હવે તેને માટે રડ્યા કરે છે. વૃદ્ધ જાણતો હતો કે તેની પુત્રી નિર્દોષ છે, પણ સમાજનો ડર, લોકનાજ અહંકાર અને સ્વાર્થ સ્નેહને દબાવી રાખે છે, તેને પ્રગટ થવાનો અવસર આપતાં નથી. હજારો પાપકર્મની સ્મૃતિથી ડરીને વૃદ્ધ વારંવાર ચમકી ઊઠે છે; તો પણ પાપી પ્રવૃત્તિઓને વશ કરવાનું સાહસ કે બળ તેનામાં નથી. વચ્ચે વચ્ચે મૃત્યુ અને પરલોકની ચિંતા વૃદ્ધને અતિકઠોર ભયંકર ડરરૂપે જણાય છે. હરિમોહને જોયું કે મરણની ચિન્તાના પડદા પાછળથી ભયાનક યમદૂત વૃદ્ધને ડોકિયાં કરીને જુએ છે અને એના દરવાજાને ખખડાવે છે. જ્યારે જ્યારે દરવાજો ખખડવાનો અવાજ થાય છે ત્યારે ત્યારે વૃદ્ધનો અન્તરાત્મા ભયથી વ્યાકુલ બનીને ચિત્કાર કરી ઊઠે છે. આ ભયંકર દૃશ્ય જોઈને હરિમોહન ભયભીત બની ગયો અને તેણે બાળક તરફ જોઈને કહ્યું: "અરે કનૈયા, આ શું! હું તો એમ માનતો હતો કે વૃદ્ધ ખૂબ સુખી છે." બાળકે કહ્યું: "આજ મારો પ્રતાપ છે. કહે કોનો પ્રતાપ વધારે છે? આ મહોલ્લાના તીનકોડી શીલનો કે વૈકુંઠવાસી શ્રીકૃષ્ણનો? જો, અમારે ત્યાં પણ પોલિસ છે ને પહેરો છે, સરકાર છે, કાયદો છે, વિચાર છે; હું પણ રાજા બનીને ખેલ કરી શકું છું. કહે જોઈએ, આ ખેલ તને પસંદ છે?"

હરિમોહને કહ્યું; "ના રે બાપ, આ તો બહુ ખરાબ ખેલ છે, શું તને આવી રમતો સારી લાગે છે?" બાળકે હસીને જવાબ દીધો, "મને બધી જાતની રમતો ગમે છે. મને ચાબૂક મારવો ગમે છે અને ચાબૂક ખાવો પણ." આ પછી એણે કહ્યું: "હરિમોહન જો, તમે લોકો ફક્ત બાહ્ય વસ્તુને જ જુઓ છો, ભીતરને જોવાની સૂક્ષ્મ દૃષ્ટિનો તમે લોકોએ હજુ સુધી વિકાસ કર્યો નથી. આથી તું કહે છે કે તું દુઃખી છે અને તીનકોડી સુખી છે. આ માણસને કોઈ પણ પાર્થિવ વસ્તુનો અભાવ નથી,

છતાં પણ આ લખપતિ તારા કરતાં કેટલાયગણું દુઃખ ભોગવે છે. આમ કેમ થાય છે? શું તું એ કહી શકે છે? વાત એમ છે કે મનની અવસ્થામાં જ સુખ છે અને મનની અવસ્થામાં જ દુઃખ છે. સુખ અને દુઃખ મનના વિકાર માત્ર છે. જેની પાસે કંઈ નથી, દુઃખ એ જ સંપત્તિ છે તે ઇચ્છા માત્રથી એ દુઃખી સ્થિતિમાં પણ આનંદ ભોગવી શકે છે. અને જો, જેવી રીતે તું નીરસ પુણ્યમાં જીવન ગાળવા છતાં સુખ નથી પામતો, ફક્ત દુઃખની જ ચિંતા કરે છે, તેવી જ રીતે આ લોકો નીરસ પાપમાં પોતાનું જીવન પસાર કરતાં ફક્ત દુઃખની જ ચિંતા કરે છે, એથી જે પુણ્યથી ફક્ત ક્ષણિક સુખ અને પાપથી કેવળ ક્ષણિક દુઃખ અથવા પુણ્યથી ફક્ત ક્ષણિક દુઃખ અને પાપથી ક્ષણિક સુખ થાય છે. આ દ્વંદ્વમાં આનંદ નથી. આનંદના ધામની છબી તો મારી પાસે છે. જે મારી આવે છે, મારા પ્રેમપાશમાં બંધાય છે, મારી સાધના કરે છે, મારા ઉપર જોરજુલમ કરે છે, અત્યાચાર કરે છે, તે મારા આનંદની છબી પામી શકે છે."

હરિમોહન ખૂબ જ આતુરતાથી શ્રીકૃષ્ણની વાત સાંભળવા લાગ્યો. બાળકે ફરીને કહ્યું: "હરિમોહન વળી જો, લૂખું સૂકું પુણ્ય તારી પાસે નીરસ બની ગયું છે, તો પણ આ સંસ્કારની અસરમાંથી છૂટવું, આ તુચ્છ અહંકારને જીતી લેવો, એ તારે માટે મુશ્કેલ બની ગયું છે. એ જ રીતે વૃદ્ધની પાસે પાપ નીરસ બની ગયું છે છતાં સંસ્કારબળથી તે તેને છોડી શકતો નથી અને આ જીવનમાં નરકની યંત્રણા ભોગવ્યા કરે છે. આને જ 'પુણ્યનું બંધન' અને 'પાપનું બંધન' કહે છે. અજ્ઞાનજનિત સંસ્કાર આ બંધન માટે દોરડાનું કામ કરે છે, પરંતુ વૃદ્ધની આ નરક-વેદના ઘણી જ મંગળ અવસ્થા છે. આથી એનું પરિત્રાણ અને મંગળ થશે."

હરિમોહન અત્યાર સુધી ચુપચાપ રીતે બાળકની વાતો સાંભળ્યા કરતો હતો. હવે તેણે કહ્યું: "વહાલા કનૈયા, તારી વાતો ઘણી મીઠી છે; પરંતુ એથી મારું સમાધાન નથી થતું. સુખ અને દુઃખ મનના વિકાર હોઈ શકે છે, પણ બાહ્ય અવસ્થા જ એનું સાચું કારણ છે. વિચારી જો કે જ્યારે ભૂખથી પ્રાણ તરફડતો હોય છે ત્યારે શું કોઇ સુખી થઈ શકે છે? જ્યારે રોગ અથવા દુઃખથી શરીર વ્યાકુળ બની ગયું હોય છે, ત્યારે શું તારી વાતનો વિચાર કરી શકે છે?"
૪

બાળકે કહ્યું, "હરિમોહન, આવ, એ પણ તને બતાવું."

એટલું કહીને બાળકે ફરીથી હરિમોહનના માથા ઉપર પોતાનો હાથ મૂક્યો. હાથના સ્પર્શનું ભાન થતાં જ હરિમોહને જોયું કે હવે તીનકોડી શીલના મકાનનો ક્યાંય પત્તો નથી, હવે તેની સામે કોઇ નિર્જન રમણીય પર્વતના વાયુ-સંચારિત શિખર ઉપર એક સંન્યાસી આસન જમાવીને ધ્યાનમગ્ન અવસ્થામાં બેઠા છે, એમના પગની નીચે એક મોટો વાઘ ચોકીદારની જેમ આડો પડ્યો છે. વાઘને જોઇને હરિમોહનના પગ આગળ વધતાં અટકી ગયા, પરંતુ બાળક તેને ખેંચીને સંન્યાસી પાસે લઇ ગયો. બાળક સામે જોર ન કરી શકવાને કારણે હરિમોહનને લાચાર બનીને ચાલવું પડ્યું. બાળકે કહ્યું, "હરિમોહન, જો."

હરિમોહને જોયું કે સંન્યાસીનું મન એની આંખો સામે એક ખુલ્લી પડેલી ચોપડીની જેમ પડયું છે. એ ચોપડીના દરેક પાન ઉપર શ્રીકૃષ્ણનું નામ હજાર વાર લખ્યું છે. સંન્યાસી નિર્વિકલ્પ સમાધિના સિંહદ્વારનું અતિક્રમણ કરીને સૂર્યલોકમાં શ્રીકૃષ્ણની સાથે ક્રીડા કરે છે. તેણે બીજું પણ જોયું કે સંન્યાસી કેટલા યે દિવસોથી અન્નજળ વગર જીવન વ્યતીત કર્યે જાય છે, તથા છેલ્લા બે દિવસથી ભૂખ અને તરસથી એના શરીરને ખૂબ કષ્ટ પડ્યું છે. હરિમોહને કહ્યું,–"અરે કનૈયા! આ શું? આ મહાત્મા તારા પર આટલો બધો પ્રેમ રાખે છે તો પણ તે ભૂખ અને તરસની વેદના ભોગવ્યા કરે છે. શું તને સાધારણ બુદ્ધિ પણ નથી? આ નિર્જન, વાઘોથી ઊભરાતાં એવા વનમાં કોણ એમને ખોરાક આપશે?" બાળકે કહ્યું: "હું દઇશ, પણ એક બીજી ગમ્મત જો." હરિમોહને જોયું કે વાઘે ઉભા થઇને પોતાના એક જ પંજાથી તેની પાસેના એક રાફડાને તોડી નાખ્યો. અને પછી શું બન્યું? એ માટીના ઢગલામાંથી હજારો ઊધઇ નીકળીને ક્રોધે ભરાઇને, સંન્યાસીના શરીર પર ચડીને તેમને કરડવા લાગી. સંન્યાસી તો એ જ અવસ્થામાં બેઠા છે–ધ્યાનમગ્ન, નિશ્ચલ અને અડગ. હવે બાળકે સંન્યાસીના કાનમાં અતિમધુર સ્વરથી એક અવાજ કર્યો, "સખે!" સંન્યાસીએ આંખો ઉઘાડી. શરૂઆતમાં તેમને આ મોહજ્વાલામય ડંખોનો અનુભવ ન જણાયો, હજુ પણ તેમના કાનમાં વિશ્વવાંછિત, ચિત્તને હરી લેનારી બંસી વાગી રહી હતી–જેવી

રીતે વૃન્દાવનમાં શ્રી રાધાના કાનમાં બંસી વાગી હતી તેવી જ રીતે. એ પછી એ હજારો ઊધઈના ચટકાથી તેમની બુદ્ધિ શરીર તરફ ગઈ. સંન્યાસી પોતાના આસન ઉપરથી ઉઠ્યા નહિ—આશ્ચર્યવત્ મનમાં ને મનમાં જ કહેવા લાગ્યા—"આ શું? આવું તો કદી નથી થયું. ઓહો! આ તો શ્રીકૃષ્ણ મારી સાથે ક્રીડા કરે છે. ક્ષુદ્ર ઊધઈ વેશમાં મને કરડી રહ્યા છે." હરિમોહને જોયું કે ઊધઈના કરડવાથી થતી પીડા હવે સંન્યાસીની બુદ્ધિ સુધી પહોંચતી નથી. દરેક દેશમાં ખૂબ જ આનંદપૂર્વક તાળીઓ પાડતાં પાડતાં તે નાચવા લાગ્યા. ઊધઈઓ માટીમાં પડીને નાસી ગઇ. હરિમોહને આશ્ચર્યપૂર્વક પૂછ્યું, "અરે કનૈયા, આ શી માયા છે?"

બાળક તાળી પાડીને એક પગ ઉપર બે વાર ચક્કર લગાવીને નાચી ઊઠ્યો, ખડખડાટ હસ્યો અને બોલ્યો, "હું જ જગતનો એકમાત્ર જાદુગર છું. આ માયાને તું નહિ સમજી શકે, આ મારું પરમ રહસ્ય છે. જોયું? યંત્રણામાં પણ સંન્યાસી મારું સ્મરણ કરી શકતો હતો. વળી જો."

સંન્યાસી હવે ફરીથી પ્રકૃતિસ્થ થઇને બેઠા, તેમનું શરીર ભૂખ અને તરસનો અનુભવ કરવા લાગ્યું, પરંતુ હરિમોહને જોયું કે સંન્યાસી ની બુદ્ધિ એ શારીરિક વિકારનો ફક્ત અનુભવ કરે છે. છતાં તેનાથી તે નથી વિકૃત થતી કે નથી લેપાતી. એ જ સમયે પહાડ પરથી કોઇએ બંસીના આહ્લાદક સ્વરથી પોકાર્યું "સખે!" હરિમોહન ચમકી ગયો. આ તો શ્યામસુંદરની બંસીનો મધુર અને આહ્લાદક સ્વર છે. આ પછી એણે જોયું કે એક શિલાની પાછળથી એક સુંદર કૃષ્ણવર્ણ બાળક થાળીમાં ઉત્તમ પ્રકારનો આહાર અને ફળ લઇને આવે છે. હરિમોહન દિંગ થઇ જઇને શ્રીકૃષ્ણ તરફ જોવા લાગ્યો: આ બાળક તો તેની પાસે ઊભો છે, તો પણ જે બાળક આવે છે તે પણ એના જેવો જ શ્રીકૃષ્ણ છે. બીજો બાળક ત્યાં આવીને અને સંન્યાસીને પ્રકાશ બતાવીને બોલ્યો, "જુઓ, હું શું લાવ્યો છું?"

સંન્યાસીએ હસીને કહ્યું—"આવી ગયો? આટલા દિવસો સુધી ભૂખ્યો જ રાખ્યો? વારુ, હવે આવ્યો છે તો બેસ. મારી સાથે ખા."

સંન્યાસી અને બાળક તે થાળીમાંની વસ્તુઓ ખાવા લાગ્યા,—અરમપરસ ઝૂંટાઝૂંટ થવા લાગી. ભોજન પૂરું થયા બાદ બાળક થાળી લઇને અંધકારમાં વિલીન થઇ ગયો.

હરિમોહન કંઇક પૂછવા જતો હતો, પણ એકાએક તેને માલૂમ પડ્યું કે હવે ત્યાં નથી સંન્યાસી કે નથી વાઘ કે નથી પહાડ. અત્યારે તો પોતે એક સારા માણસોના મહોલ્લામાં નિવાસ કરી રહ્યો છે, પોતા પાસે ખૂબ ધન-દોલત છે, સ્ત્રી છે, બાળબચ્ચાં છે. પોતે હમેશાં બ્રાહ્મણો અને ભિક્ષુકોને દાન આપે છે, ત્રિકાળસંધ્યા કરે છે, શાસ્ત્રોક્ત આચારવિચારની પ્રયત્નપૂર્વક રક્ષા કરીને રઘુનંદને બતાવેલ માર્ગ ઉપર ચાલ્યો જાય છે. આદર્શ પિતા, આદર્શ પતિ અને આદર્શ પુત્ર બનીને જીવન વ્યતીત કરી રહ્યો છે. પરંતુ બીજી જ ક્ષણે તેણે ભયભીત થઇને જોયું કે જે લોકો આ ભદ્ર મહોલ્લામાં રહે છે તેમની અંદર રંજમાત્ર પણ સદ્‌ભાવ કે આનંદ નથી. આ લોકો તો યંત્રની જેમ બાહ્ય આચારવિચારની રક્ષાને જ પુણ્ય માની રહ્યા છે. આ જીવનથી હરિમોહનને શરૂઆતમાં જેટલો આનંદ થયો હતો તેટલી જ હવે તેને વેદના થવા લાગી. એને ભાન થયું કે જાણે એને ભયાનક તરસ લાગી છે; પરંતુ એને પાણી મળતું નથી. તે ધૂળ ફાકયા કરે છે. ત્યાંથી નાસીને તે એક બીજા ગામમાં ગયો, ત્યાં એક મોટા ઝરુખા પાસે લોકોનું અસાધારણ મોટું ટોળું ભેગું થયું છે. અને લોકો જે આશીર્વાદ ઉચ્ચારે છે તેનો મોટો કોલાહલ મચ્યો છે. હરિમોહન આ ટોળાની પાસે ગયો. તેણે જોયું કે તીનકૌડી શીલ ઝરુખામાં બેસીને એ લોકોને બન્ને હાથે આપી રહ્યા છે, કોઇપણ ત્યાંથી નિરાશ થઇને પાછું ફરતું નથી. હરિમોહન મોટેથી હસી પડયો, તેણે વિચાર્યું—" આ કેવું સ્વપ્ન! તીનકૌડી શીલ અને તે દાતા! આશ્ચર્ય!" એ પછી તેણે તીનકૌડીના મનને જોયું. તેને જણાયું કે તીનકૌડી શીલના મનમાં લોભ, ઇર્ષ્યા, કામ, સ્વાર્થ વગેરે હજારો પ્રકારની અતૃપ્તિઓ અને કુપ્રવૃત્તિઓ 'આપ, આપ.' એમ કહેતી બૂમ પાડ્યા કરે છે. પુણ્ય માટે, કીર્તિ માટે, ગર્વને વશ બનેલો તીનકૌડી બધા ભાવોને અસંતુષ્ટ અવસ્થામાં જ કોઇ પણ પ્રકારે દાબ્યા કરે છે, પરંતુ એ ભાવો તેના ચિત્તમાંથી દૂર નથી થતા. એ જ સમયે હરિમોહનને

પકડીને: કોઈક જલદી જલદી પરલોકમાં ફેરવી લાવ્યું. હિંદુ નરક, ખ્રિસ્તીઓનું નરક, મુસલમાનોનું નરક, યુનાનીઓનું નરક, હિંદુનું સ્વર્ગ, ખ્રિસ્તીઓનું સ્વર્ગ, મુસલમાનનું અને યુનાનીઓનું સ્વર્ગ—અરે કેટલાં યે નરક અને કેટલાં યે સ્વર્ગ હરિમોહન જોઈ આવ્યો. એ પછી તેણે જોયું કે તે પોતાના જ મકાનમાં, પોતાની જૂની અને જાણીતી કોટડી ચટાઈ અને એના એ મેલાઘેલા ગાદલા ઉપર બેઠો છે, અને એની સામે જ શ્યામસુંદર ઊભા છે. બાળકે કહ્યું: "રાત ઘણી વીતી ગઈ છે, જો હું હવે ઘેર પાછો ન ફરું તો મારા ઘરવાળા મને લડશે, મારશે; તેથી, વધારે વાત કરવાનો હવે વખત નથી. ટૂંકામાં એટલું જ કહું છું કે જે સ્વર્ગો અને નરકો તેં જોયાં છે તે સર્વ સ્વપ્ન જગતની કલ્પનામાંથી સરજાયલાં છે, મનુષ્ય મરણ પછી સ્વર્ગ કે નરકમાં જાય છે, પોતાના પૂર્વજન્મનાં કર્મો ત્યાં ભોગવે છે. તું પૂર્વજન્મમાં પુણ્યવાન હતો, પરંતુ આ જન્મમાં તારા હૃદયમાં પ્રેમને સ્થાન નથી મળ્યું. નથી તેં ઇશ્વર સાથે પ્રેમ કર્યો કે નથી મનુષ્ય સાથે. આથી પ્રાણત્યાગ કર્યા પછી સ્વપ્નજગતમાં બદ્ધ લોકોના એ મહોલ્લામાં વાસ કરીને પૂર્વજીવનના ભાવોનો તું ભોગ કરવા લાગ્યો. ભોગ કરતાં કરતાં એ ભાવમાં તું કંટાળી ગયો, તારો પ્રાણ વ્યાકુલ થવા લાગ્યો, અને તું ત્યાંથી નીકળીને ધૂળભર્યા નરકમાં વાસ કરવા લાગ્યો, છેવટે જીવનનાં પુણ્યફળો ભોગવીને ફરી તારો જન્મ થયો. એ જીવનમાં નાનાં નાનાં નૈમિત્તિક દાન સિવાય, નીરસ બાહ્ય વ્યવહાર સિવાય કોઈના અભાવને દૂર કરવા માટે, તેં કંઇ કર્યું નહિ. એ માટે આ જન્મમાં તને આટલો અભાવ છે. ક્ષેત્ર પણ તું જે નીરસ પુણ્ય કર્યા કરે છે તેનું કારણ એ છે કે કેવળ સ્વપ્નજગતના ભોગથી પાપ અને પુણ્યનો સંપૂર્ણ ક્ષય થતો નથી, એનો સંપૂર્ણ ક્ષય તો કર્મફળને પૃથ્વી પર ભોગવવાથી જ થાય છે. તીનકોડી પૂર્વજન્મમાં દાનેશ્વરી કર્ણ હતા. હજારો વ્યક્તિઓના આશીર્વાદથી આ જન્મમાં લખપતિ બન્યા છે. એમને કોઇ પણ વસ્તુનો અભાવ નથી, પરંતુ તેમનું ચિત્ત શુદ્ધ નહિ હોવાને લીધે અસંતુષ્ટ કુપ્રવૃત્તિઓને પાપકર્મ દ્વારા એમને આ વખતે તૃપ્ત કરવી પડે છે. શું કર્મવાદ સમજ્યો? આ નથી ઇનામ કે નથી દંડ, આ તો છે અમંગળદ્વારા અમંગળનું અને મંગળદ્વારા મંગળનું સર્જન—પ્રકૃતિનો

કાનૂન. પાપ અશુભ છે તેથી તેમાંથી દુઃખની સૃષ્ટિ થાય છે; પુણ્ય શુભ છે તેથી તેમાંથી સુખની સૃષ્ટિ થાય છે. આ વ્યવસ્થા ચિત્તની શુદ્ધિ માટે, અશુભના વિનાશ માટે કરવામાં આવી છે. હરિમોહન જો, પૃથ્વી આપણા વૈચિત્ર્યમય જગતના એક નાના અંશમાત્ર છે, અને કર્મદ્વારા અશુભનો વિનાશ કરવા માટે તમે લોકો ત્યાં જન્મ ધારણ કરો છો. અને ફરી જ્યારે પાપ અને પુણ્યના હાથથી રક્ષણ મેળવીને પ્રેમરાજ્યમાં પ્રવેશો છો ત્યારે આ કાર્યમાંથી છૂટો છો. આવતા જન્મમાં તું પણ છુટકારો પામીશ. હું મારી વહાલી બહેન શક્તિ અને તેની સહચરી વિદ્યાને તારી પાસે મોકલીશ. પણ એક શરતે કે તારે મારા આ ખેલમાં સાથી બનવાનું. તું મુક્તિ નહિ માગી શકે. કેમ, રાજી છે?" હરિમોહને કહ્યું: "અરે કનૈયા! તેં મારા ઉપર ઘણો ઉપકાર કર્યો. તને ખોળામાં લઈને વહાલ કરવાની બહુ ઇચ્છા થાય છે; જાણે એમ લાગે છે કે આ જીવનમાં હવે મને કોઈ વાસના રહી ગઈ નથી."

બાળકે હસીને કહ્યું: "હરિમોહન, કંઈ સમજ્યો ખરો?" હરિમોહને જવાબ દીધો: "સમજું કેમ નહિ?" એ પછી એણે કંઈક વિચારીને કહ્યું—"અરે કનૈયા, તેં મને ફરીથી છેતર્યો. અશુભની ઉત્પત્તિ તેં શા માટે કરી એનું તો લગીરે વિવરણ ન કર્યું" એટલું કહીને એણે બાળકનો હાથ પકડી લીધો. તેના હાથમાંથી પોતાનો હાથ છોડાવીને અને તેને ધમકાવતાં બાળકે કહ્યું—"દૂર હટ. વાહ એક કલાકમાં જ મારી ગુપ્ત વાતો કહેવડાવી લેવા માગે છે?" એટલું કહીને બાળકે તુરત જ દીવો ઓલવી નાખ્યો અને હરિમોહનથી થોડે દૂર થઈને હસતાં હસતાં કહ્યું "હરિમોહન, ચાબુક મારવો તો તું તદ્દન ભૂલી જ ગયો. એટલે તો હું તારી ગોદમાં બેઠો નહિ કે કદાચ તું બાહ્ય જીવના દુઃખથી ક્રોધિત થઈને મને સારી પેઠે મારવા ન લાગે. તારા પર મને જરા યે વિશ્વાસ નથી."

હરિમોહને અંધારામાં પોતાનો હાથ લંબાવ્યો, બાળક જરા વધારે દૂર ગયો અને બોલ્યો, "નહિ. નહિ. એ સુખને હું તારા બીજા જન્મ માટે બાકી રાખું છું. ઠીક હવે જાઉં છું."

એટલું કહીને અંધારમય રાત્રિમાં કોણ જાણે કયાંયે તે બાળક અદૃશ્ય થઈ ગયો. હરિમોહન તેનો નૂપુરધ્વનિ સાંભળતો સાંભળતો જાગી

ઊઠ્યો. જાગીને તેણે વિચાર્યું કે, "આ કેવું સ્વપ્ન જોયું! નરક જોયું, સ્વર્ગ જોયું, અને ભગવાનને 'તું' કહીને બોલાવ્યો, નાનો બાલક સમજીને ધમકાવ્યો. આ બહુ મોટું પાપ કર્યું! પરંતુ ભલેને જે કંઇ થયું હોય તે; પ્રાણમાં હું એક અભૂતપુર્વ શાંતિનો અનુભવ કરું છું." હરિમોહન હવે એ કૃષ્ણવર્ણ બાળકની મોહિની મૂર્તિનું ધ્યાન કરવા લાગ્યો અને વચ્ચે વચ્ચે કહેવા લાગ્યો, "કેટલી સુંદર, કેટલી સુંદર!"[1]

1. હિન્દી પરથી ભાષાન્તર

ડૉ. હસમુખ ધીરજલાલ સાંકળિયા

# ગુજરાતમાં પ્રાગૈતિહાસિક માનવ[1]

## પ્રાસ્તાવિક

પ્રાગૈતિહાસિક શોધોનો વિષય તો હિંદમાં એક-બે દસકાથી જ શાસ્ત્રીય પદ્ધતિ-એ ખેડાવા લાગ્યો છે, જો કે એમાં ઘણું સારું અગ્રવર્તી ('પાયોનીઅર') કાર્ય આજથી ૮૦ વર્ષ પર-૧૮૬૩થી થવા માંડ્યું હતું. યુરોપમાં ઇ. સ. ૧૮૩૯માં આ વિષયે વિદ્વાનોનું ધ્યાન ખેંચ્યું હતું, એટલે હિંદમાં એનો આરંભ બહુ મોડો થયો એમ તો ન જ કહેવાય. પણ ગયા સૈકામાં Buce Foote અને એના Geological Survey of India-ના સહચારીઓએ દક્ષિણ હિંદ, હૈદરાબાદ અને મહીસુર સંસ્થાનો, કર્ણાટક, ગુજરાત, રજપૂતાના, મધ્ય હિંદ અને બંગાળમાંથી પોતાના સરકારી અમલદાર તરીકેના કામ ઉપરાંત જે રસથી આદિમાનવોના, પત્થરના હથિયારરૂપી અવશેષો શોધ્યા અને મદ્રાસ તથા કલકત્તાનાં સંગ્રહસ્થાનો આવાં સેંકડો હથિયારોથી ભર્યાં તે કામ આ સૈકાની શરૂઆતમાં કોઇ હિંદીએ પોતાના નવરાશના વખતના શોખ તરીકે પણ ઉપાડી લીધું નહિ. જ્યારે યુરોપમાં આ વિષય એટલા રસથી અને

1. 'ગુજરાતમાં પ્રાગૈતિહાસિક માનવના અને તેની સંસ્કૃતિના અવશેષો' એવું આ લેખનું લેખકે આપેલું પૂરું મથાળું છે. અહીં એ લાઘવને ખાતર ટૂંકાવ્યું છે. -સં. માનસી

શાસ્ત્રીય પદ્ધતિએ ખેડાવા લાગ્યો છે કે ગયાં ૧૦૦ વર્ષમાં અત્યાર અગાઉનાં ૧,૦૦,૦૦૦ વર્ષનો યુરોપની ભૌતિક સંસ્કૃતિનો ઇતિહાસ બહુ સારી રીતે જાણી શકાયો છે. પરિણામે, આદિમાનવે જૂના પાષાણયુગમાંથી ધીરેધીરે આબોહવા અને બીજા સંજોગોને અનુસરીને કેવી પ્રગતિ કરી તેની માહિતી ત્યાં લગભગ સાંકળબંધ ગોઠવવામાં આવે છે. એ શોધોને આધારે એ યુગના અનુક્રમે પ્રારંભિક (Early), માધ્યમિક (Middle) અને અન્તિમ (Late) એવા ભાગો કરવામાં આવે છે. ત્યાર પછી આવ્યો સંક્રમણયુગ જેમાં માનવ બહુ નાના પથ્થરોનાં અને હાડકાંનાં હથિયારો વાપરતો. એની પછીનો તે નવો પાષાણયુગ, જેમાં માનવે ખેતીનું અને માટીનાં કાચાંપાકાં વાસણો બનાવવાનું જ્ઞાન મેળવ્યું; અને તે શિકારી તથા રખડતો-રઝળતો મટી, સ્થાયીપણે એક સ્થાન પર રહેતાં શીખ્યો. આના વિકાસરૂપે તામ્રયુગ હસ્તીમાં આવ્યો. એ કાળમાં પહેલી જ વખત માનવે તાંબું વગેરે ધાતુઓ જ્ઞાનપૂર્વક વપરાશમાં લીધી. આ ક્રમમાં છેલ્લો આધુનિક લોહયુગ. તેની યુરોપમાં લગભગ ઇ. પૂ. ૧૦૦૦માં શરૂઆત થઇ એમ માનવામાં આવે છે.

હિંદમાં આવો સિલસિલાબંધ ઇતિહાસ રચવાને હજુ સમય લાગશે. ઇ. સ.થી પૂર્વે ૫૦૦ થી પાછળ જતાં છેક પ્રાગૈતિહાસિક કાળના આરંભઆશરે ૧,૦૦,૦૦૦-સુધીના વચ્ચેના સમયની ભૌતિક સંસ્કૃતિની આપણને સહેજ પણ ખબર ન હતી. હરપ્પા અને મોહેનજોદડોના ખોદકામે એક વિસ્તીર્ણ સિંધુ-સંસ્કૃતિ બહાર આણી, જે તામ્રપાષાણ-યુગની (ઇ. સ. પૂર્વે ૨૫૦૦ની) લાગે છે, પણ આ સમય-જેને હવે આદિઐતિહાસિક[1] (Proto-historical)યુગ કહેવામાં આવે છે.—અને એની પહેલાંના અને પછીના યુગોને શો સંબંધ છે તે જાણવાને પૂરતાં સાધનો નથી. આમ હિંદના પ્રાગૈતિહાસના ધડ અને માથાનો સંબંધ જણાતો ન હતો. એનું માથું પણ એક નિશ્ચિત સ્થાને ન હતું; કારણ કે અહીં યુરોપની માફક આદિ માનવનો શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ થયો ન હતો, એનાં હથિયારરૂપી અવશેષો માત્ર જમીનની સપાટી પરથી મુખ્યત્વે મળ્યાં હતાં પણ તે કયા સમયનાં હતા તે તો ત્યારે જ નક્કી થાય કે

---

૧. પ્રાગૈતિહાસિક ( 'પ્રો-હિસ્ટોરિકલ' ) તથા ઐતિહાસિકની વચ્ચેનો સમય.

જ્યારે ત્યાંની ધરતીના કયા જુદા જુદા થરોમાંથી એ આવ્યા હતા તે સમજાય.

આમ જમીનના થરો અને આદિ માનવોનાં હથિયારો તથા તેના થરોના પરસ્પર સંબંધની શોધનું કાર્ય ઈ. સ. ૧૯૩૦માં Yale Cambridge Expeditionએ હાથમાં લીધું. લગભગ ૭ વર્ષ સુધી તેણે કાશ્મીર–હિમાલય અને પંજાબમાં શિવાલિક ( સપાદલક્ષ ) ટેકરીઓમાં ભીરતર તથા અનુષંગી ( એની લગતી ) શોધો ચલાવી. એને પરિણામે એ સંશોધકો એવા અનુમાન પર આવ્યા કે કાશ્મીરમાં–ખાસ કરીને એના અગ્નિખૂણે આવેલા પર્વતો, હાલ જેને પીરપંજાર પર્વત કહે છે ત્યાં–ચાર હિમયુગો અને ત્રણ આન્તર હિમસરિત (Interglacial) યુગો આવી ગયા. આદિમાનવ–જેનાં પથ્થરનાં હથિયારો પંજાબમાં સિંધુ, સોહન, હારો વગેરે નદીઓની ભેખડોમાં યથાવત્ મળે છે તે–જ્યારે બીજો હિમયુગ કાશ્મીરમાં આવવાની શરૂઆત થઈ હતી ત્યારે પંજાબમાં ઘણું કરીને દક્ષિણમાંથી આવ્યો. દક્ષિણમાંથી, કારણ કે ઉપર કહ્યું તેમ પંજાબમાં મળી આવે છે એવાં જ હથિયારો દક્ષિણ હિંદના પૂર્વ કિનારા પર છેક બેઝવાડાથી માંડી નીચે દક્ષિણમાં ચિંગલપટ સુધી મળે છે. આ હથિયારો પ્રાચીનતર થરોમાંથી મળી આવ્યાં છે, અને એમની બનાવટમાં પણ ત્રણચાર યુગોનું અંતર દર્શાવે છે.

આ જ Expedition એટલે શોધકોના જૂથે નર્મદા નદીની હોશંગાબાદ અને નરસિંગપુર આગળ હમણાં હયાત નહિ એવાં પ્રાણીઓના અવશેષો સાથે આદિમાનવનાં હથિયારો મેળવ્યાં હતાં. આના પરથી એમ અનુમાન બંધાયું હતું કે આદિમાનવ હિંદમાં ઘણુંખરું Middle Pleistocene Period એટલે ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ પૃથ્વીના થરોના બંધારણના ચોથા (Quarternary) યુગમાં, એટલે Holocene અથવા આધુનિક યુગની તુરત પહેલાંના યુગના મધ્યકાળમાં વસતો હશે.

આ ઉપરાંત કર્નલ ટોડે મુંબઈના પરા કાંદિવલીમાં, જ્યાં હાલ Physical Culture Institute છે તેની પાછળની ટેકરીમાં laterite અને એની ઉપરના થરોમાં થોડાક આદિમાનવોનાં હથિયારો મેળવ્યાં હતાં.

ગુજરાતમાં, આ લેખમાં વર્ણવ્યું છે તેમ, પાંચ આદિમાનવનાં હથિ-

૫

યારો મળ્યાં જ હતાં, પણ તે કયા થરમાંથી આવ્યાં હતાં તે નિશ્ચિત થયું ન હતું. વળી આ પાંચ અવશેષો પરથી એ સમયના માનવની ભૌતિક સંસ્કૃતિ ન સમજાય, તો હિંદના બીજા ભાગોમાં મળી આવેલાં હથિયારો સાથે એનો સંબંધ તો ક્યાંથી જ સમજાય? અને આ સમજાય નહિ તો નવા પાષાણયુગનો જૂના પાષાણયુગ સાથેનો સંબંધ પણ ન માલૂમ પડે. આ બધાં કારણોથી છેલ્લાં ત્રણ વર્ષથી ગુજરાતમાં Archaeological Survey of India અને Deccan College Post-graduate & Research Institute, Poona, તરફથી બે શોધક જૂથ ( expedition ) શોધખોળ ચલાવવાને ગોઠવવામાં આવ્યાં હતાં. એવા પ્રથમ જૂથમાં ગુજરાત સંશોધન મંડલ (મુંબઈ) અને ગુજરાત સાહિત્યસભા (અમદાવાદ)-એ બંનેએ સાથ આપ્યો હતો. Bombay University તરફથી આ લેખકને શોધખોળને અંગે આર્થિક મદદ મળી હતી.

## પહેલા અવશેષ સાબરમતીમાંથી

ઉપર કહ્યું તેમ ભૂસ્તરશાસ્ત્રી બ્રુસ ફૂટે તો આજથી ૫૦ વર્ષ પર જણાવ્યું હતું કે ગુજરાતમાં ઘણે સ્થળે, નદીના પ્રાચીન તટોમાં અને જમીનની સપાટી પર, પ્રાગૈતિહાસિક માનવની સંસ્કૃતિના અવશેષો મળે છે. પણ અત્યારસુધી તેના એ અભિપ્રાયને અંગે જે શોધખોળ થવી જોઈતી હતી તે ન તો પુરાતત્ત્વખાતાએ કે ન તો કોઈ બીજી સંસ્થાએ ઉપાડી લીધી; જો કે, જ્યારે ફૂટે આ શોધ ઇંગ્લંડ અને યુરોપના બીજા દેશોમાં બહાર પાડી ત્યારે તે તે દેશોમાં ઘણો ઊહાપોહ થયો હતો.

ફૂટને બે પ્રકારના અવશેષો મળ્યા હતા. પહેલા પ્રકારના અવશેષો મોટા મોટા ઉપલો(pebbles)માંથી ઘડી કાઢેલાં હથિયારો છે. આ હથિયારો વડોદરા રાજ્યના વિજાપુર તાલુકામાં પેઢામલી અને કોટ સાડોલીઆ નામે ગામો પાસે સાબરમતીના પૂર્વ કાંઠા પર ફૂટને ૧૮૮૩માં મળ્યાં હતાં. એમને આવાં આવાં હથિયારોના અભ્યાસ પરથી, અને પૂર્વાનુભવ પરથી લાગ્યું કે આ હથિયારો સાબરમતીના પ્રાચીન અને ઊંચા તટમાંથી છૂટાં પડીને હાલના, નીચાણના તટ પર પડ્યાં હોવાં જોઈએ.

સાબરમતીનો પ્રાચીન અને અર્વાચીન તટ એટલે શું? અને આજથી હજારો વર્ષ પર માનવી આ તટ પર વસતો એનો પુરાવો

આ હથિયારો કેવી રીતે આવે છે? આ પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉપસ્થિત થાય છે. તેનો વિચાર નીચે કર્યો છે.

ગુજરાતની નાનીમોટી સર્વ નદીઓમાં સાબરમતી સૌથી મોટી છે એટલું જ નહિ પણ એના કાંઠાની ભેખડો કોઇ કોઇ જગાએ ખાસ કરીને નદીના મધ્યવાટ (Middle Reach)માં ૮૦થી ૨૫૦ ફૂટ જેટલી ઊંચી હોય છે અને અસંખ્ય કોતરોથી કપાયેલી હોય છે. આ ૮૦ ફુટની ભેખડો એકસરખા નદીના હાલના કાંપથી નથી બનેલી પણ પાંચથી છ જુદા જુદા થરોની એ બનેલી છે. જમીનની સપાટી પરથી જોતાં માલૂમ પડશે કે સપાટીથી લગભગ ૩૦ ફુટ નીચે સુધીનો થર પવનને જોરે ઊડેલી ને પડેલી, રેતી જેવી લાગતી, માટીનો બનેલો છે. આ વિષયની પરિભાષામાં એને Loess કહેવામાં આવે છે. આ થરની નીચે એટલો જ—એટલે લગભગ ૩૦ ફૂટ સુધી પહોંચતો —નદીના બહુ જૂના કાંપનો થર છે. અને એની નીચે લગભગ ૧૦ ફુટ જેટલો જાડો, નદીના રેતી, કાંકરા, ઉપલ વગેરેનો બનેલો થર છે. આ થર હાલમાં જેવી રીતે સીમેન્ટ કોંક્રીટ બનાવવામાં આવે છે તેવી રીતે બનેલો છે, અને દેખાવમાં પણ એના જેવો ભુખરો લાગે છે. આ થરની નીચે Lateriteનો પાંચથી ૧૦ ફુટનો થર, તેની નીચે Shale, Sandstone, Granite વગેરેના થરો છે. ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ Sandstoneના થરનું અસ્તિત્વ બતાવે છે કે જ્યાં ગુજરાતમાં જમીન છે ત્યાં અતિપ્રાચીન કાળમાં સમુદ્ર હોવો જોઇએ. આનો અર્થ એ કે હવે 'ગુજરાત' કહેવાય છે તે પ્રદેશ એ સમયે જમીનરૂપે ન હતો, તો પછી સાબરમતી નદી તો ક્યાંથી જ હોય? પણ ત્યાર પછી તો સમુદ્ર દૂર ખસી ગયો, અથવા પાણીમાંથી જમીન ઉપર આવી; Sandstone તથા Shaleના થરો પર Laterite નો થર બંધાયો; અને તે પર સાબરમતીનું આદિવહેણુ વહેવા માંડ્યું. એ નદી તે સમયે જે કંઈ તેના પટમાં આવતું તેને એટલે કે માટી; કાંકરા વગેરેને પોતાના તીર પર જમા કરતી જતી હતી. આમ, એનો કાંઠો ઊંચો થતો ગયો, જેમાં પહેલાં રેતી, કાંકરા અને Gravelનો થર અને એની ઉપર તેથી હલકી ઝીણી કાંપની માટીનો થર બંધાયો. સમય જતાં નદીએ આ સપાટી પર ફક્ત વહેવાને બદલે

એના પટને ખોદવા માંડ્યો. ખોદતાં ખોદતાં છેક સમુદ્રની તળેટીએ બંધાયેલા Sandstone નદી થર સુધી, અને ઉત્તરમાં, ગઢડા સંસ્થાનના હાડોલ આગળ તો એથી એ નીચેના, પૃથ્વીના બંધારણના આદ્ય થરને–જેને પરિભાષામાં Graniteનો થર કહે છે તેને–પણ ખોદીને, નદી અસલના પટ કરતાં લગભગ ૩૦ ફુટ નીચે ઊતરી ગઈ. બીજી તરફ પ્રાચીન પટના Gravel અને Siltના થર પર પવને રેતી જેવી માટી પાથરવા માંડી–તે એટલે સુધી કે એના પર ૩૦ ફુટ જેટલો થર બંધાયો. દર વર્ષે વર્ષાઋતુમાં આ થરો ધોવાઈ, ઊંડાં કોતરો પડે છે. આમ સમુદ્ર, નદી, પવન અને પૃથ્વીનાં આંદોલનોને અંગે, આપણે હમણાં જોઈએ છીએ તેવો ઊંચો, નાનીમોટી ભેખડો અને અસંખ્ય કોતરોવાળો કંઠો બંધાયો.

હવે, બ્રુસફૂટનું માનવું એવું હતું કે જે માનવ હાથે ઘડેલાં ઉપલ-પથ્થરો ('પેબલ્સ') એમને સાબરમતીના હાલના પટમાં, તીર આગળ મળ્યા હતા તે, એ નદીના પ્રાચીન કે આદિપટમાંથી–જે ઉપર દર્શાવ્યા પ્રમાણે હમણાંના પટ કરતાં લગભગ ૩૦ ફુટ ઊંચે મળી આવે છે તેમાંથી–નીચે પડ્યા હોવા જોઈએ. આ પથ્થરો કુદરતી રીતે ઘડાયલા નહિ, પરંતુ માણસે અમુક હેતુપૂર્વક, આપણી લોખંડની કોદાળીના પાના જેવા આકારે, ઘડેલા જણાય છે. વળી યુરોપમાં અને દક્ષિણ હિંદમાં (ખાસ કરીને મદ્રાસની નજીકના ચિંગલપટ પાસે) જમીનના જૂના થરોમાંથી મળી આવેલાં પથ્થરનાં હથિયારોના જેવા જ આ પથ્થરો પણ છે. આવા પથ્થરનાં હથિયારો હાલના હિંદુસ્તાનમાં પણ થતાં નથી અને વપરાતાં નથી. આ બધાં કારણોને લીધે, "પ્રાગૈતિહાસિક હિંદુસ્તાનના પ્રથમ માનવનાં આ હથિયારો હશે" એમ ફૂટે અનુમાન કર્યું.

ફૂટનાં શોધેલાં આ હથિયારો હાલમાં મદ્રાસના સરકારી સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યાં છે, તે તપાસતાં સહેજ પણ શંકા રહેતી નથી કે આ પથ્થરો માણસે પોતાને હાથે ઘડેલા છે અને તેમાંથી બનાવેલાં આ હથિયારો છે. એક હથિયાર U–ના આકારનું છે જેમાં બંને બાજુએ ઘડીને સરતી, પહોળી ધાર બનાવી છે, જ્યારે પૃષ્ઠભાગ U–ની માફક અર્ધ-ગોળાકાર જેવો કર્યો છે. ચારે તરફ કિનારીઓ તીક્ષ્ણ છે એટલે એમ લાગે છે. આવું હથિયાર લાકડાંના અથવા હાડકાંના હાથા સિવાય વપરાતું

નહિ હોય. બીજું હથિયાર સહેજ અંડાકાર કે પીપળાના પાન જેવું છે: -અને ત્રીજું પ્રાચીન સમયમાં વપરાતાં અને મોહેનજોડેરોના ખોદકામમાંથી મળી આવેલાં, કાનના આકાર જેવા અસ્તરાના પાના જેવું છે.

—અપૂર્ણ

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ જવેરી

## હાઈસ્કૂલ

### અને કોલેજમાં : ૨

[ 'સંસ્મરણો' એ લેખમાળાનો લેખાંક બીજો, વિભાગ બીજો ]

ગુજરાતના વડનગરા નાગરો જોડે એ વખતે કાઠિયાવાડના નાગરોને—અને તેથી ભાવનગરના નાગરોને પણ—સંપર્ક ન હતો, માત્ર તેમની વચ્ચે એક જ બાબતમાં સામ્ય હતું અને તે જ્ઞાતિવિષયક ગર્વ. સૂરત અમદાવાદના વડનગરા નાગરો એ વખતે બુદ્ધિમત્તા ખાનદાની તથા મુત્સદ્દીપણામાં પોતાને એટલા શ્રેષ્ઠ માનતા અને તે શ્રેષ્ઠતાનો તેમને એટલો ગર્વ હતો કે બ્રાહ્મણ વાણિયા અને બીજી કોમો તેમનાથી દસ માઈલ અંતર જેટલે દૂર પણ ઊભા રહેવા લાયક તેમને લાગતી નહોતી. કાઠિયાવાડનાં મોટાં રાજ્યોમાં દીવાનપદે તો નાગર જ એ તેમનો ગર્વ હતો. એ વસ્તુસ્થિતિ ફરી ગઈ છે, અને હવે તો અન્ય કોમો ઊલટી એમના પર સરસાઈ ભોગવે છે. એ વખતે ભાવનગરના મોટા હોદ્દાઓ વડનગરા નાગરથી ભરાતા. કોઇ નોકરી-સેવા જાય તો પહેલો સવાલ એ પુછાતો કે "નાગર છો કે?" નાગરને દરેક રીતની સગવડ અપાતી હતી. મહાલમાં નાગર વહીવટદાર તરીકે નિમાતો ત્યારે નાગરનો ઉતારો ને એનું રસોડું જુદું અને વાણિયાનો ઉતારો ને વાણિયાઓનું રસોડું જુદું; જાણે કે વાણિયો નાગર ને રસોડે જમી શકે નહિ! અમલદારો કે કારકુનો મહાલમાં સ્ત્રી વર્ગને જોડે લઇ જતા નહિ એટલે દરબારી ઉતારે સૌ સાથે રહેતા. આવો સંપર્કનો અભાવ હોવા છતાં સૂરતની એક કન્યા સામળભાઈ દીવાનના કુટુંબમાં તેમના વડા પુત્ર વિઠ્ઠલભાઈને દેવામાં આવી; અને આમ જૂની પરંપરા એક વાર તૂટતાં અમદાવાદથી ભોળાનાથભાઈના કુટુંબમાંથી સામળભાઇના

બીજા પુત્ર લલ્લુભાઈને આપી. પછી તો અમદાવાદથી હરિપ્રસાદ દેસાઈના કુટુંબમાં પણ આવી.[1] આમ થતાં સુરત–અમદાવાદના એ જ કોમના ગૃહસ્થોને ભાવનગર રાજ્યની નોકરીનો માર્ગ ખુલ્લો થયો. સ્વ. માર્કંડરાય નંદશંકર મહેતા તથા સર મનુભાઈ મહેતાનાં માતુશ્રીના પિતા વિદ્યારામભાઈને ભાવનગરની હાઈકોર્ટના ન્યાયાધીશ તરીકે લાવવામાં આવ્યા. તેમણે પોતાના સગા સ્વ. દી. બ. ઠાકોરરામના પિતા કપિલરામને પોતાની સાથે આણ્યા. માર્કંડરાય (માજુભાઈ) અને મનુભાઈ તેમ જ ઠાકોરરામ ભાવનગરની હાઈસ્કૂલમાં ભણતા, તેઓ અને હું સુરતના હોવાથી અમારી વચ્ચે ગાઢ સંબંધ બંધાયો, અને એ વખતથી એક સુદૃઢ મૈત્રીના પાયા નંખાયા તે ઠેઠ સુધી ટકી રહ્યા. ભાવનગરના નાગરોની એ પરંપરા તૂટ્યાનો જિંદગીભરનો લાભ મને એ મુજબ મળ્યો.

આ ઉપરાંત સુરતના બીજા વતની ડૉ. બરજોરજી બહેરામજી ભાવનગરના વૈદક ખાતાના ઉપરી હતા. તેમના હાથ તળે ડૉ. શિવનાથ રામનાથ વ્યાસ હતા તે તેમ જ ડૉ. શિવનાથના હાથ નીચે ડૉ. નારણદાસ મોતીરામ હતા તે બંને પણ સુરતના જ હતા. એટલે ભાવનગરના વૈદક ખાતાને હસ્તીમાં લાવનાર તથા તેનો વિકાસ સાધનાર ત્રણે ડૉકટરો આ રીત સુરતના હતા. ઘોઘાને દરવાજે જશવંતસિંહજી હૉસ્પિટલમાં તેઓ કામ કરતા. એ ડૉ. બરજોરજી બહુ થોડાબોલા ને કડક હતા. તેઓ મહારાજાસાહેબના ખોરાકની બહુ કાળજી રાખતા ને દરરોજ તેમને પોતાના રસોડે રંધાએલો ખોરાક દસ વાગ્યે એક ટિફિન–બૉકસમાં મુકાઈ એક વિશ્વાસુ નોકરની સંભાળ હેઠળ ઘોડાગાડીમાં મોતીબાગમાં મહારાજા સાહેબ રહેતા ત્યાં જતો. ડૉ. બરજોરજીના ત્રણે છોકરાઓ મારા સહાધ્યાયી હતા–અને અમારે એવો સારો સંબંધ હતો કે અમે ત્રણે ફરવા પણ સાથે જ જતા. એમના કુટુંબનાં લગભગ દરેકને ભાવનગરમાં કાંઈ ને કાંઈ કામ મળી રહેતું.

૧. આ ત્રણ કન્યાઓ એટલે: (૧) ભાવનગરના નિવૃત્ત ન્યાયમંત્રી રા. ભાસ્કરરાવ વિઠ્ઠલદાસ મહેતાનાં વયોવૃદ્ધ માતુશ્રી ગં. સ્વ. વિજયાલક્ષ્મી અથવા નાની બહેન; અને (૨) તથા (૩) સ્વ. નરસિંહરાવના ભાઈ ભીમરાવની પુત્રીઓ સ્વ. સૌ. સત્યવતી ('હૃદયઝરણાં' વગેરેનાકર્તા સ્વ. સૌ. સુમતિ બહેનનાં માતુશ્રી) તથા સ્વ. સૌ. કુસુમગૌરી.–સં. માનસી

ભાવનગર તે વખત પૂરી જાહોજલાલી ભોગવતું હતું, તેનું કારણ સર મંચેરજી મહેરવાનજી ભાવનગરી હતા. ભાવનગરને ખર્ચે ભાવનગર સંબંધી કામકાજ તેઓ વિલાયતમાં સંભાળતા અને ભાવનગરને અનુકૂળ થઇ પડે તેવા જ હુકમો મેળવતા. રાજ્યના કારભારીઓની કાર્યદક્ષતા તથા દીર્ઘદૃષ્ટિની એ એક ગવાહી હતી. તેમના મુત્સદ્દીપણાનું એ એક ચિહ્ન હતું. ભાવનગર ઊગતું હતું, અને ત્યારે ગામથી ઉત્તેજનની જરૂર હતી. તે સાધવા માટે આ એક સંગીન પગલું હતું. સર મંચેરજીએ પણ કેટલી રાજ્યનિષ્ઠાથી પોતાની ફરજ બજાવી તે ભાવનગરનો ત્યાર બાદનો ઉત્કર્ષ જ બતાવી આપે છે.

## પારસી સાહસને ઉત્તેજન

પારસી સાહસને ભાવનગર રાજ્ય દરેક રીતે સહાયતા આપતું. કયોજી *મીરઝા જેમના કુટુંબીઓએ પાછળથી બરફનું કારખાનું કાઢયું અને જેમના પુત્ર દારાજી મીરઝા દરબારગઢનો ઘડિયાળના ટાવર સંભાળતા હતા. તેમના જમાઇ પેસ્તનજી ઘોઘાને દરવાજે અમારા ઘરથી બે મિનિટને અંતરે રહેતા હતા. આ સિવાય ઉમરીગરનું કુટુંબ તો દારૂના ધંધાથે કેટલાંએ વરસથી ત્યાં વસ્યું હતું અને ખારના દરવાજા બહાર ધમધોકાર વેપાર ચલાવતું હતું. વળી જ્યારે ભાવનગર સ્ટેટ રેલ્વે થઇ ત્યારે તેણે ગઢેચીમાં યૂરોપ શૉપ ( વિલાયતી દારૂ, બિસ્કિટ વગેરે 'પ્રોવિઝન્સ'ની દુકાન ) ખોલી પોતાનો ધંધો ઓર વધાર્યો. એ ઉમરીગર કુટુંબના નબીરા એદલજી પણ મારી સાથે હાઇસ્કૂલમાં હતા. પારસીનો રમૂજી અને ટીખળી સ્વભાવ એમનામાં મૂર્તિમાન હતો.

ભાવનગરના શહેરસુધરાઈ ખાતા—મ્યુનિસિપાલિટીના ઉપરી મુંબઇના જાણીતા મર્ઝબાન કુટુંબના નબીરા ખરશેદજી નામે હતા. એ ખરશેદજી મુંબઇના એક્ઝીક્યુટિવ એન્જીનીઅર મરહૂમ મંચેરજી કાવસજી મર્ઝબાનના ભાઇ થાય. તેઓ પણ ભાવનગરના જ વતની થઇ પડેલા. એમના એક સમાના બે દીકરા પીરોજશા ને અરદેશર તે પણ ભાવનગરને જ વતન સમજીને ત્યાં રહ્યા હતા. પીરોજશા બહુ સાહસિક હતા. આપબળે ચઢયા ને છેવટ ભાવનગરની ખાડીને સાફ રાખતા

* કયોજી ને દારાજી માટે જુઓ બુદ્ધિપ્રકાશ એપ્રિલ-જુન ૧૯૪૩, પૃ. ૨૨૫.

Drédgerના ઉપરી બન્યા. રાણીકામાં એમણે સ્ટીમર ધાટનું ઘર બાંધ્યું છે, તે તે બહુ જોવા લાયક છે. એ પણ મારી સાથે સ્કૂલમાં હતા.

રેલ્વે થયા પછી પારસી વસ્તીનું પ્રમાણ વધ્યું. અને જૂનાં કુટુંબો ને બહારગામ સંબંધ થતાં તે સંબંધને અંગે પણ તેમની સંખ્યા વધી. સીનોર, ઉનવાળા, રાણીના, વાચ્છા વગેરે ગૃહસ્થોનો ભાવનગર સાથે સંબંધ બંધાયો, અગીઆરી સ્થપાઇ ને તેની સંભાળ માટે મોબેદો પણ ત્યાં આવ્યા.

ક્રિશ્ચિઆનિટીમાંથી વટલી મુસલમાન થઈ જઇ ભાવનગરમાં ઘર કરી રહેનાર મીરઝા મુરાદઅલીબેગે[1] બહુ કુતૂહલ ઉત્પન્ન કરેલું. રંગે, ચામડીએ, વાળે, શુદ્ધ અંગ્રેજ, પોશાક મુસલમાન જેવો પહેરે એટલે એમને જોઇ કુતૂહલ થતું. અંગ્રેજીમાં એમણે Lalan the Bairagan નામની એક સરસ નવલકથા તે વખતે ભાવનગરમાં પ્રસિદ્ધ કરેલી.

જાણીતા વૈજ્ઞાનિક લેખક સ્વ. વિજયલાલના પિતા કનૈયાલાલ ધ્રુવ પણ તે વખતે ત્યાં હતા. અને ગોવર્ધનરામ ત્રિપાઠીએ પોતાના વ્યાવહારિક જીવનનું પહેલું પૃષ્ઠ પણ ત્યાં જ ઉઘાડેલું.

### ગો. મા. ત્રિ. ભાવનગરમાં

મુંબઇમાં કચ્છ-કાઠિયાવાડની રાજસ્થાની ચળવળોનું મુખ્ય સ્થળ તે અરસામાં સ્વ. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠીનો ગિરગામમાં ચીનાબાગના કંપાઉન્ડમાં આવેલો બંગલો હતો. એ ભવ્ય ને સુંદર બાગવાડીવાળો ચીનાબાગ આજ બદલાઈ જઇ સિક્કાનગરનું કણુતરખાનું (Rabbit Wafren) બની ગયું છે.[2] કચ્છ, જૂનાગઢ, ભાવનગર, વઢવાણ, એવાં એવાં મોટા રાજ્યો જેમનો તે વખતે મુંબઈ ઇલાકાના પોલિટિકલ ડીપાર્ટમેંટ જોડે સંબંધ હતો, તેની રાજ્યનીતિ અને તે

૧. તેમણે ભાવનગરથી જ નીકળતા સામયિક 'મનોરંજક રત્ન'ના અંગ્રેજી વિભાગમાં લખેલ On the Mountain-top ઉપરથી સ્વ. ઇચ્છારામ સૂ. દેસાઇની સુપ્રસિદ્ધ હિન્દ અને બ્રિટાનિયા રચાઇછે.—સં. માનસી

૨. બાગપુરતું આ કથન બરાબર છે, એની પૂર્તિમાં ઉમેરી શકાય કે મુખ્ય બંગલો હજી જળવાઈ રહ્યો છે ને તેમાં રા. રમણલાલ ન. વકીલની મોડન હાઇસ્કૂલ ચાલે છે. સં. માનસી

નીતિને દોરનારા અહીં નક્કી થતા. સ્વ. મનસુખરામભાઈનું દરેક રાજ્યમાં ઘણું ચલણ હતું. ગોવર્ધનરામ ત્રિપાઠી. મનસુખરામભાઈના નિકટના સગા હતા અને એમના પિતાશ્રીના સાહસના પરિણામે, એમની આર્થિક સ્થિતિ બહારની મદદ માગે એવી હતી. એમણે બી. એ. પાસ કર્યા બાદ એલ.એલ.બી.ના અભ્યાસ માટે તૈયાર થવાનું હતું તે લક્ષમાં રાખી, તેમને અભ્યાસ માટે શાંતિ મળે અને કાંઇક આર્થિક મદદ મળે એવા આશયથી સામળભાઇની પાસે રહેવા માટે ભાવનગર મોકલવાની ગોઠવણ કરવામાં આવી. તેવી જ રીતે નડિયાદ પાસે કંપડવંજના એક ગૃહસ્થ હરિલાલ દામોદર, જેમના બે દીકરા ચુનીલાલ તથા મણિલાલ, મુંબઇ ઇલાકામાં સબ જજ્જને હોદ્દે ચઢેલા, તેમને પણ ભાવનગરની હાઇકોર્ટમાં સ્થાન મળેલું. ન્યાયાધીશે કાયદાની પરીક્ષા પાસ કરેલી હોવી જોઇએ, એવું એ વખતે સખત ધોરણ ન હતું. એટલે વિદ્યારામભાઈ, હરિલાલ અને છેવટ વજેસંગભાઇના મોટા દીકરા સારાભાઈ, જેઓ ભાવનગરની સ્મોલ કૉઝીઝ કોર્ટના જજ હતા, તેમને ન્યાયાસન પર જોઈ કશો અચંબો થતો નહિ.

ગોવર્ધનરામ અને હરિલાલભાઇએ શરુઆતથી જ અમારે ઘેર આવવાનું રાખેલું. બંનેને વાતોનો ઘણો શોખ-એટલે બેસતા પણ ઘણું. પાછળથી ગોવર્ધનરામ જોડે જે ગાઢ સંબંધ મારે બંધાયો તેની શરુઆત અહીંથી થઈ. એલ.એલ.બી.ની પરીક્ષા પાસ કરી એઓ મુંબઈ ગયા, પણ અમારી જોડેનો જૂનો સંબંધ જળવી રહ્યા.

સને ૧૮૮૫ના સમયમાં હું મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં બેઠો. અમદાવાદમાં રા. સા. મહીપતરામભાઈને ઘેર ઊતરેલો. એ વરસે ગણિતનો પેપર બહાર પડી જતાં અમારે ફરી વાર એ પેપરમાં પરીક્ષા આપવા બેસવું પડેલું. એ પરીક્ષા પસાર કરી મેં સર જસવંતસિંહજી સ્કોલરશિપ મેળવી-ભાવનગર હાઈસ્કૂલના વિદ્યાર્થીઓમાંથી ઉપલે નંબરે પાસ થનાર વિદ્યાર્થીને એ આપવામાં આવે છે તે.

## કાઠિયાવાડના તળપદા રિવાજો

કાઠિયાવાડનાં કેટલાક તળપદા રિવાજો અહીં મેં જોયા. શેરીમાં કોઈ કૂતરી વિયાતી તો તેની સુવાવડની જવાબદારી એ શેરીમાંની ૭ ૭ સાત સાત વરસની છોકરીઓ ઉપાડતી. ચણીઆ ચોળી ને બોચલા (પીઠ લગી પહોંચતી છોકરીઓની ટોપી) પહેરી એ નાની નાની છોકરીઓ

શેરીને ઘેરઘેર માગવા નીકળતી અને ગાતી કે—

(૧) કાઠીઆ ઘઉં, બાઈ
કાઠીઆ ઘઉં.
આ ઘરથી દ્યો તો એલે ઘર જઉં.

(૨) આઈ આઈ કૂતરી વિયાઈ;
રોટલો દ્યો કે ધાન દાળ દ્યો.

ફૂરફૂરીઆં ફરતાં ફરતાં થાય ત્યાં સુધી ૪–૫ દહાડા છોકરીઓ તે કૂતરીને ખવડાવતી.

ભાવનગરના નાગર યુવકો માથે ઝુલફાં રાખતા, તેમાં ખૂબ તેલ નાખતા; ધોતિયાની આગલી પાટલીનો છેડો અડધો ખોસતા અને અડધો લટકતો રાખતા; શરીર પર ઝભો (પહેરણ) પહેરતા, અને જમણો ખભો ખુલ્લો રહે એવી રીતે તે ઝભા પર આડું ધોતિયું ઓઢતા. માથે ટોપી યા ફેંટો. સુરતના નાગરો પોતાની ફેશનનો ફાંકો રાખી, કોઈ બીજાની ફેશન સ્વીકારતા નહિ. છતાં માજુભાઈ તથા મનુભાઈ તો ભાવનગરના નાગરોમાં ભળી ગયા ને ઝુલફાં રાખી પોશાક પણ, ભાવનગરી પહેરતા થઈ ગયા. આ Surrender મને ગમતો નહિ.

માજુભાઈ ને મનુભાઈ આગળ અભ્યાસ કરવા મુંબઈ ચાલ્યા ગયા. એટલે મારે ભાવનગરના જ મારા મિત્રોનો સમાગમ રહ્યો. તે વખતના જટાશંકર ફોજદારના દીકરા માનશંકર, એટલે સર લલ્લુભાઇ સામળદાસના દીકરા જ્યોતેન્દ્ર મહેતાનાં પત્ની સૌ. મધુરિકાના કાકા, લક્ષ્મીશંકર ફોજદારના દીકરા ગિરજાપ્રસાદ, મણિલાલ હરિલાલ મહેતા, એવા ત્રણચાર મિત્રો રહ્યા. હાલ તો તેમાંનું કોઈ રહ્યું નથી.

## સામળદાસ કૉલેજની સ્થાપના

મિ. ઉનવાળાના ખાસ પ્રયાસથી અને રાજ્યના પૂરતા ટેકાથી ભાવનગરમાં કૉલેજ ખોલવાનો નિશ્ચય થયો, અને તે કૉલેજને દીવાન સામળભાઇનું નામ આપવાનું ઠર્યું. એ રીતે સામળદાસ કૉલેજ—કાઠીઆવાડની પહેલામાં પહેલી આર્ટ્સ કૉલેજ–હસ્તીમાં આવી. હાઇસ્કૂલની સામેનું એ વખતની બાર્ટન ફ્રી લાઇબ્રેરીનું મકાન[1] તે કૉલેજના વપરાશ માટે અપાયું,

[1] પહેલા જ્યાં "એંગ્લો–વર્નાક્યુલર" હતી તે, હાલ કન્યાશાળા માટે વપરાતું મકાન.—સં. માનસી.





અને તેના પ્રિન્સિપાલ તરીકે મિ. ઉનવાળા નિમાયા તેમ જ એક પ્રોફેસર તરીકે બરજોરજી એન્ટીને રોકવામાં આવ્યા. બીજા પ્રોફેસરો બહારથી આવ્યા. પ્રોફેસર ફરદુનજી મંચેરજી દસ્તૂર (ગણિત), પ્રોફેસર શેખ મહમદ ઇરફહાની (ફારસી), પ્રોફેસર મણિલાલ નભુભાઇ દ્વિવેદી (સંસ્કૃત). શરુઆત કરવા માટે વિદ્યાર્થી મળતાં વાર લાગી નહિ, કારણ કે મેટ્રિક્યુલેશનમાંથી, ભાવનગર હાઇસ્કૂલના પાસ થયેલા વિદ્યાર્થીઓ તો તૈયાર જ હતા; અને મુંબઇ કરતાં ભાવનગર પાસે પડે એટલે કાઠિયાવાડીઓને પણ એ સુલભ પડ્યું. કૉલેજની ફી એટલી ઓછી રાખવામાં આવી હતી કે ગુજરાતમાંથી સુરત જેટલે દૂરથી પણ વિદ્યાર્થીઓ તેમાં આવતા.

### બીજા કેટલાક પ્રોફેસરો

ભાવનગરમાં કૉલેજ ખૂલવાથી મારે મુંબઇ કે અમદાવાદ જવાનો પ્રશ્ન જ રહ્યો નહિ, અને હું ભાવનગરની કૉલેજમાં દાખલ થયો (ઇ. સ. ૧૮૮૫–૮૬). સુરતના વતની એવા મારી જોડેના વિદ્યાર્થીઓમાં ભાઈ વરજદાસ બારૈયા (જેઓ પાછળથી ભાવનગરના ન્યાયખાતામાં હતા), જ્યોતીંદ્ર દવેના (મુંબઇના ઓરીએન્ટલ ટ્રાન્સલેટર) પિતા હરિહર દવે, જહાંગીર સોરાબજી ગંભીર[1] (જેઓ પાછળથી (૧૮૯૪) એ જ કૉલેજમાં ફારસીના અધ્યાપક થયા હતા), બરજોરજી એન્ટીના ભાઇ કેખુશરો એન્ટી, રા. બ. ચન્દ્રવિદ્યાનંદ પંડ્યા, શ્રી કૃષ્ણાનંદ દવે, એમની માશીના દીકરા છબીલાનંદ મહાનંદ પંડ્યા (જેઓ રાજપીપળાની હાઇસ્કૂલના હેડમાસ્તર હતા)—આ સાત જણ હતા. સુરતના નાગર બ્રાહ્મણોને ભાવનગર ખેવડું ઠીક પડ્યું; કારણ, કૉલેજ ફી ઘણી ઓછી હતી, તેમ, નાગર ગૃહસ્થોને ત્યાં રોજ ને રોજ કાંઇ હોય, એટલે જમવાનું નોતરું તો હોય જ. તેથી તે ખરચ પણ માથે પડવાનો સંભવ ન હતો.

મિ. ઉનવાલા પોતે થીઓસોફિસ્ટ હતા. એ રીતે તેઓ શ્રીમતી એની બેસંટના ચેલા હતા, એટલે તેમણે (શ્રી. બેસંટે) કાશીમાં સેંટ્રલ હિંદુ કૉલેજ સ્થાપન કરી તેમાં તેઓ ભાવનગરથી રીટાયર થઇ અધ્યાપક તરીકે ગયા. ભાવનગરમાં એમને અને પ્રોફેસર દસ્તુરને મેળ મળ્યો

૧. અવસાનઃ મુંબાઇમાં, તાઃ ૩–૧૨–૧૯૪૩ને રોજ, ૭૬ની વયે. —સં. માનસી.

નહિ, એટલે પ્રોફેસર દસ્તૂર જાઉં જાઉં કરી રહ્યા હતા એટલામાં મિ. ઉનવાળાની જગ્યાએ પ્રિન્સિપાલ તરીકે મી. ગનિયન આવ્યા, તેથી તે વાત થોડો વખત થંભી ગઈ. પ્રો. દસ્તૂર એ એલ્ફિન્સ્ટન કૉલેજના ગણિતના જાણીતા પ્રોફેસર હોથોર્નવેટની ( Hathornthwaiteની ) પૂરેપુરી મહેરબાનીના માણસ હતા. ગણિત, ફારસી અને અંગ્રેજીમાં એક્કો હતા. બહુ જ સરસ ને સીધા સ્વભાવના નિરભિમાન અને વિદ્યાર્થીઓ જોડે સમભાવના રાખનારા હતા. એમને ઘેર મુંબઇ અને ભાવનગરના પોતાના વિદ્યાર્થીઓને જવાની ને એમને મળવાની પૂરી છૂટ હોવાથી અમે એમને ત્રાસ આપતા. મુંબઈમાં તેઓ એ વખતે સોનાપુર લેનમાં ( ચીરાબજારમાં ) રહેતા. આખા ઘરનાં ભાડૂત પારસીઓ હતાં, એટલે કોઇ પણ ભાડૂતને ત્યાં મરણ થયું હોય ત્યારે અમને પરકોમનોને ઉપર ત્રીજે માળ જ્યાં ફરદુનજી રહેતા ત્યાં, જવા દેવામાં આવતા નહિ. આ રીતે અમને ફેરો પડતો તે જાણી એમને દુઃખ થતું. દર રજામાં એઓ મુંબઈ તો આવવાના જ. એમના સરલ સ્વભાવને ભાવનગરનું વાતાવરણ અનુકૂળ ન આવવાથી ઓછે પગારે પણ એઓ સરકારી નોકરી પર પાછા ફર્યા. ત્યાર બાદ યુનિવર્સિટીના રજિસ્ટ્રાર થયા અને લાંબો વખત એ ખુરશી શોભાવી. એ ખા. બ. દસ્તૂર મૂળ અમારા ભરુચના વતની ને પ્રખ્યાત કામદીન કુટુંબના, એટલે એમનો મારા પ્રત્યે બહુ ચાહ હતો. અને ખાનગીમાં પોતાને બંગલે બોલાવી ફારસી શીખવતા, અને ઇંટર-મીજીએટ આર્ટસની પરીક્ષામાં હું ગણિતના વિષયમાં નાપાસ થયો એટલે બીજે વરસે મારા પર ખાસ ધ્યાન આપી મને પરીક્ષા પાસ કરવા જેટલો તો તૈયાર કર્યો.

મિ. ઉનવાળાની જગ્યાએ વિલાયતથી પ્રિન્સિપાલ પસંદ કરી બોલાવવાનું કામ મુંબઇના એલ્ફિન્સ્ટન કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર ડા. પીટર પીટર્સનને સોંપવામાં આવ્યું હતું. તેમણે ઑક્સફર્ડ યુનિવર્સિટીના, તથા સંસ્કૃતના અભ્યાસી મિ. આર. એચ. ગનિયન એમ. એ.ને પસંદ કરી ભાવનગર મોકલ્યા. એ ગનિયનસાહેબ પોતાના વિદ્યાર્થીઓ પ્રત્યે ખા. બ. દસ્તૂર જેટલો જ ચાહ રાખતા. એમના આવ્યા બાદ થોડે વખતે અમારે ૭ જણાને બી. એ.ની પરીક્ષામાં બેસવાનું હતું. હું, એંટી, કેખુશરો, વરજદાસ બારૈયા, હરિહર દવે, જહાંગીર ગંભીર, અને

ભાવનગર કૉલેજના પાછળથી હેડ ક્લાર્ક થએલા તે નાનચંદ દોશી. અમે છએ જણા, ભાવનગર કૉલેજનો બી. એ. નો પહેલો Batch, પાસ થયા; તેમાં હું ફર્સ્ટ ક્લાસમાં પાસ થયો, અને ભાવનગર કૉલેજનો ગૌરીશંકર ગૉલ્ડ મેડલ પહેલી જ વખતનો લઈ ગયો. અમારા પાસ થવાના સમાચાર સાંભળી ગનિયનસાહેબ એટલા રાજી થયા કે નાચ્યા, કૂદ્યા, અને હમારા સૌને 'બોર્ન ઍન્ડ શેપર્ડ'–તે વખતના મુંબઈના મોંઘામાં મોંઘા ફોટોગ્રાફરને ત્યાં લઈ જઈ ઝભા તથા હૂડ સાથે ફોટો પડાવ્યો: આગલી હારમાં વચમાં હું, જમણા હાથ પર મિ. ગનિયન, ડાબા હાથ પર ખા. બ. દસ્તૂર (ઝભા વગેરે સાથે) અને પાછળની હારમાં બીજાઓ હતા. પ્રો. દસ્તૂરની જેમ મિ. ગનિયનને પણ ભાવનગર ફાવ્યું નહિ એટલે બે વરસ રહી તેઓ ઈંદોર ગયા.

મારી સ્થિતિ બહુ કફોડી થઈ ગઈ હતી. ઈંટરમાં હું ઉપલે નંબરે પાસ થાઉં એટલા કુલ માર્ક મેળવી શક્યો હતો પણ ગણિતમાં નીકળી ગયો હતો. હવે તે વખતે ઈંટર આર્ટ્સ તથા બી. એ.ની પરીક્ષા એવી રીતે લેવામાં આવતી હતી કે કોઈ વિદ્યાર્થી એક જ વરસમાં બંને પરીક્ષામાં બેસવા ચાહે તો બેસી શકતો. મારે વરસ ગુમાવવું ન હતું એટલે યુનિવર્સિટીની મંજૂરી લઈ ઈંટર તથા બી. એ. બંનેની ટર્મ ભરવા માંડી, અને બંને પરીક્ષામાં સાથે બેસી ઈંટરમાં ઊંચે નંબરે ને બી. એ.માં ફર્સ્ટ ક્લાસમાં પાસ થયો. માજુભાઈ તથા સર મનુભાઈના પિતા રા. બ. નંદશંકર પોતાના પુત્રોના મિત્ર તરીકે મારી બાબતમાં ઘણો રસ લેતા. તેમને જ્યારે ખબર પડી કે એકી વખતે બંને પરીક્ષા મેં પસાર કરી હતી ત્યારે તેઓ બોલ્યા કે, "It is a feat."

ગિરધરલાલ શેઠ

## સાધકની દૃષ્ટિએ : ૪

જીવનના ભીષણ સંગ્રામે,
જે નર પર્વત રોપે બેઠો,
આત્માના મુલકમાં પેઠો,
તે નર જીવવાનો.

*

મન[1] ચલાવે તેમ ચાલે, મન કરાવે તેમ કરે તે "મર્કટ" બુદ્ધિ ચલાવે તેમ ચાલે, બુદ્ધિ ધપાવે તેમ ધપે તે "માણસ." મર્કટને પરમેશ્વરપ્રાપ્તિ અલભ્ય. માણસને દુર્લભ છતાં લભ્ય.

*

સત્યમાં સ્થાન થયું હોય તો માન માગવાં શોભે. અડાયાંના મૂલનાં આપણાં ઉચ્ચારણો! ખાબોચિયાંના કાદવ ગૂંદતી ભેંસની ગમ્મત સરખી આપણા પ્રાણની રમતો! અને છતાં આપણાં માન? આપણી મૂછો પર લીંબુનાં લ્હેકાવાં?

રામ રામ કરો.

*

કાદવની કોઠી જ્યાં સુધી મહીં અનાજ ભરીએ છીએ ત્યાં સુધી બરાબર કામ આપે છે. પણ પાણી ભર્યું તો તરત ચૂવે છે.

આપણા દેહનું પણ બરાબર એમ જ છે. મહીં મનુષ્યભાવ ભર્યો છે ત્યાં સુધી નિરાંત છે. દૈવીભાવથી એને જ્યારે અલંકૃત કરવાના કોડ જાગે છે ત્યારે પીડા ઊભી થાય છે. કોઠી એ ભાવનું પાણી જીરવી શકતી નથી. ચૂવે છે.

બ્રહ્માગ્નિના અનેક પટ આપી આ કાદવ-કોઠીઓને ગળતી બંધ કરવાનો મહાભગીરથ ઉદ્યોગ શ્રીઅરવિંદ આદરી રહ્યા છે.

*

મૃત અંડથી ઉત્પન્ન થએલા માર્તંડ સમસ્ત પૃથ્વીને પ્રકાશ આપે છે. જ્યારે જીવતા ગર્ભથી પેદા થએલા આપણે આપણી જાતને પણ પૂરી પ્રકાશમાં લાવી શકતા નથી.

એનું કારણ શું?

કોઈ ઠેકાણે કંઇ નડતું હોવું જોઇએ. એને દૂર કરવાની તો કોઇ

---

૧. આગલાં ત્રણ લખાણ 'માનસી'ના બીજા તથા ત્રીજા વર્ષમાં '૩૭ ને '૩૮ના અંકોમાં છપાયાં છે; પરન્તુ આ નવી શ્રેણીનું પ્રત્યેક લખાણ સ્વતંત્ર રીતે પણ વાંચી શકાશે. —સં. માનસી

ઠેકાણે આવી પણ હેલી જોઈએ. ઉપાય શોધો. નહતર દૂર કરો. જીવું છું, મરી નથી ગયો. મૃત વસ્તુને લીધે ઓછો નહિ પ્રકાશું એમ સિદ્ધ કરો. મૂછનો આંકડો ઊંચો રાખવાનો ત્યારે તમને અધિકાર પ્રાપ્ત થશે.

*

સૈકાંઓ થયાં જે જે લોકો આપણું ધન ઓડવતા આવ્યા છે તેમની પાસેથી આપણે તે વ્યાજ સીખે પોછું મેળવીએ; હિંદુસ્તાનમાં ચકલાં ચણ નહિ પણ ચાવલ ખાય; ગાયો ઘાસ નહિ પણ ઘેબર ખાય; ગરીબ માણસ લૂખાંસૂકાં નીરસ ભોજન નહિ પણ માલમલીદાવાળાં પડ્રસ ભોજન આરોગે. એ દિવસ આવે. પણ જો હિંદીઓનો સ્વભાવ છે એવો ને એવો જ રહે, એનાં મન, પ્રાણ અને શરીર સ્થિતિચુસ્ત સ્વભાવ ધારણ કરે, તો એણે કેટલી પ્રગતિ સાધી કહેવાય ?

ચિરંજીવ પ્રગતિ જડ સામાનના સમુચ્ચયમાં નથી. સ્વભાવના ઊર્ધ્વ-પલટામાં છે.

*

અયિ પૃથ્વી,

પ્રભુના દરબાર આગળ તું મધપૂડાના ખાના જેવી લાગે છે. તારા રાજામહારાજાઓની પૂંજી મારા માલિકે બાગેલા એક હારમ-મોતી આગળ કીડિયાંની બાગેલી કંઠી જેવી લાગે છે

અનુભવ કહે છે કે આજનાં ગીનીઓએ ભર્યાં ખિસ્સાં કાલે હીરાએ ભરવા માટે ખાલી કરવાં પડશે.

માટે સાધક, સાવધાન. અમે તેવા જબરા અનુભવ પર પણ લટ્ટુના બનતો. લટ્ટુ બનાય તો જાણજે કે તારો કોઈક ભાગ કાચો છે.

સાધક, તું માનીશ ? સાધનાને અંતે તને શેની પ્રાપ્તિ થશે તેનું અત્યારથી જાણે તો દબકીને મરી જાય.

*

ધર્માચારના ઘરની હાલ કેવી સ્થિતિ છે ! એની ભીંતો દોદરા વળી ગઈ છે. એનાં છાપરાંની વળીઓ ખવાઈ ગઈ છે. પાદપ્રહારે ભીંતોના ભુક્કા થઈ ધરણી પર ઢળી પડે તેમ છે. આવા ઘરને ટેકા મૂકી ક્યાં સુધી ચલાવાશે?

એ જૂની પૂંજીમાંથી ઉપયોગમાં આવે એવી માત્ર એક ચીજ છે—

એની જમીન.

બાકી ઘર આખું હવે ખરચ કરીને જમીનદોસ્ત કરાવવામાં ઢીલ કરવા જેવી નથી.

એ દગાખોર ઘર કઈ રાતે કડકભૂસ કરતું ધરતીમૈયાના પેટમાં લીન થશે, કઈ રીતે મહીં આશરો લેનારને જીવતાં મૃત્યુસમાધિ લેવરાવશે એ કોઇનાથી કહેવાય તેમ નથી. સૌ ચીજના દેહ–આયુષને મર્યાદા છે. ધર્માચારના દેહ–આયુષને પણ મર્યાદા છે.

દેખતી આંખના આપણા એ અનુભવનો ઉપયોગ કરી જીવન ઉજળી જવાનો અમર અનુભવ છતાં તમસને શરણે જઈ જીવન જડ કરી નાંખવાનો સૌને અધિકાર છે, હું પૂછું છું તમે તમારો એ અધિકાર કેમ વાપરવાના છો ?

*

હું સુષુપ્તિ–અવસ્થામાં, અમર શબ્દોમાં ત્વરિત અતિએ સુવર્ણાક્ષરે મહા-પુસ્તકો લખવાનો અનુભવ કરું છું. એનો પ્રત્યેક શબ્દ વેદના મંત્ર જેટલો દૈવી, રહસ્યમય અનુભવું છું.

એ પૌરુષેય પુસ્તકો નથી. પરમમંત્રની પોથીઓ છે. એ પોથીઓ જેવી સુષુપ્તિ–અવસ્થામાં લખી શકાય છે તેવી જાગ્રદવસ્થામાં લખી શકાય તો ત્રિગુણમય સંસારના સનાતન કોયડાઓનો અમર ભાષામાં સદાને માટે ઉકેલ કરી શકાય. એ અમૂલ્ય સાધન વડે ચેતનાનો વિકાસ અતિ-ઝડપથી કરી શકાય.

*

મારા માંસની એક એક પેશી સ્વતંત્ર મહાવ્યક્તિ છે. એમાં જ્ઞાની છે, કલાકાર છે, કવિ છે. શું નથી ?

દરેક પેશી જુદી હોવા છતાં સર્વને એક જ ધ્યેય પ્રાપ્ત કરવું છે. આપણે બધા એક જ ધ્યેયની પ્રાપ્તિના ઉપાસકો છીએ, એ વાતની જાણે વારે ઘડીએ યાદ તાજી કરાવવા જ ના જન્મી હોય તેમ જીવ્યો જાય છે. પૂર્ણતાને પથે મુસાફરી કર્યે જાય છે.

*

અંતરાત્માના ઊંડાણમાંથી જે કંઇ પ્રાપ્તિ થાય તેની આગળ બીજી પ્રાપ્તિઓની શી સરખામણી ?

કુંજર આગળ કીડી–હીરા આગળ રાખ.

અંતરાત્માને શોધી અંતરાત્મમય જીવન જીવવું મૂકી સામાન્ય જીવનના કચરામાં હાથ ઘાલે તે ડાહ્યા હોય તો યે હલકી કોટિના–અગ્રગણ્ય મોલવંતા પુરુષ હોય તોયે વાઘરીની નાતના.

ડાહ્યો તે કે જે સમજી જાય કે દેવોની પંગતમાં છેલ્લા બેસવું, દેવોના દાસ થઈને રહેવું એ ચેતનાના નિમ્ન મુલકના રાજા થવા કરતાં હજાર દરજ્જે સારું છે.

બલ્ખ–બોખારાના બાદશાહોએ રાજ્યો ત્યજ્યાં હતાં તે ચિત્તભ્રમ થવાથી નહોતાં ત્યજ્યાં. અંતરાત્મમય વિશાળ દિવ્ય જીવનનો પરિચય થવાથી ત્યજ્યાં હતાં. અંતરાત્મમય વિશાળ દિવ્ય જીવનના ઝવેરાત આગળ દુન્યવી માન અકરામ કાચના ટુકડા બરાબર છે એ બુદ્ધિ દઢ થવાથી ત્યજ્યાં હતાં.

*

માનવ જાતનો મોટો ભાગ હજુ ગમાર છે—તે કોઈ મૂરખને સિંહાસને બેઠેલો દેખી એનાથી અંજાઈ જાય છે. કોઈ સચ્ચિદાનંદ ભોગવતા સાચા પુરુષને સાદડી પર બેઠેલો જોઈ તે તરફ દષ્ટિ કરવામાં નાનમ સમજે છે.

*

એક દિવસ મેં પ્રાર્થના કરેલી કે પ્રભુ રોજ આવી સવાર ઊગજો પણ હવે જ્યાં એક–એકથી ચઢતી સવાર ઊગે છે ત્યાં એની પ્રાર્થના કેમ કરું !

*

મને હવે શ્રદ્ધા પડે છે કે મારો પ્રત્યેક દિવસ એક–એકથી ચઢિયાતો ઊગશે. મને પરમાનંદના સાગરની સહેલ કરાવશે. અધ્યાત્મ–અનુભવનાં ઊંચાં શિખરોની જાત્રા કરાવશે.

કાલ કેવી ઊગશે એની ચિંતા હવે રહી નથી. કાલ સુંદર ઊગશે એની હવે ખાતરી થઈ ગઈ છે.

એનો પરમાનંદ છે. એ આનંદને વાણીમાં વ્યક્ત કરવાનાં મારાં ગજાં નથી. પણ મને ખાતરી છે કે જો એના સોમા ભાગને ય એના
૭

અસલ સ્વરૂપે હું વાણીમાં વ્યક્ત કરી શકું તો તે સાંભળનાર સૌને આનંદની મોતીની છાલકે એક વખત તો નવડાવી નાંખું.

*

કંઈક તારાઓ ખરી પડ્યા. કંઈક દેવદૂતોને શાપ લાગ્યા. કંઈક ભભૂકતા અંગારાઓની રાખ થઈ ગઈ.

તો હે લખપતિઓ, ઓ તખ્તનશીનો, તમારા લાખ, તમારી ગાદીનો શો આવરદા?

જે પ્રભુએ અતિ પ્રકાશવંતા તારાઓ પર, પોતાના વહાલા સેવકો પર ખોટી મમતા નથી રાખી તે તમારા, ધૂળના સટાનાં પ્રાણીઓ પર ખોટી મમતા રાખશે નહિ.

હે પ્રભુ!

આભાર માનું! કોનો? શી રીતે?

આભાર-કાટલું રૂનું બનેલું. ને તું તો સોના-તાર. આભાર-રૂ ફૂંકે ઊડે ને તું સોના મેરુ-અડગ, અચળ.

છતાંએ આભાર માનીશ. આત્મસંતોષ માટે. હું નગણ્યો નથી એમ સમજી રાજી થવા સારુ. તારો આભાર માનું છું ત્યારે હલકો ફૂલ જેવો લાગું છું. આકાશનાં પંખીની જેમ મને આનંદની પાંખો ફૂટે છે. હું અંતર-આકાશમાં વિહરું છું ને હર્ષ આરોગું છું.

હવે મને લાગે છે કે આભાર અનુભવવો એટલે ભાર રહિત થવું. હલકા ફૂલ થવું. સત્ય-આકાશના પંખી થવું.

એ સ્થિતિ એટલે આનંદલોકની સફર માટે મળેલો પરવાનો.

*

હાથે પગે અમૃત ઝરે ને આંખે તારા ખરે એ તો યોગને માર્ગે આવતી એક સામાન્ય સિદ્ધિ છે એવું હું સમજ્યો, એવું મેં અનુભવ્યું, ત્યારે મને લાગ્યું કે યોગનાં માપ માપવાં અઘરાં છે. યોગની ઉત્કૃષ્ટ અવસ્થાની પ્રાપ્તિ માટે નહિ—યોગની કદર માત્ર કરવા ત્રિલોકનાં રાજ્ય નાનાં છે.

યોગ! તું જીભે ચડે ને કલમ અટકી જાય છે. તું યાદ આવે છે

ને હૃદયગુહામાં દિવ્ય સંગીત સંભળાય છે. તે સાંભળું કે આ કચરો લખું?

*

નખથી શિખ પર્યંતના સૂબા, મારા અંતર્યામી દેવ, તારે છતે, તારા રાજ્યમાં, તારા ગુમાસ્તાઓ, મનની મનસ્વિતાએ, પ્રાણુની કામનાઓ ધમાચકડી કરી મૂકે કે બળવો જગાડે એ કેમ સંખાય!

મારા સિંહ! તારે છતે ચિત્તા-દીપડાઓ વનરાજ કહેવડાવે તે કેમ સંખાય!

મારા રાજ! તારી સમર્થ આંખ એ સૌને હારવાને શક્તિમાન છે, તો આંખ ખોલ, તારા રાજ્યની લગામ હાથમાં લે.

*

પ્રભુ સઘળાનો વિજય નથી ઇચ્છતો. વિજય ઇચ્છે છે વિજયને વરી શકે તેવાનો. સઘળાનો વિજય ઇચ્છવો એટલે વીંછણને સિંહણ કલ્પવાનાં ગાંડપણ કરવાં.

પ્રભુમાં બધું હશે પણ આવું ગાંડપણ તો નથી જ.

વિજય એ તો ઇચ્છિત વર શોધતી દમયંતીના હાથની વરમાળ છે. —નળને જ મળશે. દેવો પણ પાછા જશે.

*

આજ અહીં તળેટીમાં ઊભો હું નિશ્ચય કરું છું કે આ અણુ-કલ્પ્યા ઊંચા આત્મ-અનુભવ પર્વતનાં તેજઢાંક્યાં શિખરોની હું જાત્રા કરીશ.

ઉત્તરોત્તર ઊંચે લઈ જતા દરેક શિખરના અધિષ્ઠાતા દેવની હું મારાં ભક્તિફૂલથી પૂજા કરીશ.

પણ હું જંપીશ તો પરમ શિખરે પહોંચીને જ. અગર ખરું કહું તો પરમ શિખરના અધિષ્ઠાતા દેવના આશીર્વાદ લઈ તળેટીમાં આવી આખી તળેટીને એક વાર એ તેજશિખરનાં દર્શન કરાવીશ, ત્યારે જ.

*

દિવાળી આવે ત્યારે ફૂલકણીએ રમું ત્યાર પહેલાં તો તેં મને મારા અંતરને આંગણે તેજકણીઓથી રમતો કરી દીધો.

હોળી આવે ત્યારે સૂકાં કાષ્ઠ ચેતાવી આનંદું ત્યાર પહેલાં તો તેં મારાં વાસનાનાં ઝુંડેઝુંડ ચેતાવી દઈ મહીં અનુત્તમ હોળી પ્રકટાવી દીધી.

હવે જન્માષ્ટમી આવે ત્યાર પહેલાં મારાં મન પ્રાણ તુંમાં બળી જાય ને હું તુંમાં ને તું હુંમાં પ્રકટીએ એવું કર.

*

મા,

હવે 'મા,' કહેતાં ધરાઈ જાઉં છું. એ સંતોષ એ તારી મહત્ કૃપાનું મોતી.

હવે તારી લાંબી સ્તુતિ કરવાની તાલાવેલી રહી નથી.

પહેલાંની માફક, હવે શાંતિના સરવર પર કમળપત્રોનું આસન બિછાવી ધ્યાન કર્યાં કરવાનું કે તારા મુખારવિંદ સામે ટગર ટગર જોયા કરવાનું કે એ આનંદનો દરિયો આખો પી જવાનું મન નથી થતું.

હવે સ્થિર સ્વસ્થ ચિત્તે હાલતાં ચાલતાં કાંઈ કરતાં 'મા' બોલતાં ધરાઈ જાઉં છું.

તારી સ્તુતિ કરવાના વાણીએ અત્યાર અગાઉ જન્માવેલા સર્વ બોલ ઠાંસીઠાંસીને ભેગા ભરું છું ત્યારે સરવાળે 'મા' બોલ પ્રકટે છે. હવે એ જગદુદ્ધારક એકાક્ષરી પરમમંત્રના સહજ ઉચ્ચારણે મને સંતોષ છે.

હું ને મારું સર્વસ્વ એ નાના અક્ષરમાં સમાઈ જાય છે.

પૃથ્વી એ જેનો પાટલો છે, સાત સમુદ્ર એ જેનાં સ્નાનનાં વહી ગયાં પાણી છે, હિમાલય અને એનાં સગાંસહોદર જેનો અંગ લૂછ્યો મેલ છે—એ ભગવાન, એ તું—તારો કાયામહેલ.

એના પાયામાં પથ્થર નથી. શાંતિના પોખરાજ છે. એની ફરસબંધી પાણી-છાંટી નથી. અમૃત-ઝબોળી છે. એની છતમાં ઈંટો નથી. અપ્સરાઓ જડી છે, આખી ને આખી. એના થાંભલા થાંભલા નથી. હનુમાનના અવતાર છે.

પ્રભુ! ત્હારો કાયામહેલ કેમ કરીને વર્ણવું? એની ઈંટે ઈંટે ઇતિહાસ લખ્યા છે. અનાદિ દૈવી જીવનના. એની ભીંત ઉપરની ભભક પણ વેદો શરમાય એવાં દૈવી વેણ ઉચ્ચારે છે. એવું દીવાનખાનું તો સદાકાળ દેવોથી ખીચોખીચ ભરેલું જ હોય છે.

તારા કાયામહેલનાં દર્શન કરવાં એટલે દુનિયાની સાતે અજાયબીને શરમાવનારી અજાયબીને આંખવાટે પલકવારમાં પી જવી.

શ્રી પદ્માબહેન દેસાઇ

# મીરાંબાઈ

[ અનુસન્ધાન, જુન ૧૯૪૩ના અંકથી ]

આવી આવી મુશ્કેલીઓ તો રોજ ઊભી થવા માંડી અને દિન-પરદિન વધતી ગઈ. મીરાં સુકોમળ, લાગણીમય અને સરલ હતાં. ખટપટ એમને ગમતી જ નહિ. જો એ કરમેતીના જેવાં પ્રપંચ-કુશળ હોત તો એની સામે મોટું તંત્ર ગોઠવત. તે રાણાને પોતાને વશ કરત અને કરમેતી અને એના ખુશામતિયાનાં ખૂન કરાવત, રાણાનું ય કાટલું કઢાવી પોતાને અનુકૂળ કોઇ વ્યક્તિને ગાદીએ બેસાડવાની ખટપટ આદરત; પણ મીરાં એ માર્ગનાં ન હતાં. તેણે એવું કંઇ જ કર્યું નહિ. ઊલટા ખટપટથી દૂર રહી એમણે વિરોધીઓને માર્ગ કરી આપ્યો. એમનાથી સહેવાય એટલું સહ્યું. મીરાંએ ન તો પોતાની મુશ્કેલીની કોઇને ફરિયાદ કરી છે કે ન તો તે પોતાનું દુઃખ કોઇ આગળ રડ્યાં છે. મીરાં દર્દમાં દિવાનાં બન્યાં હતાં અને સાંવલીઆ વગર એ દર્દ કોઇ સમજી શકે એમ હતું નહિ.

આમ છતાં રોજની ઉપાધિથી એમનું ચિત્ત અસ્વસ્થ તો બન્યું જ. એમના કાકા વીરમજીને એમના પર પડતાં કષ્ટોની ખબર પડી એટલે એમણે એમને તેડાવ્યાં ને મીરાંએ ચિત્તોડ છોડ્યું.

સાંઢવાળો સાંઢ શણગારજે રે મ્હારે જાવું સોસો રે કોશ,
રાણાજીના રાજમાં રે મ્હારે જલ રે પીવાનો દોષ.

આમ પ્રતિજ્ઞા લઇ,

ડાબો મેલ્યો મેવાડ રે મીરાં ગયાં પશ્ચિમ માંહ્ય,
સરવ છોડી મીરાં નીસર્યાં જેનું માયામાં મનડું ન કાંય.

જો એમનું માયામાં મનડું હોત, રાજવૈભવમાં રસ હોત, કે તે ખટપટ-

પ્રિય હોત તો મીરાં કોઈ પણ ભોગે ચિતોડ છોડત નહિ. તેમ, એ કુલ-મર્યાદા ન સમજતાં હોત, એમનામાં ઉછૃંખલતા હોત તો એ મેડતા શું કામ જાત? બીજે ક્યાંક જાત. જ્યાં સાધુઓનો ખૂબ અને અખંડ સમાગમ મળે એવું સ્થાન પસંદ કરત; પણ મીરાં સમજુ હતાં. મીરાંને મેવાડ છોડવું પડે છે એ કેટલી નિરાધાર-કરુણ દશા છે? સીતાને માટે રામે વાપરેલા શબ્દો મીરાંને એક રીતે લાગુ પડે છેઃ

त्वया जगन्ति पुण्यानि त्वय्यपुण्या जनोक्तयः।
नाथवन्तस्त्वयालोकास्त्वमनाथा विपत्स्यसे ॥

મીરાંએ સન ૧૫૩૨માં મેવાડ છોડયું એમ શ્રી. જંબુસરિયા જણાવે છે. સ્વ. તનસુખરામભાઈનો પણ લગભગ એ જ મત છે. શ્રી. પાંડેય મીરાંએ મેવાડ છોડવાની સાલ સન ૧૫૩૫ની લગભગ માને છે. વિક્રમ સન ૧૫૩૧માં ગાદીએ આવે છે અને સન ૧૫૩૭માં એના કાકાનો અનૌરસ પુત્ર વનવીર એનું ખૂન કરી ગાદી પચાવી પાડે છે. મીરાંને જે અનેક દુઃખો પડ્યાં છે કે જેની વેદના એને જીવનભર સાલી છે અને લગભગ એનાં બધાં નહિ તો ઘણાં પદોમાં ઊતરી છે તે દુઃખો સહેવાય ત્યાં સુધી તો મીરાંએ સહ્યાં છે. બેચાર મોટા પ્રસંગો બહાર આવ્યા છે. બીજી ઝીણી ઝીણી મુસ્કેલીઓ તો ઘણી હશે. એ એને ફક્ત એક વરસ વેઠવી પડી હોય એમ લાગતું નથી.

ગુજરાતનો સુલતાન બહાદુરશાહ ચિતોડ ઉપર ચઢી આવ્યો ત્યારે 'મરણેદ્દા' ગણાતા અને ચિતોડના જમણા હાથસમા મેડતીઆઓ ચિતોડની મદદે નહોતા આવ્યા તે ઉપરથી શ્રી જંબુસરિયા અનુમાન કરે છે કે મીરાં ત્યાર પહેલાં મેડતા ગયાં હશે અને એમને નિમિત્તે બે કુટુંબો વચ્ચે વૈમનસ્ય પેદા થયું હશે. પણ કરમેતીની ખટપટથી વિક્રમ ગાદીએ આવ્યો ત્યારથી બધા રાજપૂતો કંટાળી ગયા હતા; અને બહાદુરશાહ સાથે કેટલાક તો ભળી પણ ગયા હતા—જો કે મેડતા તટસ્થ રહ્યું હતું અને તટસ્થ રાજપૂતો કરમેતીની વિનવણીથી ચિતોડની મદદે આવ્યા ત્યારે પણ મેડતીઆ ન આવ્યા.

મીરાંને પડતાં દુઃખોની કથની મેડતીઆઓને કાને ગઈ હશે પણ

વિક્રમ બહાદુરશાહની સાથે લડતાં જો હારે તો કદાચ સ્થિતિ પલટાય પણ ખરી એમ એમને લાગ્યું હોય; પણ જ્યારે બહાદુરશાહ એને હુમાયૂનની ખટપટમાં વિક્રમ પાછો ચિતોડની ગાદી પર બેઠો ત્યારે તો બધા સરદારોની સાથે મીરાં પણ કંટાળ્યાં હોય અને એમને એમના કાકા વીરમજીએ તેડાવી લીધાં હોય !

રાણા વિક્રમના મૃત્યુ પછી વનવીર એક જ વર્ષ રાજ કરી શકે છે. સરદારોની મદદથી સન ૧૫૩૮માં ઉદયસિંહ ગાદીએ આવે છે. બહાદુરશાહ સાથેના યુદ્ધ વખતે કરમેતી મૃત્યુ પામી હતી. એની ચઢવણીથી અને હલકી સોબતથી વિક્રમ અપ્રિય થઈ પડ્યો હતો. એ ઉદયસિંહને ખબર હતી અને સરદારોની મદદથી એને પોતાને ગાદી મળી હતી તેથી એણે ગાદીએ બેઠા પછી પાછા રાજ્યમાં સરદારોને દાખલ કર્યાં, હલકાં માણસોને દૂર કર્યાં અને બેઠી રીતે દુભવેલાં મીરાંને મનાવી લેવા ઇચ્છ્યું.

મીરાં મેડતે આવ્યાં ત્યારે એમનો એમના કાકાએ સારો સત્કાર કર્યો હતો. સ્વ. રા. તનસુખભાઇ કહે છે કે, "ત્યાં પણ તેની પાસે સાધુ-સંતોનું આવાગમન ચિતોડ તુલ્ય જ રહ્યું તેથી તેઓના ઉપર રાજનીતિ અનુસાર દેખરેખ રખાતી જેને મીરાં દુઃખરૂપ ગણતી." સંભવ છે કે ચાલુ પ્રણાલીની સામે મીરાંએ માથું ઊંચક્યું હતું તેથી અને સાધુમાં સાચું કોણ એની ખાતરી કરવાને માટે કદાચ સાધુમંડળી ઉપર દેખરેખ રખાતી હોય અને મીરાંને તેથી કોઇક કોઇક વાર મૂંઝવણ ઊભી થતી હોય, પણ એકંદરે મીરાંને વીરમજીને ત્યાં સારી રીતે રાખવામાં આવ્યાં હતાં. જયમલના અને એમના વિચાર એક હોવાથી એમની ધાર્મિક પ્રવૃત્તિને નિમિત્તે એમને દુઃખ થાય એવું વર્તન કોઈ તરફથી થવાનો સંભવ નહોતો. ભક્તમાલમાં લખ્યું છે કે જયમલને 'મીરાંથી અમૂલ્ય ભક્તિ-પદારથની પ્રાપ્તિ થઈ હતી.' જયમલનું ભક્ત હૃદય જેમ મીરાંના સંગથી પ્રફુલ્લિત થયું હશે તેમ સમાનશીલ બાંધવનાં સહવાસથી મીરાંનો ભજનાનન્દ પણ ખૂબ વિકસ્યો હશે.

મીરાં મેડતે આવ્યાં ત્યારે મેડતાની દશા જોઇએ એવી સુસ્થિત તો નહોતી જ. સન ૧૫૩૨માં જોધપુરની ગાદીએ માલદેવ આવ્યો ત્યારથી મેડતા સાથે ખટપટ જાગી હતી. એ વેર સન ૧૫૪૪માં વીરમદેવનું

મૃત્યુ થયું તો ય શમ્યું ન હતું. જયદેવ સાથે પણ વૈરની ગાંઠ બંધાયલી જ રહી.

આ માલદેવને સન ૧૫૪૩માં ઉદયસિંહ સાથે પણ ઝગડો થયો હતો ત્યારે વીરમદેવ કે જયદેવ ઉદયસિંહની મદદે નહોતા ગયા તેમ ઈ. સ. ૧૫૫૪માં માલદેવ મેડતા ઉપર ચઢી આવ્યો ત્યારે ઉદયસિંહ મેડતા-ઓની મદદમાં નથી આવ્યો એ ઉપરથી જણાય છે કે ઉદયસિંહને મીરાં-ને મનાવી લેવાની અને મેડતા સાથે સમાધાન કરવાની ઘણા વખતથી ઇચ્છા હતી પણ એ ઇચ્છ સક્રિય બની નહોતી. બંને પક્ષને સંબંધ પાછો ચાલુ કરવાની જરૂર સમજાઇ હતી. ચતુર મીરાં પોતાને નિમિત્તે વેર ચાલુ રાખવા ઇચ્છતી ન હતી તેથી સન ૧૫૫૬માં ઉદયસિંહના પુત્ર પ્રતાપસિંહને ત્યાં પુત્રનો જન્મ થયો ત્યારે મીરાંએ એને ઝબલાંટોપી મોકલી આપ્યાં અને બંને કુટુમ્બ વચ્ચે સંપ કરાવી આપ્યો. ત્યાર પછી મીરાં મેડતા છોડી વૃન્દાવન ગયાં.

વૃન્દાવનવાસ દરમ્યાન એક દિવસ જીવા ગોંસાઇના દર્શને ગયાં. ગોંસાઇજી સ્ત્રીનું મુખ જોતા ન હતા તેથી એમણે મીરાંને મળવાની ના પાડી. મીરાંએ જવાબમાં કહેવરાવ્યું કે, "અત્યાર સુધી હું એમ જાણતી હતી કે વ્રજમાં સર્વ સખી છે, પુરુષ માત્ર એક ગિરિધરલાલ છે પણ આપ બીજા છો."[1] મીરાંના આ શબ્દોથી પ્રસન્ન થઇ જીવા ગોંસાઇએ એમને મુલાકાત આપી.

આ પ્રસંગને ઘણાખરા નથી માનતા. કવિ દયારામ; ગોવર્ધન-રામભાઈ, આનંદશંકરભાઇ, 'મીરાંકી શબ્દાવલી' વગેરે આ પ્રસંગને માન્ય ગણે છે. એક ઠેકાણે જીવા ગોંસાઇનો સમય સન ૧૪૮૫ થી સન ૧૫૩૩ ગણ્યો છે. આ સાલ ખરી હોય તો જો મીરાં સન ૧૫૩૩ પહેલાં વૃન્દાવન આવી ગયાં હોય તો જ એની મુલાકાત સંભવિત બને છે પણ અત્યાર સુધીની સંશોધિત હકીકત પ્રમાણે તો એ અરસામાં હજુ તો મીરાં મેડતામાં પગ મૂકે છે કે તેણે હવે મૂકવાનો છે!

મીરાંની સંતોની મુલાકાતમાં રોહીદાસ તથા તુલસીદાસનાં પણ નામો આવે છે. પોતાને રાણા તરફના ત્રાસથી જ્યારે બહુ મૂંઝવણ થાય

૧. [આ ટીપ પૃ. ૧૬૫ મા ઉપર છે.]

છે ત્યારે મીરાં એક પત્ર તુલસીદાસને લખે છે અને હવે શો ઉપાય કરવો એમ પૂછે છે. તુલસીદાસજી જવાબ આપે છે:

> जाके प्रिय न रामवैदेही,
> तजिये ताहि कोटि वैरीसम यद्यपि परम सनेही, वगेरे

ગોંસાઈજીનો સમય સન ૧૫૩૩થી ૧૬૨૩નો છે અને આ પ્રસંગ ગોંસાઈ ચરિત્રાનુસાર સન ૧૫૫૯થી સન ૧૫૭૧ની વચમાં બન્યો હતો એમ કહે છે. કેટલાક આ પત્રની હકીકત ખરી માનતા નથી. શ્રી. પાંડેય જણાવે છે કે એક તો ગોંસાઈજીની સાલ બરાબર નિર્ણીત થઈ નથી તેમ સન ૧૫૫૯થી ૧૫૭૧ની સાલ દરમ્યાન મીરાં એવી કોઈ મુશ્કેલીમાં હતાં નહિ. શ્રી તનસુખરામભાઈ પણ આ પત્ર–પ્રસંગને ખોટો ગણે છે. શ્રી ગોંસાઈજીકૃત રામચરિતમાનસની (તુલસી=રામાયણની) કીર્તિ સાંભળી મીરાંએ એમને પત્ર લખી સલાહ પૂછવાનું યોગ્ય ધાર્યું હોય તો એ રામાયણનો આરંભ સન ૧૫૭૫માં ગોંસાઈજીએ કર્યો છે. શ્રી. ભાનુશંકરભાઈ પણ આ પ્રસંગ નથી માનતા. જ્યારે ભારતેન્દુ હરિશ્ચન્દ્ર વગેરે કેટલાકને આ હકીકત માન્ય છે.

શ્રી. ભાનુસુખરામભાઈ જીવણદાસનો મત ટાંકી રોહીદાસ સાથે મીરાંને સંબંધ હતો એમ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે.

બીજી સંદિગ્ધ બિના મીરાં અને અકબરની મુલાકાતની છે. 'ભક્તમાળ'માં એ પ્રસંગ આપ્યો છે. 'મીરાંબાઈકી શબ્દાવળી,' શ્રી જંબુસરિયા વગેરે એ મુલાકાતને સાચી માને છે. શ્રી જંબુસરિયા માને છે કે સન ૧૫૬૦માં અકબર મીરાંને ગોકુળમાં મળ્યાં હશે. શ્રી ભાનુસુખરામ એ મુલાકાતને નાપાયાદાર ગણે છે. જો અકબર સાથે મીરાંને મુલાકાત થયાનું ઐતિહાસિક પ્રમાણ હોત તો અકબરનો ઇતિહાસ લખનાર લેખકો જરૂર એ પ્રસંગ જણાવત. પણ 'આઇને અકબરી'માં તો એનું નામે નથી.

---

૧. [પૃ. ૧૬૪ ઉપરની ટીપ] આ પ્રસંગ વિશેની દયારામકૃત 'મીરાં-ચરિત્ર'માંની પંક્તિઓ આ પ્રમાણે છે:

> "આજ લગી હું એમ જાણતી રે,
> જે વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક;
> વૃંદાવન વસી હજી પુરુષ રહ્યા છો રે,
> તેમાં ધન્ય તમારો વિવેક."

મીરાંનું જીવન ભજન, કીર્તન અને સંતસમાગમમાં વ્યતીત થતું હતું. અનેક સંતોનો એને પરિચય થયો હતો તેમાં કોઇ સમવયસ્ક એક કે એકથી વધારે વ્યક્તિવિશેષ સાથે એમને સમાગમમાં આવવાનું થયું હોય એ છેક અસંભવિત જેવું નથી. મીરાં દુ:ખ રડી પત્રદ્વારા તુલસીદાસજીને સલાહ પૂછે એ એનો સ્વભાવ જોતાં બરાબર નથી લાગતું. કોઇ એમ કહેતું હોય કે ભક્તિચર્ચાને અંગે એ બે જણની મુલાકાત થઈ હતી તો તે હજુ ય મનાય, પણ મીરાં કોઈ સાધુ-મંડલીમાં ભળી ગયાં હોય કે કોઈને ગુરુ કર્યા હોય એ મનાતું નથી.

મીરાંનું રામાનુજ–સંપ્રદાય તરફ વલણ નહોતું. રોહીદાસને કે કોઇને એમણે ગુરુ કર્યા નથી. એ પોતે એકાંતિક કૃષ્ણભક્ત હતાં. વ્રજમાં એ સિદ્ધાન્તનો પ્રચાર હતો અને ચૈતન્યના સંપ્રદાયનો પણ એ જ મત હતો. ચૈતન્યના શિષ્ય જીવા ગોસાંઇને જે શબ્દો મીરાંએ કહેવડાવ્યા તેવા શબ્દો મીરાં જેવી નિડર અને એકનિષ્ઠ કૃષ્ણભક્તને સામે કોઇ બીજા કૃષ્ણ-ભક્તને કહેવાનો વખત આવ્યો હોય તો તેમાં નવાઈ નહિ. મીરાંમાં આડંબર હતો નહિ અને ભક્તિ માત્ર બાહ્યાચાર કે શબ્દ સાથે જ સંબંધ ધરાવતી નથી. એમાં તો હૃદયની સત્યતા જ આવશ્યક છે એમ એ માનતાં અને હૃદયની સત્યતાની જ્યાં ખામી દેખાઈ હોય ત્યાં ટકોર કરી હોય એ બનવાજોગ છે.

સુ. આનંદશંકરભાઇ સન ૧૫૪૦માં મીરાંની અને જીવા ગોસાંઇની મુલાકાત માને છે. આ હકીકત ખરી માનીએ તો જીવા ગોસાંઇનો સમય કેટલાકના અભિપ્રાય અનુસાર ઉપર સન ૧૪૮૫થી ૧૫૩૩ આપ્યો છે તે ખોટો ઠરે છે; અને સન ૧૫૪૦ સુધી ગોસાંઇ હશે એમ માનીએ તો મીરાંએ મેડતા સન ૧૫૫૬ લગભગમાં નહિ પણ સન ૧૫૪૦ પહેલાં છોડયું હોય અને વૃન્દાવનવાસ કર્યો હોય એમ માનવું પડે અથવા ગોસાંઇનો સમય ૧૫૫૬ સુધી લંબાયલો માનવો પડે !

વૃન્દાવનમાં મુસ્લીમો તરફથી કેટલો ય ત્રાસ થતો હતો તેથી મીરાં પાછાં મેવાડ આવ્યાં અને ત્યાં પરિસ્થિતિ કંઇ બહુ સારી અનુકૂળ ન જણાતાં દ્વારકા ગયાં. એમના ગયા પછી રાણા ઉદયસિંહે કેટલાક બ્રાહ્મણો-ને મીરાંબાઇને પાછાં બોલાવી લાવવા મોકલ્યા. બ્રાહ્મણોએ મીરાંબાઇને

લઈ જવા માટે સત્યાગ્રહ આદર્યો એટલે મીરાં ખૂબ મૂંઝાયાં. તે શ્રીભગવાન રણછોડલાલજીની રજા લેવા ગયાં. ત્યાં ખૂબ આર્તનાદે પ્રાર્થના કરતાં મીરાં મૂર્તિમાં સમાઈ ગયાં આવી એક માન્યતા છે. કેટલાકનો મત એવો છે કે-મીરાં વૃન્દાવનથી ચિતોડ ગયાં જ નથી. સન ૧૫૬૭માં ચિતોડ ઉપર અકબર ચઢી આવ્યો ત્યારે એની સાથેના યુદ્ધમાં એની ગોળી જયમલને વાગી. સન ૧૫૬૭ના ઑગસ્ટની તા. ૩૧ મીએ એનું મૃત્યુ થયું. આ સમાચાર વૃન્દાવનમાં મીરાંબાઈને મળ્યા અને સંસારનું રહ્યુંસહ્યું બંધન પણ મીરાંને છૂટી ગયું. આ પછી મીરાંએ વૃન્દાવન છોડ્યું અને દ્વારકા આવ્યાં. ત્યાં રાણો જાતે એમને લેવા આવ્યો અને મીરાં ઈશ્વર આગળ હૃદયની મૂંઝવણ ઠાલવવા ગયાં. એમની આર્ત હૃદયની પ્રાર્થના પ્રભુએ સાંભળી અને પોતામાં સમાવી દીધાં. જ્યોતિમાં જ્યોત મળી ગઈ.

મીરાંના દેહવિલયના સમય વિશે ભિન્ન ભિન્ન મતો છે. સ્વ. શ્રી ભારતેન્દુ હરિશ્ચંદ્રે સન ૧૫૬૪-૭૪નો નિર્ણય ઉદયપુર દરબારની સંમતિથી આપ્યો છે. બેલ્વેડિયર પ્રેસ એ માન્ય કરે છે. શ્રીયુત પાંડેય સન ૧૫૫૩ પછી થોડો વખત મીરાં હયાત હશે એમ કહે છે. શ્રી. ન. જંબુસરિયા સન ૧૫૬૮-૬૯માં મીરાં સાયુજ્ય મુક્તિ પામ્યાં એમ જણાવે છે. આ બધાની સાલ પાસે પાસે છે અને ઘણા એમાંની એક કે બીજી માને છે. ૧૫મી સદીમાં અથવા ૧૬મીની શરૂઆતમાં મીરાંનો જીવનદીપ બુઝાયો એમ માનનારાની માન્યતા આ ઉપરથી ખોટી માલૂમ પડે છે.

—અપૂર્ણ

છોટાલાલ માનસિંગ કામદાર ( સંપાદક )

# બે જમાના પહેલાં

## રૂપાની કીંમત કેમ ઓછી થઈ

યુરોપના કેટલાએક દેશોએ પોતાનું રૂપાનું ચલણ કાઢી નાખવાથી રૂપાનો ભાવ ઘણો ઉતરી ગયો હતો. અને તેમ થતાં હિંદુસ્તાનને હુંડીયામણમાં જબરી ખોટ જતી હતી. રૂપાનું ચલણ કાઢાડી નાખવાની

પેહેલ જરમનીએ કાહાડી હતી. ૧૮૭૪માં રૂ. ૭૪૪૭૦૦૦૦ની કીમતના શીક્કા; સન ૧૮૭૫માં રૂ. ૧૦૮૭૮૦૦૦૦ના શીક્કા, સન ૧૮૭૬માં ૧૫૩૨૧૦૦૦૦ના શીક્કા અને સન ૧૮૭૭ના જુન માસ સુધીમાં રૂ. ૭૨૯૫૦૦૦૦ના શીક્કાનું ચલણ બંધ પાડવામાં આવ્યું હતું. સઘળા મળી બંધ પાડેલા શીક્કાના રૂપાની કીંમત રૂ. ૪૦૯૪૧૦૦૦૦ થાય છે જેમાંના અડધા રૂપાના પાછા શીક્કા પાડવામાં આવ્યા છે અને બાકીનું અર્ધું વેચી નાંખવામાં આવ્યું છે. (સને ૧૮૭૭ના એક વર્તમાનપત્રમાંથી).

ઇન્દુપ્રસાદ શિવપ્રસાદ મહેતા

## સ્વ. પ્રો. વિઠલરાય

### મહીપતરામ મહેતા

યુરોપના પ્રવાસે (અનુસન્ધાન, ગતાંકના પૃ. ૨૫થી)

આ સર્વ પ્રવૃત્તિ કરતાં કરતાં પણ તેમના મનમાં સતત ઊણપ રહ્યા કરતી કે યુરોપીય સંસ્કૃતિનું પ્રત્યક્ષ રૂપે જ્ઞાન પોતે યુરોપની મુસાફરી કરીને ક્યારે લઈ શકશે. ત્યાંનાં કેળવણી-ખાતાં જોઈ આપણા દેશને અનુકૂળ થાય તેવી શિક્ષણપદ્ધતિ અહીં દાખલ થઈ શકે તેવી તક મેળવવા તેમને ધગશ રહેતી. સદ્‌ભાગ્યે ભાવનગર રાજ્ય તરફથી "ઇન્ડીઅન ડેલીગેશન"ના ઉપપ્રમુખ તરીકે યુરોપની મુસાફરી કરવાની અમૂલ્ય તક તેમને સાંપડી. યુરોપમાં જીનીવા, ડેન્માર્ક અને કેમ્બ્રિજમાં ભરાયેલ ત્રણ "આંતરરાષ્ટ્રીય કેળવણી-સંઘ"માં તેઓએ હાજરી આપી ભાષણો કર્યાં તથા એશિયાની સંસ્કૃતિને યોગ્ય સ્થાન મળે તે માટે લડત પણ કરી. કેમ્બ્રિજની પરિષદમાં તેમને એક કડવો અનુભવ થયો હતો. ત્યાં કોઇ ઇંગ્રેજ કેળવણીકારે કહ્યું કે જો આપણે હિન્દીઓ તરફ મશીનગન તાકી રાખી ફરજિયાત કેળવણી હિંદમાં દાખલ કરવાનું કરીએ તો પણ તે અશક્ય છે. સ્વ. વિઠ્ઠલરાયભાઈ હાજર હતા. તેમણે સખ્ત વિરોધ દર્શાવી તે કેળવણીકારને તેના શબ્દો પાછા ખેંચી લેવા કહ્યું અને વળતો જવાબ આપ્યો કે "જો ઇંગ્રેજો હિંદુસ્તાનના રાજ્યકારોબાર માટે જવાબદાર છે તેમની સામે જો મશીન-

ગન તાકવામાં આવે અને કહેવામાં આવે કે હિંદુસ્તાનમાં ફરજિયાત કેળવણી દાખલ કરો તો પણ તેઓની હિન્દીઓ પ્રત્યેની કઠોર મનોદશાને અંગે તેવી વ્યવસ્થા થવી અશક્ય છે."

વિલાયત જઈ આવ્યા બાદ ત્યાંના અનુભવો "યુરોપીય સંસ્કૃતિનાં શબ્દચિત્રો" નામે પુસ્તકરૂપે ૧૯૩૪માં તેમના તરફથી પ્રસિદ્ધ થયેલ છે જે રસિક અને સુંદર વર્ણનાત્મક હોઇ વાંચવા લાયક છે. પૂર્વના અધ્યાત્મવાદથી તેઓ એટલા રંગાયા હતા કે પશ્ચિમના જડવાદ તરફ તેમને એક જાતની સૂગ હતી. વિદ્યાવ્યાસંગમાં સમગ્ર જીવન સમર્પણ કરનાર તેઓ ધનોપાર્જનને તુચ્છ ગણતા. તેમને ઘેર જેને જેને જવાનો પ્રસંગ પડયો હશે તેને અનુભવસિદ્ધ હકીકત લાગશે કે તેઓને ભાગ્યે જ તેઓએ હાથમાં ઉચ્ચ કોટિના પુસ્તક વિના જોયા હોય.

## વિરલ સાહિત્યપ્રેમ

સ્વર્ગસ્થનાં પ્રિય પુસ્તકોમાં શેકસપીઅરનાં નાટકો, અને ટેનીસન, વર્ડ્ઝવર્થ, શેલી તથા કીટ્સનાં કાવ્યો હતાં. ટેનીસનનું "In Memorium" તો તેમને ક્ષણે ક્ષણે યન્નવતામુપૈતિ જેવું અત્યંત પ્રિય હતું. આ ઉપરથી એક પ્રસંગ યાદ આવે છે. ઘણાં વર્ષો પહેલાંની વાત છે કોલેજમાં કીટ્સનું "સેઈન્ટ એગ્ન્સ ઇવ" ચાલતું હતું. મારા વડીલ ભાઇ શંભુપ્ર.હ[1] તે વખતે બહારગામથી ભાવનગર આવ્યા હતા. સ્વર્ગસ્થ વિઠ્ઠલરાયભાઇને તેમની વિદ્વત્તા માટે માન હતું. તેઓ અમારે ત્યાં મળવા આવ્યા. "સેઈન્ટ એગ્ન્સ ઈવ"ની વાત નીકળતાં શ્રુ. શંભુભાઈએ કહ્યું કે તેવા બાળકુમારિકાવ્રતને મળતું વ્રત તે આપણું "ગાયરીપૂજન" લગ્ન અગાઉ કુમારિકાને આપણે ત્યાં એ વ્રત કરવાનું હોય છે. એ સંબંધે રસિક ચર્ચા થઈ. મારા ખ્યાલ પ્રમાણે "Upon St. Agnes Eve, young virgins have visions of delightથી" માંડી તેમની વ્રતવિધિ "As, Supperless to bed they must retire and couch supine their beauties, lily white; nor look behind, nor sideways but require of heaven with upward

૧. એમને વિષે વધુ માહિતી માર્ચ ૧૯૩૮ના 'માનસી 'માંથી મળશે. ચારો—સં. માનસી

eyes for all that they desire." માપરીપૂજનમાં માપરી ઉપર ખજૂરની પીંછી વડે સિન્દુર ચઢાવે છે. તેઓને વાત કરવાની મનાઇ કરવામાં આવે છે. લાજ કાઢી અવનત મુખે માપરીપૂજન થાય છે. માપરીપૂજન એટલે ગૌરીપૂજા. શાસ્ત્રીય પદ્ધતિએ આ સામ્ય પ્રતિપાદન થયેલ જોઈ સ્વર્ગસ્થના પ્રમુખપદ નીચે નાગર જીમખાનામાં મુ. શંભુભાઈનું એક ભાષણ એ વિષય ઉપર યોજવામાં આવ્યું હતું અને આ નવી વિચારશ્રેણિથી સ્વર્ગસ્થના તેમ જ અન્ય શ્રોતાવર્ગના સાહિત્યતાર સારા ઝણઝણ્યા હતા.

તેઓ યુરોપ ગયા ત્યારે રોમમાંની કબરો જોતાં કીટ્સ તથા શેલીની કબરો જોઈને કાઢેલા તેમના ઉદ્ગાર નીચે ટાંકું છું:

આ પીરામિડ જેવી કબર પાસે ઇંગ્રેજોની સ્મશાનભૂમિ આવેલ છે જ્યાં કવિ કીટ્સ અને શેલી, ટ્રીલોની અને બીજા ઇંગ્રેજોની કબરો જોવામાં આવે છે. શેલી અને કીટ્સનાં કાવ્યોએ મને ઘણી પ્રેરણા આપી છે. કૉલેજમાં મારા અભ્યાસમાં ઈન્ટરમીજિયેટ કલાસમાંથી મારો આધ્યાત્મિક સંબંધ તેઓ સાથે જોડાએલ હોવાથી અને તેમને માટે મને ઘણું મન હોવાને કારણે તેઓની કબર ઉપર રિવાજ મુજબ ઘણા પ્રેક્ષકોની અજાયબી વચ્ચે મેં ફૂલના હારો ('રીધ્યુ*') મૂક્યા.

સંસ્કૃત ભાષાના પોતાના શિષ્ટ શિક્ષણની ઊણપ તેમને જીવનભર ડંખ્યા કરતી. આપણાં ધર્મશાસ્ત્રો, પુરાણો, વેદ તથા ઉપનિષદો સંસ્કૃત ભાષામાં પોતે ક્યારે વાંચી શકે તેવી તમન્ના જીવનસંધ્યાએ ઈ. સ. ૧૯૩૪માં નિવૃત્ત થયા બાદ તેમને થઈ આવી. સંસ્કૃત વ્યાકરણનો જરૂરજોગો અભ્યાસ કરી, સારા શાસ્ત્રીને સંસ્કૃત શિખવવા રાખી વેદ, ઉપનિષદ્ તથા ગીતાનો અભ્યાસ તેમણે શાસ્ત્રીય રીતે સંપૂર્ણ કર્યો. સાથોસાથ જ્યોતિષશાસ્ત્રનો પણ અભ્યાસ કરી તે દિશામાં પણ તેમણે સારું જ્ઞાન સંપાદન કર્યું હતું.

કન્યા કેળવણી સંબંધે તેઓની દૃઢ માન્યતા હતી કે કન્યાઓ ઉચ્ચ કેળવણી લઈ કુલીન અને સંસ્કારી માતાઓ થાય તેમાંજ સમાજ અને દેશનો અભ્યુદય રહેલો છે. કન્યા-કેળવણીની ખરેખરી પ્રગતિ ગુજરાતમાં "ગાંધીયુગ" થી ગણી શકાય. ભાવનગરમાં છેલ્લા દસકાથી કન્યાઓ સારા પ્રમાણમાં ઉચ્ચ શિક્ષણ લેતી થઈ છે. આ વસ્તુસ્થિતિ જોઈ તેમની

છોતી ગજ ગજ ઊછળતી અને પોતા તરફથી તેઓને યોગ્ય પ્રોત્સાહન મળે તેવાં દરેક પગલાં લેવા તેઓ ચૂકતા નહિ. પોતે નિવૃત્ત થયા બાદ એફ. વાઈ., ઇન્ટર તથા બી. એ.ના વર્ગો પોતાને ત્યાં ચલાવતા અને ખાસ કરી, પોતાની જ્ઞાતિનાં યુવકયુવતીઓને તેઓ ઇંગ્રેજીના વિષયની પરીક્ષા માટે તૈયાર કરતા. આવી સેવાના સંબંધમાં તેઓ જણાવે છે કે—

> જીવનના સામાન્ય અનુભવોમાં એકપણ દિવસ એવો જતો નથી કે જ્યારે આપણાથી બની શકે તેવી સેવાની માગણી કરનાર બીજા લોકો આપણી સમક્ષ ઊભા રહેલા ન હોય. અખિલ વિશ્વ એ પ્રભુનું મંદિર છે. અત્યંત સામાન્ય સેવા એ પણ દિવ્ય પૂજા છે. જીવનનો ખરો ઉદ્દેશ સેવા છે. તેનો ખરો આધાર ઇચ્છાના બળ ઉપર—હૃદય ઉપર રહે છે; પૈસા પર નહિ.

નિરાશાવાદ તરફ તેમનું વલણ કદી ન હતું. વિઘ્નૈઃ પુનઃ પુનરપિ પ્રતિહન્યમાનાઃ પ્રારબ્ધમુત્તમજના ન પરિત્યજન્તિ એ સુભાષિત દીવાદાંડીની ગરજ તેમના જીવનમાં સારતો.

## મહાનુભાવોના પૂજક

શિષ્ટ કવિઓ તથા ગ્રંથકારોના તેઓ પૂજક હતા. ઈ. સ. ૧૯૨૦-ની સાલમાં અમદાવાદમાં સાહિત્યપરિષદ ભરાઇ તે વખતે કવિવર રવીન્દ્રનાથ ટાગોર તથા પૂજ્ય મહાત્મા ગાંધીજીએ તેમાં હાજરી આપી હતી. સ્વ. યશવંતપ્રસાદ દેસાઇ—આરસી મિલના માલિક—પૂજ્ય મહાત્માજીના અનન્ય ભક્ત અને સ્વ. વિઠ્ઠલરાયભાઈના બાળમિત્ર હતા તે બન્ને જણાએ પરિષદમાં હાજરી આપી હતી. સ્વ. વિઠ્ઠલરાયભાઈને વિચાર સ્ફુર્યો કે કવિવર ટાગોર આટલે સુધી ગુજરાતમાં આવ્યા છે તો ભાવનગરનું આંગણું તેઓશ્રીનાં પુનિત પગલાંથી શા માટે પાવન ન થાય. બન્ને મિત્રોએ મહાત્માજીને તથા કવિવરને પોતાની ઇચ્છા જણાવી, કવિવરને ભાવનગર પધારવા આગ્રહભરી વિનતિ કરી. આ માગણી માન્ય રહેતાં કવિવર ટાગોર ભાવનગરમાં સ્વ. શ્રીયુત યશવંતપ્રસાદ દેસાઇના દીવાનપરામાં આવેલ 'હરિભવન' માં થોડાએક કલાક પધાર્યા હતા. સ્વર્ગભૂમિમાંથી કોઇ દેવ પધાર્યા હોય તેવી રીતે કવિવરનું ષોડશોપચારથી પૂજનઅર્ચન વિધિપૂર્વક કરી ભાવભીનું સ્વાગત કર્યું. તે વખતનું દૃશ્ય અદ્‌ભુત હતું. વંદનીય પૂજ્ય પરોણા કવિવરે આવું અપૂર્વ સ્વાગત મળવાથી સ્નેહાર્દ્ર થઇ સંતોષ વ્યક્ત કર્યો હતો.

જીવન પર્યંત વીરપૂજાનું સ્વર્ગસ્થનું બીજું ઉદાહરણ ભાવનગરના પ્રતિષ્ઠિત શહેરી અને પ્રથમ પંક્તિના વકીલ શ્રીયુત ગુલાબરાય ગોવિન્દરામ દેસાઈ, બી. એ. એલ.એલ. બી. પ્રત્યે હતું. તેઓ અત્યારે ૮૦ વર્ષની વયે વિદ્યમાન છે.[1] સ્વ. વિઠલરાયભાઈના જ શબ્દોમાં તે મહાનુભાવ પ્રત્યેની તેમની લાગણીઓના ઉદ્દગારે અહીં ટાંકીશું:—

> પાશ્ચાત્ય પાર્થિવવાદને બદલે આર્ય સંસ્કૃતિવાળાનું જીવનકેન્દ્ર આધ્યાત્મિક વૃત્તિમાં રહેલ છે. આત્માનો ઉલ્લાસ, વિલાસ નહિ, એ જ તેમનો આદર્શ હોય છે.
>
> આધ્યાત્મિક વિકાસ એ જ જીવનનું સર્વસ્વ ગણી શ્રીયુત ગુલાબરાયભાઈના જીવનનો નિચોડ કાઢવામાં આવે તો તેમનામાં નિત્ય પરમાત્મ સ્વરૂપમાં અથવા ભગવત્પ્રેમમાં અચલ સ્થિતિ, સર્વત્ર સમદૃષ્ટિ, રાગદ્વેષ ઇત્યાદિ માનસિક દોષો તથા માન અને પ્રતિષ્ઠાની ઇચ્છાનો અભાવ, સર્વના હિતમાં રતિ... સદ્દગુણ અને સદાચારનો પૂર્ણ વિકાસ અને દરેક સ્થિતિમાં આનંદ થયા વિના રહેતો ન હોય તેવા મહાન ગુણો છે.

સદ્દગત દરરોજ સાંજે ગુલાબરાયભાઈને ઘેર જતા અને તેમની વિદ્વત્તા, ઉચ્ચ સંસ્કાર તથા આધ્યાત્મિક વિકાસનાં રસપાન શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્ના વિનીતભાવે તેઓ કરતા.

સદ્દગતના મિત્રોમાં યશવંતપ્રસાદ દેસાઈનું સ્થાન અનોખું હતું. બચપણથી આ બેલડી જેને આપણે "લંગોટીયા મિત્ર" તરીકે ઓળખીએ છીએ તેવી રીતે ઊછરી હતી. તેમના પુત્ર વિદ્યુતરાવ જેઓ અત્યારે બારસી મિલના માલિક છે તેમની ઉપર પુત્રવત્ વાત્સલ્ય રાખનાર શ્રી. વિઠ્ઠલરાયભાઈ સ્વ. યશવંતપ્રસાદના દેહાવસાન બાદ બારસી મિલની બોર્ડ ઑફ ડિરેક્ટર્સના પ્રમુખ નિમાયા હતા અને તેઓના અવસાન પર્યન્ત તેઓ મિલના ડિરેક્ટર તરીકે ચાલુ રહ્યા હતા. જો કે શૅર, સીક્યુરિટી કે વેપારધંધાની બાબતમાં તેમને બિલકુલ રસ ન હતો છતાં શ્રી. વિદ્યુતરાવના હિત ખાતર તેમના પ્રત્યે વાત્સલ્યભાવથી પ્રેરાઈ મિલની કાર્યવાહીમાં તેઓ રસ લેતા થયા હતા. શ્રી વિદ્યુતરાવનો તેમના તરફ પિતાતુલ્ય ભાવ બારસીમાં "યશવંતબાલ વિદ્યાલય"ની ઉદ્દઘાટનક્રિયા વખતે તેમણે નીચે મુજબ વ્યક્ત કર્યો હતો:

[1] આ લખાયા પછી, તા. ૨૩–૭–૪૪ ને રોજ, તેઓ સ્વર્ગવાસી થયા છે.
—સં. માનસી

વ: મુ. શ્રી વિઠ્ઠલરાયભાઈ, મને તો અનેરા પ્રેમથી પોષનાર, અને વહાલસોયા ભાવથી તેઓના હૃદયમાં વિકસાવનાર છે એટલું જ નહિ પરન્તુ સ્વર્ગસ્થ પૂજ્ય માતપિતાની ખોટમાં મારા ધ્રુવ-નાવિક છે અને સ્વર્ગસ્થ માતપિતાને અમરત્વ અર્પનાર પણ તેઓશ્રી જ છે.

ઇ. સ. ૧૯૨૭ની સાલમાં સ્વ. મુ. સર લલ્લુભાઈ સામળદાસ વિલાયતની મુસાફરીએથી પાછા આવ્યા બાદ ભાવનગર વડનગરા નાગર જ્ઞાતિમાં પ્રાયશ્ચિત્ત દ્વારા તેમને પંક્તિ આપવાનો પ્રશ્ન જ્ઞાતિસભામાં ચર્ચાતો હતો. તે વખતની ભાવનગર વડનગરા નાગર જ્ઞાતિ એટલે પરંપરાગત ધર્મપાલનમાં સ્થિતિચુસ્ત સમાજનું શિષ્ટ અંગ. આ વખતે નાગર ગૃહસ્થો અને બ્રાહ્મણોનો વર્ષોજૂનો સંબંધ ભયમાં મુકાઈ બગડી ગયો હતો. કેટલાએક ગૃહસ્થોની દહીં-દૂધમાં પગ રાખવાની નીતિથી વાતાવરણ તંગ બન્યું હતું. તેવા બારીક અને કટોકટીભર્યા સમયમાં સદ્ગત વિઠ્ઠલરાયભાઈએ અથાક શ્રમ લઈ જ્ઞાતિના મુરબ્બીઓને સચોટ દલીલો આપી સમજાવવામાં ઘણો અગત્યનો ભાગ લીધો હતો. પરિણામે સ્વ. મુ. સર લલ્લુભાઈને જ્ઞાતિએ પંક્તિ આપી હતી.

કેળવણીવિષયક સંસ્થાઓમાં કે પરિષદોમાં, સાહિત્યવિષયક સભાઓમાં કે વિદ્વદ્ભોગ્ય ચર્ચાઓમાં, સ્કાઉટની પ્રવૃત્તિઓ કે 'રેલી'ઓમાં નાગરજ્ઞાતિની જુદી જુદી સંસ્થાઓમાં સ્વ. વિઠ્ઠલરાયભાઈનું સ્થાન એક મધ્યવર્તી વિભૂતિ તરીકે ગૌરવવન્તું દીપી નીકળતું. તેમણે બારાક્ષરીથી માંડી મૃત્યુ પર્યંત ગૂંથેલી શારદાદેવીની પરિમલ પમરાવતી કુસુમમાળાની પાંદડીએ પાંદડીએ સેવા અને સ્વાર્પણની યશગાથા લખાઈ ચૂકી છે.

તેમના દેહવિલયથી ભાવનગરે એક પ્રખર કેળવણીકાર, શિક્ષકોએ સમભાવી વિદ્યાધિકારી, જનતાએ એક અજોડ કાર્યદક્ષ નરવીર, નાગરજ્ઞાતિએ સેવા અર્થે પ્રાણ પાથરનાર એક વિરલ વ્યક્તિ ગુમાવેલ છે. તેમનાં સંસ્મરણો લખીએ તેટલાં ઓછાં છે છતાં જે કાંઈ આછાંઘેરાં તેમનાં સ્મરણો અમારા-સ્વજનો ને સ્નેહીઓના મનોમુકુરમાં પ્રતિબિમ્બિત થાય છે તેમાંથી એક જ પડઘો પડે છે કે-“ કિં કિન્ન સાધયતિ કલ્પલતેવ વિદ્યા. ”

ભાવનગર વા. ૨૨-૧૨-૪૩

વિ. ક. વૈ.

# વાસરિકા

## ૧૯૪૩

### જૂના–નવા શબ્દો : ૧

' ૧૮મી ડિસે'. શબ્દોના સમાસ બનાવતાં કે વિશેષણનું નામ બનાવવાનું હોય ત્યારે ગુજરાતી શબ્દોને સંસ્કૃતની અસર કેટલી થવા દેવી ન દેવી એ પ્રશ્ને આજ મળસ્કાથી પાછો મને વિચાર કરતો કરી મૂક્યો છે. એ વખતે મેઘાણીભાઈનું ચારણવિષયક પુસ્તક વાંચતો હતો ત્યાં ' અબૂધતા ' (પૃ. ૨૪૬: એ આંકડો છાપભૂલ; જોઇએ ૧૪૬) તથા ' પદ્ય-ટુકડો ' ( પૃ. ૧૫૪ ) એ બંનેએ મને રોકી રાખ્યો; (વિચાર્યું, " તત્‌સમને જ –તા ' લગાડવો એ ઉત્તમ નથી ? (ઉદા૦ હમણાં ઠીકઠીક પ્રમાણમાં ફેલાયલો ' પોકળતા ' તેમ જ કેટલાકનો મહામાનીતો ' મક્કમતા ' એ બંને છે બેહૂદા; એને બદલે ' પોકળપણું ' ને ' મક્કમપણું ' લખતાં કોણ તમારા હાથ બાંધી રાખે છે ? અથવા એમ કરો કે–આ ક્ષણે તો મને નથી આવડતો એ—' પોકળતા ' નો સમાનાર્થ સંસ્કૃત શબ્દ વાપરો અને ' મક્કમતા ' સરખા વર્ણસંકરને સ્થાને સ્થાપો શુદ્ધ બ્રાહ્મણ ' દઢતા ' શબ્દને. ) તદ્‌ભવ કે દેશ્ય કે ઇતર ભાષાના શબ્દોને તો ગુજરાતી ' –પણું ' લગાડવો એ જ યોગ્ય લાગે છે. અધિક પ્રચલિત ' અબૂઝ ' છે એ વાત જવા દઇએ તો પણ ' અબૂધપણું ' લેખકે લખ્યો હોત તો શબ્દના અર્થ કે ગદ્યલયને કશી હાનિ પહોંચત નહિ; વળી, પછી તુર્ત આવતા શુદ્ધ–વિશુદ્ધ ' અશાસ્ત્રીયતા 'ની પડોશમાં જ અશાસ્ત્રીયવત્ ' અબૂધતા ' જરા વધુ બેઢંગ લાગે છે એ ( અમો કેટલાક શાસ્ત્રીયતાના સાચા ને માનપાત્ર આશક માટેની ) આફત તો જુદી. આ ટીકામાં નરસિંહરાવીય ચીકણાઇ કોઇને દેખાય તો એ પણ નિભાવી લેવા જેવી છે, કેમ કે આવા વિષયમાં આપણે એક વાર મર્યાદા છોડી એટલે જે ઢાળે ગબડતા થઇ જઇએ છીએ તે કોઇક વાર આપણને ' શિક્ષણ અને સાહિત્ય 'કારનાં પેલાં અનેરાં ' દયનીય ' ને ' ફૂલનીય 'ની ખીણમાં ગબડાવી દે છે. "

'પદ્ય-ટુકડો'ની પછી તુર્ત વપરાયલો 'પદ્યખંડ' જ પહેલી વાર પણ નહોતો વપરાવો જોઇતો ? 'ટુકડો'નાં વળગણ (' ઍસોસિએશન્સ') જ એવાં અણગમતાં છે કે આવા વિચારલક્ષી સંદર્ભમાં, અને તે પણ અર્વાચીન ગુજરાતની પ્રાચીનતમ (તેથી, જ્ઞાનાનુભવવૃદ્ધ ને તેથી સંમાન્ય) સંસ્થાની છત્રછાયામાં કાર્ય કરતા "ઉચ્ચ અભ્યાસ અને સંશોધન-વિભાગ" તરફથી અપાતાં વ્યાખ્યાનમાં તો વિશેષે કરી, ઉપરકહ્યા પ્રકારોના શબ્દપ્રયોગો પેસી જતા અટકાવવા જ જોઇએ. આ ફરજ લેખક હરકોઇ કારણે ન બજાવી શકે તો સંસ્થાએ બજાવી લેવી ઘટે. છેવટમાં લેખક સંબન્ધી મિત્રભાવે એક વાત કહેવાની છૂટ લઉં તો, ન્હાનાલાલમાં જેમ કેટલીક વાર સંસ્કૃતમય શુદ્ધ સમાસો દુઃસહ બને છે, તેમ મેઘાણીભાઇમાં (અને એમના સરખા એક કે બીજા સાહિત્યકારોને અનુસરતા હોય છે તેવા કેટલાકે નવા, ઘડતરદશાના, બિનતાલીમ લેખકોમાં) સંસ્કૃત-ગુજરાતી (કોઇ વાર ફારસી-અરબી-ગુજરાતી પણ ?) કે લોકબોલી-શબ્દોના ને શિષ્ટ સમાસો અસહ્ય બને છે, શૈલીવિધાનની દૃષ્ટિએ સાહિત્યને વિચારવાની એમની રજા અમો વિવેચકોને હોય તો. આવાં કારણે આ વિષયમાં એ સૌ વિશેષ કાળજી રાખતા થાય તો સારું એમ,— કોઇ વાર છાપાંમાં લખાય છે તેમ—"ઇચ્છી જવાય છે."

જૂ. ન. શબ્દો : ૨ (ને બીજું થોડુંક)

તા. ૨૧મી ડિસે. એ પુસ્તકનું ઉદ્ધૃત પ્રકરણ હમણાં સવારના સવાછએ બિછાનામાં પૂરું કર્યું ને (હજી માંદગી-યુગ ચાલુ તેથી), ખુરસીમાં ગોઠવાતાં વખત ગયો તે પછી, સાડા છ બાદ, આ લખું છું. (પ્રકરણને સંખ્યાંક આપ્યા નથી તેથી અગવડ પડે છે એ નાની દેખાતી ફરિયાદ અહીં જ કરી લઉં.) .... ઉપાન્ત્ય પૃષ્ઠનું ચારણમહિમાનું લખાણ ઘણું ગમી જાય તેવું છે. એ કોઇ વાર તમને છાપી વંચાવીશ. એમાં 'નકારાત્મક' ને 'હકારાત્મક' શબ્દો આવે છે. આ કોટિનાં વ્યાખ્યાનો માટે ઇચ્છીએ તેટલા એ સુઘડ નથી. એને બદલે, 'નિષેધાત્મક' તથા (ગતાંકમાં જ પ્રા. ડોલરરાયે-એમણે જ ને ?-વાપરેલો) 'વિધ્યાત્મક' સૂચવવાની તીવ્ર વૃત્તિ થાય છે. કેટલાકને એ સાક્ષરિયા લાગશે પણ એ ગાળ દેવી જ હોય તો આપણા આ કે દુનિયાના કોઇ પણ ઉ. અ. અને સં. વિભાગને જ દેવી પડે તેમ નથી ? અને તો પછી, એના આશ્રયે થતા કાર્યનું ગદ્ય

(અતિરેકી નહિ પણ) પ્રમાણસરની શિષ્ટતાવાળું રહે એ જોવાની ફરજ પણ-લેખકે ઠીક અંશે આખા પુસ્તકમાં બજાવવા યત્ન કર્યો છે તેવી એ ફરજ—આપણી નથી ? ... દુહા. દુનિયા વિશેના (કેટલામા ? અગિયારમા) –પ્રકરણના 'કિશોરની પ્રણયવેદના' એ ખંડકમાંનાં (પ્રકરણવિભાગ યાને એના 'સેકશન' માટે પ્રા. બલુભાઈને યોજેલો આ શબ્દ મેં તો અપનાવ્યો છે; એને 'વિભાગ' કહીને ચલાવી લેવું આપણને તો બરાબર લાગતું નથી; એથી એનું વિશિષ્ટત્વ લોપાય છે)-એ ખંડકમાંનાં બેત્રણ બિન્દુ ચર્ચવા જેવાં છે તે કામ પણ અહીં જ આટોપવું જોઈએ:

(૧) પ્રણયત્રિકોણની મધ્યકાલીન હિંદની એ રથળે આલેખાયલી ભાવનાનાં મૂળ છે ટેક ને સ્વમાનમાં ને એની ખિલાવટ થતી હોય છે ખાનદાની ને વીરત્વથી, નાયક કે નાયિકા જેને ભાગે સહેવાનું આવતું હોય તેના. કામુકતા એ લોકોમાં નથી હોતી કે નહિવત્ ભાસતી હોય છે. (૨) પૃ. ૧૩૦મે મારી જાણ પ્રમાણે કાઠિયાવાડમાં જ પ્રચલિત 'નીમ' (નિયમ) શબ્દ છે, બીજા પણ નવાં કાઠિયાવાડી શબ્દો અન્યત્ર વપરાયા છે તેનો છેવટ ટૂંકો કોષ આપ્યો હોત કે ટીપમાં અર્થ હોત તો તળ–ગુજરાતી વાચકોની આ બાબતમાં સગવડ સચવાત. (૩) એને સામે પાને જે હકીકત નોંધી છે તે પ્રતીતિ કરાવે છે કે ત્યરના બધા ચારણો—આપણે માની નાંખ્યું છે–તેમ રાજપ્રશસ્તિમાં જ રચ્યાપચ્યા રહેતા નહોતા, પણ, તેમનો એક મોટો વર્ગ "ગામડે નેસડે, મહેલાતો ને કૂવામાં [? કૂબામાં] પહાડે ને વગડે" રાજાઓ તથા ઠાકોરોની "લાખ પસાવોની લાલચોને વટાળી જઈને વનવાસી લોકજીવન તરફ વળી ગયો" હતો; એ પ્રજાનું જીવન પણ સહૃદયતાથી અવલોકતો; અને એ દેશકાળમાં શક્ય ને ઇષ્ટ એવાં રસપાન કરાવતો; વળી "નિસર્ગમાં અને પશુપંખીઓમાં કાવ્યાનન્દ" માણતો હતો; અથચ, એ જ કારણે પાણીદાર અસંખ્ય એમનાં દુહા આજ સુધી લોકવાતોમાં તથા એમ ને એમ "નરનારી સમસ્તના ગોપજીવનની વહાલી સંપત્તિ છે, વિસામાની ઘટાઓ છે, દિલદર્દીનાં મલમપાટા છે."

## ૧૯૪૪

## સૌજીવન વિશે પ્રા. ઠાકોર

૯–૧–૪૪: દોઢ-પોણાબે માસ સુધી તો એક સ્નેહીએ ધારેલાં

'ભાવનગર સમાચાર' તેમને પાછાં મોકલી શક્યો નહિ પણ આજે હવે એ જવાં જ જોઇએ એવો સંકલ્પ દૃઢ હોવાથી, એ સ્થાનિક વિષયોના તો પણ કોઇ વાર અમારી બાજૂની સાંસ્કારિક પ્રવૃત્તિઓની માહિતી પણ આપતા પાક્ષિકના એક (૧૫-૧૦-૪૩) અંકમાંથી ભાવનગરના ઠાકોર-સમારંભ અંગેના એક પ્રસંગને લગતું થોડુંક આ પાનામાં ઉતારી લેવાનું ધ્યાનમાં હતું એ ફરજ બજાવી લઉં છું.

મહિલામંડળમાં પ્રા. બલુભાઈ ઠાકોરને પુછાયલા પ્રશ્નદશકમાંના આ છેલ્લા ત્રણમાં નવીનતા ઉપરાંત વિચારપાત્રતા-આઠમામાં તો રમૂજની છાંટ પણ-છે :

૮. એક મિનિટ કલ્પી લ્યો કે આપ જો વીસમી સદીની સ્ત્રી હોત તો આપણા દેશકાળ ને સમાજ જોતાં, આપ કેવાં [=કેવી સ્ત્રી] બનવાની મહત્ત્વાકાંક્ષા સેવત? ૯. આપ ગુજરાતી કવિતામાં બુદ્ધિવાદ એટલે 'ઇન્ટેલેક્ચ્યુએલિઝમ'-ને પ્રધાનપદ આપવાની તરફેણમાં છો; તો સ્ત્રી જે ઊર્મિપ્રધાન ગણાય છે તેને 'ઇન્ટેલેક્ચ્યુએલાઇઝ' શા માટે થવા દેતી? ને જો 'ઇન્ટેલેક્ચ્યુએલાઈઝ' થાય તો તેનાં પરિણામ આપ શાં કલ્પો છો? ૧૦. આપના ઈતિહાસના અભ્યાસને અન્તે આપ સ્ત્રી-ઉન્નતિ વિશે શાં તારવણ પર આવ્યા છો?

આગલા સાત તેમ આ ત્રણ પ્રશ્નોના ઉત્તર જે અપાયા હશે તેના સારાંશ પરથી લાગે છે કે એ વિદ્વાન વિચારકે લાક્ષણિક સ્ત્રી-પુરુષ-સ્વભાવ, બુદ્ધિપૂત ઐતિહાસિક દૃષ્ટિ અને હિંદુ-સંસારસુધારાની વિવેક-પૂર્વકની-સંરક્ષક એટલે ક્ષેમવૃત્તિવાળી (' કૉન્ઝર્વેટિવ ') ખરી તો પણ પ્રગતિલક્ષી-ભાવના : આ લક્ષણો સહિતના ઉત્તર પ્રશ્નકારોને આપ્યા હશે. પોતે એ ઉત્તરો કોઈ વાર લખી છપાવે તો એ લખાણ સ્થાયી મહત્ત્વનું ને મૂલ્યવાન નીવડ્યા વિના રહે નહિ એમ માનું છું.

તેમણે એ પ્રસંગે લગ્નના મહાપ્રશ્ન (યાને ' પ્રૉબ્લેમ '-જે શબ્દના વધુ પ્રચલિત તરજુમા હવે ' સમસ્યા ' ને (કોં'ક'ડો નહિ પણ) 'કોયડો' છે, પણ ગોવર્ધનયુગે રચી આપેલો પર્યાય ' મહાપ્રશ્ન ' જ વિદ્વચ્ચર્ચા માટે વધારે ઉચિત છે; વિશેષમાં એટલું કે ' સમસ્યા ' તો શામળભટની યાદ નાવકની ને અસ્થાને આપવા માંડે છે તેથી, અને ' કોયડો ' ફટકા મારવાનો કોરડો સંભારી આપે છે તેથી, એ બેમાંનો એકે મને બિલકુલ

ગમતો નથી)–લગ્નના મહાપ્રશ્ન વિશે જે કાંઇ 'ભાર મૂકીને' કહેલું તે તો અવતરણચિન્હોમાં જ છપાયેલું મળે છે એટલે અહીં અવતારવું શક્ય છે:

> લગ્નનો પ્રશ્ન એ વ્યક્તિસ્વાતંત્ર્યનો નથી પણ સામાજિક છે અને જીવનના પ્રશ્નો વિચારથી નહિ પણ જીવનથી જ ઉકલે છે. આ જીવનની બાબતોમાં બુદ્ધિ ભરોસાદાયક કસોટી નથી તેમ આ બાબતો કાંઇ ગણતરીનો વિષય પણ નથી. જેને કાંઇકાંઇ કરવું છે તે વિચાર કરવા બેસતા નથી અને વિચાર કરવા બેસે છે એ નિશ્ચયવાળા નથી.

## એક સરસ ચરિત્રગ્રન્થ

૧૦-૨-૪૪: સ્વ. મોતીભાઈ અમીનનું ચરિત્ર કેટલું કીમતી પુસ્તક છે તેનો ખ્યાલ કાલે ને આજે એના પહેલા ખંડનું ૧૭મું પ્રકરણ વાંચતાં આવ્યો. એ પ્રકરણમાં 'કાન્ત' શિષ્ય સ્વ. કરુણાશંકર માસ્તરની સિદ્ધાન્તભક્તિના દાખલા નોંધાયા ને વર્ણવાયા છે, તેવું લખાણ જાહેરપણાથી હંમેશ દોઢ ગાઉ દૂર રહેવા ઇચ્છતી એ ભલાઇની મૂર્તિ ને સાક્ષાત વિનમ્રતા વિશે અન્યત્ર લખાયું જોયું નથી, કોઇએ લખ્યું હોવાનો સંભવ પણ નથી. ... કરુણાશંકરભાઈ પ્રાચીન પદ્ધતિના અનુયાયી તેથી મળસ્કે જ વર્ગો લેતા; એ વખતે શિક્ષણકાર્યમાં એટલા તલ્લીન બનતા કે "સમયનું નવ લેશ ભાન રહે" ને તેથી મોતીભાઈ ગાડી ટકોરથી એ ભાન. તે ધન્ય ધૂનીને કરાવતા; ખરી રીતે, ધૂનીપણા કરતાં તો આવી ઘટના આભારી હતી કુની સહજ ને સુપથગામી શિક્ષણપદ્ધતિને, શિક્ષણનો આદર્શ ચારિત્રવિકાસ એ એમના વાજબી મન્તવ્યને; સિદ્ધાન્તને વ્યવહારમાં ઉતારવામાં આવશ્યક કુનેહ પણ તેમનામાં ઊંચા પ્રકારની હતીઃ આ બધું ને એના ઉદાહરણરૂપ પ્રસંગો એ રસિક પ્રકરણમાં છે.

આપણા સમર્થતર પ્રૌઢ વિવેચકોમાંના એકે આપણને સુદીર્ઘ (પણ પ્રસ્તુત ને મહત્ત્વપૂર્ણ) અવતરણોની મદદથી હમણાં જ યાદ આપ્યું છે કે (ઊર્મિ: ડિસેં. '૪૩નો અંક) જેમ ઍરિસ્ટોટલ તેમ એબરક્રોમ્બી પણ ગદ્ય ને પદ્ય વચ્ચે તાત્ત્વિક ભેદ ગણતા નથી. મોતીભાઈ-સાહેબ પણ એ વિષયમાં એવા જ અભેદમાર્ગી હતા; વાંચો:

> મોતીભાઈ મોટે ભાગે ઉપદેશાત્મક સાહિત્ય જ વાંચતા અને તે પણ

ગદ્ય જ. તેમને પદ્યમાં રસ પડતો નહિ. કોઈ તેમને ઊંચા પ્રકારના કાવ્યની વાત કરે તો તે કહેતા કે 'એ બાબતમાં હું અભેદમાર્ગી છું. ગદ્ય અને પદ્યમાં મને કંઇ ભેદ જણાતો નથી. કવિતાની આટલી બધી પ્રશંસા મને સમજાતી નથી' (પૃ. ૧૧૧)

બોધક વાઙ્મયના એ ઉત્સાહી પ્રચારક તથા ધીટ વ્યવસ્થાપનાકારની (અને દેખીતી નક્કર હકીકતને આધારે ઉમેરવાની ધૃષ્ટતા કરું તો, પાટીદાર સંસ્કૃતિના એ સંતાનની) આવી લાક્ષણિક રસવૃત્તિ સમજાય તેવી છે. તે એવા જ અભેદમાર્ગના સ્વભાવસિદ્ધ માર્ગી હોવાના બીજા દાખલા પણ ત્યાં જ નોંધાયા છેઃ ચા-કોફી વચ્ચે, દૂધવાળી કે વગરની ચા વચ્ચે, ભાવતાં શાકો ને અણભાવતાં કારેલાં વચ્ચે-સર્વત્ર તેમણે આવી અભેદતા કયારેકયારે માણેલી, તેના પ્રસંગોની વીગતો પુસ્તક મેળવીને વાંચશો તો એમાં હજી ય વધુ રસ પડશે.

## બૉનર્જી વિશે બે બોલ

૧૫-૬-૪૪: આ વરસના છેલ્લા માસમાં રાષ્ટ્રીય મહાસભાના પહેલા પ્રમુખ વ્યોમેશચન્દ્ર બૉનર્જીની (૧૮૪૪-૧૯૦૬) જન્મશતાબ્દી આવે છે એ વાત જાણી, એમને વિશે વધુ જાણવા એક સ્નેહી પાસેથી ધી ઇન્ડિયન નેશન-બિલ્ડર્સ માગી લઈ, એના બીજા ભાગમાંની એમની ચરિત્રરેખા વાંચ્યા પછી ઉતાવળે જ નોંધું છું એ આ ત્રણ બાબતો નોંધપાત્ર લાગી: (૧) પ્રોટેસ્ટંટોની સામો જે કૅથોલિક 'રેફર્મેશન' થએલ, તેનો ઇતિહાસ એ ખરી રીતે જેમ સેંટ ઇગ્નેશ્યસ લોયોલાનો ઇતિહાસ, તેમ, મહાસભાનો ઇતિહાસ એ ખરી રીતે બૉનર્જીનો ઇતિહાસ લાંબા વખત લગી હતો એમ ગો. કૃ. ગોખલેએ (તેઓ અને પછી સર ફિરોઝશા મહેતા પણ એ જ સાલ ૧૯૧૫માં સ્વર્ગવાસ પામ્યા ત્યારે અઢારની વયના મને ખિન્ન રહેતો જોઇ કેટલાકે મારો ઉપહાસ કરેલો.)- ગોખલેએ એક પ્રસંગે કહેલું. (૨) એ જમાનાના બંગાળીઓ અનુકરણપાત્ર માનવ-નમૂના માટે યુરપ ભણી મીટ માંડતા એટલે આ દેશનેતા પણ પોશાકે તથા ટેવોએ ઇંગ્લિશ હતા, જાણે અંગ્રેજનું જીવન જીવતા: "He looked every inch an Englishman from the waving of his hand to the lighting of his cigar."

(૩) કાર્યકરોમાંના ઘણાખરાનાં મનોભાવ તથા મન્તવ્યો પ્રત્યે ન-જેવી માનવૃત્તિ રાખનાર એકચક્રી સત્તાના શોખીન ('ઑટોક્રૅટ') તરીકે તે મહાસભામાં વર્તે છે એમ કહેવાતું અને ચરિત્રકાર કહે છે કે એ આપખુદ્દારી ('ઑટોક્રસી') એકંદરે હિતકારક હતી. પછી ઉમેરે છે: "There is a period in the history of every institution when the voice of one man carries more weight than is due to it." આ વિધાનને સંસ્થાઓની સ્વાભાવિક નિયતિ તરીકે જેઓ સ્વીકારી શકે તેમ હોય તેમણે તો, અમે કેટલાક કર્યાં કરીએ છીએ તેમ, ગયાં વીસેક વર્ષની સાહિત્યપરિષદની પ્રવૃત્તિ માટે ખેદ કે ખરખરો કરવા જેવું નથી.

## 'પાયારૂપ' ઇંગ્લિશ

૨૫-૧-૪૪: આ માસની ભારતીય પી. ઇ. એન. પત્રિકા (પૃ. ૧૪) અને ગયા સપ્ટેમ્બરનું (તા. ૧૧) એક હમણાં જ જોવાયેલું 'ન્યુ સ્ટેટ-નેશન': એ બંનેમાં મળીને થોડું, અંગ્રેજી જગદ્વ્યાપક ભાષા અને તેની હિલચાલ તેમ જ પાયારૂપ ('બેસિક') અંગ્રેજીના ભાવિ વિશે હમણાં જ વાંચ્યું તે પરથી: (૧) આમાંની પહેલી બાબતના મિ. ચર્ચિલના હાર્વર્ડ-વિદ્યાપીઠના ભાષણનો તાર આ બાજુ ઝણઝણવા સાથે હિંદનાં કેટલાંક વર્તમાનપત્રો ભારે ક્રોધથી કંપવા લાગેલાં તે ભયનાં માર્યાં ધ્રૂજવાં પણ મંડ્યાં'તાં (જાણે અંગ્રેજી તો આ દેશની ભાષાઓને નષ્ટ કરીને સદાની સિંહાસનારૂઢ થઈ પણ ચૂકી હોય તેમ). પણ ઉપલું સાપ્તાહિક તો, એ નવી પ્રવૃત્તિનો વિરોધ કરતાં, આખા જગતની બનાવવી છે એ પાયારૂપ અંગ્રેજીમાં વડા પ્રધાન ભાષણ કરે તો તે કેવું ફિસ્સું થાય તેનો સરસ કાલ્પનિક નમૂનો રજૂ કરે છે; તેઓ એ નવતર ભાષા પર ગમે તેવું પ્રભુત્વ મેળવે છતાં ટેવના બળે જૂનીના શબ્દો—માત્ર નવી જાણનાર પરદેશીને અગમ્ય એવા,—તેમનાથી વપરાઈ જશે તેનો દાખલો પણ સૂચવે છે; અને પાયારૂપના પ્રચારકો ભવિષ્યના જગતમાં તે વિજયી નીવડે તો તેમ થતાં, સંસ્કાર ને ભાષાવિકાસની દૃષ્ટિએ કેવું હાસ્યાસ્પદ પરિણામ આવે—"આપણે જીવતા છીએ એટલામાં તો એ પરિણામ મા આવશો!" એમ ઇચ્છી—તેનું રમ્ય શબ્દચિત્ર,

" શી બિરન્દી ઉડાવી " એવો ઉદ્ગાર આપણી પાસે કઢાવે તેવી રસિકતા ને ઠાવકાઇથી દોરે છે.

'ઈ. પી. ઈ. એન.'માં મિ. એચ. જી. વેલ્સના એક લેખમાંનાં મુખ્ય બિન્દુઓ તારવ્યાં છે કે: એક જગત-ભાષા ( ભાષા એ એક સર્વથા વિશિષ્ટ તેમ સ્થલપ્રધાન પ્રવૃત્તિ હોઈ) સંભવતી નથી; જગતભરમાં એક જ ભાષા માટે એક જ લિપિ વિના કંઇ વળવાનું નથી; ભાષા તો વ્યક્તિ-નિષ્ઠ વિચારવાહન, એટલે ધોરણરૂપ બનાવાયલી ( 'સ્ટૅન્ડર્ડાઇઝ્ડ' ) ભાષા સર્વ લેખકોને સર્વ કાળે સ્વીકાર્ય થવી અશક્ય છે; અને, ભાષામાત્ર સતત ફેરફાર પામતી પ્રક્રિયા છે તેથી પણ સ્થગિત જેવી એક જ ભાષા દેશે-દેશમાં એકસરખી રહેવાની નહિ.

# વિટપોક્તિ

દિનપરિચયે ખિન્નોદ્વેગી ઉદાસીન પાન્થ તું !
વિરમી અહીંઆં પ્રીતિ પામ્યો શમ્યો શ્રમ સત્વરે.
શીતળ ઢળતી છાયા, પુષ્પો, ફળો પરિપક્વથી
વિરલ સમયે સંતોષાયો વિહંગમ-ગીતથી.
પથિક! ફરી તું એ આશાએ અહીં નહીં આવતો,
પરિશ્રમભર્યાં ગાત્રો તારાં વૃથા અહીં વાળતો !
દલદલ કરી પર્ણો, પુષ્પો, બધાં ય ખરી ગયાં,
ઝરણ મધુરાં વ્હેતાં' તાં તે સુકાઇ બળી ગયાં;
ગીતધ્વનિ ગયા, શબ્દાકારો વશા સૂનકારમાં,
કઈ દિન થયાં માળામાંથી વિહંગ ઊડી ગયાં.
અસહ બળતા શૂન્યાકારો સૂકા વિટપાન્તને
ગમગીન દૃગે જોવારાવા ફરીશ નહીં સખે !

પ્રબોધ

# નિકષ

## વિશદ ઐતિહાસિક દૃષ્ટિ

સ્વાધ્યાય, બે ખંડોમાં: પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર (આર. આર. શેઠની કંપની:, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨; રૂ. ૨ ને ૩).

'સ્વાધ્યાય'ના આ બે ખંડો એ ઇ. સ. ૧૯૧૪થી ઇ. સ. ૧૯૩૯ સુધીનાં સામયિકોમાં છપાયેલા લેખોનો સંગ્રહ છે; જો કે લેખોનો મોટો ભાગ ૧૯૨૮ પછી લખાયેલો છે; અને જેવા એ લેખો સામયિકોમાં છપાતી વખતે હતા તેવા જ આ ખંડોમાં રજૂ કરવામાં આવ્યા છે.

પ્રો. કામદાર ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વિદ્વાન અભ્યાસી તરીકે ગુજરાતમાં સારી રીતે જાણીતા છે. અને સ્વાધ્યાયના પ્રથમ ખંડના ઉપોદ્ઘાતમાં શ્રી રા. વિ. પાઠક કહે છે તેમ, "ઇતિહાસના પ્રોફેસરો તરફથી આપણા સાહિત્યને બહુ થોડું મળેલું છે" એ ખેદજનક સ્થિતિમાં આ સ્વાધ્યાય જોઇને કાંઇક તો ખેદશમન થાય છે. વળી પ્રો. કામદારના કેટલાક લેખો 'દેશી રાજ્ય' જેવાં બહુ ઓછાં વંચાતાં સામયિકમાં પ્રસિદ્ધ થયેલા એ જોતાં આ રીતે ગ્રન્થાકારે સંગૃહીત થવાથી પ્રો. કામદારના ઘણા સારા વિચારોને યોગ્ય પ્રસિદ્ધિ મળશે.

બીજા ખંડની પ્રસ્તાવનામાં શ્રી ર. વ. દેસાઇએ કહ્યું છે તેમ "સ્વાધ્યાય એ કોઇ સળંગ ઇતિહાસગ્રન્થ નથી." પણ પ્રકીર્ણ લેખોનો સંગ્રહ હોવાથી મળતો વિવિધતારૂપગુણ એમાં જરૂર છે. એ ઉપરાંત ઘણા લેખો તો સારા ઇતિહાસગ્રન્થોનાં અવલોકનો હોવાથી લેખકને ગુજરાતીઓની ઐતિહાસિક કેળવણીની ભૂમિકા કઇ કક્ષાએ છે એ ભિન્નભિન્ન દાખલાઓ વડે દર્શાવવાની સરસ તક મળી છે.

સ્વાધ્યાયનો મોટો ગુણ જેને લઈને એ ગ્રન્થ સ્વાધ્યાયપાત્ર ગ્રન્થો છે તે છે લેખકની વિશદ તટસ્થ ઐતિહાસિક દૃષ્ટિ. ફક્ત શ્રી હેમચન્દ્ર આચાર્ય ઉપરનો, સયાજીરાવ ગાયકવાડ ઉપરનો, સમરસિંધ ઉપરનો અને રાજ્ય-આરોહણનો એ ચાર લેખો જેમાં પ્રસંગપ્રેરિત પ્રશંસક દૃષ્ટિ છે એટલા બાદ કરતાં, બધા લેખોમાં રાગદ્વેષાદિથી અકલુષિત અને સત્યપ્રેમથી પ્રેરિત ઐતિહાસિક દૃષ્ટિ તરી આવે છે. વળી પ્રોફેસરને શોભે, એવો શ્રી. કામદારનો વિશાળ અભ્યાસ અવલોકનવિષય ગ્રન્થોની વિવિધતાથી સ્પષ્ટ દેખાય છે. શ્રી રમણલાલ દેસાઈ કહે છે તેમ લેખકે અહીં "જંબીસર્માથી માંડી લૉર્ડ કર્ઝન, ગાંધીજી અને સયાજીરાવ સુધીના ઐતિહાસિક પુરુષો વિશે રસભરી ઐતિહાસિક નોંધ આપી છે."

## 'સરસ્વતીચન્દ્ર' વિશેનું મન્તવ્ય

પણ પ્રતિષ્ઠિત સાક્ષરોએ પ્રસ્તાવનામાં કરેલી પ્રશંસાનો પડઘો પાડીને જ મારે ન અટકવું હોય તો હવે કાંઈક વીગતમાં ઉતરવું જોઈએ. પ્રથમ ખંડ દ્વિતીય ખંડથી કેટલીક બાબતમાં જુદો પડે છે. દ્વિતીય ખંડમાં તદ્દન જુદા જુદા વિષયના નાનામોટા—કોઈ કોઈ તદ્દન ટૂંકા —લગભગ પચાસ જેટલા લેખો છે, જેમાના ત્રણ તો અંગ્રેજીમાં છે; ત્યારે પ્રથમ ખંડમાં સાત આઠ જેમાં સવિસ્તર ચર્ચા શકય એવા લાંબા લેખો છે અને તેમાં પણ 'સૌથી વધારે લાંબો સ્વાધ્યાય સરસ્વતીચન્દ્રનો છે.' શ્રી. રા. વિ. પાઠક કહે છે તેમ 'સરસ્વતીચન્દ્ર પોતે દેશના સમગ્રભૂત અને વર્તમાન જીવનની સમીક્ષાનો મહાન પ્રયત્ન છે.' અને એ મહાન ગ્રન્થનો શ્રી. કામદારે ઊંડા ઊતરીને, ગ્રન્થકારના સમયની ઐતિહાસિક પરિસ્થિતિને તપાસીને અભ્યાસ કર્યો છે. એ માટે સરસ્વતીચન્દ્રના ભાગો બહાર પડ્યા અથવા તો એનું વસ્તુ ગ્રન્થકારે ઈ. સ. ૧૮૭૮થી ૧૮૮૩–માં નક્કી કર્યું તે સમયથી ચોથો ભાગ ઇ. સ. ૧૯૦૧માં બહાર પડ્યો ત્યારે સુધીની આ દેશની સ્થિતિનું ટૂંકું અને ઝડપી અવલોકન સ્વાધ્યાયકારે કર્યું છે (જુઓ ખં. ૧, પૃ. ૧૩થી ૧૭). એ પરિસ્થિતિની સરસ્વતીચન્દ્રના રાજકારણ ઉપર જે સ્વાભાવિક અસર થઈ છે તે એમણે સચોટ રીતે દર્શાવી છે. વળી ગોવર્ધનરામ, સ્વાધ્યાયકાર નિવેદનમાં કહે

## ગુજરાત તથા નર્મદ વિશે

સ્વાધ્યાયના પ્રથમ ખંડમાં 'સરસ્વતીચન્દ્ર'ના રાજકારણ ઉપરાંત 'ગુજરાતના સંસ્કારિત્વનું ઘડતર'; 'ઇતિહાસનું પરિશીલન', 'ગુજરાતમાં ઇતિહાસનું અધ્યયન', 'આપણા દેશનો ઇતિહાસ : એક સમર્થન' 'સમયમૂર્તિ નર્મદ' અને 'નર્મદનો રાજ્યરંગ' એ ૭ લેખો છે.

શ્રી રા. વિ. પાઠક કહે છે તેમ પ્રો. કામદારનો નર્મદ વિશે નિબંધ એ "આદ્ય ગુજરાતી ઇતિહાસલેખકને ઇતિહાસના સાચા અભ્યાસીની અંજલિ છે." નર્મદની પસંદગીમાં પણ ઔચિત્ય છે, કારણ કે પ્રો. મા. ત્રિપાઠીની શાંત તટસ્થ વિચારશૈલીથી તદ્દન વિરોધી પ્રકારની ઉદ્દામ વિચારશૈલી નર્મદની છે. નર્મદ સમયમૂર્તિ વીર છે ત્યારે પ્રો. મા. ત્રિપાઠી, શ્રી બ. ક. ઠાકોર કહે છે તેમ પ્રબોધમૂર્તિ વિચારક છે. જો કે બન્ને દેશહિતની પ્રબળ વાસનાથી પ્રેરાઇને અક્ષરસેવા કરવા પ્રવૃત્ત થયા છે.

કવિ નર્મદે સંસારસુધારાની અને રાજકીય સ્વતંત્રતાની જે ઉમ ઝુંબેશ ઉઠાવી તેનું વીગતો દર્શાવીને તથા ઊંડા ઊતરીને સ્વાધ્યાયકારે વિવેચન કર્યું છે. નવો 'દેશાભિમાન' શબ્દ જોડનાર નર્મદે દેશાભિમાનના વિધવાવિવાહ આદિ સંસારસુધારાના, હિંદુ–મુસ્લીમ ઐક્યના, સંપના, ઉન્નતિ માટે શૌર્ય કેળવવાના વગેરે અનેક નવા વિચારો પહેલી વાર આપ્યા. (પૃ. ૨૩૧ પૃ. ૨૩૮). એટલું જ નહિ પણ ગુજરાતીઓની દુર્દશાનું તથા દુર્દશાનાં કારણોમાં તેઓનાં આળસ, કાયરપણું, અજ્ઞાન, કુસંપ, જ્ઞાતિભેદના વાડાઓમાં જ ભરાઇ રહેવાની વૃત્તિ વગેરેનું સચોટ ચિત્ર આલેખી નર્મદે વર્તમાન હીન પરિસ્થિતિનું જેમ ભાન કરાવ્યું છે તેમ ભાવી ઉજ્જવળ સુસ્થિતિનું રમણીય ચિત્ર પણ આલેખ્યું છે. 'જય જય ગરવી ગુજરાત' એ અમર લાવણી કવિની દેશભાવનાનું પ્રતીક છે.

કવિ નર્મદનો ઇતિહાસનો અભ્યાસ એના જમાના માટે આશ્ચર્યકારક પ્રમાણમાં એટલો ઊંડો હતો. ખરી રીતે નર્મદ 'ઇતિહાસ શોખ્યો હતો.' એ કદાચ ઘણાના ધ્યાનમાં નહિ હોય. સ્વાધ્યાયકારે (પૃ. ૨૪૨માં) બતાવ્યું છે તેમ હિંદુઓની પડતીનું કાવ્ય લખતી વેળા તેણે કેટલાં

બધાં હિન્દુનામો આપ્યાં છે! છબિલારામ, દયારામ, ગિરધરલાલ, કાકીઓનો કોળ પ્રભાશંકર, ભૂજનો લક્ષ્મીદાસ, સુરતનો કૃપાશંકર, મિલ્લશનુ પુરોમલ વગેરે નામોને નર્મદે અંધકારમાંથી પ્રકાશમાં આણ્યાં અને ઘણુંખરાં પાછાં અંધકારમાં ડુબી ગયાં.[1] આપણા ગુજરાતીઓનો ઇતિહાસપ્રેમ એવો જ છે.

સ્વાધ્યાયના પ્રથમ ખંડના બાકીના લેખોમાંથી 'ગુજરાતમાં ઇતિહાસનું અધ્યયન' એ લેખમાં ગુજરાતમાં ભિન્નભિન્ન ઐતિહાસિક યુગોના ઇતિહાસની બાબતમાં કેટલું શોકજનક અજ્ઞાન છે અને એ અજ્ઞાન ટાળવા સારૂના પ્રયત્નોનો કેવો અભાવ છે તે શ્રી કામદારે ઠીક બતાવ્યું છે. જ્યારે 'ઇતિહાસનું પરિશીલન' એ ઇતિહાસના સ્વરૂપ વિશે માર્મિક વિચારો રજૂ કરે છે. એ લેખમાંથી આદર્શ ઇતિહાસકાર કેવો હોવો જોઈએ તે દર્શાવતી સ્વાધ્યાયની કંડિકા અહીં આખી ઉતારું છું:

ઇતિહાસકાર પુરાણવિદ નથી, તે ચારણભાટ નથી, તે પ્રજાઓના અને રાજવંશોનો ખુશામતખોર અખબારનવીસ નથી. ઇતિહાસકાર સંસ્કૃતિનો સળંગ ખ્યાલ આપતો અભ્યાસી છે. તે સંસ્કૃતિનાં વિવિધ મૂળોને સંગ્રથિત કરી તેને એક વંઠિકા તરીકે ઓળખાવનાર મહાપુરુષ છે. તે વર્તમાન સંસ્કૃતિનું સમર્થન કરનાર મુખ્ય પુરુષ છે. તે ત્રણે ય કાળોને સમગ્રતા અર્પનાર સમર્થ દ્રષ્ટા છે. તેથી તે માનવબળનો પ્રેરક છે. તે યુગનો સર્જક છે. આટલે અંશે તે સાહિત્યના જ્યોતિને અખંડ રાખનાર સંસ્કૃતિના મન્દિરનો અનન્ય પૂજારી છે. (સ્વાધ્યાય, ખં. ૩, પૃ. ૨૯૬)

આવો આદર્શ ઇતિહાસકાર તો ગુજરાતમાં જન્મે ત્યારે ખરો! પણ ઇતિહાસના અભ્યાસીઓ એ આદર્શ પ્રતિ સતત દૃષ્ટિ રાખ્યા કરે તો ઘણું છે.

હવે 'સ્વાધ્યાય'ના ખંડ બીજા ઉપર જરા ઝડપથી નજર ફેરવી લઈએ. બીજા ખંડમાં પ્રકીર્ણ લેખોનો સંગ્રહ હોવાથી ક્વચિત્ વિરોધાભાસ જેવું દેખાય છે. દા. ત. 'રજવાડાં' (પૃ. ૩૩૮) લેખમાં રજવાડાંની કેટલીક ઉત્કૃષ્ટતાઓ દેખાડવામાં આવી છે. જ્યારે 'કાઠિયાવાડી રજવાડાં' (પૃ. ૨૫૭) લેખમાં રજવાડાંઓની ઘણી ખામીઓ બતાવી

---

[1] રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતાએ 'રાજા છબીલારામ'નું પુસ્તક લખી છબીલારામ, દયારામ જેવાં બે-ત્રણ નામોને પ્રકાશમાં રાખવાનો સ્તુત્ય પ્રયત્ન કર્યો છે, બાકી તો ઐતિહાસિક નામો તથા એમનાં કામો માટે કોઈને પડી નથી.

છે. પણ વિચાર કરતાં એ ય વાત સાચી છે. રજવાડામાં ખામીઓનો પાર નથી પણ કેટલાંક સારાં રાજ્યોમાં કેટલાક લાભો ય છે. છતાં એકંદર પ્રજામતનું એકહથ્થુ સત્તા ઉપર નિયંત્રણ આવીને, રાજાનાં અંગત લાભ માટે નહિ પણ પ્રજાના કલ્યાણ માટે રાજ્યતંત્ર પ્રવૃત્ત રહે એવું ધોરણ દાખલ થાય તો જ દેશી રાજ્યોનું અસ્તિત્વ ક્ષમ્ય ગણાય.

પણ આવા મતભેદ તો ઘણી ગૌણ બાબત છે. 'સ્વાધ્યાય'ના બીજા ખંડના કેટલાક લેખોમાં આરંભમાં મેં કરેલી સ્વાધ્યાયકારની વિશદ ઐતિહાસિક દૃષ્ટિ સ્પષ્ટ દેખાય છે. એટલે એ દૃષ્ટિદર્શક ખાસ સૂચક ગણાય એવા એક બે દાખલાઓ તરફ ધ્યાન ખેંચી આ અતિ લાંબું થયેલું અવલોકન પૂરું કરવા ઇચ્છું છું.

લાલા લજપતરાયકૃત 'તરુણભારત'નું બીજા ખંડ (પૃ. ૨૩૮)માં સરસ અવલોકન છે, જેમાં મૂળનાં તથા તેના ભાષાન્તરની શ્રી. ઉ. કે. ઓઝાએ લખેલી પ્રસ્તાવનાનાં એકપક્ષી કથનોની સચોટ ટીકા કરી છે. તે ટીકા દેશભક્તિપ્રેરિત ગનાતાં ઘણાં કથનોને અત્યારે પણ લાગુ પડે છે. સીકંદરની હિંદુસ્તાન ઉપરની સવારીને શ્રી ઓઝા કેવી હાસ્યાસ્પદ દલીલથી ઉડાવી દેવાનો પ્રયત્ન કરે છે; (જુઓ પૃ ૨૩૯). શ્રી. ઓઝા તો ઠીક, પરંતુ લાલાલજપતરાય જેવા દેશના ધુરંધર નાયક જેમણે તરુણ ભારત જેવા ખૂબ લોકપ્રિય પુસ્તકમાં ગોખલે, દયાળ, અરવિન્દ ઘોષ, દાદાભાઇ, સુરેન્દ્રનાથ બેનરજી, ગાંધીજી, ટિળક, ફિરોજશાહ મહેતા વગેરે કેટલાયે આગેવાનોનાં સારાં છાયાચિત્રો આપ્યાં છે, એમણે પણ અનેક ઐતિહાસિક ભૂલો કરી છે. (જુઓ પૃ. ૨૨૨, ૨૪૩) આ વિષયમાં શ્રી કામદારનું નીચેનું વિધાન મને સંપૂર્ણપણે માન્ય છે. તેઓ લખે છે "હિંદનું તે વખતનું (ઇસ્લામી વખતનું) રાજકારણ ધાર્મિક હતું, જાતીય હતું, સ્થાનિક હતું, ઝનૂની હતું, રાષ્ટ્રભાવનાનું વિરોધી હતું તે શામાટે છુપાવવું? ઇતિહાસ જેવો હોય તેવો શામાટે ન વાંચવો! અને ન સમજવો? તેથી ભવિષ્યની આપણી રાજ્યઘટના જુદી થવાની નથી. ટૂંકામાં, શામાટે આપણે આપણો ઇતિહાસ વીસમી સદીની દૃષ્ટિથી વાંચવો?"

આપણે ત્યાં દેશભક્તિને કે દેશના મહાન પુરુષો ઉપરની ભક્તિને

પરિણામે વારંવાર ઇતિહાસ ખોટો વાંચવામાં આવે છે. પરવિદ્વેષથી પણ એ જ પરિણામ આવે છે, જેના દાખલા સ્વાધ્યાયકારે અકબર ઉપરના (પૃ. ૫૯) તથા શિવાજી ઉપરના (પૃ. ૭૬) લેખમાં સ્પષ્ટ દર્શાવ્યા છે. ગુણદોષ ઉભય જેનામાં મોટા હોય એવા રાજકીય માણસના તટસ્થ મૂલ્યાંકન માટે જુઓ કર્ઝન ઉપરનો લેખ (પૃ. ૯૮)

### ગાંધીજીના કાર્ય પર દૃષ્ટિપાત

છેવટ સ્વાધ્યાયકારની તટસ્થ વૃત્તિના ખાસ દાખલા તરીકે 'ગાંધીજીના કાર્યક્ષેત્ર ઉપર એક દૃષ્ટિપાત' (પૃ. ૧૫૬) એ લેખ વાંચવાની હું સૂચના કરું છું. એમાં મહાત્મા ગાંધીજીનું આંતરરાષ્ટ્રીય ગૌરવ, આ દેશનું અનન્યસાધારણ આગેવાનપણું, એમનો અદ્‌ભુત ત્યાગ, એમણે કરેલી દેશની અપૂર્વ સેવા, વગેરેનું વીગતવાર દર્શન કરવા સાથે એમની કેટલીક અદ્‌ભુત ન્યૂનતાઓ પણ દર્શાવવામાં 'સ્વાધ્યાય'કારે ઐતિહાસિક તટસ્થતા જાળવીને સત્યની સેવા કરી છે એમ મને લાગે છે. તેઓ કહે છેઃ

> ગાંધીજીને હિન્દની પ્રાચીન સંસ્કૃતિના કોઈ પણ એકાદ ભાગનું સૂક્ષ્મ જ્ઞાન તો નથી. અર્થશાસ્ત્ર ખાસ આવડતું નથી. રેંટિયા સિવાય અર્થશાસ્ત્રમાં ખાસ માનતા પણ નથી. ગાંધીજીને રાજ્યશાસ્ત્ર આવડતું નથી,..ઇતિહાસ ઉપર ગાંધીજીને કંટાળો આવતો હશે ખરો....ગાંધીજીએ અનેક ભૂલો કરી દીધી છે...જો તેમને ઇતિહાસનું જ્ઞાન હોત અને જો તેમણે તુર્કી, ઇરાન અને અરબસ્તાન, [એ દેશોનો ઇતિહાસ જાણવા] પ્રયાસ કર્યો હોત તો તેઓ ખિલાફતની પ્રવૃત્તિ કદી ન કરત. તુર્કીને અને અરબ લોકોને જે સંસ્થા નહોતી જોઇતી અને જે સંસ્થાને હિંદુસ્તાન સાથે કશો સંબંધ નહોતો તે સંસ્થાને કાયમ રાખવા માટે ગાંધીજીએ દેશનો સારામાં સારો કાળ વીતાવી નાખ્યો. હિંદુસ્તાનને મહાત્માઓનું, સ્વામીઓનું અને મૌલાના-મૌલવીઓનું જે રાજ્ય જોઈતું નહોતું તે તેમણે થોડા વખત માટે આપ્યું અને તેનાં કોહેલાં અને કડવાં ફળો હજી આપણે ચાખ્યા કરીએ છીએ. મુસલમાનોનું અને હિન્દુઓનું એકત્ર ખિલાફતથી સાધવાનો વિચાર તો ગાંધીજી જ કરી શકે![1] હિન્દના મુસલમાનોની સંસ્કૃતિ અને તુર્કી, ઈરાન

૧. કોઈ પણ બે મોટી ભિન્નધર્મી પ્રજાઓનું ઐક્ય તેમાંથી એકના ખિલાફત જેવા બાહ્ય અંગથી સધાય એ કલ્પનાની અસંભવિતતા મહાત્માજી જેવાને કેમ નહિ સૂઝી હોય? આવું ઐક્ય તો રૂઢ ધાર્મિક વળગણોથી ઊર્ધ્વ વૈજ્ઞાનિક કે આધ્યાત્મિક ભૂમિકા ઉપર જ સંભવિત છે. એ સાદું માનસશાસ્ત્રીય સત્ય છે અને ઇતિહાસ એને ટેકો આપે છે.

તથા અરબસ્તાન અને પશ્ચિમ એશીઆ તેમના મુસલમાનોની સંસ્કૃતિ વચ્ચે જમીનઆસમાનનું અંતર છે તે ગાંધીજી ઈતિહાસથી અનભિજ્ઞ હોઇ બિલકુલ સમજી શક્યા નથી.

અજ્ઞાનજનિત પ્રવૃત્તિ ક્યાં સુધી નભી શકે ? ખિલાફતીઓએ ખિલાફતને અને તે સાથે ગાંધીજીને પણ ઉડાડી દીધા.

વધારે ઉતારાની જરૂર નથી. પછીનાં પાનાંમાં આ પ્રકારની થોડી નોંધ છે જ અને તટસ્થ વિચારક એ નોંધ લખાઈ તે પછીનાં ગાંધીજીનાં નેતૃત્વનાં વર્ષોમાંથી પણ એવા દાખલાઓ શોધી શકશે.

પણ આ કંઇ ગાંધીજી ઉપર લખવાનો પ્રસંગ નથી. સાચી ઐતિહાસિક દૃષ્ટિ, નિષ્પક્ષ,–દેશ, ધર્મ, જાતિ, દેશના મહાપુરુષો વગેરે તરફના પક્ષપાતથી સર્વથા મુક્ત–અને તટસ્થ હોવી જોઇએ એટલું જ વક્તવ્ય છે. 'સ્વાધ્યાય' જેવાં પુસ્તકોનો અભ્યાસ દિનપ્રતિદિન વધો અને એ તટસ્થ નિર્મળ દૃષ્ટિ પ્રજામાં ખીલો એ જ ઇશ્વર પાસે અભ્યર્થના.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

## અર્ધી ઘડીમાં અવલોકન

[ ઓ. ઇ. રેડિયોના મુંબાઈ–સ્ટેશનેથી કરેલું સંભાષણ (તા. ૨૭–૪–૩૪–ને રોજ ૭થી ૭. ૧૫ ) એના સૌજન્યથી અહીં પ્રકટ થાય છે. ( પંદર મિનિટ=ના ઘડી ને ૭ાા પળ. આટલો સમય સ્થૂળ ગણતરીએ અર્ધી ઘડી કહેવાય, માટે એ પરથી મથાળું બાંધ્યું છે. ) ]

આપણું આજનું કાર્ય બે નાનકડા પુસ્તકોના પરિચયથી શરુ કરીશું. એમાંનું પહેલું પ્રા. બળવન્તરાય ઠાકોરકૃત 'ગોપીહૃદય' છે; અને બીજું 'માતાજીનાં મોતી' એ નામનું, આપણા સમકાલીન શ્રેષ્ઠ કવિઓમાંના એક રા. પૂજાલાલનું છે. આ બન્ને પુસ્તકો વચ્ચેનું વિશેષ સામ્ય એ છે કે બંને કાવ્ય છે, બંને અધ્યાત્મવિષયનાં છે, અને, બંને અંગ્રેજી કૃતિઓનાં અમુક અંશે રૂપાન્તર અથવા તો છાયા સમાન છે તો પણ પ્રત્યેકના ગુજરાતી કર્તા પ્રતિભાશાળી હોવાથી, બંને આપણા સાહિત્યની વિશિષ્ટ, એની ઝગમગતી શોભા જણાય તેવાં સુન્દર છે.

'ગોપીહૃદય'એ સળંગ અગેય પૃથ્વીછન્દમાં રચાયલા આશરે અઢારસો પંક્તિના વૃત્તાન્તકાવ્ય અથવા કથાકાવ્યનું વસ્તુ સાદું છે; આપણામાંના ઘણાખરાને

સુપરિચિત પણ છે. રૂડા મહેલની નિવાસી અને, " પ્રિય દુલારિ ભૂપતિ સંખા-તણી લાડકી" એવી કિશોરી શર્મિલા એક પ્રેમાળ તથા અલૌકિક અનુભવોના સમભાવી યુવાન ગોપ નામે માધવને પરણીને, નિર્ધન પરન્તુ સુલક્ષણાં લોકોના ગામ ગોકુળમાં સાસરે આવે છે. એવી ગોપીનું જીવન એ શર્મિલા-નું જીવન. તેણે લીપવું-ગૂંપવું, જમનાજીમાંથી જળ આણવું, દળણાં-વલોણાં કરવાં ને રસોઈ કરવી–આ કર્તવ્યો બજાવવાનાં હોય છે. તે પનઘટ પર શ્રીકૃષ્ણનું નામ, તેની સ્તુતિ તેમ જ એકાદ ગોપીએ કરેલી નિન્દા પહેલી વાર સાંભળે છે. એ બધી વાતો પરથી તેને એ વિવિધ-નામધારી કોઈ કિશોર લાગે છે.

'અહો નવલ ને જુનો પ્રકટ ગુપ્ત વળિ નિર્મલ દુષ્ટ,

અને તેથી તે મૂંઝાઈને પૂછે છે કે જેટલો સુખદાયી તેટલો જ ક્લેશકર "કૃષ્ણ આ છે કિરુ ?"–એ છે કોણ, ભાતભાતનાં રૂપ ધરીને અનેકાનેક મનુષ્યોનાં મનમાં અગણિત રીતે લીલા કરનારો, એમનામાં ભારે મનોમન્થનો જગાડનારો ?

સુકુમાર ભક્તહૃદયની ગોપી શર્મિલાને એ હૈયા-વલોવણા પ્રશ્નોનો આખરી ઉત્તર આ બાર મંગળના એટલે કડવાંના નાના સરખા આખ્યાનના દસમા મંગળમાં શ્રીકૃષ્ણના દિવ્ય સ્વરૂપના દર્શનને રૂપે મળે ત્યાર પહેલા તેને, સર્વ સાચા ભક્તોની જેમ એકાદ કટુ અનુભવ તો બીજા મધુર અનુભવો થાય છે. આમાંનો પહેલા પ્રકારનો અનુભવ, બહુ મોઢે ચઢાવેલી લાગે તે એની નણંદ માલતી કરાવે છે. જાણે કોઈ અપ્સરા કે વિદ્યાધરી હોય તેવી, વિદ્યુત સમાં તેજે ઝગઝગતી રાધાસુંદરીનાં દર્શન જેણે તુરતનાં કરેલાં તે શર્મિલા ગાય દહોતી દહોતી રાધાકૃષ્ણનું નામગુંજન કરતી હોય છે. માલતીથી આ ખમાતું નથી, કેમ કે તેના મનથી કૃષ્ણ ' છળપ્રપંચી કહાનડો ' છે અને રાધા તો ગોપીઓને દુરાચાર દોરનાર. વંશીકરણી ' રાધી ' છે; તે એટલેથી ન અટકતાં શર્મિલા પર આળ ચઢાવે છે કે " ચહે અવર સંગ તું "–એટલે કે કૃષ્ણ ભણી તું પતિભાવે જુએ છે. આવું આળ સરળ ને શુદ્ધ હૃદયની એ ગોપિકાને અસહ્ય, તેથી પેલીને મૂંગી કરવા તે નણંદનું મોઢું જેવી દાબે છે તેવી જ માલતી ભાભીની હથેળી કરડે છે. તે છોકરી કુટંબમાં એવી તો અતિ લાડકી છે કે

આ વાતમાં પોતાના ભાઇને પણ વચ્ચે પડવા દેતી નથી. પરિણામે શર્મિલા બે દિવસ તો બહુ પીડાય છે પણ સાસુની સારવાર–અને તેથી પણ અધિક અંશે તો એની આતુરા કૃષ્ણભક્તિ–તેને પાછી ક્ષેમખેમ ને હરતીફરતી કરે છે. આકરી કસોટીને પણ અડગ શ્રદ્ધાબળે પાર કરનાર એ ગોપીના સાધના–કાળના મીઠા અનુભવો એટલે ઉપર કહ્યું તે રાધા-દર્શન, અને એવું જ વિસ્મયકર દર્શન ભાવોન્મત્ત, કારુણ્યમૂર્તિ જસોદાનું; તેની સદ્‌ભાગી કો સખીને થએલ કૃષ્ણદર્શનનું આહ્લાદક શ્રવણ, પોતે એક દિવસ પતિને ભાત આપવા જતી હતી ત્યારે તેને કૃષ્ણે અલૌકિક વેણુનાદે મુગ્ધ કરીને—ગોપીના માથા પરની મટુકીમાંથી અને ઝાડની ડાળોમાં સંતાઈ રહીને–ચોરેલી છાશનો પ્રસંગ; તેમ જ એ વિશેની તેની ફરિયાદનો પછીથી કૃષ્ણ લાક્ષણિક જવાબ અદીઠ રહીને આપે છે ત્યારે શર્મિલા તેની મસ્તીભરી ને કટાક્ષમય વાણી પહેલી જ વાર સુણે છે એ પ્રસંગ; અને, આ સર્વ ઘટનાઓ દરમ્યાન એ વહાલસોઈ પતિપરાયણ યુવતી અનુભવે છે તે એના પતિ માધવનો અખંડ તેટલો જ નિર્મળ, ઉષ્માવંત પ્રેમભાવ.

આવી છે એ શર્મિલા અને આવું ભક્તિમય છે એનું ગોપીજીવન. પરન્તુ એ જીવનની પરમ સિદ્ધિ થએલી તો આપણે જોઇએ છીએ કાવ્યના દસમા મંગલમાં, જ્યાં તે પોતાને લાધ્યાં એ શ્રીકૃષ્ણચન્દ્રનાં દર્શનનું–એ પૂર્ણ પુરુષોત્તમના દિવ્ય સ્વરૂપનાં સાક્ષાત દર્શનનું–વર્ણન પતિ પાસે કરે છે. કેવાં છે એ દૈવી દર્શન ? ... જમના જળની ગાગર ભરીને ઘેર જતી એ ગોપી; માર્ગે આવે છે વિશાળ એક ગુલમહોરનું ફૂલ–છવાયું વૃક્ષ; એની નીચે તેના પગ થંભી જાય છે; અસહાય એવી શર્મિલા મૂંઝાય છે–પણ ત્યાં તો ઉપરની ઘટામાંથી ગંભીર, અનુરાગી અને મોહક એક અવાજ સંભળાય છે, જે તેને હૈયે વસ્યા શ્રીકૃષ્ણનો જ છે–જે તેને તુરતમાં જ થવાનાં લોકોત્તર દર્શન અને સંવેદન માટે ધીમે ધીમે ને પ્રેમપૂર્વક તૈયાર કરે છે અને પછી તો, એ ધન્યભાગી વ્રજસુન્દરીના જ શબ્દોમાં—

ઉગ્યો ગગન નીલ ભાણ, વ્રજ આખું તેજે તગ્યું.
અને મુજ સમક્ષ એ વિટપ આવરી અવતરી;

---

૧. જો કે પાછળથી એને પસ્તાવો થાય છ ખરો.

અનુપ શુદ્ધ મૂર્તિ એ, અમર દીપ્તિ ઓજસ્વતી,
અગાધ પરમાદ્ભુત. ... ... ...

એ અનુભવ વર્ણવતાં વર્ણવતાં પણ શર્મિલાને હરખનાં આંસુ આવે છે, તે સાત્ત્વિકભાવે રોમાંચ અનુભવતી ધ્રૂજે છે, અને માધવે તેને વાંસે ને માથે મૃદુતાથી હાથ ફેરવતાં ઊભરો શમ્યા પછી કાવ્યની કદાચ સૌથી ચિત્રાત્મક પંક્તિઓમાં વર્ણન આમ પૂરું થાય છે :

... ... ... ... ... ... ને એ છવિ
પ્રભાવક વરેણ્ય એ વધિ વધી જ નીલાચિંએ
રહ્યો બનિ શિરેથિ પાય લગિ નીલ વિદ્યુત્-ઘડયો
ઉંચો સબળધી તપસ્વિ મુનિ જ્ઞાન પુરુષોત્તમ.

'ગોપીહૃદય'ના મુખ્ય કથાભાગનો આટલો પરિચય અહીં બસ થશે. એ સાંભળીને આપનામાંથી કેટલાકને એમાંનું ચમત્કારતત્ત્વ ખૂંચ્યું હશે; ઘણાકને એ કવિકલ્પના તરીકે નિભાવી લેવા જેવું લાગ્યું હશે; થોડાં-ઘણાં અધ્યાત્મલક્ષી કે ધર્મિષ્ઠ હૃદયોએ એ તત્ત્વવાળી કાવ્યમાંની ઘટનાઓને વાસ્તવિક સત્ય તરીકે સંભવિત અથવા તો શક્ય ગણી હશે. એ ત્રણે પ્રકારના શ્રોતાઓને આ સ્થળે તો એટલું જ કહી શકાય તેમ છે કે પુસ્તકના આરંભે જે પ્રવેશક આપણા સુધીર વિચારક ને સમર્થ લેખક રા. અંબાલાલ પુરાણીએ લખ્યો છે તે વાંચશો. તેમણે એ વિસ્તૃત નિબન્ધમાં કાવ્યના સમગ્ર વિષયનું તથા વિષયનાં સર્વે નાનાંમોટાં અગત્યનાં અંગોપાંગનું જે નિરૂપણ કર્યું છે તે સૂક્ષ્મદર્શી, સૌયે સહૃદયોને માટે બુદ્ધિગમ્ય તેમ જ સુગમ શૈલીમાં થએલું હોવાથી ઉપલા ત્રણે પ્રકારના શ્રોતા કે વાચકોમાંથી કેટલાકને સંતોષ્યા વિના રહેશે નહિ અને બીજાઓને અધ્યાત્મજીવન તથા ચમત્કારો વિશે નવેસર વિચાર કરવા ભણી તો વાળશે એમ મને લાગે છે. એમાંનાં અધ્યાત્મવિષયક મન્તવ્યો તથા વિધાનોનો પાયો શ્રીઅરવિન્દ સરખા ઋષિવરની આર્ષદષ્ટિ તથા અનુભૂતિ પર રચાયો છે એ હકીકત જેમ પ્રવેશકની વિશિષ્ટતા છે તેમ કાવ્યનાં રસ ને રહસ્ય ગ્રહણ કરવામાં પણ અસાધારણપણે સહાયભૂત બને છે.

"ગોપીહૃદય" કાવ્ય તરીકે કેવું છે એ પ્રશ્ન વિચારતાં સૌથી પહેલું આ કહેવું જોઇએ કે શ્રીકૃષ્ણનું જીવન અને અદ્ભુત પ્રભાવ એ તેનો વિષય છે તેથી સંખ્યાબંધ વાચકો એના પ્રત્યે આકર્ષાય એવો તેનો પ્રથમ નથા

મુખ્ય ગુણ એ છે. એનું બીજું આકર્ષણ એટલે મૂળ અંગ્રેજીમાંના બીજ-ને—અને એ બહુધા યથોચિતપણે—વિકસાવવા માટે કવિએ ગોપજીવન-ની કે પ્રકૃતિદૃશ્યોની જે વીગતો પૂરી છે તે કથાપ્રસંગોમાં થએલા ફેરફાર કે ઉમેરા પણ ઘણાખરા આપણા વાચકો માટે કાવ્યની રમ્યતાને અધિક હૃદયંગમ બનાવે તેવા છે. વળી, એકંદરે સરળ શૈલીમાં ને ધીરગંભીર પ્રવાહી પૃથ્વીછંદમાં થએલાં વિવિધ વર્ણનો કાવ્યમાં સ્થળે સ્થળે આવે છે તે પણ એના એક વિશેષ સુન્દર આકર્ષણ તરીકે ગણાવવાં જોઇએ.

આવી બહુવિધ ગુણસંપત્તિવાળું આ 'ગોપીહૃદય' કાવ્ય એના કર્તાની લાક્ષણિક કૃતિ છે એટલે એમની કવિતાના શોખીઓમાં હમણાં પ્રિય થઇ પડશે તેમ ભાવિ સહૃદયોને પણ ઉપલાં સર્વ કારણે ઉચ્ચ પ્રતિનો કાવ્યાનન્દ આપશે એમ વિશ્વાસપૂર્વક કહી શકાય.

૨

'પારિજાત'ના પ્રતિભાશાળી કવિ પૂજાલાલની વિશેષ ઓળખાણ આપને આપવાની જરૂર ભાગ્યે હોય. તેમના જ શબ્દોમાં, જે અંગ્રેજી પુસ્તક 'વર્ડ્ઝ ઑફ ધ મધર'માં "હૃદયંગમ વેધકતા, સ્વાભાવિક સરળતા અને પ્રસાદ" છે તેમાંના નાના સૂત્રાત્મક ગદ્યખંડોનું ગુજરાતી પદ્યમાં કરેલું ભાષાન્તર એટલે શરૂઆતમાં સૂચવ્યું તે 'માતાજીનાં મોતી.' શ્રી અરવિન્દ-આશ્રમનાં "મધર" એટલે માતાજીના એ અંગ્રેજી પુસ્તકમાં જે ૭૫-૭૬ ખંડો છે તેમાં એની અસલ ફ્રેંચ આવૃત્તિમાંથી કેટલાક ઉમેરી, અંગ્રેજી-માંનાં પણ કોઇ કોઈ સ્થળે એક સૂત્રનાં બે કરી, આ ગુજરાતીને ૧૦૮ સુન્દર ને પાસાદાર મણકાની માળા કવિએ, એક વેદનશીલ ગુજરાતી સાહિત્ય-કારના હૃદયમાં એ સત્યો સ્ફુર્યાં હોય તેની રીતે, બનાવી છે. એમણે તેમ કરતાં સ્થળે સ્થળે મૂળ લખાણને વિકસાવ્યું અથવા એને સહેજ 'જુદું' રૂપ આપ્યું હોવાથી, એ પદ્ધતિનો ઉપયોગ પણ ઔચિત્યપૂર્વક કરવાનો કવિનો પ્રયાસ હોવાથી, આપણા વાંચનારને પણ આ પાણીદાર કાવ્યમૌક્તિકો રમણીય લાગશે. આ કથન એક ઉદાહરણથી સ્પષ્ટ કરવાનો યત્ન કરીએ. કલા વિશેનું એક વચન 'વર્ડ્ઝ'માં આ પ્રમાણે છે: "If art is to manifest something in the divine Life, there also a vast & luminous peace must express itself." એનું ગીતિમાં ઉતારાયલું ગુજરાતી આ પંક્તિઓમાં મળે છે:

દિવ્ય જીવને કંઈ ને અભિવ્યક્તિ -
- કરવાનું કલા ! દિલ તો
અમિત શાન્તિ જ્યોતિર્મય પ્રગટ
કર્યા વણ અરથ નહીં જ સરે.

આમાં અંગ્રેજીનું લાઘવ નથી અને તેટલે અંશે સચોટપણું જરા કમી થાય છે એ ખરું, પણ એ ગુણો ગુજરાતીમાં રાખવા જતાં ભાષાન્તર શુષ્ક થાત, કદાચ અવિશદ પણ થાત, એટલે મૂળનો ભાવાર્થ બરાબર જળવાય તેમ ગુજરાતીને કાંઈક જુદા ઢાળામાં ઢાળ્યું છે એ વાચકની નજરે યોગ્ય થયું ગણાય.

'માતાજીનાં મોતી'ની કાંઈક વીગતે પિછાન કરાવતાં કહેવાનું કે: જેમને પ્રભુમય જીવન તરફ વળવું હોય, દેહ પ્રાણ તથા મનને વિશુદ્ધ કરી એવું ઊર્ધ્વગામી જીવન ગાળતા થવું હોય, અન્તરાત્મા એમ જાગ્રત થતાં સંસારમાં રહેલે પણ (અને પૂર્વસંસ્કાર જો હોય અનોખા, તો એકાન્તસેવન કરતાં કરતાં) સજીવન કર્મયોગના સાચા સાધક થવું હોય-ઉપરાંત, ભગવાનની કૃપાની વિસ્મયકારક અમોઘતા, એની પરમ વાસ્તવિક ક્રિયાશીલતાના ભેદની જાણથી માંડીને, જે અદૃશ્ય સૃષ્ટિનાં સારાંતરસાં સત્ત્વો આપણા ક્ષણેક્ષણના દૈનિક જીવન સુધીનાં સર્વ કાર્યો પર તેમ કલાની લલિત કૃતિઓ પર—અ.પણા 'સિનારિયો'ના લેખનકાર્ય પર સુદ્ધાં—પ્રભાવ પાડે છે તેમની કાંઈક ભાળ મેળવવી હોય, તેમને માટે એ પુસ્તિકા પહેલા નંબરની પ્રવેશિકા છે. ઉચ્ચ જીવનની થોડીઘણી પણ ખરી અભીપ્સા જે હૃદયોમાં જાગી હશે તે સર્વને આ "અમૃતબિન્દુ સમાં સુવચનો" મધુર લાગશે, માર્ગદર્શક થશે અને શાન્તિપ્રદ નીવડશે-એમાં સંદેહ નથી.

૩

આ સંભાષણમાં સંક્ષેપે અવલોકવાના ત્રીજા પુસ્તકમાં-ગુજરાત સાહિત્યસભાની નવી, ૧૯૪૨-૪૩ની કાર્યવહીમાં—પણ ધર્મ તથા ફિલસૂફી સાથે સંબન્ધ ધરાવતાં જે પાંચ લખાણો છે તેના પરિચયથી એને વિશે બોલવાનો આરંભ કરવો ઉચિત ગણાશે. તેમાં માનનું સ્થાન પ્રા. ઉમાશંકર સાથેની અખા વિશેની પ્રશ્નોત્તરીને ઘટે છે કેમ કે તેમના ઉત્તરોમાં વિષયનો ઝીણવટભર્યો અભ્યાસ છે, એની પર કેટલોક નવો પ્રકાશ પડે છે અને ધર્મ તથા ભક્તિ જેવી બાબતના ઘણા-

ખરા શિક્ષિતોની અનુમાનીતી બાબતોની યોગ્ય સમજ છે. આ વર્ગના બીજા ભાષણો પણ આ (બંને અર્થમાં કીમતી એવા) સંગ્રહમાં છે: પ્રા. રામનારાયણે સ્વ. આચાર્ય આનન્દશંકરની કેટલીક વિશિષ્ટ સેવા તારવી બતાવી છે; કવિદૃષ્ટિએ કરેલું તત્ત્વદર્શન હિંદમાં કેવી રીતે રસભર બન્યું છે એ રા. રતિલાલ મો. ત્રિવેદીએ દર્શાવ્યું છે; રા. કેશવરામ કા. શાસ્ત્રીએ જાતઅનુભવને આધારે એવી સંભાવ્યતા સૂચવી છે કે વ્યક્તિ-માત્રના જીવન પાછળ દૈવી નિયંત્રણ છે અને ડૉ. હરિપ્રસાદે ઉત્તર ગુજરાતનાં પ્રાચીન સંસ્કારકેન્દ્રો ધર્મારણ્ય તથા બ્રહ્મક્ષેત્ર વિશે પુરાણો પરથી રસિક માહિતી આપી છે. કાર્યવહીના એ બીજા વિભાગમાંનાં આ સિવાયનાં લખાણો સાહિત્ય, ઊંચી કેળવણી તથા પ્રાચીન કાવ્યો વિશેનાં છે અને તે 'ધૂમકેતુ' અને પ્રા. અનંતરાય મ. રાવળની તેમ જ રા. કેશવરામ શાસ્ત્રી, રા. નટવરલાલ ઈ. દેસાઇ તથા પ્રા. પ્રસન્ન ન. વકીલની અભ્યાસવૃત્તિ ને અનુભવી કલમનાં ફળ છે.

પહેલા વિભાગમાં એંતાળીસના ગ્રન્થસ્થ વાઙ્મયનું વિવેચન પ્રાધ્યાપકો મનસુખલાલ મ. ઝવેરી, સુન્દરજી ગો. બેટાઇ તથા યશવન્ત શુ. નાયકે શ્રમ-પૂર્વક ને તીવ્ર કર્તવ્યબુદ્ધિથી કર્યું છે. સવાસો પાનાંમાં સમાવાયલા એ દોઢસો પુસ્તકોના પરિચય અવલોકન કે સર્વસામાન્ય ચર્ચા સૂચનો વગેરેમાં છતી થતી ત્રણે લેખકોની વિવેચનશક્તિ આ પ્રકારના કાર્યને માટે હોવી જોઇએ તેવી સમતોલ તથા સમભાવયુક્ત હોવાથી પ્રત્યેકે એ સાલના લલિત, લલિતેતર અને ભૌતિક વિજ્ઞાન એટલે 'સાયન્સ'ના વાઙ્મયને ન્યાય આપવાનો આદરણીય પ્રયાસ કર્યો છે એમ ખુશીથી કહી શકાય. એમાંનો પ્રા. ઝવેરીનો વિવેચનનિબન્ધ રસાળ ને ગૌરવાન્વિત શૈલીનો લાભ પામ્યો હોઈ અધિક આકર્ષક બન્યો છે. ત્રણે સમીક્ષકોને એમના મૂલ્યવાન કાર્ય માટે અભિનન્દન આપી આ નાની સરખી સંભાષણ—સમીક્ષા પૂરી કરું છું.

વિ. ક. વૈ.

સ્વીકાર-પૂર્તિ : ગણપતરામ અ. ત્રવાડીની જીવનરેખા (૨. પી. જાની, મ. ત્રિ. ભટ્ટ).—'જીવનનાટક' : બળદેવ પ્ર. મોલીઆ, સૂરત [રૂ. ૧]

# કલ્પિત છતાં જીવન્ત

ગ્રામચિત્રો: ઈશ્વર પેટલીકર, મુદ્રક અને પ્રકાશક: (શ્રી ગોરધનભાઈ મૂ. પટેલ ચરોતર પ્રિં. પ્રેસ, આણંદ; ૨ રૂા.)

આ ગ્રામચિત્રોમાં ગામડાંની દુર્દશાનાં રસિક અને માહિતીપૂર્ણ, અનુકંપાભર્યાં અને આંખ ઉઘાડી નાંખે એવાં પ્રતીતિજનક ચિત્રો છે. એ દુર્દશાનું આલેખન, લેખકે ગામડાની કેટલીક મુખ્ય મુખ્ય તથા ગૌણ વ્યક્તિઓ તેમ જ કેટલાંક ઓપાત્રોનાં રેખાચિત્રો દોરીને કર્યું છે. એ કોઈ ખાસ વ્યક્તિઓ નથી પણ ગામડાના દરેક વર્ગના કલ્પિત પ્રતિનિધિ રૂપ છે. એ સર્વનાં ચિત્રો ચિત્તમાં ઠરે એવાં વાસ્તવિક અને સજીવ બન્યાં છે; કારણ કે લેખક, અઠવાડિયામાં બે જ વાર ટપાલ આવે એવા ગામડામાં, પોતે જેને "અસ્ત્રીનો અવતાર" જેવો લાચારીભર્યો ગણે છે એવો શિક્ષકનો ધંધો સ્વીકારીને ગ્રામસમાજની વચ્ચે વસ્યા છે. આથી ગ્રામસમાજ સાથે એમનો સંપર્ક અત્યન્ત ગાઢ અને જીવન્ત છે. ગ્રામપ્રજાનાં અજ્ઞાન, વહેમ, નિરક્ષરતા, સ્વભાવની સંકુચિતતા, રૂઢિજડતા, વ્યસની ટેવો વગેરે અનેક અનિષ્ટ તત્ત્વોથી લેખક પરિચિત છે. એ સર્વનો ગેરલાભ ઉઠાવનાર સરકાર અને એના જડ તંત્રવાહકો જેવા મુખી, તલાટી, શાહુકાર વગેરેની ચૂસણનીતિ તથા ગામડાના દુકાનદાર, જોષી, વૈદ, ભૂવા, બાજઅડિયા વગેરે વર્ગોનું કેવળ સ્વાર્થી માનસ, ઈર્ષાળુ સ્વભાવ, તથા ઉદરંભરી નીતિથી પણ લેખક સારી રીતે જાણીતા છે. એ ઉપરાન્ત ગ્રામજીવનમાંથી ભૂસાતા જતા જૂના ચીલા, રીતરિવાજો અને એ જીવનમાં પ્રવેશ પામતાં નવાં બળો, નવી ભાવનાઓ, નવો પ્રાણસંચાર, એ સર્વને લીધે ગ્રામજીવનમાં ઉદ્ભવતાં પરિવર્તનોનો લેખકને બરાબર ખ્યાલ છે. ગ્રામસમાજની ભાષા, તળપદા શબ્દોના પ્રયોગો, કહેવતો વગેરેનું લેખકને સારું જ્ઞાન છે. ટૂંકમાં ગ્રામજીવનનાં એકેએક અંશનું લેખકનું જ્ઞાન તલસ્પર્શી છે. આથી એમનાં ચિત્રોમાં કલ્પના અને અતિશયોક્તિના રંગલપેડા નથી. ઉપરછલ્લા અવલોકન અને પૂર્વગ્રહની જડતામાંથી ઉદ્ભવતી પક્ષિલતા નથી. તેમ કેવળ હકીકતોનું શુષ્ક નિબન્ધાત્મક નીરસ આલેખન નથી. પણ પોતાની સર્જક પ્રતિભામાંથી ઉદ્ભવેલું, કલાકારને છાજે એવું, ગામના મુખી, તલાટી, શાહુકાર અને ખેડૂતથી માંડી મજૂર, વાઘરી, કુંભાર, સુથાર તેમજ ગામફોઈ, રબારણ અને

ભીલડી જેવાં પાત્રોના જીવનનું, હકીકતની સચ્ચાઇથી ભરેલું સમગ્રતાપૂર્ણ, વૈવિધ્યમય, રમણીય, રંગદર્શી અને રસદર્શી આલેખન છે. ગ્રામસમાજના એ દર્શન અને એની સમીક્ષા પાછળ લેખકની સર્વકલ્યાણની ભાવના છે, એટલે એમાં ક્યાંય પણ કટાક્ષયુક્ત ટીકા નથી, પણ સમભાવી અને સંવેદનશીલ, સૂક્ષ્મ નિરીક્ષકની ચોકસાઇભરેલી સર્વગ્રાહી દૃષ્ટિ છે. કોઈપણ વ્યક્તિ પ્રત્યે કટુતાજન્ય રોષ નથી પણ સહાનુભૂતિ અને તટસ્થતા છે. કેમકે ગામડાની આ કરુણ પરિસ્થિતિનાં મૂળ લેખક સમજે છે. ગ્રામજીવનના જટિલ પ્રશ્નોની વિચારકને શોભે એવી સૂઝ છે; એ પ્રશ્નોના ઉકેલની એમની પાસે દૃષ્ટિ છે.

એ ઉપરાન્ત, ચિત્રોની સફળતાનું બીજું મુખ્ય કારણ તે શૈલીની રમણીયતા છે. ચકરાવો લેતા વિમાનની માફક નહિ પણ લક્ષ્યસ્થાને પહોંચતા ગરૂડની માફક લેખકની શૈલી સીધી તેમજ વેગીલી છે. વિષયભૂત વ્યક્તિઓનાં સ્વભાવગત લક્ષણો અને ટેવો તેમ જ વર્તનની રેખાઓ લેખક એટલી ઝડપથી અને એવી કુશળતાથી દોરે છે કે વ્યક્તિની છાપ ઝપાટાબંધ ઊપસી આવે છે. કોઈ પણ ચિત્ર ઝાંખું, અસ્પષ્ટ તેમ જ અપૂર્ણ તેમ વધુપડતી રેખાઓથી કોઈ ચિત્ર વિકૃત પણ નથી બન્યું. રહી નથી જતું.

ટૂંકાં ટૂંકાં વાક્યો, સાદી છતાં અર્થવાહી ભાષા, વિનોદી અને મર્મયુક્ત, હળવી તેમ જ રમતિયાળ શૈલીમાં, લક્ષ્ય ચૂક્યા વિના, ઔચિત્ય અને પ્રમાણભાન જાળવીને આલેખેલાં એ ચિત્રો નવલકથાની જેમ વાર્તારસ પોષે છે. એક એક ચિત્ર પોતપોતાની રીતે સંપૂર્ણ છે છતાં ય એ પૃથક્ પૃથક્ ચિત્રો વિશાળ ફલક પર આલેખાયેલા ચિત્રના ઘટક અવયવો બની રહી ગ્રામજીવનનું તળિયાથી તે સપાટી સુધીનું એક અખંડ ચિત્ર દૃષ્ટિ સમક્ષ ખડું કરે છે. દૃશ્યની આવી સમગ્રતા શૈલીને જ આભારી છે. એ અખંડ ચિત્ર ગ્રામજીવનની ઝીણામાં ઝીણી અનેક માહિતી આપે છે, અવનવી લાગણી જન્માવે છે અને બુદ્ધિને જાગ્રત કરે છે.[1]

આવાં અપૂર્વ, સુન્દર અને કલામય ચિત્રો માટે લેખકને સાચે જ

1. [ આ બે કંડિકા શુદ્ધિપત્રક પ્રમાણે સુધારી વાંચવી.] સં. માનસી.

અભિનંદન ઘટે છે.

કૃષ્ણવીર ત્રૈ. દીક્ષિત

## બસો–પાંચસો શબ્દોમાં

### બંગાળી લિટરેચર[1]

પી. ઇ. એન. સંસ્થાના ભારતીય કેન્દ્રની આશરે બે દસકાની સેવામાં તેની આ લઘુ પુસ્તકમાળા ધી ઈન્ડિયન લિટરેચર્સ મહત્ત્વનું સ્થાન લે છે. આખી માળાના મણકાને જે બાર મણકા કરવા ધાર્યા હતા તેમાં હવે ત્રણ ઉમેરાતાં, બધી મળી આટલી પંદર ભારતવર્ષીય ભાષાઓ પર આપણને ઉપયોગી પ્રવેશિકાઓ મળશેઃ આસામી, બંગાળી, ગુજરાતી, હિન્દી, ઇન્ડો-એંગ્લિયન, કન્નડ, મૈથિલી, મલ્યાળી, મરાઠી, ઉડિયા, પંજાબી, સંસ્કૃત, તામિલ, તેલુગુ અને ઉર્દૂ (આમાંની નં. ૭, ૧૧ ને ૧૨ પાછળથી ઉમેરાતાં, કુલ સંખ્યા હાલ ઉપર કહ્યું તેમ પંદરની છે). આ પ્રત્યેક સુઘડ પ્રકાશન ખાદીની બાંધણીનું હોય છે અને પ્રત્યેકનું પૂંઠું ઉઘાડતાં જ હિંદનો જે નકશો નજરે પડે છે. તેમાં જે દેશવિભાગ સંબન્ધી પુસ્તક હોય તે આકર્ષક રીતે રંગાયલો છપાય છે એ તેની વિશેષતા છે. પહેલા પુસ્તક 'આસામીઝ લિટરેચર'ની નોંધ અમે (માર્ચ '૪૨ના અંકમાં) લીધી હતી; બીજું આ બંગાળી વિશેનું છે અને ત્રીજું નામે 'ઇન્ડો–એંગ્લિયન લિટરેચર' (કર્તા પ્રા. કે. આર. શ્રીનિવાસ આયંગર) રૂા. ૨ાાની કિંમતે બહાર પડ્યાનું એપ્રિલની[2] પી. ઈ. એન. પત્રિકામાં જાહેર પણ થયું છે.

સમગ્ર માળા માટે સ્વીકારાયલી યોજનાનુસાર પ્રસ્તુત પુસ્તક પણ ત્રિભાગી છેઃ મધ્યકાલીન સાહિત્ય, અર્વાચીન સાહિત્ય, ભાષાન્તરિત પદ્યગદ્યખંડોની નાની સરખી સુમનમાલાઃ ઉપોદ્ઘાતકાર બાબુ રામાનન્દ ચેતર્જીનું મુખ્ય વિધાન એ છે કે હિંદના સર્વ પ્રાન્તોમાં

---

૧. કર્તા અન્નદાશંકર તથા લીલા રાય: ધ પી. ઈ. એન. બુક્સઃ ધી ઇન્ડિયન લિટરેચર્સ (૧૯૪૨ઃ ધી ઇન્ટરનેશનલ બુક-હાઉસ, લિ; મુંબાઇ. રૂા. ૨–૦–૦)

૨. એ એપ્રિલ ૧૯૪૩ નો. આ નોંધ ગયા વર્ષના જુન અંક માટે લખાઇ હતી પણ આ સ્થળ–સંકોચને લીધે છાપી શકાઇ નહોતી. (ઇન્ડો–એંગ્લિ-લિટ. હવે તો વર્ષદિવસ પર પ્રકટ પણ થયું છે. (જુલાઇ ૧૯૪૪)

પૂર્વાર્ધ છે. ઉત્તરાર્ધમાં પ્રાચીન ગ્રીસ–રોમનાં શિલ્પ–સ્થાપત્ય નજરે નિહાળતાં ઉદ્‌ભવેલા ભાવોથી પ્રેરાયલું કેટલુંક ઊંચી કોટિનું સર્જનશીલ વિવેચન (જેમ કે, વીનસ ડી મિલો તથા 'સંગીતનાટ્ય' ('ઓપેરા') વિશેનાં) છે. બંને વિશિષ્ટ લક્ષણોને કારણે પુસ્તક સાહિત્યપ્રેમીઓને ઘણા સમય સુધી ફરીફરીને આકર્ષતું રહેશે. એમાં સંદેહ નથી.

**ઇતિહાસની રૂપરેખા :** અનન્તરાય પ્રભાશંકર પટ્ટણી (ભાવનગર સમાચાર કાર્યાલય, ભાવનગર; રૂા. ૧||).–સારી અદ્‌ભુતરસિક નવલકથાને પણ એક વાર તો અલ્પરસિક કહેવરાવે તેવી ઉત્પત્તિકથા. તે ગુજરાતીમાં પ્રસ્તુત વિષયનું સૌથી પહેલું પુસ્તક નથી[1] પણ સૌથી મનોરમ તો અવશ્ય છે. પૂંઠા પરના અભિનવ ને વિસ્મયજનક ત્રિકાલદર્શનથી[2] માંડી, એનાં છેલ્લા પાના સુધીનું એક પણ પાનું દેખાવે કે વાચને નીરસ નથી. એનાં ચૌદ પ્રકરણમાં વેલ્સકૃત 'આઉટલાઈન ઑફ હિસ્ટરી'ના પહેલા બે ખંડને અનુસરી પૃથ્વી તથા એની પર જીવસૃષ્ટિની ઉત્પત્તિ, વનસ્પતિ તથા પ્રાણીઓનો વિકાસ અને માનવીનો પણ પૃથ્વી પર થએલ ક્રમિક વિકાસ તેમ જ એની ભાષાઓનાં પ્રારંભિક ઘડતર : આ વિષયોની હકીકત, માત્ર ગુજરાતી જાણતા વાચકોમાં એ જ્ઞાન પ્રસારવાના સ્તુત્ય તથા સહજ નીવડેલા હેતુથી, કર્તા કહે છે તેમ, "સરલ ભાષામાં અને સચિત્ર રૂપમાં" રજૂ થઈ છે. એની ખરી ખૂબી પુસ્તક જોયે–વાંચ્યે બરાબર સમજાય તેમ છે કારણ કે વિષય શાસ્ત્રીય હોવા છતાં, નિત્યનો લેખનવ્યવસાયી કોઈ પણ ગુજરાતી લેખક કદાચ ન વાપરી શકયો હોત તેટલી સગૌરવ ક્યો સુગમતાવાળી તેમની ભાષા છે; અને, પુસ્તકમાંનાં પચાસથી ય વધુ રંગીન

---

૧. યાદ આવે છે તે, ન્યૂનાધિક અંશે આ પ્રકારના અલ્પરૂપ પ્રયાસો એટલે : ગુજ. વર્ના. સોસાયટીનાં બે પ્રકાશનો (૧) વેલ્સના જ સંક્ષિપ્ત જગત-ઇતિહાસનું ભાષાન્તર તથા (૨) સ્વ. દેરાસરીકૃત દ્વિભાગી 'ભૂસ્તરવિજ્ઞાન,'; (૩) ફ્રોબ્સ–સભાનો 'પૃથ્વીનો ઈતિહાસ'; અને (૪) શ્રી સયાજી–બાલજ્ઞાનમાલામાંનું 'બાલપૃથ્વી.'

૨. અતિ પુરાતન પ્રાણી. ડિપ્લોડોકસનો, એવા એક માનવી પિથેકૅન્થ્રોપસનો તથા લીલાભર્યા બે બાળકો રૂપે) અર્વાચીન માનવીનો સમય : એ ત્રણ કાળના સમૂહચિત્ર તરીકે એ ત્રિકાલદર્શન છે અને નજરે પડતાં જ કલ્પના પર સચોટ અસર કરે છે.

ને સોહાં ચિત્રો, નકશા તથા આલેખો સમગ્ર વિષયને આબાલવૃદ્ધ વાચક માટે જાણે હસ્તકમલવત્ બનાવી દે છે. રંસભર્યાં નાટકો સિંહગઢ તથા સન્ત જૉઅનના રચનારનો આ નવી દિશાનો અભિનન્દનપાત્ર પ્રયાસ એમના રાજકાજમય વ્યવસાયી જીવન છતાં બલ્કે એમાંથી સુખપ્રદ આવશ્યક ઉપરામ કોઈ કોઈ વાર પામવા, બીજા અનેકનો પુરોગામી નીવડી એમને હાથે વિશેષ વાઙ્મયસેવા કરાવે એમ ઇચ્છીએ છીએ.

**પિરામિડની છાયામાં :** ચન્દ્રશંકર પ્રા. શુકલ ( ૧૯૪૩ : ભારતીય વિદ્યાભવન, મુંબાઇ રૂ. ૨ ).—દ્વિવિધ વિશેષતાયુક્ત નાનું સરખું પુસ્તક: એમાં મિસરી સાહિત્યની—મૃત્યુગીત જેવી તો અધિક આકર્ષક—રચનાઓનાં ભાષાન્તર છે અને આ બિના જ આપણે ત્યાં નવી; બીજું, ભાષાન્તરકલાના આપણા સંસિદ્ધ નિષ્ણાતોમાંના એકે એ કરેલું હોવાથી; કશે પણ ક્લિષ્ટ કે દુર્બોધ નથી. એ સંસ્કૃતિ વિશેની બહુવિધ માહિતી આપતો નિબન્ધ પણ આટલા સંક્ષિપ્તરૂપે વિષયની મુખ્ય વીગતો ગુજરાતીમાં પહેલી જ વાર અહીં એક સ્થળે સંકલિત કરે છે.

**શરતના ઘોડા :** યશવન્ત સ. પંડ્યા ( ૧૯૪૩ : એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઇ; રૂા. ૧ાા ).—સાહિત્ય, સમાજસેવા વગેરે વિષયનાં વસ્તુ લઈ લખાયલાં ચાર ટૂંકાં[1] નાટકો સંભાષણો હાજરજવાબીભર્યાં ને ચબરાકીવાળાં, ( જો કે એમાંય આયાસનાં ચિહ્ન કોઇ વાર જણાય છે. ) તેથી પ્રત્યેક રચના વાંચવી ગમે ખરી. બીજું આકર્ષણ તે, પ્રત્યેકના અન્તભાગનું સ્વાભાવિક અચાનકપણું. નાટકો પંદરેક વર્ષ પરનાં છે. ત્યાર પછીના કેવળ ઇતરવ્યવસાયી જીવને કર્તા પાસે સાહિત્યપ્રવૃત્તિ ત્યજાવી, એ ખેદકર. એ નવા જીવને તેમને "નન્દનન્દન વગેરે [ કુછો, પામરો ] ઝાંખા જણાય," તેવા માનવ—નમૂના દેખાડ્યા છે. એવાઓને નવીનતર રચનાઓમાં મૂર્ત કરવાની આશા આપતી "આમળ ઉપર વાત" બહુ આમળ ઉપર સુધી લંબાય નહિ એમ ઇચ્છીએ છીએ.

**સંસ્કૃત નાટ્યશાસ્ત્રના વિકાસની રૂપરેખા:** પ્રા. ડોલરરાય રં. માંકડ ( ૧૯૪૪: ગુજ. વર્ના. સોસાયટી, અમદાવાદ; રૂ. ૦ાાા ).—સંસ્કૃત

[1] 'એકાંકી' નહિ, કેમ કે એમાં તો સાદ્યન્ત એક જ દશ્ય હોય. એકાંકી પ્રકાર અહીં મુકાબલા 'ઝાંઝવાં'માં જ છે.

કાવ્યશાસ્ત્ર તથા નાટ્યશાસ્ત્રના સક્રિય અભ્યાસીઓ—એ શાસ્ત્રોનો કર્તવ્યબુદ્ધિપૂર્વક માતૃભાષાના જાણનારને લાભ આપવા તત્પર વિદ્વાનો—ગુજરાતમાં કેટલા ? એટલા જ કે તેમને ગણવા માટે એક હાથના વેઢા પણ ઘણા થઈ જાય. આવી સ્થિતિમાં પ્રસ્તુત નાના પુસ્તકમાંની સંસ્કૃત નાટકોના રચનાર કવિઓ તથા તેમની કૃતિઓ વિશેની માહિતી અને નાટ્યશાસ્ત્રના સિદ્ધાન્તોનું નિરૂપણ આવકારને પાત્ર હોય જ. કર્તાના પોતાના વિષયપરિશીલન ઉપરાંત બે સમર્થ દક્ષિણ–ભારતીય વિદ્વાનોનાં લખાણ પરથી તૈયાર થએલું આ પુસ્તક એના વિષય પરત્વે અક્ષરશઃ અપૂર્વ છે કેમ કે એની જોડ જડે તેમ નથી, બીજી કોઈ પણ ભાષામાં. આ હકીકત ગુજરાતી વિદ્વત્તા માટે ઓછી ગર્વપ્રદ નથી. ઉત્તમાંગરૂપ ત્રીજા (સિદ્ધાન્તવિષયક) વિભાગના ઉપવિભાગ 'રસ'માં 'ભાવપ્રકાશ'માંની યોગમાલા સંહિતાનો જે પરિચય સુગમ ભાષામાં વિશદતાથી અપાયો છે, તે પરથી સમજાય છે કે રસનું શાસ્ત્ર નિરૂપતાં પ્રાચીન આર્યબુદ્ધિએ એને કેટલી ઊંડી યથાર્થતાથી, કેવી તો સૂક્ષ્મતાથી, કેવી પર્યાલોચનાપૂર્વક, અધ્યાત્મશાસ્ત્ર અને ચિત્તશાસ્ત્ર સાથે સાંકળી લીધું હતું; ખરી રીતે એ આખા ય ઉપવિભાગમાં આશ્ચર્ય માનજનક ને રસ પડે તેવી સામગ્રી મળે છે. એ આપણને કર્તાએ સંક્ષેપે સુલભ કરી આપી છે, તેમ, વિસ્તારે ને સદૃષ્ટાન્ત કોઈ વાર કરી આપે તો કેવું સારું એમ પણ ઇચ્છયા વિના રહેવાતું નથી. વ્યક્તિકૃતિ–દ્વિપદની ત્રિવિધ વર્ણાનુક્રમણી પુસ્તકની ઉપયોગિતા વધારે છે એ કહેવાની જરૂર ભાગ્યે હોય.

**ચારણો અને ચારણી સાહિત્ય :** ઝવેરચંદ મેઘાણી (૧૯૪૩ : ગુ. વ. સો. અંવાદ; રૂા. ૧).—આ પુસ્તક પણ નવો પ્રદેશ ખેડે છે, કેમ કે કર્તાએ એનાં તેર પ્રકરણ તથા ચાર પરિશિષ્ટમાં વિષય સંબન્ધી જે સૌથી વધુ માહિતી પહેલી વારના સંગ્રહમાં આપી શકાય તે, ગુજરાતની સંસ્કૃતિના 'સંસ્કારધન અને ઇતિહાસધન'રૂપ ચારણજ્ઞાતિ, તેનો ઇતિહાસ, તેણે વિકસાવેલી વિશિષ્ટ વિદ્યા અને કવિતા, તેમ જ એ સર્વની પ્રજાકીય નવવિધાનમાં પ્રોત્સાહકતાની દૃષ્ટિએ સમગ્ર વાઙ્મયનું સ્થાન,—આ સર્વ, અવતરણો છૂટથી આપીને, અહીં રજૂ કરી છે. એ રીતે જેમાં સાર્થ કાવ્યપરિચય અપાયા છે તે સાતમાથી બારમા સુધીનાં

પ્રકરણો તો વધારે રસ પડે તેવાં છે. ઉપર પરિચાયિત પુસ્તકમાં તેમ અહીં પણ ત્રણ પ્રકારની સૂચિ ઘણી માર્ગદર્શક થાય તેવી છે.

**દયારામ-રસસુધા :** સં. શંકરપ્રસાદ છ. રાવળ (૧૯૪૩. એન. એમ. ત્રિપાઠી. લિ. મુંબાઇ; રૂ. ૩).–કવિની સતસૈયાથી ય વધુ ગરબીઓ, 'ભક્તિપોષણ' તથા એ વિરલ ભક્તકવિરચિત બીજાં કેટલાંક પદોનો પહેલો જ સંગ્રહ. પ્રથમ પંક્તિઓની વર્ણાનુક્રમણી નથી એ ગૌણ ક્ષતિ સિવાય આ સુસંપાદિત પુસ્તક મધ્યકાલીન સાહિત્યના હરેક પ્રેમીએ ખરીદીને એમાંની અમૃતકટોરીઓમાંનો રસ આસ્વાદવા જેવો છે.

સવિસ્તર ઉપોદ્ઘાતમાં સંપાદકે આ વિષયો પર માહિતી, વિચારો તથા ચર્ચા આપ્યાં છે; ઊર્મિગીત ને પદ, કવિનાં જીવન-કવન-વિવેચન, ગરબી સાહિત્યપ્રકાર તરીકે, એના રાગ, સંગીતક્ષમતા, નૃત્ય ઇત્યાદિ. આવી અભિનિવેશયુક્ત, શ્રમસાધ્ય કાર્ય માટે પ્રત્યેક દયારામપ્રેમી તેમનો ખરેખર ઋણી છે.

**મોતીભાઈ અમીન,** જીવન અને કાર્યઃ પુરુષોત્તમ છ. શાહ (૧૯૪૨ : પ્રકાશક, સ્વ. મોતીભાઈ ન. અમીન સ્મારકસમિતિ, આણંદ: સોલ એજંટ, પુસ્તકાલય સ. સ. મંડળ, વડોદરા; રૂા. ૨ાા).–સ્વ. સર સયાજીરાવને પોતાની પ્રજાની ઉન્નતિ સાધવાનો જે અલૌકિક ઉત્સાહ હતો અને જે વેધક દીર્ઘદૃષ્ટિ હતી, તે એમનાં ગુણલક્ષણોને રાજ્યમાંની સાંસ્કારિક–સાહિત્ય, શિક્ષણ તથા પુસ્તકાલયોની––પ્રવૃત્તિઓ દ્વારા સાકાર કરવામાં સહાય થનાર જે થોડા સમર્થ ને સન્નિષ્ઠ રાજ્યસેવકો મળી શકેલા તેમની પ્રથમ પંક્તિમાં ગ્રામ-પુસ્તકાલયપ્રવૃત્તિના હિંદભરના પહેલા સંઘટનકાર ('ઓર્ગેનાઇઝર') મોતીભાઈ નરસિંહભાઈ અમીનનું યશસ્વી નામ સોહે છે. એ 'ગ્રન્થાલય-ઉદ્યમ-પિતામહ'ના[1] જીવન તથા પ્રવૃત્તિઓનો આશરે પોણાસાતસો પાનાંનો સચિત્ર વૃત્તાન્ત અહીં, એમના નિકટસંસર્ગી તેમ જ એમને જ હસ્તે સેવાદીક્ષિત લેખકે ચરિત્રનાયકના પત્રો, નોંધો વગેરે ઉપરાંત પોતાની અને મેળવેલી માહિતી પરથી ઊંડા આદરભાવથી, સજીવનં કર્તવ્યબુદ્ધિથી તથા ગુજરાતી સંસ્કારસેવકોમાં વિરલ છે એવી ખંતથી, સ્થિર પ્રવાહી ને

૧. અખિલ ભારત ગ્રા. પુ. પરિષદે તેમને આપવા ચહેલું વિશિષ્ટ માનપદ (પૃ. ૩૯૫).

૧૩

ગૌરવયુક્ત ભાષામાં લખ્યો છે. આવા મહત્ત્વના ચરિત્રગ્રન્થ માટે લેખક-પ્રકાશક ઉભયના આપણે સદાના ઋણી છીએ એમ કહેતાં આનન્દ થાય છે.

વિશ્વદર્શન : સં. છોટાલાલ મા. કામદાર ભારતી-સાહિત્યસંઘ, મુંબાઈ ને અમદાવાદ; (રૂ. ૭-૮-૦).-એક જ વ્યક્તિની કર્તવ્યબુદ્ધિ તથા ઉદ્યોગપરાયણતાના ફલરૂપ, અને, ભૂતકાલમાં સૂર્યમાલાના પ્રભવથી જેનો પ્રારંભ તથા ભવિષ્યમાં ઈ. સ. ૨૭૦૦ સુધીની જેની પહોંચ છે, તે ૬૦૦ મોટાં પાનાંનો આ આકરગ્રન્થ ( માત્ર છ વર્ષમાં ત્રીજી વાર, તેથી શોધિત-વર્ધિત રૂપે ) આપણી ભાષાને આપનાર સંગ્રહકાર તેમ જ એના પ્રકાશકના (જન્મભૂમિ કાર્યા.) આપણે આભારી છીએ. તમારે કોઈ ઐતિહાસિક બનાવ, કોઈ દેશનું રાજ્યબંધારણ, કોઈ સમકાલીન પ્રસિદ્ધ પુરુષના ચરિત્ર વિશે, અથવા તો લડાઇ કે વહેપાર-ઉદ્યોગો વિશે જાણવું હોય; કે પછી ભૂગોળ ખગોળ કે સાહિત્યની યા તો ભૌતિકવિજ્ઞાન નામ-'સાયન્સ'ની કાંઇક રસપ્રદ કે ઓછી જાણીતી છતાં જાણવાજોગ માહિતી જોઇતી હોય તો (હવે તો વિષયાનુક્રમણી સહિતના) 'વિશ્વદર્શન'ની વર્ણાનુક્રમણી તમને તે તે બાબતમાં, સોએસો નહિ તો ૬૦-૭૦ ટકા સંતોષ જરૂર આપશે, એમ કહી શકાય. આ ટકાપ્રમાણ આથી મોટું હોત, જો વિષયોની ગોઠવણી છે એથી વધારે પદ્ધતિસરની હોત તો. આ ખામી સંગ્રાહકની ગફલત કે બેપરવાઇનું નહિ પણ એકાધિક પ્રકારની સંયોગવશતાને કારણે આ આવકારાર્હ, ઘણા ઉપયોગી પ્રકાશનમાં આવી હશે એમ ધારીએ છીએ. હવેની આવૃત્તિમાં એ ને બીજી ખામીઓ ( ગુજ. સં. મંડળના ત્રૈમાસિકે જાન્યુ. '૪૪ના અંકમાં પૃ. ૫૪મે દર્શાવી છે તેવી કેટલીક ) દૂર થશે, નવી આકર્ષક ખૂબીઓ ઉમેરાશે અને 'વિશ્વદર્શન' પોતાના વાજબી રીતે મહેચ્છુક નામને સવિશેષ સાર્થ કરશે એની આશા રાખીએ છીએ.

વિ. ક. વૈ.

## સંદિગ્ધ કૃતિઓ.

પ્રેમાનન્દ-અપ્રેમાનન્દ કૃતિઓએ વર્ષો થયાં કોલાહલ જગાવ્યો છે તેની શરુવાત ( જો કે આ શંકાની શરુવાત તો ૧૯૦૯માં રાજકોટપરિષદમાં શ્રી. નરસિંહરાવના લેખથી થઈ હતી ) વડોદરાની પ્રથમ પરિષદ વેળા થઈ હતી. બીજી વેળા તે સતેજ કરે તેવાં પ્રકારાનો અને તે દ્વારા નવી વાતો,

બહાર આવી છે. પણ તે ચર્ચા પાછળ કટુતા રહી છે તે અનિષ્ટ છે. પ્રસ્તુત પુસ્તકમાં શ્રી. કે. કા. શાસ્ત્રીનો નાસ્તિપક્ષ સચોટ દલીલો અને પુરાવાથી ભરપૂર છે. પણ તે વાતનું છેવટનું સમાધાન કે છેવટનો નિર્ણય થાય ત્યાર પહેલાં બીજી ઘણી વાતો બહાર આવવાની જરૂર છે અને તે આવે ત્યાં સુધીરાહ જોવાની જરૂર છે. સુ. મ. ભટ્ટ

રોશનીઃ તંત્રી ફિરોઝ એ. સરકારે. સૂરતથી આ નવું માસિક સુંદર ગેટ-અપ સાથે બહાર પડ્યું છે; વીસમી સદી અને કુમાર એનો આગ્રહ કલામય ગેટ-અપ પ્રેતિ છે. 'વીસમી સદી' ગયા પછી તેની ખોટ રહ્યા જ કરી છે. અમે આ નવા હમદીનને આવકાર આપીએ છીએ.

મુ. મ. સ.

## પ્રાપ્તિ-સ્વીકાર

આદિવચનો અને બીજાં વ્યાખ્યાનો : કનૈયાલાલ મા. મુનશી (રૂ. ૩॥). —ધર્મોનું મિલન, ડૉ. રાધાકૃષ્ણન કૃત : ચન્દ્રશંકર પ્રા. શુક્લ (રૂ. ૫) (ભારતીય વિદ્યાભવન, મુંબાઇ).–રૂપાનો ઘંટ અને બીજી વાતો, પ્રણય અને પરિણય, ભસ્મરેખા : ચુનીલાલ વ. શાહ (ગાંડીવ સા. મન્દિર, સૂરત; રૂ. ૨, ૩॥ ને ૩॥).–રંગતરંગ, ભા. ૫ : જ્યોતીન્દ્ર હ. દવે (ગાંડીવ સા. મં. રૂ. ૧॥)–ઈંધણાં : ઇન્દુલાલ ગાંધી, કરાંચી (રૂ. ૨) : સાધના : ઉપવાસી (એન. એમ. ઠક્કરની કં. મુંબાઈ; રૂ. ૧)–બારી-બહાર : પ્રહ્લાદ પારેખ (આર. આર. શેઠની કં. મુંબાઇ; રૂ. ૧)–અંતરને ઓવારે : ચંપકલાલ ડા. વ્યાસ (યુગાન્તર કાર્યા. સૂરત; રૂ. ૧)–ઘરની આગ : રમણિક અ. મહેતા (ગુજરાતી પ્રિ. પ્રેસ: મુંબાઇ. રૂ. ૩)–અચલા : જેઠાલાલ ના. ત્રિવેદી (જીવનલાલ અ. મહેતા અમદાવાદ; રૂ. ૩॥)–થોડા વિવેચનોલેખો : પ્રા. મનસુખલાલ મ. ઝવેરી (કિતાબઘર, રાજકોટ; રૂ. ૨॥).–પદ્મ-પ્રકાશનો : 'કાવ્યનાં કંકુ' બકુલેશ (રૂ. ૧); 'આપણા નેતાઓ : 'યુ. મહેરઅલીકૃત; નન્દકુમાર પાઠક (રૂ. ૧): 'ઑધીઝેમ રીકન્સિડર્ડ' :' 'પ્રા. મો. લ. દાંતવાળા (રૂ. ૧)–મધપૂડો : વિવિધ લેખકો (નવજીવન પ્ર. મન્દિર. અમદાવાદ; રૂ. ૧)–ગુજરાતી ઇતિહાસ-સમૃદ્ધિ અને ગુજરાતી ઇતિહાસસાહિત્ય : પ્રા. કેશવલાલ હિં. કામદાર; ચૌદમા સા. સંમેલન(૧૯૪૧ : અંધેરી)ના ઇતિહાસવિભાગાધ્યક્ષ તરીકેનું વ્યાખ્યાન.

The Archoeology of Gujarat (including Kathiawad) Dr. Hasmukh D. Sankalia (Natwarlal & Co, Bombay; Rs. 15/-).

# ધ્વનિ

## ભાષા અને સાહિત્ય

### ૧

#### નાકાપર એક જયન્તી, એક પુણ્યતિથિ

પંદરમી ઑગસ્ટે શ્રી અરવિન્દનો જન્મદિવસ હતો, ૭૨ વર્ષ એમને પૂરાં થઇ ૭૩મું બેઠું એ દિવસ; અને સાતમી ઑગસ્ટ એટલે, ૧૯૪૧માં એ તારીખે જેમનું મહાપ્રયાણ થયું તે રવીન્દ્રનાથની ત્રીજી પુણ્યતિથિ. પોતપોતાના ક્ષેત્રમાં લોકોત્તર એવી એ પ્રત્યેકની કાર્યસિદ્ધિ વિશે આવી પ્રાસંગિક નોંધમાં યોગ્ય રીતે લખી શકાય નહિ, એટલે, જેમ એક વિવિધતા તરીકે તેમ વસ્તુના અન્તર્ગત ગુણોને લીધે-આ બીજા કારણે તો સવિશેષ, એમની કાવ્યકલાના સંક્ષિપ્ત નિર્દેશરૂપે સાંપ્રત માનવજાતિના એ અનન્ય સંસ્કૃતિકારોનું સ્મરણ આ પ્રસંગે વાચકોને કરાવવાનું ઉચિત ધારીએ છીએ.

શ્રી અરવિન્દની ઘણીખરી કાવ્યકૃતિઓ બાળકપણથી જ એમની માતૃભાષા સમાન બનેલી અંગ્રેજી ભાષામાં છે.નાટકો, વૃત્તાન્તકાવ્યો (કે કથાકાવ્યો), ઊર્મિકાવ્યો તથા સંસ્કૃત, બંગાળી કે ગ્રીકમાંથી કરેલાં ભાષાન્તરો કે રૂપાન્તરોના, લગભગ સાતસો પાનાંનાં બે મોટા સુન્દર સુમુદ્રિત ગ્રન્થોમાં, ગયાં પચાસેક વર્ષમાં રચાયલી એ કૃતિઓ સંગૃહીત થઈ છે. તેમાં જેમ સોથી સવાસો વર્ષ પરના અંગ્રેજી કૌતુકપ્રિય કવિઓની ( કીટ્સ, શેલી વગેરેની ) અને વિક્ટોરિયન કવિઓની પ્રેરણાથી રચાયલાં સાંસારિક માનવભાવોનાં સ્વતંત્ર કાવ્યો છે તેમ જગતની ભાવિ કવિતા બનશે તેવાં-ચેતનાની આપણને આપણી હાલની વિકાસદશામાં અગોચર પણ તેમણે તો પ્રત્યક્ષ અનુભવેલી ભૂમિકાઓનાં પરમ અદ્દભુત દર્શનોને મૂર્ત કરતાં—સુભવ્ય

ઉન્નતગામી કાવ્યો પણ છે: એવાં દર્શન કરી શકનાર કવિઆત્મા જ ખરો કાવ્યસર્જક છે, દિવ્ય કાવ્યમન્ત્રનો સુણનાર છે; એ દર્શન તથા શ્રવણને માનવવાણીમાં એ આત્મા જેટલે અંશે સીધેસીધાં, પરભાર્યાં, ઝટ દઇને ઉતારે—બુદ્ધિ, ઇન્દ્રિયો કે ખુદ કલ્પનાશક્તિની પણ અલ્પતમ મધ્યસ્થી યાને ઓછામાં ઓછી દરમિયાનગીરીથી ઉતારે–તેટલે અંશે કાવ્યની રચના અધિક ઉત્કૃષ્ટ બનવાની: કવિતાના આવા મન્ત્રદર્શનની અપૂર્વ સવિસ્તર મીમાંસા તેમણે આજથી પચ્ચીસી પર 'આર્ય' માસિકની લેખમાળા 'ધ ફ્યુચર ઑફ પોએટ્રી' માં કરી હતી. એ સિદ્ધાન્તોનાં દૃષ્ટાન્તરૂપ એમનાં ગયાં કેટલાક વર્ષોનાં સૌન્દર્યપૂર્ણ, વિશિષ્ટ આયોજન–સામર્થ્યવાળાં કાવ્યો છે. એ રચનાઓ પૂર્ણયોગના દીક્ષિતજનોને–અને તેમને પણ તેમની વિકાસકક્ષાનુસાર–સુગમ છે તેટલાં અન્ય જનોને નથી એમ સ્વીકારવું જોઇએ; પરન્તુ એ સર્વ એટલાં દુર્ગમ પણ નથી કે અંગ્રેજી ભાષાના સારા જાણકાર, સૂક્ષ્મ રસવૃત્તિમન્ત કવિતાપ્રેમીઓ એનો રસાસ્વાદ –પહેલાં અલ્પ તો પછી અધિક પ્રમાણમાં–ન જ લઇ શકે. આ કથનની પ્રતીતિ વાચકોને, અહીં સમાપન લેખે ઉતારીએ છીએ તે–અને આશા છે કે એમને અતિઅગમ્ય નહિ લાગે તેવા–નીચેના અનુપમ કાવ્યખંડ પરથી થશે:

Rose of God, vermilion stain on the
[sapphires of heaven,
Rose of Bliss, fire-sweet, seven-
tinged with the ecstasies seven!
Leap up in our heart of humanhood,
O miracle, O flame,
Passion-flower of the Nameless, bud of
the mystical, Name ... ... ...
Rose of God, like a blush of rapture on
Eternity's face,
Rose of Love, ruby-depth of all
being, fire-passion of Grace
Arise from the heart of the yearning
that sobs in Nature's abyss:

Make earth the home of the Wonderful
and life Beatitude's kiss ... ... ...

વિજ્ઞાનમય તથા આનન્દમય ભૂમિકાની અનુભૂતિને અમર વાણીમાં મૂર્ત કરતી શ્રીઅરવિન્દની આ પ્રકારની કવિતાથી રવીન્દ્રનાથ ઠાકુરની કવિતા જુદી પડે છે. અર્વાચીન ભારતના આ કવિવરની પ્રતિભાના ઉચ્ચતમ આવિર્ભાવ માટે ચેતનાની મનોમય તથા પ્રાણમય કે અમુક સમયે અતિમનસની ('ઑવરમાઇન્ડ'ની) ભૂમિકાએથી લાધતો પ્રકાશ પર્યાપ્ત છે. આ કારણે 'ગીતાંજલિ'ના અર્પનારના ભક્તિભાવમાં જેમ અંશુ અત્યે માનવસહજ આર્દ્રતા ને ઝંખના છે, કોઇ વાર પરમ તત્ત્વની ઝાંખીનું સાનંદ ભાન છે તેમ માનવનાં જ જીવનસ્વરૂપો આલેખતાં તેઓ તેના આ જગતમાંના જીવનની અભિલાષાઓને, તેનાં દિવ્ય સ્વપ્નો તથા તરંગવૃત્તિને તેની પરાધીનતાનાં દુઃખોને, તેના દેશપ્રેમ, ઉત્કટ ત્યાગભાવના, અને સ્વાતંત્ર્યપ્રેમને—આવા અનેકાનેક ભાવોને એવી તો સહજસિદ્ધ કલાથી પ્રતીકાત્મક ને બીજાં નાટકો, કાવ્યો તથા ગીતો દ્વારા આલેખે અથવા ધ્વનિત કરે અથવા ગાય છે, જેની જોડ થોડા જ મહાન કવિઓની કૃતિમાં પણ જગત પામ્યું છે.

રસર્ષિ એ રવીન્દ્રનાથ જીવતાં ઘણો લોકાદર દેશવિદેશમાં પામ્યા અને મર્યા ત્રણ વર્ષમાં પણ, દુનિયાની સાંપ્રતદશાના પ્રમાણમાં એમની સ્મૃતિ લીલી રાખવાના પ્રયાસો, બંગભૂમિમાં તેમ અન્યત્ર પણ જોવામાં આવે છે. આ પ્રસંગે ઇચ્છીશું કે એમના ભાવનાશીલ જીવનકવનમાં મૂર્ત થએલા અભિલાષો તથા આદર્શોમાંથી, આવી બાબતમાં દેશનો પછાત વર્ગ કહેવા જેવી ગુજરાતી પ્રજા પ્રતિવર્ષ અધિક ને અધિકતર ઉદ્‌બોધન પામે—ભાવનામયતાનું સેવન સક્રિયપણે કરતી થાય.

૨

[દુહા, દોહા, દોહરા: આ નામનો પ્રા. હીરાલાલ ર. કાપડિયાનો વિદ્વત્તાપૂર્ણ લઘુ લેખ અહીં મુકાવાનો હતો પણ તાત્કાલિક અગત્યનાં બીજાં આની પછીનાં લખાણોને લીધે એને મુલતવવો પડ્યો છે. એ માટે લેખકના ક્ષમાપ્રાર્થી છીએ.]

## ભૌતિક વિજ્ઞાન

### આચાર્ય પ્રફુલ્લચંદ્રનો દેહોત્સર્ગ

જીવનના ઉત્તરકાળમાં, પંચાવન વર્ષની વયથી માંડી, બીજાં અઠાવીસ વર્ષો સુધી જેને પોતાનું નિવાસસ્થાન કર્યું હતું, જ્યાં અનેક શિષ્યો વિજ્ઞાન-પ્રેરણાથી પોષાયા હતા, જ્યાં અનેક ઉદ્યોગપ્રેમીઓને ઉત્સાહ મળ્યો હતો, જ્યાં દેશનું દારિદ્રય ફેડવા સતત માનસિક અને શારીરિક શ્રમ તેમ જ ચિંતા વ્યાપ્ત રહેતાં, જ્યાં ખાદીપ્રચારની અણમૂલ યોજનાઓ ઘડાતી, તે કલકત્તા યુનિવર્સિટીની રસાયણશાસ્ત્રની પ્રયોગશાળામાં, સાધુ-વિજ્ઞાની પ્રફુલ્લચંદ્રે જુન ૧૯૪૪ની ૧૬મી તારીખે ૮૩ વર્ષની જીવનકલા સંકેલી. દુર્બલકાય અને નરમ પ્રકૃતિના એ આજન્મ બ્રહ્મચારીએ વિજ્ઞાન અને દેશસેવામાં જ પોતાની જાતનું બલિદાન દઈ દીધું. હવે એ નથી, પણ તેમની તાજગી-ભરી યાદ દેશના ઇતિહાસપૃષ્ઠે ઉચ્ચ અને ગૌરવવંત સ્થાન પ્રાપ્ત કરી ચૂકી છે.

અવિરત લોકપ્રેમ અને લોકજીવનમાં જ તન્મય થઈ ગએલી તેમની સર્વ શક્તિ એ જ તેમના મહાન જીવનની સુવાસ છે. સામાન્ય જનસમૂહથી વેગળા રહેવું એમને ગમતું નહિ. એવો વિચાર જ તેમના સરળ આત્માને દુભાવી દેતો. પોતાનું મહત્ત્વ માણવાનો ખ્યાલ તેમને સ્વપ્ને પણ ન હતો. બાળક કે વૃદ્ધ, ગરીબ કે તવંગર, પંડિત કે મૂઢ, સર્વને તેમની લાગણીઓનો સરખો જ અનુભવ થતો. દુનિયાથી અદૃષ્ટ રહીને જીવનપંથ કાપતાં માનવીઓમાં એમનું મન વિશેષ ગોઠતું. શક્તિશાળી મનુષ્યો, સત્તાધારીઓ અને તાલેવંતોની તેમને જાણે નિરંતર બીક લાગતી. સેવામાં જ તેમને મોટાઈ જણાતી અને આધુનિક દૃષ્ટિએ મોટામાં કેમ ખપવું એ તેમને સૂઝતું જ નહોતું. તે સત્તાશાળી હતા પણ સત્તાનો કદી તેમણે ઉપયોગ કર્યો ન હતો. ઉચ્ચ અધિકાર ધરાવતા હતા છતાં, તેની તેમને જાણ નહોતી. દ્રવ્ય પણ તેમના ચરણે લોટી પડતું, છતાં તે તેમણે કદી સંગ્રહ્યું નહિ. અનેક પદવી અને ઉપાધિ તેમને મળી હોવા છતાં, તેનો ગર્વ તેમણે કદી કર્યો નહિ. આ તેમની મહત્તા હતી, જેમાં મિથ્યાભિમાનને સ્થાન નહોતું, જે સારી છાપ પાડવા અથવા તો પ્રસંગોપાત્ત અનુકૂળ દેખવાના સર્વ પ્રયાસ

પરત્વે ઘૃણા દાખવતી અને જે અમલદારી અતડાપણાથી સદા અણુસ્પર્શી રહેતી.

પોતાની જ પસંદગીથી જો કે એ રસાયણશાસ્ત્રી થયા હતા, છતાં તેમની શક્તિઓ માત્ર પ્રયોગશાળામાં સમાઈ જતી નહિ. આત્મનિમગ્ન અને એકધારું જીવન જીવતા વિજ્ઞાની કરતાં એ જુદા જ હતા. એમના દુર્બલ દેહની અંદર, મનુષ્યજીવનના દરેક અંગને સ્પર્શ કરે તેવો શક્તિમાન અને સમભાવી આત્મા, હરહંમેશ જાગ્રત રહેતો. દેશની બૌદ્ધિક, વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક પુનર્ઘટના, સમાજસુધારણા, આર્થિક સ્વાતંત્ર્ય, અને રાજકીય પ્રગતિ એ સર્વે તેમને સાદ કરતાં અને રાસાયનિક પ્રયોગો કે શિક્ષણના જેટલો જ વખત તથા શક્તિ તેમની પાસે માગી લેતાં. આપત્તિકાળે જનતાના સાદને સર્વથી પ્રથમ સુણનાર થોડાક બંગાળીઓમાંના એ હતા —પછી એ આપત્તિ દુર્ભિક્ષ હોય, રેલ હોય કે બીજો કોઇ કુદરતનો કોપ હોય. એમના પ્રિય ફિલસૂફ એમર્સનના શબ્દોમાં કહીએ તો,

He was in this world not to get but to give; not for prosperity but to suffer for the benefit of others like the rock-maple tree which in all the villages bleeds for the service of men.

કાંઈ લેવું નહિ, કાંઇ સ્વીકારવું નહિ, પરમાર્થ એ જ સ્વાર્થ એવું એમનું જીવન હતું.

જો કે તેમને પોતાને મોટી કહેવા જેવી આવક નહોતી છતાં ગરીબ અને પીડિતોને તેઓ પુષ્કળ દાન આપતા, જેની ઘણી વખત કોઇને ખબર પણ પડતી નહિ. ઇતિહાસ-ભાખ્યા સ્પાર્ટનોની જેવું અત્યન્ત સાદું એકાન્ત સાધુજીવન તેઓ ગાળતા. બહુ થોડી જરૂર તો તેમને હતી ને તેથી ગણતર, આવશ્યક વસ્તુઓ એ જ એમનું ધન હતું. ભારતના પુરાતન સંસ્કારના ઉચ્ચ આદર્શો અને અર્વાચીન પશ્ચિમની સંસ્કૃતિની પ્રગતિશાળી અને વેગવાન ભાવનાઓ, એ બંનેનો સમન્વય તેમનામાં હતો.

આચાર્ય પ્રફુલ્લના જીવનકાર્યનો પરિચય એમને એંસી વર્ષ પૂરાં થયાં તે પ્રસંગે આ પત્રમાં અપાઈ ગયો છે, ('માનસી', સપ્ટેમ્બર ૧૯૪૧); એટલે અત્રે તો એટલું જ ઉમેરવાનું કે અત્યારની અને

ભવિષ્યની પ્રજાને પ્રકાશ દેતું અને પ્રેરણામૃત પાતું એમનું જીવન અને કાર્ય ભારતવાસીઓનો અણમૂલ વારસો છે, જે તેમણે જતન કરી જાળવવો અને વૃદ્ધિંગત કરવો જોઇએ.

ભદ્રસુખ. ક. વૈદ્ય

## ઉપધ્વનિ

ગાંધીજીએ ભારતવર્ષને (તથી ગુજરાતને પણ) જે જીવનદૃષ્ટિ સંપડાવી છે તે 'આર્ય સંસ્કારિતાની વિજયસિદ્ધિ' તરીકે વર્ણવાઈ છે. એ વર્ણનમાંનું વિશેષણ 'આર્ય' શબ્દના વિશાલતમ અર્થમાં ખરું છે કેમ કે શુદ્ધસ્વરૂપ ગાંધીદર્શન એટલે આત્મૌપમ્ય—માત્ર બોલવા કે ચર્ચવાનું નહિ, જીવવાનું આત્મૌપમ્ય... પરિણામે, ગાંધીદર્શન એ બને ગોલાર્ધની સંસ્કૃતિનાં શ્રેષ્ઠ તત્ત્વોનો એક અપ્રતિમ કર્મવીરે સાધેલો સમન્વય છે.[1]

એ વિરલ કર્મવીરના પૃથ્વી પરના ધન્યાવતારની પોણી શતાબ્દી આપણી પ્રજા આ વર્ષે ઊજવે છે. ગુજરાતી સર્જન-ચિન્તનના ઉપાસકો પણ બીજી રીતે તેમ એ ઉદાત્ત ને તપોમય, એક રીતે જોતાં તો અદ્ભુતરસિક પણ કહેવાય તેવા, જીવન વિશે પોતાની વિશિષ્ટ દૃષ્ટિએ વિચાર કરે એ ઇષ્ટ છે. ગાંધીજીના જીવન તથા જીવનકાર્યને એ રીતે વિચારતાં લાગે છે કે (પરિશુદ્ધ અધ્યાત્મવિકાસની વાત જુદી, પણ) વિશાલાર્થ સંસ્કારવિકાસમાં અર્વાચીન ગુજરાતે સ્વામી દયાનન્દ સરસ્વતીની પછી પોતાનો જે એક જ સાચો સપૂત દેશને ચરણે ધર્યો તે તો આ નેતાઓનો નેતા નરમણિ જ, પ્રજાના પુનરુજ્જીવનનો આ વર્ચસ્વી વિધાયક જ. અને માત્ર દેશ શા માટે? ઊંડી અને વ્યાપક દૃષ્ટિએ જોતાં તો, જે મહાપુરુષની ગણના જગતના સંસ્કૃતિકારોમાં પણ કરી શકાય તેમ છે તે જગતને આપણી ભેટ છે એ આપણું પરમ સૌભાગ્ય છે.

આ ગૌરવપ્રદ વસ્તુસ્થિતિ આપણને આચીર્ણચિત આત્મૌપમ્ય અને અભયભર્યું સંશુદ્ધિમય જીવન જીવવામાં ઉદ્બોધનરૂપ નીવડવી જોઇએ; ઉપરાંત, આપણાં સર્જન-ચિન્તનોને પણ એ ગુણલક્ષણે સુહાવવાં એ આપણું કર્તવ્ય છે; ત્રીજું, એ અપૂર્વ ભાષાસેવકના માતૃભાષાપ્રેમને આપણે

---

[1]. ગુજરાતી સાહિત્યની રૂપરેખા, પૃ. ૩૦૭.

અપનાવીએ, તેમ, આ હકીકતો પણ લક્ષમાં રાખીએ કે એમનાં સદસાવધિ લખાણોમાંનાં ઉત્તમમાં સરળતા છે તેમ ગાંભીર્ય અને ગૌરવશીલતા પણ છે, વાક્યો ઘણી વાર ટૂંકાં છતાં અર્થભારે ભર્યાં હોય છે, અલંકારો સાદા ને ઘરગતુ હોય છે ત્યારે પણ સચોટ હોય છે.

આપણાં જીવન અને સંસ્કૃતિનું, વાઙ્મય તથા ભાષાનું, અનેક રીતે ને અસંખ્ય રૂપે નવવિધાન કરનાર એ સદાવન્દનીય જીવનશિલ્પી આ રાષ્ટ્ર અને સર્વ રાષ્ટ્રોનો પ્રભુપ્રેરિત માર્ગદર્શક નીવડવા, હિન્દ–સ્વરાજ પેખવા તેમ જગતશાન્તિ સ્થાપવા, ઇશ્વરકૃપાએ અનામય દીર્ઘાયુષ્ય ભોગવે એવી પ્રાર્થના આપણ સર્વ સંસ્કારવાંછુઓ જગન્નિયંતાને એના જીવનના આ મહાપ્રસંગે કરીએ.

## ૨[1]

૧. ૧૯૪૩ની આખરે વડોદરાવાળું સાહિત્યસંમેલન વિખરાયા પછીના પાંચમા અઠવાડિયામાં ( તા. ૫–૨–૪૪ને રોજ, ભાવનગરમાં ) પ્રો. બળવન્તરાય ક. ઠાકોરે 'પરિષદ્મુક્તિ' એ વ્યાખ્યાન આપ્યું. સંમેલન દરમ્યાન ને પછી લેખકમિલનો પણ થયાં છે.

૨. આગળ ચાલવા પહેલાં વ્યાખ્યાનમાંની પરિષદ્ભાવના આપણી સમક્ષ રાખીએ: "વિદ્યા અને સર્જનના સર્વોત્તમ વિહારો માટે જ આખી ભાષાની પરિષદને રાખવી જોઇએ" ( પૃ. ૧૭ ). આ ભાવનામાં વ્યાખ્યાનકારે નિબન્ધવાચન, ઐતિહાસિક સ્થળોની મુલાકાત માટેની જોગવાઈ, વિદ્વાનોના પરસ્પર પરિચય ( ને, ઉમેરીએ કે વિચારવિનિમય ને ઉપયુક્ત ચર્ચાઓ ) તેમ જ હાથપ્રતો ઈત્યાદિનાં પ્રદર્શનનો ને એકાદ કલાયુક્ત નાટકની ભજવણીપૂરતો જ રંજનનો સમાવેશ કર્યો છે અને કલાઓ તથા કેળવણીની તો અલગ જ પરિષદો ભરવાનું ( ચિત્રપ્રદર્શનો પણ એ સાથે, યથાપ્રસંગ ) વાજબી સૂચન કર્યું છે.

---

૧. સંસારદર્શનના ચાલુ બનાવો પર ગયા અંકમાં લખી શકાયું નહિ, એટલે તેની પહેલાંના ( સપ્ટે. '૪૩ ) અંક પછીના બનાવોની ( અનેક કારણે, અછડતી જ ) નોંધ અહીં લીધી છે. બીજું એ કે "ગુજરાતી"માંના "સંસારમુકુર"ની પૂર્તિરૂપ આ પૃષ્ઠોનાં લખાણ સમન્વય એ પણ જરૂરનું છે.

૩. ઉક્ત ભાવનાને સમગ્રદર્શી વિચારકો જેમ સાચી પરિષદ્‌ભાવના તરીકે સ્વીકારશે, તેમ, આટલી તલસ્પર્શિતા તથા સ્પષ્ટતાથી આ યુગમાં કદાચ એ પહેલી જ વાર વ્યક્ત થઈ છે એ પણ સમજશે.

૪. પરન્તુ એ ભાવનાને માન્ય રાખનાર વર્ગે સખેદ જોયું છે કે આજના શિષ્ટ ગુજરાતનો ( જેવો છે તેવો ) લોકમત આ વિષયમાં, એ ગુજરાતનો પડઘો પાડનાર જે વર્તમાનપત્રો ને બીજાં સામયિકોને ગણી શકાય તેની દ્વારા જેવો જાણવામાં આવ્યો છે તેવો, અત્યન્ત નિરાશાજનક છે. આવી વસ્તુસ્થિતિ સંમેલનની તેમ જ પ્રકૃત વ્યાખ્યાનની ચર્ચા કરતાં એ પત્રોએ જે લખ્યું છે તે પરથી સમજાય છે. એ સર્વ પત્રો રાજ્યપ્રકરણના કોલાહલવાળું જીવન ગાળતાં હોવાથી, સાચી સાહિત્યપરિષદ્‌ભાવના એમના ચર્ચાકારોનાં અન્તરમાં ઊગી શકે તેમ નથી. અને ઉપર્યુક્ત ભાવનાને તેમાંનાં જે કોઇએ પોતાને માન્ય ગણી કહી કે સૂચવી છે તેમનો એવો એટલો સ્વીકાર પણ છે નિર્જીવ – નહિ કે સાચા દિલનો ને સક્રિય.

૫. પરિષદ્‌ભાવના પરત્વેનું લેખકમિલન–પ્રવૃત્તિનું હાલનું વલણ તો, સ્પષ્ટ નહિ પણ સૂચિત રૂપે, ઉદાસીનતાભર્યું દેખાય છે.

૬. મિલનપ્રવૃત્તિના સંચાલકોને અમે આગ્રહપૂર્વક કહીએ છીએ કે હાલની સાહિત્યપરિષદના બંધારણની સુધારણા કરવાના કાર્યથી–બલ્કે એ કર્તવ્યની બજાવણીથી–તમે ડરતા હો કે પછી તમારામાં એ માટેની આવડત જ નથી એમ અનુભવતા હો તો પછી—

૭.–તો પછી, આવો કોઇક માર્ગ લેવાનું વિચારી જુઓઃ (૧) હાલની પરિષદ્‌પ્રવૃત્તિની પ્રતિકૂળ ટીકા તમારે સંસ્થા તરીકે બિલકુલ ન કરવી; (૨) પ્રમાણિકપણે કરી શકો ત્યાં એનાં કાર્યોનું ગુણદર્શન કરતાં પ સંકોચ ન રાખવો; પણ—(૩) ઉપર કલમ બીજીમાં રજૂ થઈ છે તે પરિષદ્‌ભાવના અનુસાર જુદી જ પરિષદ ભરી તમારાં નામ–કામને શોભાવો તો અવશ્યમેવ.

૩

કેળવણી–વિષયક બે બનાવો તરફ વાંચનારનું લક્ષ દોરવાનું છેઃ (૧) તેરમી જાન્યુઆરીએ ભાવનગરમાં એ રાજ્યના ઉત્સાહી ને કાર્યદક્ષ

વિદ્યાધિકારી રા. દલપતરામ પો. જોષીએ ગયા ડિસેંબરની જયપુર-પરિષદ વિશે આપેલું ભાષણ ('ઘરશાળા-ફેબ્રુ.' ૪૪)--જે પરથી જાણી શકાય છે કે એ પ્રસંગે આ રાષ્ટ્રવ્યાપી મહત્ત્વના કાર્યક્ષેત્ર પર કેવી નમૂનેદાર વિચારણા ને ચર્ચા ત્યાં થઈ હતી; અને, કાંગડીના ગુરુકુલ વિશ્વવિદ્યાલય-ના ૪૨મા વાર્ષિકોત્સવને પ્રસંગે, દેશના એક સમર્થ શિક્ષણકાર ને પ્રસિદ્ધ વિદ્વાન પ્રા. અમરનાથ ઝાએ કરેલું વ્યાખ્યાન જેમાં પ્રવર્તમાન શિક્ષણપ્રણાલીના દોષો (માતૃભાષા માધ્યમ તરીકે નથી; ધાર્મિક શિક્ષણનો અભાવ ઇત્યાદિ) આવશ્યક છે તેમ, એક વધુ વાર દર્શાવી, આપણી પ્રાચીન પ્રણાલીનું ધ્યેય શું હતું એ એક અર્થગર્ભ શબ્દાષ્ટકમાં કહ્યું છે: " શ્રદ્ધા, મેધ, પ્રજા, ધન, આયુ, અમૃતત્વ. "

એ બંને વ્યાખ્યાનો પ્રત્યેક શિક્ષણરસિકના વાચન મનન તથા આચરણને પાત્ર છે એ કહેવાની ભાગ્યે જરૂર હોય.

૪

કેટલાંક પુસ્તકો તથા સમયિકો વિશે આ અંકપૂરતા બબ્બે બોલ લખવાની તક ઝડપવાનું પણ ખરું, સ્થળ હાલ તો આ જ છે.

૧. પુસ્તકો

'શેલક'-રચિત પ્રેમધનુષ્ય ( એન. એમ. ત્રિપાઠી લિ રૂા. ૧ાા ) કાંઇક સવિશેષ પ્રસ્તારવન્ત, જરા શબ્દાળ કહેવાય તેવું, તો પણ તાજગી-ભર ને સફોરમ છન્દો-વૈવિધ્યવાળું સુન્દર કરુણાન્ત પ્રેમકાવ્ય છે; અને રા. રમણ વકીલકૃત સુનન્દા ( પદ્મ પ્રકાશન લિ. રૂા. ૧ાા ) "વસ્ત્ર-વિહીન સ્થિતિમાં આનન્દ માણતી નાયિકાની " પણ એ કાર્ય શિષ્ટતાની મર્યાદામાં રહી સફળપણે પાર પાડતી, સાહિત્યમાં જિન્સ-નિરૂપણના નિષ્ણાત ડી. એચ. લૉરેન્સની અમુક અંશે ઋણી તો પણ કેટલાક સ્વતંત્ર મનોવૈજ્ઞાનિક ભાવનિરૂપણ તથા મનોહર પ્રકૃતિવર્ણનવાળી, એક બે મુખ્ય બાબતમાં કાક-મંજરીના સર્જાની યાદ આપતી છતાં નવીનતાનું આકર્ષણ ધારતી અને રૂપરંગે પદ્મિની, ભૂદગવલિકા છે:

૧. એની હિંદી ને અંગ્રેજી આવૃત્તિઓ અમને એ સંસ્થાના એક કાર્યકર રા. શંકરદેવ વિદ્યાલંકારના સદ્ભાવથી મળી, જે માટે એમનો ખાસ આભાર માનીએ છીએ.

રા. 'શારદાપ્રસાદ વર્મા'નાં દુર્ગારામ મહેતાજી અને બીજાં નાટકો-માંના પહેલાએ આપણા એ આદ્ય સુધારક વીરના મુખ્ય જીવનપ્રસંગો, ત્રણુ પ્રવેશમાં, વાંચતા ગમે ને સદ્બોધ આપે તેવા સંવાદોમાં રજૂ થયા છે. સંગ્રહમાંનાં બીજાં બે એટલે સુરુચિ ને મોટો થયેલ ત્યારે.—રા. જ્યોતીન્દ્ર દવે હજી તો બાલ-વિવેચક હતા (૧૯૩૦માં) ત્યારે પણ, "ઠીક, પૂરું કરો; સારું છે" એવી તેમની તારીફ પામેલું ને હવે તો પ્રતિષ્ઠિત ભારતીય પત્રોને પણ પ્રશંસાપાત્ર લાગેલું (કેમ કે એ અંગ્રેજીમાં ઉતારાયું છે) પુનરુદ્ધાર એ રા. રાજેન્દ્રરાય સો. દલાલકૃત ઈસવી ચૌદમા શતકના રાજપૂત યુગનું એક ત્રિઅંકી, સુવાચ્ય, પ્રોત્સાહનદાયક નાટક છે.

ઑગસ્ટના બીજા અઠવાડિયામાં આ લખાય છે ત્યારે તો ફરી એક વાર યુદ્ધસમાચારમાં દેખાયા કરતા, જગતભરનાં સ્વાતંત્ર્યપ્રિયોને સચિન્ત કરતા, જેની પરના અતિશય અમાનુષ આક્રમણથી ચાલુ મહાયુદ્ધનો પ્રારંભ થયો તે પોલંડ વિશે આપણે બને તેટલું વધુ જાણવું જોઈએ એ દેખીતું છે. એ જિજ્ઞાસા મુંબાઈમાંના પોલિશ એલચી ખાતાની "ધી ઇન્ડો-પોલિશ લાઇબ્રેરી" એ શ્રેણીની, સુપ્રચારની દૃષ્ટિએ સરસ રીતે લખાયલી, આ સાત પુસ્તિકાઓમાંથી તૃપ્ત થાય તેમ છે; Five Centuries of Polish Learning, Elements of Polish culture; the People of Poland; the growth of Polish Democracy; First to Fight; Poland's part in the War; Polish Exhibition નું catalogue.

## ૨. સામયિકો

ધી ઍડવન્ટ (શ્રી અરવિન્દ લાઇબ્રેરી, જી. ટી. મદ્રાસ: વાર્ષિક રૂ. ૫): ચાલુ ઇસવી વર્ષથી પ્રકટ થવા માંડેલા આ ત્રૈમાસિકનો (ફેબ્રુ. એપ્રિલ, ઑગસ્ટ, નવેમ્બર.) ઉદ્દેશ શ્રી અરવિન્દના બાદિદર્શનનું વિવરણુ તથા સ્પષ્ટીકરણુ કરવું એ છે. એના પહેલા બે અંકોમાંનાં પચીસથી વધુ લખાણોમાંનાં કેટલાંક (Sri Aurobindo on the war, Federated Humanity જેવાં) સામાન્ય શિક્ષિત જનોને, તો બીજાં કેટલાંક નવા આતુર જિજ્ઞાસુઓને, તો 'ચૅાટ ધ પેરૅક્લીટ' જેવાં પ્રકૃત

વિષયના દીક્ષિતોને એમાં રસ પડે તેવાં છે. પૂર્ણયોગની વિશિષ્ટ દૃષ્ટિએ જગતની સ્થિતિને સુધારવા વિશેની તંત્રીનોંધો તેમ જ "રવીન્દ્ર-કાવ્યે-ત્રયી-પરિકલ્પના"નું વગેરે અવલોકનો: આવાં કોઈ પણ સારા સામયિકનાં અંગો પણ 'ધી એડવન્ટ'માં છે જ.

રોશનીનો ઉલ્લેખ ગતાંકમાં હતો. એના ત્યાર પછીના બે અંકોમાં પહેલાનું ધોરણ એકંદરે જળવાઈ રહ્યું છે એ સન્તોષની વાત છે. ઉલ્લેખનીય લેખકોમાંથી બેને જ યાદ કરીએ તો, પ્રા. રમણભાઈ દ. પરેલ તથા પ્રા. મન્જરાય સુદે સાઈ જેવા લેખકોનાં લખાણ 'રોશની' સિવાયના વિશાળ વાચકસમૂહને પહોંચે એ ઇષ્ટ છે: અને ફોટોગ્રાફીના સુન્દર નમૂના તથા એનું અર્થદ્યોતન એ તો, અલબત્ત, એક ખાસ અંગ તરીકે વિશેષ આદરપાત્ર બનતું જાય છે.

સર્વસામાન્ય વિષયોનાં **પ્રતિમા** ( મુંબાઈ ) તથા નવલિકાપ્રધાન **કહાની** ( ભાવનગર ): એ બંને નવા સહયોગીઓને આવકાર આપતાં ઘણો આનન્દ થાય છે. બંનેને ઉજ્જ્વલ ને લાંબી કારકિર્દી ઇચ્છીએ છીએ.

**પ**

(૧) ગયા અંકમાં (પૃ. ૨૯ મે), દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીના લેખમાં પ્રાણનારાયણ ગારતરને (અવટંકે દીક્ષિત) સોમનારાયણ દલાલના (મૂળ અટક, ત્રિવેદી) ભાઈ તરીકે ઓળખાવેલા એ સરતચૂકને લીધે; એ બંને ભાઈઓ થતા નહોતા એ હકીકત તરફ લેખકનું ને અમારું ધ્યાન ખેંચવા બદલ અમે રા. કૃષ્ણવીર દીક્ષિતના આભારી છીએ. (૨) કેટલાક વાચકોને અપરિચિત હશે તે આ અંકમાંનાં (પૃ. ૧૨૬-૨૭) બે કવિ નામ વિશે: (ક) રા. મા. રિલ્કે (૧૮૭૫-૧૯૨૬) ઊર્મિકાવ્યોના એક ઉત્તમ જર્મનકવિ હતા અને આ સૈકાની પહેલી પચીસીમાં એ દેશના આ કાવ્યપ્રકારના સમર્થ અગ્રિમ ઉપાસકોમાંના એક હતા; (ખ) ચા. બૉદલેર (૧૮૨૧-૧૮૬૭), ૧૮૭૦-૮૦-૯૦ના દસકાઓમાં થએલા પ્રતીકવાદી ('સિમ્બૉલિસ્ટ') કાવ્યસંપ્રદાયના પુરોગામી હતા; વિષાદ અને નૈરાશ્યવાદ એ એમની કવિતાનો પ્રધાન સૂર હોઈ, સ્વિન્બર્ને કરુણ પ્રશસ્તિમાં એમને માટે આ શબ્દો વાપર્યા છે: " Thou sawest...secrets and sorrows unbeheld of us:" " O sleepless heart and sombre soul unsleeping,......"

(૩) કૂલાન્ત કવિ કે કલાન્ત કવિ ? આ નામનું રા. જહાંગીર એ. સંજાનાએ લખેલું, બાલાશંકરના પ્રા. ઉમાશંકર–સંપાદિત કાવ્ય-સંગ્રહના વેધક, નડર અને સૂરીવાદ શરાબ તથા હાફિઝ જેવા (આપણે ત્યાં પ્રમાણભૂત રીતે અત્યાર અગાઉ નહિ ચર્ચાયેલા) વિષયોની માહિતીથી ભરપૂર, વિવેચન લેખ તરીકે તો ખાસ વાર્તિકરૂપે લખાયલું, પુસ્તક માનસીમન્દિર તરફથી થોડા વખતમાં પ્રકટ થશે. (રૂ. એકથી પ્રાપ્તિસ્થાનઃ એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઇ નં. ૨).

## વાસરિકા : ૨

### 'પૌર્વાત્ય'–ચર્ચાનું પાશ્ચાત્ય

૧૨-૭-૪૪ : આ માસના ઊર્મિમાંના ચર્ચાપત્રદ્વારા પ્રાધ્યાપક વિશ્વનાથે મને આ નોંધ લખવાની ફરજ પાડી ન હોત તો સારું હતું, પણ, (ઇશ્વર માટે કહીએ છીએ તેમ), એમને ગમ્યું તે ખરું. ... એમની સામે મેં 'યુદ્ધમોરચો' માંડ્યો વગેરે તેમણે લખ્યું છે; પણ એમ તો, ગયાં ખારસાં ને મઝાનાં ૨૪ વર્ષથી (જુન ૧૯૨૦માં ચેતન–પ્રાકટ્યના સમયથી), મારે કોની સામે–સ્વ. નરસિંહરાવ, રા. મુનશી, સ્વ. મહુભાઈ કાંટાવાળા સરખા સાહિત્યકારોથી માંડી કોની કોની સામે–એવા મોરચો માંડવાનો નથી થયો ? મતલબ, પ્રસંગ આવ્યે અને કર્તવ્ય-પાલનની એકમાત્ર દૃષ્ટિથી એ મોટા ધુરંધરો સામે તેમ પ્રસ્તુત મધ્યમ ધુરંધર સામે પણ લખવાનું થયું હોય એમા નવાઇ જેવું નથી ને એમાં રોષે ભરાવાથી પણ કાંઇ વળે તેમ નથી; મને સત્ય જ્યારે જેવું દેખાય ત્યારે તે જાહેર રીતે કહી બતાવવાનો કોઇ પણ મનુષ્યવ્યક્તિનો તેમ મારો હક, ગમે તેવી અંગતભાવી નિન્દા સામી બાજુથી થાય છતાં, કાયમ રહે છે ને રહેવાનો....'દૃષ્ટિપરિવર્તન' એમની પાસે જો (તેઓ–શ્રી ટોલ્સ્ટોય-ગ્રંથાવલિકાર હોઇ, એ સાહિત્ય-સ્વામીની કૃતિના ભાષાન્તર તરીકે નહિ પણ) 'વ્યાકરણદૃષ્ટિએ' તપાસાવવામાં આવ્યું હોત તો તો મારાં બધાં પુસ્તકોમાંનું વ્યાકરણ પણ એમની જ મહોરછાપ પામેલું કે ? ક્યાં ? અને, ક્યારે ?..." હારીને રાજીનામું આપવા "વાળી વાત સત્યથી વેગળી છે. આટલા સ્પષ્ટ કથન પછી મારા વાચકો પ્રત્યે ફરજ

છે કે આ આટલો ખુલાસો પણ કરી દેવો: મારા એ વિદ્વાન ટીકાકારે સૌજન્યભંગ કરીને નાહક જાહેરમાં (વળી સેળભેળિયા સ્વરૂપે) ઘસડી આણેલા એ બનાવ સાથે એના સાક્ષીરૂપ બીજી વ્યક્તિઓનાં નામ જોડાયલાં હોવાથી, આ બાબત પર વધુ લખવા હું સ્વતંત્ર નથી માટે માફ કરશો.

અંગ્રેજી સાહિત્યચર્ચાનું ચવ-ચવ

૧૪-૭-૪૪: '42 to '44 એ મિ. એચ. જી. વેલ્સના નવા પુસ્તકમાં, હમેશની જેમ જગતસુધારણાની મહાયોજના (૨૦,૦૦૦ સભ્યોની ગ્રાન્ડ જ્યુરી, ભર્યો જગતમાંથી તારવેલા એટલા વિવિધ નમૂનાની બનેલી—વગેરે વાતો) છે. પુસ્તકનો પહેલો વિભાગ ભૂતકાલીન વારસા વિશેનો તો બીજો મનુષ્યે ભાવિને કેમ અભિમુખ બનવું એ વિશેનો છે. મનુષ્યની મુખ્ય વારસાઈ વસ્તુ એની ક્રૂરતા છે; અને બુદ્ધિવાદ એને માન્ય હતો તે ખળભો કરનાર સામ્યવાદ, રોમન કેથલિક ધર્મસંઘ તથા સાથી પ્રજાઓના કેટલાક દુર્મર ('ડાયહાર્ડ' માટેનો પ્રો. ઠાકોરનો શબ્દ) અગ્રણીઓ ભવિષ્યને બગાડનાર પોતાને કેટલા દ્વેષપાત્ર લાગે છે એ કર્તાએ બેહદ કટુતા ને નિર્બંધતાથી બીજા વિભાગમાં વર્ણવ્યું છે. આ દોષ વ્યક્તિમત્તા ('પર્સોનેલિટી') વિશેના પુસ્તકમાંના મહાનિબન્ધમાં નથી એમ, આ નોંધના મૂલરૂપ અવલોકનમાં (ટા. લિટ.સપ. ૧૩-૫-૪૪) કહ્યું છે. મનુષ્યમનમાં આદિ કાળથી હમણાં સુધી એકત્વ છે નહિ; એ મન તો છે શરીરને કાબૂમાં રાખતી, શિથિલપણે જોડાયલી વર્તન-પદ્ધતિની શ્રેણી, કે જેમાં એકત્વ હોવાનો માત્ર વિભ્રમ થાય છે—આ એ નિબંધમાંનો મુખ્ય વિચાર છે. કેટલો બાલિશ વિચાર-મનનું સ્વરૂપ, એનાથી ઉચ્ચતર ભૂમિકાઓનું સ્વરૂપ, છે એ હકીકત તથા ખુદ મનનું પણ ભાંગેલાપણું ને મરડાયલાપણું દુરસ્ત કરવે તે સ્વરૂપો સુસમર્થ છે એવું જોઈ, સમજી, સ્વીકારીને એવી આધ્યાત્મિક દૃષ્ટિએ આવા મહત્ત્વના વિષયને વિચારનાર સૌકોઈની નજરે તો.

તા.૧૨-૮-૪૪: ગયા ને આ અઠવાડિયે આવેલાં કેટલાંક ઇંગ્લિશ સાપ્તાહિકોના અંકો વાંચ્યા પછી: (૧) ચિત્ર અને ચિત્રકાર. ગ્રન્થકર્તૃત્વ, લંડન, સિગાર-પેટી પરનાં ચિતરામણ ને એની પટ્ટીઓ વગેરે ભાતભાતના વિષયો પરના, સર ઓ. સિટવેલના, વિચારમયતા વિનોદ કે વર્ણનવાળા

નવા નિબન્ધિકાસંગ્રહ ' સિંગ હાય, સિંગ લો ' ( આ પદ શેકસ્પીઅરના એક ગીતમાંથી છે. ) વિશેના ટા. લિટ. સપના. ( ૨૭-૫-૪૪ ) પહેલા લેખની શરૂઆતમાં જ કહે છે કે નિબન્ધિકા સાપ્તાહિક જેવાં સામયિક પત્રોમાં લખાતી થઈ ત્યારથી એની ગુણવત્તા પ્રત્યે શંકાની નજરે જોવાવા માંડ્યું છે કેમ કે પત્રકારી નિબન્ધિકાકારની નેમ પત્ર-વાચક હોય છે પણ તે ને તે જ રચનાઓ પુસ્તક-વાચકને ચોટ લગાવી શકે નહિ ( આ વાચકપ્રકાર પહેલા કરતાં સામાન્યતઃ નિરાળો હોવાથી ) એવું પણ બને છે; જો કે, ત્યાં પરિચાયિત સંગ્રહમાં તો એ દોષ નથી : "He can write trifles with dignity and wise counsel with grace."

( ૨ ) એ જ અંકના બે અગ્રલેખોમાંનાં સૌથી વિચારપાત્ર બિન્દુઓ: ( ક ) રાજકવિ મિ. મેસફીલ્ડે (તેઓ હાલની રંગભૂમિ, ઓલપટ ને રેડિયોની અશુદ્ધતાથી ચેતી ચાલનાર હોવાથી) એવી હિમાયત કરી છે કે અન્ય કલાઓની સાહાય્ય સહિતનું મૌખિક વાર્તાકથન જો વિશાળ પ્રમાણમાં ચાલુ થાય તો જનતામાં સંસ્કાર ને સાહિત્યનો પ્રચાર એના લેખી રૂપ કરતાં તો વધારે થાય જ, પણ, બીજો લાભ એ કે (અસલ હતું તેમ) પ્રજાના સર્વ વર્ગોની સંસ્કારિતા સમરૂપી થાય-એમાં જે વિષમતા લેખી પ્રચારના કારણે આવી છે તે પછી રહે નહિ; જો કે મુખી પ્રચારના સાધનને વાપરવાનું પાછું બહુ તકેદારીથી, કેમ કે એવું રેડિયો જેવું સાધન પ્રજાના હિત કરતાં અહિત જ ઘણી વાર તો વધારે કરે છે ને ? (ખ) અંગ્રેજીની જોડણી-સુધારણા શાસ્ત્રીય ને એથી પણ વધુ તો વ્યાવહારિક કારણે, એ વિષયના પુષ્કળ મતભેદો : તથા સ્થાપિત હિતસંબંધીના વાંધાવચકાને કારણે પણ, મુશ્કેલ બની છે; વળી, અંગ્રેજીના સૌથી વિશાળ વિસ્તારમાં થએલા પ્રચારના આ યુગમાં હાલ મોટે ભાગે પ્રમાણભૂત ગણાતી જોડણી સહિતની જ એ ભાષાનો પ્રચાર થયો હોઈ, પરંપરાથી દૂર કે બહુ દૂર જવાની ઈષ્ટતા વિશે સંદેહ રહે છે.

( ૩ ) ગયા મે-આખરથી જુનની અધવચ સુધીમાં કવિ પોપના મરણનો દ્વિશતાબ્દીપ્રસંગ, ટો. કેમ્પબેલનો એવો જ શતાબ્દીપ્રસંગ ને

એ બંનેના પ્રમાણમાં આપણા સંસ્કારી વાચકોને અપરિચિત જેરાર્ડ મૅન્લી હોપકિન્સની જન્મશતાબ્દી–એટલું આવી ગયું. ... આ છેલ્લા ધર્મરંગી ને અગોચરના ગાનાર કવિ સારા પ્રકૃતિકવિ પણ હતા ને એમની કદર તો એમના વિદેહ થવા બાદ ત્રીશેક વર્ષે (૧૯૧૮માં) રૉબર્ટ બ્રિજીસે કરાવી ત્યારે જ થઇ. ... કૅમ્પબેલનું 'ધી મૅરિનર્સ' ઘણાને પોતાના સુખી શાળાદિનોનું સ્મરણ આપે તેવું છે–જેમ, એનું કૂદતું ને ઠેકતું હોય તેવી લયગતિવાળું 'હોહેન્લિંડન' મને મારા મૅટ્રિક–દિનો સંભારી આપે છે ... પોપ કેટલાક વારાફેરા જોયા પછી આ પ્રસંગે "લિટ સપ." જેવા પત્રના મુખ્ય લેખનું માન પામે છે એ, બી. એ.માં સુરત ઉત્સાહથી 'એસે ઑન મૅન' ભણનાર મારા જેવાને આનન્દદાયક. એ લેખમાંથી જ પહેલી વાર બરાબર સ્ફુટ થયું તેમ, અઢારમી સદીની ઇંગ્લિશ કવિતામાં અર્વાચીનોને તો આકરાં થઈ પડેલ અપહરણની સદર પરવાનગી હતી એટલું જ નહિ પણ પોપની જેમ ગ્રીકરોમન સાહિત્યકારોમાંથી એ રીતે છૂટથી લેવાયલા ને પાસાદાર ઇંગ્લિશમાં ગોઠવાયલા શબ્દો, શબ્દગુચ્છો ને પંક્તિઓની આશા વાચકો જ રાખતા ને એની કદર મોટા મનથી કરતા.

## 'Q' નો (ક્યૂ) સ્વર્ગવાસ

બી. એ. માં જ (૧૯૧૮ કે '૧૯ માં) જે સર આ. ક્વિલર કૂચનું 'સ્ટડીઝ ઇન લિટરેચર' પહેલી જ વાર મુગ્ધતાપૂર્વક માણેલું તેમનું બારમી મેને દિવસે થએલું અવસાન, જાણે, સદાય પરોક્ષપણે માર્ગદર્શન આપ્યા કરતા કોઈ અંગત મિત્ર ને માર્ગદર્શકની ખોટ હોય તેવું સાલે છે. એકત્રીસ–બાવીસની વયની એ ગ્રહણશીલ મનોવૃત્તિએ એમની મનમોહક વ્યાખ્યાનશૈલીની પ્રેરણા પીને જ, હવે જૂજ અને કૈતકીમાં આવ્યાં છે તેમાંનાં, સમજુ વાચકોની કદર ને અણસમજુઓની બેકદરી પામેલાં કેટલાંક લાક્ષણિક વિવેચનો લખેલાં; (આ બીજા વર્ગવાળા બિચારા શૈલીગુણને વિવેચનમાં કૃત્રિમતાસૂચક માને છે. શાથી એમ? ટૂંકા નસીબના તેથી જ, કેમ કે કુદરતી રૂપે ખીલેલી એવી શૈલી જ વિવેચિત સાહિત્ય વિશાલતર સમુદાયને પહોંચાડે છે; ને એવું જ હું રંકને રાય સમાણું બિરુદ–ગુજરાતે અર્વાચીન વિવેચનનો આદ્ય દ્રષ્ટા કે એવું કાંઇક–કમાવી આપ્યું છે.)

'કયૂ'ની એ સ્ટડીઝ-શ્રેણીઓમાં ને લેખનવાચનની કલાઓ વિશેનાં એનાં પુસ્તકોમાં જે ગુરુતેજો જેવી શૈલી વારંવાર આવે છે તેના મૂળમાં વિશાળ ને વિવેકપૂર્ણ વાચન પુષ્કળભર્યું પડ્યું છે એ જોઇ શકનારને તો એ કૃતિઓમાં કદી ઉપલક ચમકાટ કે મિથ્યાડંબર નહિ દેખાય. વળી, એ ગુણોમાં કેટલી બધી વાર (બીજી 'સ્ટડીઝ'-શ્રેણીમાં બને છે તેમ), આનોલ્ડ વિરુદ્ધ શૈલી માટે ન્યાયની ઝુંબેશ ઉઠાવે છે કે, લિટન સ્ટ્રેચી જેવાંની પણ એકપક્ષી તેજસ્વિતાથી અંજાવાનો ઇનકાર કરીને વિક્ટોરિયન યુગ સંબન્ધી સમતોલ દૃષ્ટિબિન્દુ રજૂ કરે છે ત્યારે, ત્યારે કેટલી બધી વાર ઉપલા ગુણોમાં અપરતંત્ર, ઝીણવટભરી વિચારણા ને માનજનક મર્મગામી વિવેચનશક્તિ પણ ભળતી જોઇએ છીએ. આવી અનેકવિધ ગુણસંપત્તિ, પોતે ૧૯૧૨માં કેમ્બ્રિજમાં પ્રાધ્યાપક નિમાયા ત્યાર પહેલાંની એમની નવલકથાકાર, સુમનમાળાકાર ને પત્રકારના તરીકેની તાલીમના જ રૂડા પ્રતાપરૂપ હતી.

સાહિત્ય જીવનવિમુખ રહે એ ઇષ્ટ નથી એવા પોતાના દૃઢ સિદ્ધાન્તને કારણે જ તેમણે પોતાનો ઉત્કટ સાહિત્યપ્રેમ જન્મતભરના ઉચ્ચ અંગ્રેજી સાહિત્યના વાંચનારમાં પોતપોતાની માતૃભાષામાં સંર્જનશીલ વિવેચનકલાના ઉપાસકોમાં, સંક્રાન્ત કર્યો છે અને એ અન્ય દેશોના પણ સંખ્યાબંધ સાહિત્યસેવકોને હમેશના ઋણી કર્યા છે એમાં સન્દેહ નથી.

વિ. ક. વૈ.

## નવમી મહારાષ્ટ્ર વાઙ્મયપરિષદ

૧

ચાલુ વર્ષના ફેબ્રુઆરીની તેરમી તથા ચોદમી તારીખોએ વડોદરામાં મહારાષ્ટ્ર વાઙ્મય પરિષદનું નવમું અધિવેશન ઉજવાઈ ગયું. એ અધિવેશનના પ્રમુખપદે જાણીતા નાટ્યકાર પ્રિન્સિપાલ પ્રહ્લાદ કેશવ અત્રે હતા અને સ્વાગતાધ્યક્ષપદે અહીંની (વડોદરાની) કૉલેજના પ્રાધ્યાપક સદાશિવ વિ. દેશપાંડેની વરણી કરવામાં આવી હતી.

ગયા ડિસેંબરમાં અહીં ભરાયેલા ગુજરાતી સાહિત્યસંમેલનના પંદરમા અધિવેશનનાં ખાટાંમીઠાં સ્મરણો ભુલાઇ જાય તે પહેલાં

ભગિનીભાષાના સાહિત્યની આ પરિષદ વિષેનાં આ સંસ્મરણો તુલનાત્મક દૃષ્ટિએ ઉપકારક થઈ પડે એ જ આ નોંધનો હેતુ છે.

અખિલ મહારાષ્ટ્ર સાહિત્યપરિષદ અને અહીંની મરાઠી વાઙ્મય-પરિષદ બંને એકબીજાથી નિરાળી સંસ્થાઓ છે. આ સંસ્થાનો ઉદ્દેશ દરેક વર્ષે આવાં સંમેલનો યોજી ગુજરાત જેવા પરપ્રાંતમાં પણ સાહિત્ય-પ્રવૃત્તિના ઉચ્ચ વ્યવસાયને જીવંત રાખી સર્વના અંતઃકરણમાં માતૃભાષા અને તેના સાહિત્યની જ્યોત જ્વલંત રાખવાનો છે.

આ સમારંભ કેવળ સ્થાનિક હોવા છતાં ય અને વડોદરામાં મહારાષ્ટ્રીય ભાઈબહેનોની સંખ્યાનું પ્રમાણ શહેરની સમસ્ત જનસંખ્યાના પ્રમાણમાં ઓછું હોવા છતાં ય ન્યાયમંદિરના હોલમાં રોજ આઠસો નવસો પ્રેક્ષકોની હાજરી ચાલુ રહી હતી.

સ્વાગતાધ્યક્ષના પ્રાસંગિક વક્તવ્યને અંતે પોતાની પ્રચંડ છતાં સમપ્રમાણ દેહયષ્ટિથી સૌનું ધ્યાન ખેંચતા શરીરસૌષ્ઠવના ઉત્કૃષ્ટ નમૂના જેવા પ્રિન્સિપલ અત્રેએ જ્યારે ભાષણની શરૂઆત કરી ત્યારે એક વાતની પ્રતીતિ થઈ કે એમનામાં નર્યું સુડોલ અંગબાહુલ્ય નથી પણ તે સાથે એક ઉત્તમ વક્તાની ચમત્કારભરી મોહકતા પણ છે.

દોઢ કલાક સુધી તેમણે લલિત વાઙ્મયનું ધ્યેય, તેણે કરેલી સમાજ-સેવા અને તેના વિશેના કેટલાક ખોટા ખ્યાલોની સૂક્ષ્મ છણાવટ કરી પ્રો. શ્રીપાદ રા જોગનાં આ વિષયનાં વિધાનોમાં રહેલા દોષો પ્રત્યે સૌનું ધ્યાન ખેંચ્યું હતું. પ્રો. જોગની માન્યતા એવી છે કે લલિતવાઙ્મયનું કાર્ય કેવળ મનોરંજનનું છે.

૨

આ પરિષદમાં 'લશ્કરી વાઙ્મયની આવશ્યકતા;' 'મરાઠી ચિત્રપટોમાં સામાજિક પ્રશ્નો તથા ચિત્રપટોનો વાઙ્મયીન દરજ્જો' અને 'અર્વાચીન મરાઠી સાહિત્યની ઊણપો' વગેરે વિષયો પર રસપ્રદ ચર્ચાઓ થઈ હતી. આ ચર્ચાઓ ઉપરથી એક બાબત તરફ આપણું સૌનું ધ્યાન ખેંચાવું જોઈએ. આપણાં સંમેલનોમાં ચર્ચાઓ યોજવાનું આપણે કેટલા ય કાળથી બંધ રાખ્યું છે અને તેને બદલે છપાયલાં ભાષણો તથા તે ઉપરાંત માત્ર અમુક નક્કી કરેલા વક્તાઓને વ્યાસપીઠ ઉપર ખડા કરી દઈને જ આપણે

સંતોષ માન્યો છે. પરિણામ એ આવ્યું છે કે આવાં સંમેલનોમાં ભાષણ-ખોરી સિવાય આપણને ચર્ચાના સ્વરૂપનું ભાગ્યે જ કશું મળે છે. ગુજરાતમાં હજી આપણે આંગળીને વેઢે ગણાવી શકીએ એટલા જ ગણ્યા-ગાંઠ્યા સારા બોલનારા છે. એ સંખ્યામાં જો ઉમેરો ઇચ્છતા હોઈએ તો એ આવશ્યક છે કે બે વરસે મળતા સાહિત્યસંમેલનના અધિવેશન ઉપરાંત આવાં વાર્ષિક સાહિત્ય સંમેલનોની પણ એક સંસ્થા શરૂ કરવામાં આવે—જેના કાર્યક્રમોમાં ભાષણખોરી નહિ પણ સાહિત્યના સળગતા પ્રશ્નોની ચર્ચા રાખવામાં આવે, સૌ કોઈને તેમાં બિનરોકટોક ભાગ લેવા દેવામાં આવે અને એ દ્વારા આપણા સાહિત્યમાં ચર્ચાસ્પદ મુદ્દાઓની છણાવટની ક્રિયાનો વેગ એકધારો જળવાઈ રહે. આ પરિષદે રજૂ કરેલા ચર્ચા વિષયોમાં વિદ્યાર્થીઓથી માંડી વૃદ્ધો સુધીના સૌ કોઈએ ભાગ લીધો હતો અને તે દ્વારા સોળસત્તર વર્ષની વયના કુમારો કેટલી સુંદર ચર્ચા કરી શકે છે તેનો પણ સહજ ખ્યાલ આવ્યો હતો.

આ પરિષદમાં ડભોઈવાળા શ્રી જીવણલાલ છગનલાલ જોષીએ 'ગુર્જર કવિ-પંડિત દયારામનાં મરાઠી કાવ્યોનો પરિચય' એ વિષય પર ગુજરાતી-માં એક રસપ્રદ નિબંધ વાંચ્યો હતો.

૩

સાદાઈ અને શિસ્ત એ બે આ સંમેલનની ખાસ વિશિષ્ટતાઓ હતી. સંમેલનના બંને દિવસના કાર્યક્રમોમાં સામાન્ય પ્રેક્ષકથી માંડીને પ્રમુખ સુધીની દરેક વ્યક્તિએ સમારંભને સફળ બનાવવા માટે સુંદર શિસ્તપાલન રજૂ કર્યું હતું. આપણાં સંમેલનોમાં યોજાતા ભરચક કાર્યક્રમો, અને તેને અંગેના રંજનના કાર્યક્રમોની ધમાલ તથા તેની પાછળ થતા પૈસાના દુર્વ્યયનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે ઘણી જ ઓછી સાદી સામગ્રીથી ચલાવી લેતા આવા કાર્યક્રમોની ચીવટ-ભરી કાર્યપદ્ધતિ અને વ્યવસ્થા માટે તથા ઘણા જ ઓછા ખર્ચથી ચલાવી લેતા છતાંય નાટ્યકાર ગડકરીનાં वेड्यांचा बाजार જેવી કૃતિને થિયેટર ન મળતાં છેવટે ન્યાયમંદિરના હોલમાં અગવડોની પરંપરા વચ્ચે પણ સુંદર રીતે રજૂ કરનાર એ સૌ મંડળી પ્રત્યે માન થયા વિના રહેતું

નથી એટલું જ નહિ પણ આ વિષયમાં આપણે હજી ઘણું કરવાનું રહે છે એ સત્યનું તીવ્રપણે ભાન થાય છે.

ભાઈલાલ પ્ર. કોઠારી

## પી. ઈ. એન.નો ૨૧મો વાર્ષિકોત્સવ[1]

(૧) પી. ઇ. એન.ની નૈતિક સત્તા વધારવા સારુ કયા ઉપાયો યોજી શકાય? (૨) કઇ સર્વોત્તમ રીતે પી. ઇ. એન. યુવાન લેખકોની સેવા કરી તેમ જ એમની સેવા પામી શકે? અને, (૩) પી. ઈ. એન.ની કાર્યનીતિ કયા માર્ગે લાભકારક રીતે બદલી શકાય?—આ ત્રણ પ્રશ્નો, એ વિખ્યાત આન્તરરાષ્ટ્રીય સંસ્થાની એકવીસમી વર્ષગાંઠ બીજા દેશોમાં તેમ ઇંગ્લંડમાં પણ ગયા નવેમ્બરના છેલ્લા અઠવાડિયામાં ઉજવાઈ ત્યારે, મુખ્ય ચર્ચાવિષય 'પી. ઇ. એન. ઑફ ધ ફ્યુચર'ની ચર્ચા વખતે દેશવિદેશના સેંકડો લેખકોની એ પરિષદમાં ચર્ચાયા હતા એવું ત્યાંના એક પ્રથમ પંક્તિના સાહિત્યવિષયક સાપ્તાહિક[2] દ્વારા જાણવામાં આવ્યું છે.

ઉક્ત પત્રમાંના વૃત્તાન્તસાર પરથી સમજાય છે કે પરિષદે, જે યુવાન લેખકવર્ગ ચાલુ મહાયુદ્ધમાં સૈનિક કે અન્યથા સેવક તરીકે ભાગ લે છે તેમને ઉત્તેજન ને પોષણ આપવા વિશે તથા એક પ્રકાશકે ત્યાં જાહેર કર્યા મુજબ જર્મનીમાં જે તીવ્ર વાચન–ભૂખ ઉઘડેલી છે તેને કેમ સંતોષવી એ વિશે વિચાર કર્યો હતો. આ પ્રશ્નો જાતે અગત્યના તેમ જ લંડનમાં મળેલી એ પરિષદમાં સ્થાને હતા પણ આપણા પૂરતાં ગૌણ છે. (કેમ કે એ આપણા સાહિત્યજીવનને સ્પર્શતા નથી) એટલે એ સંબન્ધી આટલો ઉલ્લેખ જ બસ થશે. પરન્તુ જીવન્તપણે આપણું રસવિષય બની શકે તેવું કેટલુંક પણ એ પરિષદના કાર્યમાં જોવામાં આવે છે. તેમાં પહેલું તો એ કે પરિષદમાં આવેલા, મોટી સંખ્યામાં દેશનિકાલ બનેલા યુરોપી લેખકોની હાલની મનોવૃત્તિ પર ખાસ ધ્યાન રાખી, સંસ્થાનાં પ્રમુખ મિસ સ્ટોર્મ જેમીસને 'રાજ્યપ્રકરણ એટલે સામાજિક પરિસ્થિતિ'' એવા ભાવાર્થની વ્યાખ્યા આપી તથા એ દૃષ્ટિએ ત્યાં

[1] માર્ચ ૧૯૪૩ના અંકથી મુલતવાયા કરતી નોંધ—સં. માનસી

[2] 'ટાઇમ્સ લિટરરી સપ્લીમેંટ' તા. ૨૮મી નવે. ૧૯૪૨

આવેલા વિદેશી લેખકોએ સંસ્થાનાં ધ્યેય ઉદ્દેશ ને કાર્યવહન રહે એમ ઇચ્છ્યું તથા એવા પ્રયાસ કર્યો તે બરાબર છે કે કેમ એ વિચારવું. અમને તો આ બાબતમાં ઉક્ત પત્રે રજૂ કરેલી એવી વિચારસરણી યોગ્ય લાગે છે કે પી. ઈ. એન.નો જે ઉચ્ચગ્રાહ છે તે ધરાવનારી એના જેવી સંસ્થાએ ઉપલી રીતે કોઇ પણ રાજકીય પક્ષના વાદ કે મન્તવ્ય સાથે પોતાનું નસીબ જોડવું એટલે પોતાનું હાલનું મૂલ્યવાન અપારતંત્ર્ય ખોવું. બીજી રીતે કહેતાં, હિંદના ને તેથી ગુજરાતના પણ પોતાને પ્રગતિશીલ તરીકે ઓળખાવતા થોડા પુરોગામી લેખકો જે માર્ગે વિચરીને સાહિત્યદૃષ્ટિએ જોઇએ તો ક્યાંક ભૂલા પડી ગયા છે, તે માર્ગ બીજા દેશના કે આપણા પી. ઈ. એન. કેન્દ્રનો હોવો જોઇએ નહિ.

પરિષદમાં કવિ નાટ્યકારાદિ ઉપરાંત ઇતિહાસ, ફિલસૂફી વગેરે લેખકો પણ સંસ્થામાં જોડાઈ શકે તેવી, અને, ભાષાન્તરો દ્વારા આન્તરરાષ્ટ્રિય સંસ્કારવિનિમયની, ઉપયોગી સૂચનાઓ પણ થઇ હતી.

વિ. ક. વૈ.

## ચુમ્માળીસનું ગ્રન્થસ્થ વાઙ્મય

ગુજરાત સાહિત્યસભાની એ 'વાર્ષિક સમીક્ષાનું' કાર્ય જેમને સોંપાયું છે તે આ ત્રણ સમીક્ષકોને લેખકો તથા પ્રકાશકો પોતાનાં પ્રકાશન વેળાસર મોકલે એવી એ સંસ્થાની વિનંતિમાં અમારી આગ્રહભરી વિનંતિ પણ ઉમેરીએ છીએ : (૧) લલિત વાઙ્મય : પ્રા. જેઠાલાલ ત્રિવેદી. ઝાલા (બ્લૉક ૧૩, પાર્વતી મેન્શન; મુંબઇ ૭); (૨) 'સાયન્સ' સિવાયનું લલિતેતર વાઙ્મય : શ્રી. મુનિકુમાર મ. ભટ્ટ (તપોવન; ભાવનગર); (૩) ભૌતિક વિજ્ઞાન ('સાયન્સ') ડૉ. ભદ્રમુખ ક. વૈદ્ય (ડિપાર્ટમેન્ટ ઑફ કેમિકલ ટેકનોલોજી, માટુંગા; મુંબાઇ ૧૯).

## શુદ્ધિપત્રક

૧. ગયા અંકના પૃ. ૭૨મે તથા ૧૦૨જે 'રીટ' તથા 'એ નથી' છે ત્યાં અનુક્રમે, 'રીસંટ' તથા 'એનાથી' એમ જોઈએ; વિશ્વદર્શનમાં નિકષ-વિભાગના ત્રીજા અવલોકનલેખના લેખક તરીકે પ્રા. કેશવલાલ હિં. કામદારનું નામ છપાવું જોઈતું હતું.

૨. આ અંકમાંના રતિમદનને છેડે આ ટીપ જોઇએ: "ભારતી સાહિત્ય-સંઘ તરફથી પ્રગટ થનાર 'પ્રાચીના'માંથી." એ જ કાવ્યની છેલ્લી ફાક્ત-

એમાં, મદનની જ ઉક્તિ તરીકે, "કોકિલનો તરે"ની પછીની પંક્તિ "જાઉં!" એટલી જ લેવી; ને ત્યાર પછીની રતિની ઉક્તિ આમ બનશે : "તે તારકારિ તો જન્મશે જ." વળી, "પ્રિયે! વર ... મિથ્યા!" એ આખી ઉક્તિ મદનની જ ગણવી.

૩. આ અંકમાંના કેટલાક મુખ્ય સુધારા આ પ્રમાણે—

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩૨ | ૮ | લોકના જ | લોકલાજ |
| ૧૩૫ | ૭ | દેશમાં | દંશમાં |
| ૧૩૬ | ૫ | સંનયાસી | સંન્યાસી |
| ,, | ૭ | યાસે | પાસે |
| ,, | ૧૦ | અદર્શ | આદર્શ |
| ૧૩૯ | ૧૬ | Buco | Bruco |
| ૧૪૧ | ૧૯ | નદીની | નદીની ખીણમાં |
| ૧૪૩ | ૫ | ૨૯૦ | ૨૮૦ |
| ૧૪૪ | ૧૬ | કોદાળીના | કુહાડીના |
| ,, | છેલ્લી | છે | છે કે |
| ૧૯૮ | ૨૩ | ગ્રામજીવનનું | સમસ્ત ગ્રામજીવનનું |

૪. હાઇસ્કૂલ અને કૉલેજમાં : ૨

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૫ | ૧૧ | ગર્વ | ગર્વ. |
| ૧૪૬ | ૧ | આપી | આપવામાં આવી. |
| ,, | ૨ | પણ આવી | પણ કન્યા આવી |
| ,, | ૧૭ | રીત | રીતે |
| ૧૪૭ | ૬ | ગામ | ગમે |
| ,, | ૧૪ | હતા. | હવા, |
| ૧૪૮ | ૫ | સીનોર | કોચબીહડર, સીનોર |
| ,, | ટીપ બીજી | પુરનું | પૂરતું |
| ૧૪૯ | ૧ | દોરનારા | દોરનારા, અમલમાં મૂકનારા |
| ,, | ૬ | મદદ મળે | મદદ પણ મળે |
| ૧૫૦ | ૪ | જાઉં | જઉં |
| ૧૫૧ | ૯ | તેમાં | ત્યાં |
| ,, | ૧૫ | દવેના | દવે (મુંબઇના...) ના |
| ,, | ૧૮ | પંડ્યા, | શ્રી કૃષ્ણાનન્દ પંડ્યા |
| ,, | ૨૦ | સાત | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૫૨ | ૬ | સરસ | સરળ |
| ,, | ૭ | સમભાવના | સમભાવ |
| ,, | ,, | મુંબઈ | મુંબઈમાં |
| ,, | ,, | અને | ['અને' ન જોઈએ] |
| ,, | ૧૦ | ચોરાબજારમાં | ચોરાબજાર પાસે |
| ,, | ૨૩ | ચિ. | મિ. |
| ૧૫૩ | ૫ | હમારા | હમને |

[વાચકો પોતાની મેળે કરી શકે તેવા વિરામચિન્હો, જોડણી વગેરેના થોડા સુધારા ઉપલી યાદીમાં સ્થળસંકોચને લીધે લઈ શકાયા નથી.

૫. આ અંકના પૃ. ૧૪૧–૪૮વાળા ફોર્મની એકી સંખ્યાનાં પાનાં પર લેખ-મથાળાની લીટીઓ ખોટી છપાઈ છે તે સુધારી લેવી.

૬. કલ્પિત છતાં જીવન્ત એ અવલોકનના પૃ. ૧૯૮ની લીટી ૧૯થી ૨૧ ને બદલે વાંચવાનું લખાણ:–

...કોઈ ચિત્ર વિકૃત પણ નથી બનતું. ચિત્રોના આલેખનમાં પાત્રોને અનુરૂપ ક્યાંક સૂત્રાત્મક, તો ક્યાંક વિશ્લેષણયુક્ત, ક્યાંક વિનોદપૂર્ણ તો ક્યાંક મર્માળુ તો વળી કોઈ કોઈ ઠેકાણે વિચારકની, છતાં ચિંતનભારથી મુક્ત, હળવી અને રમતિયાળ, એમ, વ્યક્તિત્વભેદે શૈલી પણ અવનવાં રૂપ ધરે છે. વસ્તુસામગ્રી સાથે આ વૈવિધ્યમય શૈલીનું તાદાત્મ્ય એટલી સરસ રીતે સધાયું છે કે તમામ ચિત્રોમાં નવલકથાનો વાર્તારસ સ્ફુરી રહે છે.

લેખકની ભાષા સ્વચ્છ; સુઘડ, સંસ્કારી, ટૂંકાં ટૂંકાં વાક્યોથી શોભતી સાદી છતાં અર્થવાહી છે. આવી સરલ ભાષા અને વૈવિધ્યમય શૈલીના વહનમાં પણ લેખક પોતાનું લક્ષ્ય ચૂક્યા નથી, પ્રમાણભાન ખોયું નથી. ઔચિત્ય બરાબર જળવ્યું છે. એથી તમામ ચિત્રો અકૃત્રિમ, સ્પષ્ટ, સુરેખ અને એક–એકથી ચઢિયાતાં બન્યાં છે. બધાં ય ચિત્રો પોતપોતાની રીતે સંપૂર્ણ છે, છતાં ય એ...

માર્ચ ૧૯૪૪ માંના 'સંસ્મરણો'ના છપતામાંની ભૂલો

| પાનું | લીટી | ખોટું | ખરૂં |
|---|---|---|---|
| ૨૬ | ૧૬ | ધીરજલાલ | ધીરજરામ |
| ૨૮ | ૯ | જ કરવામાં | કબૂલ કરવામાં |
| ૨૮ | ૧૨ | મગદલ | મગદલા |
| ૩૦ | ૧૭ | કારણ વખતના | કારણ તે વખતના |
| ૩૧ | ૯ | Whenfield | Whitifield |

## નિકષ–પૂર્તિ: પરિચાયિકાં

**લોટસ પીટલ્સ** (રૂા. ૧ા): રા. પૂજાલાલનો આ શ્રીઅરવિન્દ–આશ્રમમાંથી પ્રકાશિત, પહેલો જ અંગ્રેજી કાવ્યસંગ્રહ વાચકોના ધ્યાન પર લાવતાં અમને ઘણો આનન્દ થાય છે. એમાંના ૨૪ ઊર્મિકાવ્યોમાં કવિએ શ્રી માતાજી પ્રત્યેનું–એમનામાં મૂર્તિમાન થતી, પોતે અનુભવેલી ભગવાનની દિવ્ય ચેતનાશક્તિ પ્રત્યેનું—પોતાનું હૃદ્ગત ભક્તિ, પ્રાર્થના અને અભીપ્સારૂપે વ્યક્ત કર્યું છે, એ ભાવોની કવિત્વમય અભિવ્યક્તિ તરીકે આહ્લાદક બનેલી એ રચનાઓ, આ કાવ્યપ્રકારના સર્વ અનુરાગીઓના રસાસ્વાદને પાત્ર છે, નિ:સંશય.

એન. એમ. ત્રિપાઠી લિ. તરફથી મળેલાં જગત્પ્રેરણા (ન્હાનાલાલ દ. કવિ, ૧૯૪૩; રૂા.) ગુજરાતી ભાષાની ઉત્પત્તિ (પં. બેચરદાસનાં ૧૯૩૮–૩૯નાં ને ૧૯૪૦માં અપાયલાં, ગદ્યસાલ માત્ર રૂ. ત્રણની કિંમતે પ્રકટ થએલાં મુંબાઇ-યુનિ. તરફનાં ઠક્કર–વ્યાખ્યાનો) તથા "વેનિસનો વેપારી"નું (૧૯૪૪; રૂા. ૨) સૌ. હંસાબ્હેન મહેતાએ કરેલ ભાષાન્તર: એ પુસ્તકોની પહોંચ આભાર સાથે સ્વીકારીએ છીએ. એમાંનું પહેલું અને ત્રીજું નાટક છે; પહેલું, "આપણા સંસારના બોલ" ભાવનાપ્રપૂર્ણ દૃષ્ટિએ ઉચ્ચરતું, ત્રણ કાલનું "સમન્વયશૈલીનું નવનાટક"; અને ત્રીજું, પ્રસિદ્ધ લોકપ્રિય સુખાન્ત શેક્સપીઅર-કૃતિનું નિર્બન્ધ અનુષ્ટુપમાં કરાવતું ભાષાન્તર છે, જે કૉલેજમાં વિદ્યાર્થીઓએ અને બહાર નિર્વેતન નટયમૂએ ભજવવાની પ્રસ્તાવનામાં થએલી સૂચના અવશ્ય ને સત્વર અજમાવવા જેવી છે. બીજા (પોણાસાતસોથી ય વધુ પાનાંના) પુસ્તકમાંનાં પાંચ માનજનક પાંડિત્યપ્રચુર વ્યાખ્યાનોમાં વિક્રમી ૧૨માથી ૧૮મા શતક સુધીનો ભાષાવિકાસ નિરૂપ્યો છે.

'થોડા વિવેચનલેખો'માં (પ્રા. મનસુખલાલ મ. ઝવેરી; રૂા. ૨ા) સર્જનગત આનન્દતત્ત્વનો વિચાર કર્યો છે, નર્મદયુગના મુખ્ય વિવેચક નવલરામ પર લખ્યું છે, ગોવર્ધનયુગના ચાર પ્રથમ પંક્તિના સાહિત્યકારો કે તેમની કૃતિઓનાં વિવેચન છે અને સમકાલીન કવિ-કવિતા વિશેના લેખો પણ છે. કર્તાની ૧૯૩૪–૪૧ની વિવેચનપ્રવૃત્તિનાં આ સુફળ આચાર પહેલાં પણ "અભ્યાસીઓના આદરને પાત્ર નીવડ્યાં"

છે ને ઉચ્ચતર વર્ગોના વિદ્યાર્થીઓને તો ખાસ માર્ગદર્શક થશે એ જ એ સ્તરે સ્વતંત્ર ને વિવેકયુક્ત દૃષ્ટિના વિવેચનલેખોને ગ્રન્થસ્થ રૂપે સુલભ કરવા માટે પૂરતું અને અભિનન્દનીય કારણ છે.

નવજીવન પ્ર. મન્દિરનાં, (૧) 'ગીતાધર્મ' નાં (રા. ૧) ૩૧ પ્રકરણમાં રા. કાલેલકરે ગીતાભક્તોને એક વિશિષ્ટ દૃષ્ટિકોણ આપે તેવું એ નાના સરખા મહાગ્રન્થનું સમાજશાસ્ત્ર નિરૂપિત કર્યું છે; અને (૨) પં. જવાહરલાલ કૃત 'ઇન્દુને પત્રો'માં (રૂ. ૧), આ અંકમાં અન્યત્ર પરિચાયિત 'ઇતિહાસની રૂપરેખા'ના સમાન્તર તથા પૂરકરૂપ વાચન તરીકે ગુજરાતનાં આબાલવૃદ્ધ વાચકો ફરીફરીને રસપૂર્વક વાંચે તેવું "દુનિયાની ઉત્પત્તિ અને પ્રારંભના દિવસોનું" સંક્ષિપ્ત ને સચિત્ર વર્ણન છે.

સામયિકો: ગુજરાત-સંશોધન મંડળના ત્રૈમાસિકના જાન્યુ '૪૪ના અંકમાં ગુજરાતના સીમાપ્રદેશના ભાષામાપન (ડૉ. ટી. એન. દવે), પુરાતન દક્ષિણ ગુજરાત (મ. દ્વિવેદી) તથા આચાર્ય હરિદત્ત વલ્લભજી (અંગ્રેજીમાં) વિરોના લેખો જેમ સૌથી વધુ ધ્યાન ખેંચે છે તેમ લગભગ આખો એપ્રિલ-અંક ભાવિ 'અમદાવાદ વિશ્વવિદ્યાલયના સ્વરૂપ, વિવિધ અંગો, શિક્ષણવાહન ઇત્યાદિ' વિષયોની વિચારકો તેમ જ વ્યવહારાનુભવીઓએ કરેલી જુદેજુદાં દૃષ્ટિબિન્દુની ચર્ચાઓ તેમ જ સૂચનાઓથી રોકાયલો હોઇ, સંસ્થાએ એ સાંસ્કારિક મહાપ્રશ્ન ને કરેલા મૂલ્યવાન પ્રદાન લેખે યાદ રહી જશે.

ધ સાર્વજનિકન (માર્ચ '૪૪): 'સ્યાદ્વાદ અને સપ્તભંગી (પ્રા. હીરાલાલ કાપડિયા); 'ભગતા રેવો'નું અવલોકન (ફ઼ઃ દીક્ષિત); પેરેડાઇસ લોસ્ટમાંથી, 'ધરતીપ્રવેશ કરતા સેતાનની વ્યથા' (હુ. પંડ્યા); 'કહોને, કોણ આવે છે?' (ચિ. વ્યાસ); 'પોસ્ટર્સ' (પ્રા. જે. ટી. પરીખ); 'ધ પોસ્ટવિક્ટોરિયન પોએટ્રી ઑફ ઈંગ્લંડ' (વી. એગ); 'ધ સ્ટડી ઑફ લૉ એટ ધ કૉલેજ' (પ્રિ. ડી. બ. સી. એમ. ગાંધી); અને, સ્વ. રામાનંદ બાબુ, મહારાષ્ટ્ર-યુનિ. રિપોર્ટ તથા પ્રા. કાપડિયા-સંપાદિત ધ ડૉકટ્રિન ઑફ કર્મન્ ઇન જૈન ફિલોસોફી પરની, તંત્રી પ્રા. વિ. ર. ત્રિવેદીની નોંધો. એ આ અંકમાંનાં જુદી જુદી દૃષ્ટિએ વાંચવા-વિચારવા જેવાં લખાણો છે.

મહારાષ્ટ્ર-સાહિત્યપત્રિકાના એપ્રિલ—અંકમાં ૭૬માંથી ૩૫ પાનાં વિષયવાર, ઉચ્ચ પંક્તિના ગ્રન્થવિવેચનને અપાયાં છે એ હકીકત, એ સમયનાં વધુ પાનાંવાળાં ગુજરાતી ત્રૈમાસિક તથા ગુજ. સાહિત્યપત્રિકા માટે પણ ધડારૂપ ગણાય. 'મરાઠીતીલ ઑરિટ્રક શબ્દ' તથા 'મુક્ત કી ભાવગીત?' એ લેખો પણ ખાસ ઉલ્લેખપાત્ર છે.-જુલાઈના અભિરુચિમાં શુદ્ધલેખન

વિશેની રસિક નોંધ ઉપરાંત સ્વ. આચાર્ય મહાવીરપ્રસાદ દ્વિવેદી તથા સ્વ. અ. બ. કોલ્હટકર વિશેના લેખો ધ્યાન ખેંચે છે.

## પ્રાપ્તિ–સ્વીકાર

**નવજીવન પ્ર. મન્દિરનાં** પુનર્મુદ્રણો: ગાંધીજીકૃત 'રચનાત્મક કાર્યક્રમ' (બે આના); 'એક સત્યવીરની કથા' (બે આના); 'સર્વોદય' (૩ આના).–'ગાંધીવિચારદોહન': કિશોરલાલ ઘ. મશરૂવાળા (રૂ. ૦–૧૪–૦)–'વિરાજવહુ': મહાદેવ હ. દેસાઈ (રૂ. ૦–૧૦–૦)–'જીવતા તહેવારો' (રૂ. ૧), 'લોકમાતા' (રૂ. ૦॥): દત્તાત્રેય બા. કાલેલકર.–'વિશ્વશાન્તિ': ઉમાશંકર જોષી (રૂ. ૦।).–'કૌશિકાખ્યાન': જુગતરામ દવે (૩ આના)–' રચનાત્મક કાર્યક્રમ'. રાજેન્દ્રપ્રસાદ (૩ આના).–'હિન્દુસ્તાની પાઠાવલી: પહેલી કિતાબ' (૭ આના).–ગ્રાન્ટ મેડિકલ કૉલેજના ગુજ. સા. મંડળનું પહેલું વાર્ષિક (૧૯૪૪).–'વિશ્વમંગલ' જૂનાગઢ (વૈશાખ–જેઠ, ૨૦૦૦).

## વાસરિકા : ૩

**૧૫–૮–૪૪:** આજે શ્રીઅરવિન્દજયન્તીને મંગલદિને જ આવી પહોંચેલો નવા 'એડવન્ટ' શ્રી માતાજીની દિવ્ય પ્રેમવિષયક ને અભીપ્સાપોષક પ્રાર્થનાઓ વગાવી; 'લિટર્સ ઑન ડેથ ઍંડ આફ્ટર-ડેથ'ના (શ્રીઅરવિન્દ) પહેલી શ્રેણીએ એ વિષયનાં સાન્ત્વનદાયી સત્યો–પ્રકાશવન્ત એક પરમબુદ્ધિમાનની અન્તર્દષ્ટિએ દીઠેલાં સત્યો—સાચા સાધકમાત્રને બુદ્ધિગમ્ય થાય તેવી રીતે સુસ્પષ્ટ કર્યાં; 'ધાઇ વિલ બી ડન' (પૂજાલાલ) એ પ્રેરક કાવ્યે પ્રભુઇચ્છાનો નિત્યનૂતન મહિમા ફરી એક વાર ગાઈ સંભળાવ્યો; અને યોગદીક્ષા, શ્રીઅરવિન્દ તથા ફ્રિઝયૂફ્રે, પૂર્ણયોગ, સૌન્દર્ય વિશેની પ્રશ્નોત્તરી, સમુત્ક્રાન્તિવાદચર્ચા ને બે ઉત્તમ મન્યાવલોકનો ઉપરાંત, તંત્રીનોંધોએ પણ બતાવી આપ્યું કે ધર્મ, રાજ્યપ્રકરણ ને મનોવિશ્લેષણ જેવા પ્રશ્નો કે સાંપ્રત પ્રશ્નસ્વરૂપો પર પૂર્ણયોગદષ્ટિના વિચારક વિશિષ્ટ ને ચિન્ત્ય બિન્દુઓ સંક્ષેપે, વિશદ રીતે રજૂ કરી શકે છે.

**૨૦–૮–૪૪:** આજે આવેલી વિશ્વભારતી–પત્રિકામાંનો લેખ 'વિદેશી સાહિત્યકા સંસ્પર્શ' (રવીન્દ્રનાથ) આ મુખ્ય બે બિન્દુને સ્પર્શતો હોય સર્વભારતીય ભાષાઓનાં સાહિત્ય માટે વિચારપાત્ર છે: સાહિત્ય રચનાર શિક્ષિતવર્ગ આમજનતાથી દૂર ને દૂર, તેથી ગામડાંમાં હજી એક ને એક ભજન વગેરે, દુઃખભર્યો દિવસ ગાળ્યા બાદ પણ, સાહિત્યક્ષુધા છિપવવા ગવાતાં હોય છે; દેશી-સાહિત્ય વિદેશી સાહિત્યના ઉત્તમ અંશો ભાગ્યે ગ્રહણ કરે છે ને ત્યાંનાં શાસ્ત્રો, વિદ્યાઓ વગેરેથી પોષાતું હોતું નથી.

# મન્દિર-વૃત્ત

વિશેષ મદદની આ રકમો ઉપકાર સાથે સ્વીકારીએ છીએ: રા. વિદ્યુત-રામ પ. દેસાઈ (ભાવનગર) રૂ. ૧૦૦; કેટલાક સહાનુભાવકો, હા. ચંપકલાલ ડા. વ્યાસ, (વ્યારા) રૂ. ૪૦; ડૉ. ભદ્રમુખ ક. વૈદ્ય, (મુંબાઇ) રૂા. ૨૫; શેઠ ગુલામરસુલ કાજી, રૂા. ૨૫; શેઠ દેવકરણ ને. મોનજી, શેઠ બહેરામજી સો. લાલકાકા, શેઠ હોરમસજી જ. એન્જીનીઅર, રા. પ્રેમજી કા. દવે તથા 'એક બન્ધુ'-સર્વ મુંબાઈના, દરેકના રૂ. ૧૦.

ક્લાન્ત કવિ કે કલાન્ત કવિ? અગાઉ ઉહ્લેખાઈ ગએલું આ પુસ્તક માનસીમન્દિરે શાસ્ત્રીય વાઙ્મયરચના તેમ જ સંપૂર્ણ મતસ્વાતંત્ર્યના શુભાશયથી છપાવ્યું હોય, તેની સઘળી ચોખ્ખી આવક ત્રૈમાસિકની ખોટ પૂરવામાં વપરાશે. સર્વ 'માનસી'પ્રેમીઓ આ તકનો લાભ લેશે એવી આશા છે.

સ્વ. ગુલાબરાય ગો. દેસાઇ: 'માનસી'ના (જેમ, 'ચેતન તથા 'કૌમુદી'ના પણ) એ સદાના શુભચિન્તક ૨૩મી જુલાઇએ ભાવનગરમાં વિદેહ થયા એની નોંધ ઘણા ખેદ સાથે લઇએ છીએ.

સૂરત: ૨૧-૮-૪૪ વિ. ક. વૈદ્ય (સં. માનસી)

## પ્રાપ્તિ-સ્વીકાર-પૂર્તિ : ૨

સંસ્કાર : પ્રા. મોહનલાલ પા. દવે (ગાંડીવ સા. મન્દિર, સૂરત; રૂા. ૧॥).—મૃચ્છકટિક, શ્રી શૂદ્રક કવિવિરચિત : 'સુન્દરમ્' (પદ્મ-પ્રકાશન, મુંબાઇ; રૂા. ૨-૧૨-૦)— શતરાણી : શ્રી. ચન્દ્રિકા પાઠકજી તથા બાલરંજના : શ્રી જયમનગૌરી પાઠકજી (યુગાન્તર કાર્યાલય સૂરત; રૂા. ૧ ને ૦॥). — પડથાર મીનુ દેસાઈ, મુંબાઈ; (રૂા. ૦॥।).—રાસસરિતા ભા. ૧ ને ૨ : શ્રી હસુમતી દેસાઇ, સૂરત (આના ૮ ને ૧૦).—પથદર્શિની (લોકમાતા) : શિવલાલ જેસલપુરા, અમદાવાદ (રૂા. ૧)

પ્રા. હીરાલાલ ર. કાપડિયા-સંપાદિત ગ્રન્થો : अनेकार्थमंजूषा । जैनधर्मवरस्तोत्रादिकृतिविलयम् । प्रियंकरनृपकथा ॥

## બે પી. ઈ. એન. પ્રસંગો

ઑગસ્ટના આખરે હિંદ પહોંચેલા જુન માસના 'લાઇફ ઍંડ લેટર્સ'માં, ધ બુક એબાઉટ પબ્લિશિંગના કર્તા અને બ્રિટિશ-પ્રકાશકોમાં ઊંચું, વિશિષ્ટ સ્થાન ધરાવનાર મિ. સ્ટેન્લી અન્વિને ઇંગ્લંડની પી. ઈ. એન. સંસ્થાની સભા પાસે, યુદ્ધ પછીના યુરપમાં અંગ્રેજી પુસ્તકોના ભવિષ્ય વિશે કરેલું ભાષણ છપાયું છે. યુદ્ધ પહેલાંની અનુકૂળ ને પછી થશે તે મુકાબલે પ્રતિકૂળ સ્થિતિમાંથી યોગ્ય માર્ગ કાઢી શકાય માટે લેખકોનો પ્રકાશકો સાથે પૂરતો સહકાર નથી એ મને તેમ એમણે (વિષય પરત્વે ભાષાન્તરો, સ્વતંત્ર અંગ્રેજી પુસ્તકો તથા યુરપ માટેની ખાસ આવૃત્તિઓ-એવાં ત્રણ ભાગે વિચારાયલા એ વ્યાખ્યાનમાં) ઇચ્છયું હતું.

બીજો પ્રસંગ એટલે, એક વિજ્ઞપ્તિપત્ર તે પોલિશ પી. ઈ. એન. ક્લબની સમિતિએ લંડનથી બીજી સપ્ટેમ્બરે બહાર પાડી, એ ચારે કપરા દિવસોમાં લૉર્સોમાંના પોલિશ લેખકો માટે મિત્રરાજ્યોના લેખકો જુલમીઓ સામે માનવતાને ખાતર અવાજ ઉઠાવે એવી માગણી કરી હતી. એ માગણીને સર્વ સમભાવી ગુજરાતી લેખકોનું અનુમોદન છે જ એમ કહેતાં સન્તોષ થાય છે.

## સ્વ૦ ભાઈ અનન્તરાય છાયા

આવું મથાળું કેવા મારે હૈયે કરવું પડે છે એ લખનારનું મન જ જાણે છે. સુરતની કૉલેજના એ આજન્મ સાહિત્યરસિક અને વિદ્વાન પ્રાધ્યાપક શ્રીરીકની વયે તા. ૫-૯-૪૪ને દિવસે દેવલોક પામતાં એમનાં વહાલસોયાં કુટુંબે, એક પ્રેમાળ આપ્તજન, કૉલેજે ઊંચી લાયકાતવાળા, ફ્રેંચભાષા-સાહિત્યના શીખવનાર અને 'માનસી'-એ એના સૌથી ઉત્સાહી, સમર્થ સેવક સદાના ખોયા છે. આ પત્ર દ્વારા ફ્રેંચ સાહિત્યના કેટલા ય ઉત્તમાંશો વાચકોને સુલભ કરવા "આન્દ્રે મોરવા" (ડિસે. ૩૯) તથા 'બાલ-મ્યુસ' [માર્ચ ૪૩] એ લખાણોરૂપે થયો હતો; હ્યુગોનું એક કાવ્ય પણ [' દીન શ્રમજીવીઓ': શેરાની અં. ૨ ] સુન્દર રીતે તેમણે ગુજરાતીમાં ઉતારેલું. બીજું થોડું લખાણ અપ્રકટ હોવા સંભવ છે. એ ભવિષ્યમાં છાપવા આશા રાખીએ છીએ.

એ સાદા, ઋજુહૃદય જીવાત્મા પ્રભુકૃપાએ સદ્ગતિ પામે એવી પ્રાર્થના છે. એમનાં દુઃખી સ્વજનોને પણ એકમાત્ર ઈશ્વર જે હૃદયબળ આપી શકે તેમ છે તેનાથી જ તેમણે આ કારી ઘા સહી લેવો રહ્યો.

# માનસી

વર્ષ ૯ : ગ્રંથાંક : ૩

સપ્ટેમ્બર ૧૯૪૪





પૂર્ણસંખ્યા ૩૫

સંચાલક :

મા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

નાનપરા : સૂરત

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર


Lotus Ink
FOR ALL KINDS OF FOUNTAIN PENS
BLUE BLACK
LOTUS INK
KALES SALES ASSOCIATION
FORT BOMBAY

# વિષયદર્શન

વ. ૯, અંક ૩ : : પૂ. સં. ૩૫

સપ્ટે. ૪૪ : (પ્રકટ, ડિસે. ૪૪)

સર્જન અને નિબન્ધો : પ્રકૃતિનાં બે સ્વરૂપ (શ્રી અરવિન્દ); પ્રાર્થના (પારાશર્ય) ... ... ... ૨૩૫–૨૩૬

એક સરસ્વતીભક્તના અક્ષરજીવનનાં સ્મરણો દુર્ગાશંકર કે. શાસ્ત્રી ... ... ... ... ૨૩૭

વિશ્વવિગ્રહકાવ્યમાળા (પ્રા. બળવન્તરાય ક. ઠાકોર) ... ૩૨૫

નિકષ (પ્રાપ્તિસ્વીકાર) ... ... ... ... ૩૨૮

ધ્વનિ : શ્રીઅરવિન્દનો સિદ્ધિદિન; વૈષ્ણવોનું હાસ્યિક્રમ; 'મિલન'– નૈરાશ્ય; કૃપધ્વનિ; નિકષપૂર્તિ; મં. વૃત્ત (વિ. ક. વૈ.) ... ... ... ... ... ૩૨૯

મંજુષા : પ્રા. ઠાકોરને સુરતનું માનપત્ર; 'વીર નર્મદ'માંથી; 'મરમરેખ'–સારાંશ (શ્રી. વિ. વૈ.); હાર્નેમાન ... ૩૩૫

**માનસી** ગ્રન્થશ્રેણી; સંચાલક વિ. ક. વૈદ્ય : દરજી મહોલ્લો; નાનપરા સૂરત. **લવાજમ** રૂા. ૬–૪–૦; દેશાવર રૂા. ૭–૮–૦; છૂટક રૂા. ૧–૧૨–૦.

શાખાઓ :—

(૧) મુંબાઈ, મેસર્સ એન. એમ. ત્રિપાઠી લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ.
(૨) સૂરત, પ્રતાપ પ્રેસ, હનુપીઠ.
(૩) વડોદરા, સાધના પ્રેસ, રાવપુરા.
(૪) પોરબંદર, રા. દામોદર કે. ભટ્ટ, રામટેકરી.
(૫) ભાવનગર, આનંદ પ્રેસ, સ્ટેશન રોડ.

# માનસી

વર્ષ ૯, અં. ૩ ] [ સપ્ટેમ્બર ૧૯૪૪


## પ્રકૃતિનાં બે સ્વરૂપ

ઊર્ધ્વપ્રકૃતિ નિમ્નપ્રકૃતિનું નકારાત્મક રૂપ નથી પરન્તુ Fulfilment અથવા transformation ( રૂપાન્તર ) છે. ઊર્ધ્વપ્રકૃતિનું વિકૃત રૂપ એ જ નિમ્નપ્રકૃતિ. નિમ્નપ્રકૃતિનું સત્ય સ્વરૂપ અથવા મૌલિક સ્વરૂપ ઊર્ધ્વપ્રકૃતિની અંદર છે. નિમ્નપ્રકૃતિમાં જે 'તમસ્' અર્થાત્ જડતા, સ્થાવરતા માલૂમ પડે છે, તે ઊર્ધ્વપ્રકૃતિમાં 'શમ' અર્થાત્ સ્થિરતા, સ્તબ્ધતા, અચલપ્રતિષ્ઠ શાન્તિમાં રૂપાન્તરિત થઈ જાય છે; નિમ્નપ્રકૃતિમાં જે 'રજસ' રૂપે દેખા દે છે, તે ઊર્ધ્વપ્રકૃતિમાં 'તપસ' રૂપે પલટાઈ જાય છે; અને, નિમ્નપ્રકૃતિમાં [ જે ] સત્ત્વ છે તે ઊર્ધ્વમાં 'જ્યોતિ' સ્વરૂપે પ્રગટે છે. સત્ત્વ પોતે પ્રકાશ અથવા તેજ હોવા છતાં ય ક્ષ્માબદ્ધ [ પૃથ્વીબદ્ધ; પાર્થિવતાનાં બન્ધનવાળું ] છે પરન્તુ ઊર્ધ્વમાં [ એનું ] રૂપાન્તર થતાં તે 'જ્ઞાનસૂર્ય' થઈ જાય છે. તે ઉપરાંત નિમ્નપ્રકૃતિના સત્ત્વ, રજસ અને તમસ—આ ત્રણે ગુણોની અંદર પરસ્પર અસમન્વય, દ્વન્દ્વ, સંઘર્ષ વગેરે હોય છે પરન્તુ ઊર્ધ્વપ્રકૃતિમાં રૂપાન્તર પામતાં તેમની અંદર પરસ્પર પ્રગાઢ સમન્વય, સુસંવાદિતા અને એકતા સ્થાપન થઈ જાય છે. ( 'યોગદીક્ષા : યોગ સંબન્ધી શ્રીઅરવિન્દના પત્રો'માંથી પૃ. ૨૬ ).

# પ્રાર્થના

પ્રભો ! પુષ્પે ક્ષેત્રે અનિલ નભ મેઘે ધરણીમાં
જનોમાં સ્નેહીમાં પરિચય તમારો અનુભવું,
અને એકાન્તે કે અપથ સમુદાયે રખડતાં
થતું કે આ હૈયું તવ પરમનું બેઠક રહ્યું. ૧

છતાં ના સ્થાયી આ અનુભવ; અરે માત્ર વિરલ.
ઉપાધિ–જંજાળે જીવન બહુધા નિષ્ફળ જતું.
પ્રભો ! હું તારો એ સ્થિતિ તણી અરે વિસ્મૃતિ થતી;
પ્રમાદે અજ્ઞાને વિવશ મન પંચેન્દ્રિય થતી. ૨

અરે ! આ રીતે તો મુજ જીવનયાત્રા ન ફળશે,
જશે આયુ વીતી તદપિ ન મનઃશાંતિ મળશે;
પ્રભો ! પ્રાર્થું બક્ષો જીવન પરમાર્થે વિલસતું
મને જીવ્યું લાગે: સમયગણના હું નહીં કરું. ૩

પ્રભો ! પત્રે પુષ્પે સ્થળજળ વિષે વ્યોમપદમાં
થતું સર્વવ્યાપી પ્રકટ તુજ સૌંદર્ય નવલું;
અને પંખીકંઠે, તરુ, જલધિ, પર્જન્ય–સહુમાં
તલસ્પર્શી ઊંડું સ્વરિત સ્મૃતિમાધુર્ય વહતું. ૪

પ્રભો ! પ્રાર્થું દો શાશ્વત પરમ દિવ્યાનુભવ કે
પ્રતિસ્પંદે ઝીલી સહજ પરિતૃપ્તિ અનુભવું;
પ્રભો ! જ્યાં જ્યાં તારી પુનિત પ્રભુતા હો વિલસતી
ચહું ત્યાં ત્યાં હો આ ગતિ વિનીત અન્તઃકરણની. ૫

પારાશર્ય

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

એક સરસ્વતીભક્તનાં

# અક્ષર જીવનનાં સ્મરણો

## નિવેદન

ભૂતકાળને વાગોળવાનો ચિત્તનો સ્વભાવ છે; એ ક્રિયામાં કાંઈક સુખાનુભવ થાય છે; પરિણામે પોતાનાં ભૂતજીવનનાં સ્મરણો નોંધવાની ઇચ્છા ઘણાને થાય છે. ગુજરાતી સાહિત્યના આધુનિક ઇતિહાસના આરંભમાં આદ્ય ગદ્ય લેખક કવિ નર્મદે 'મારી હકીકત' થી આ પ્રકારના સાહિત્યની શરૂઆત કરી છે. કવિ નર્મદ એ લખાણ પોતાને માટે છે અને લખેલાં કરતાં છાપેલું વાંચવામાં ઠીક પડે માટે છપાવ્યું છે એમ કહે છે. આ સંકોચવૃત્તિ મેં સ્મરણો લખવા માંડ્યાં ત્યારે મારા મનમાં યે હતી. પણ છપાવવાનો વિચાર જેના મનમાં લખતી વખતે બીલકુલ નહિ એવાં અક્ષરરસિક માણસોએ પોતાનાં જીવન સ્મરણો લખ્યાં હોવાના દાખલા મારા જાણવામાં હતા અને તેને અનુસરી મારે પોતાને માટે તથા થોડાં નિકટનાં સ્નિગ્ધજનોને ગમ્મત મળે એ ઉદ્દેશથી મારા એક, મારા ઉપર પૂજ્યભાવ રાખનાર ભત્રીજાને પત્રરૂપે સંક્ષિપ્ત સ્મરણો લખ્યાં હતાં. એમાં સીધી મારા અક્ષરજીવનની ગતિ વર્ણવી હતી. પણ એ લખ્યા પછી તથા એક બે સ્વજનોએ વાંચ્યા પછી છપાવવાનો વિચાર મારા મનમાં આવ્યો. વાંચનાર સ્વજનોએ પણ કહ્યું અને છપાવવું હોય તો પહેલા લખાણને કાંઈક ફેરવવું જોઈએ એ પણ સ્પષ્ટ દેખાયું. પરિણામે જે તૈયાર થયું છે તે પ્રગટ થાય છે. એમાં જુદી જુદી ત્રણપેઢીના કેટલાક પરિચિત જનોનાં ટૂંકાં સ્મરણો ગુંથી લેવાનો પ્રયાસ કર્યો છે. અંગત સ્મરણોમાં માનસશાસ્ત્રીય અને ઇતર સ્મરણોમાં ઇતિહાસોપકારક વાતાવરણને સૂચવવાની તથા પુણ્ય સ્મરણની દૃષ્ટિ છે. વળી સરસ્વતીની ભક્તિ કરનારો જીવ ગમે તેવી અલ્પ યોગ્યતાવાળો હોય તોપણ ભક્તિથી પ્રસન્ન થઈને એ દેવી કાંઈક અધિકાર તો આપે જ છે એ અનુભવ કહેવાનો આશય અંતર્ગત છે.

## બાલ્યકાળની ઝાંખી સ્મૃતિ

પહેલો પ્રશ્ન એ છે કે ક્યાંથી શરૂ કરવું? મારો જન્મ વિ. સં. ૧૯૩૮ ના માઘ સુદિ પાંચમે સવારના જામનગર (કાઠીયાવાડ) માં થયો છે.[1] પણ શરીરના જન્મ સાથે કાંઈ અક્ષરજીવનનો આરંભ નથી થતો. અને મને એનું સ્મરણ પણ ક્યાં છે? અક્ષરજીવનનો જન્મ તો ચિત્તમાં અક્ષરજીવનનો જ્યારે રસ જાગે ત્યારે માનવો જોઈએ. અને મારા ચિત્તમાં સોળસત્તરવર્ષની ઉમ્મરે એ રસનો જન્મ થયો હોવાનું મને સ્મરણ છે. તે પહેલાંના સ્થૂળ જીવન માટે પણ ઝાઝું કહેવાનું નથી. મારી સ્મૃતિ જ બાલ્યકાળમાં બહુ ઉંડે જતી નથી. કાકા કાલેલકર જેવાનાં અતિ બાલ્યકાળનાં સ્મરણો વાંચતાં મને આશ્ચર્ય થાય છે. છ વર્ષ પહેલાંનું તો કશું જ યાદ નથી. ફક્ત મારા નાનાભાઈ મગનભાઈના જન્મનું અતિ ઝાંખું સ્મરણ છે. પછીનાં ત્રણચાર વર્ષના ગાળાનાં પણ એક બે અતિ ઝાંખાં સ્મરણો છે. સ્વ. મુ. અમૃતલાલભાઈના પગ ઉપર જામનગરના સુખનાથના મંદિરમાં રમતાં મહાદેવનો પોઠીઓ પડવાથી પગ અત્યંત સૂજી ગયેલો અને એ ચાલી નહોતા શકતા એ યાદ છે. મારા સ્વ. ગલારામકાકાનાં વહુ, જે ઘણાં વર્ષોથી નિઃસંતાન વિધવા હોઈ અમારે ઘેર જ રહેતાં અને જેને અમે મા કહેતાં તેના મરણના ખબર અમે જામનગર હતાં ત્યારે ગોંડલથી આવેલા અને મારાથી એક નાની બેન હતી તે ખૂબ રડેલી એ યાદ છે. બારમા વર્ષમાં મારા કાકાના દીકરા ભાઈ મુ. કેશવલાલભાઈની જાનમાં અમે

[1] "ગ્રન્થ અને ગ્રન્થકાર" ભાગ પહેલામાં મારો જન્મ અમરેલીમાં થયો છે એમ મારા જ સ્મૃતિદોષથી છપાયું છે તે ભૂલ છે, જન્મ જામનગરમાં ગરબી ફળીઆમાં મારા મામાના ઘરમાં થયેલો એમ પાછળથી મારાથી લગભગ નવ વર્ષે મોટાં બ્હેનના કહેવાથી નક્કી થયું.

ફલજ્યોતિષના શોખીનોના લાભાર્થે નીચે મારી જન્મ કુંડલી આપી છેઃ—



જૂનાગઢ ગયેલાં, ત્યાં અમારી નાતના મારાથી મોટી ઉમ્મરના જુવાનો એક બગીચામાં હુતુતુ રમતા હતા તે જોવામાં મને મજા પડેલી એવું યાદ છે. એ રમનારાઓમાંથી ઘણાખરા સ્વર્ગવાસી થઈ ગયા છે. વળી અગીયારમા બારમા વર્ષમાં શાળામાં જઈને ભણવામાં ધ્યાન આપવાને બદલે હું અને મારા મિત્ર વામનભાઈ (ઉર્ફે સૂર્યકૃષ્ણ હરિકૃષ્ણ દવે) રામનામનો જપ કર્યા કરતા અને સાંજે મળીએ ત્યારે કેટલી સંખ્યામાં જપ કર્યો તેની વાત કરતા એ યે યાદ છે. પણ આવાં સ્મરણો નોંધવા માટે આ ઉપક્રમ નથી. માત્ર બાલ્યકાળની સ્મૃતિ–બુદ્ધિના ઉઘાડ પહેલાંની સ્મૃતિ ઘણી ઝાંખી હતી એટલું જ વક્તવ્ય છે.

## ગાડાંમાર્ગ

પછી ૧૪મા વર્ષથી–સં. ૧૮૫૨થી સ્મૃતિ વધારે સ્થિર થવા લાગી. એ વર્ષના બે ત્રણ પ્રસંગો ઝાંખા પણ યાદ છે. (૧) મારા સ્વ. મામાનાં મોરબીમાં બીજી વારનાં લગ્ન થયાં ત્યારે જાન ગાડારસ્તે જામનગરથી મોરબી ગયેલી, અને રસ્તામાં રાત પડી ત્યારે ખુલ્લી જમીન ઉપર મોટું પાથરણું પાથરી અમે સૂતાં હતાં એ યાદ છે. (૨) મારાં પોરબંદરમાં પહેલીવારનાં લગ્ન યાદ છે. મારા સસરા મુંબઈમાં નોકરી કરતા હતા. પણ મૂળવતની પોરબંદરના એટલે લગ્ન ત્યાં કરેલાં; અને મારા પિતાજી ગોંડલમાં સંસ્કૃત પાઠશાળાના મુખ્ય શાસ્ત્રી તરીકે ઘણાં વર્ષોથી નોકરી કરતા હોવાથી હું અઢાર વર્ષ સુધી ત્યાંજ ઉછર્યો છું. મારી જાન ગોંડલથી જ પોરબંદર રેલ-ગાડીમાં ગયેલી. રાજકોટથી ગોંડલ થઇને જેતલસર સુધીનો રેલ્વેનો કટકો તરતમાં જ બંધાયો હતો. એ સડક બાંધવાનું કામ ચાલતું હતું એ મેં જોયેલું. અમે બાળમિત્રો એ રસ્તે ફરવા જતા અને વચ્ચે ઝીણાંચણીઆં બોરની બોરડીઓમાંથી બોર વીણીને ખાતા એ ઝાંખું યાદ છે. ગોંડલથી જેતલસર જતે રસ્તે વચ્ચે એક તલાવ હતું એ સડક બાંધવા માટે પૂરી નાખેલું અને રેલવે બંધાયા પછી થોડાં વર્ષો સુધી રેલગાડીમાં મુસાફરી કરતાં 'આ ઠેકાણે પેલું તળાવ હતું' એમ મને યાદ આવતું. આ રાજકોટ-જેતલસર રેલ્વે બંધાયા પહેલાં ગોંડલથી મૂળ વતન જામનગર, નજીકનાં સગાંઓ ત્યાં રહેતાં હોવાથી જવાના પ્રસંગો વર્ષમાં એક બે વાર આવતા અને અમે ગાડામાં બેસીને જતાં એ મને યાદ છે. ગાડાંમાર્ગે અમે ત્રણ દિવસે ગોંડલથી જામનગર પહોંચતાં. ધીમે ધીમે ગાડું ચાલે, ગોંડલથી રાજકોટ સુધીની સડક પણ સારી હતી. સડકની બે ય બાજુ વડ, પીપળો, પીપર વગેરે ઝાડો હતાં. હજી કદાચ હશે. ગાડામાં બેસવાની સાંકડ લાગે તો મોટી ઉમ્મરનાં

બાળકો ઉતરીને થોડીવાર ચાલે, રસ્તામાં બોરડી દેખાય તો બોર તોડીને ખાય, બીજાં તો કોઈ ફળઝાડ જોયાં નથી. મોટી ઉમ્મરના પુરુષો પણ ચાલે. જાન જતી હોય, અને જાન કાઢનાર ધણી ગરીબ હોય તો ઘણીવાર બાળકો અને વૃદ્ધો મારિજ ગાડાં કરે અને ઘણા ખરા મધ્યમ વયના પુરુષો તથા કેટલીક સ્ત્રીઓ પણ ચાલે, એ ત્યારે સામાન્ય હતું. મારાં માનાં એક ફોઈ અને એના પતિ તો, અમરેલીથી જામનગર પગે તથા માથા ઉપર થોડો ભાર પણ ઉપાડીને, છ દિવસે પહોંચાતું છતાં, ચાલીને જતાં.

આ ચાલીને તથા ગાડાંમાં બેસીને મુસાફરી કરવાના દિવસો હવે તો કાઠિઆવાડમાં યે તદ્દન લુપ્ત નહિ તો વિરલ થઈ ગયા છે. પણ મને ૧૪ વર્ષથી નાની ઉમ્મરનું એ મુસાફરીઓનું જે ઝાંખું સ્મરણ છે તેમાં તો મજા આવતી એવો ભાસ છે. પછી મોટી ઉમ્મરે યે એકાદ બે વખત ગાડાંની મુસાફરી કરી છે. પણ તેમાં યે મજા જ આવી છે. છેક સૂરજ માથે આવે ત્યારે તે દિવસની અર્ધી મુસાફરી પૂરી થઈ હોય એટલે ગાડું કોઈ નદીકાંઠે કે વાવ-કુવાકાંઠે, ઝાડને છાંયડે છૂટે. ગાડાવાળો બળદોને છોડે, તેને નીરણ નાખે, પોતે જરા છેટે બેસી પોતાનું ભાતું ખાઈ, થોડી ઊંઘ કાઢે. અમે નદી હોય અને તેમાં પાણી હોય તો અંદર પડીને નાહી લઈએ, કુવો હોય તો પાણી ખેંચીને નાહીએ, પછી ભાતું ખાવા બેસીએ. મને તો સાથવો (सक्तु) જે ઘણું પ્રાચીન ખાદ્ય છે તે ય ભાવતો. એ મુસાફરી નીકળી ગયા પછી ધસીઓ કે સાથવો ખાધાં નથી.

બપોરે ભાતું કર્યા પછી ઝાડના છાંયડામાં કલાક બેકલાક ઉંઘી જઈએ. પછી પાછું ગાડું ચાલે તે સાંજ પડે જે મોટું ગામ આવે ત્યાં રોકાઈ જઈએ. જો નાતીલાનું ઘર ગામમાં હોય તો એને ઘેર જ સગપણ ન હોય તો પણ, ઊતરવાનો ત્યારે રિવાજ હતો. જામનગરથી અમરેલી કે કુંડલે જતાં રસ્તામાં ગોંડલ આવે અને એ ગામમાં અમારું એક જ ઘર પ્રશ્નોરાનું એટલે જે કોઈ પ્રશ્નોરાં નીકળે તે રાત અમારે ઘેર રોકાતાં. એ જમાનામાં રહેણી કરણી એટલી બધી સાદી હતી કે મહેમાનો ગરીબ ગૃહસ્થોને ય ભારે ન પડતા. બ્રાહ્મણ પુરુષોને ય રસોઈ કરતાં આવડે એટલે ઘરની સ્ત્રીઓને મહેમાન પુરુષો રસોઈમાં ય મદદ કરે ખરા. બાકી આ તો હતો જ નહિ. દૂધ ઘણું સસ્તું હતું. ઘણાને ઘેર તો ગાય પણ હોય. નદીએ કે કુવે સૌ નહાય તથા કપડાં પોતાનાં પોતે ધોઈ લીએ. આ સ્થિતિ મહેમાનગતને હળવી રાખતી. અને આતિથ્ય ગૃહસ્થનો ધર્મ તો હતું જ. એ સાદા, ગરીબ અને ધર્માચારના આગ્રહી બ્રાહ્મણોનો જમાનો ગયો.

જે ગામમાં નાતીલાનું ઘર ન હોય ત્યાં યજમાન, એકુ કે બીજા હોય તો તેને ઘેર કે છેવટ ધર્મશાળા કે એવા સ્થળમાં ઊતરી હાથે રસોઈ કરી જમીને ઊંઘી જવાનું અને વહેલી સવારે-સૂર્યોદય પહેલાં પાછી મુસાફરી શરૂ કરવાની. કોઈ વાર રાતે જમીને ગાડામાં સૂઈ જઈએ અને આખી રાત ગાડું ચાલીને સવારે જ્યાં જવાનું હોય ત્યાં પહોંચે. આવી આવી ગાડાની મુસાફરીની યાદ મારી નિર્મળ સ્મૃતિમાં તે હજી જળવાઈ રહી છે.

## ઇતિહાસ-શોખનું બીજ—૧૫મું-૧૬મું વર્ષ

૧૫મા વર્ષમાં હું સાવરકુંડલે ગયો હતો. મારાં ફઈ સાવરકુંડલામાં પરણ્યાં હતાં. એમને તો મેં જોયાં જ નથી. પણ ફુઆ દીર્ઘાયુષી થયા હતા. એટલે એમને મેં જોયા હતા. તેઓ વલ્લભાચાર્યના પંથના ચુસ્ત વૈષ્ણવ હતા. અને નાની ઉમ્મરથી ભક્તિ તરફ વળેલા. એમની ભક્તિના ચમત્કારની ગે થોડી વાતો સાંભળી છે. મોટી ઉમ્મરે પણ એમણે વ્યવહારમાં ધ્યાન આપ્યું નહિ. માળા ફેરવ્યા કરે તથા સેવાપૂજા કર્યા કરે. ઘેર આવસથ હતું એનાં હોમ વગેરે કરે. એ આવસથ માટે રાજ્ય તરફથી અમુક રકમ મળતી તથા આસપાસનાં ગામોમાં ભાગવત વાંચવાનો હક્ક હતો તેની ઠીક આવક હતી. પછી તો એમના પુત્રોએ વ્યવહારનો ભાર ઉપાડી લીધો. મારાં ફઈના ચાર પુત્રોમાંથી ત્રણ તો અમારે ઘેર મારા પિતાશ્રી પાસે સંસ્કૃત ભણવા માટે રહેલા એટલે મારા ઉપર તેઓની ખાસ મમતા. એટલે હું એમને ઘેર રહીને કુંડલાની મીડલસ્કૂલમાં દાખલ થયો. ભણવામાં હું ઠોઠ. પિતાશ્રીની મોટી ઉમ્મરે મારો જન્મ થયેલો એટલે લાડકો બહુ, વળી શરીર બાલ્યવયમાં ઘણું નબળું એટલે ભણવામાં પાછળ. પણ કુંડલામાં પરિસ્થિતિમાં એક ફેરફાર થયો. ગોંડલમાં રમવામાં હું મારી વયના કોઈ છોકરાઓ સાથે ભળી શકતો નહિ. કારણ કે એક તો હું લાડકો એટલે ક્યાંક વાગી બેસશે એની બીકથી તથા ઊંચા બ્રાહ્મણ તરીકેના સખત આચારમાં ક્યાંક ગડબડ-ભ્રષ્ટતા થઈ જશે—હું કોઈકનું પાણી પી લઈશ કે કે ખાઈ લઈશ એવી બીકથી માબાપ બહાર જવા જ ન દે. પાંચ-છ વર્ષની ઉમ્મરે એક વખત નિશાળના કોઈ ભાઈબંધે બજારના ગાંઠિઆ ખવરાવેલા ત્યારે એની પ્રાયશ્ચિત્ત રૂપ શિક્ષા તરીકે મારે ગોમૂત્ર અને છાણનું પાણી પીવું પડેલું એવું ઝાંખું સ્મરણ છે.

કુંડલામાં મને કાંઈક હરવા ફરવાની વધારે છૂટ મળી. નિશાળના તથા બીજા સમવયસ્કો સાથે ભાઈબંધી થઈ. એ ભાઈબંધો સાથે હું ફરવા

જતો; નદીએ નહાવા જતો; તરવા શીખતો. કોઈ વાર ફરવામાં મોડું થાય તો જેમને ત્યાં રહેતો એનો ઠપકો ખાવો પડતો. અહીં મારામાં ગુજરાતી વાંચવાનો શોખ જાગ્યો. કુંડલામાં એક નાની લાઇબ્રેરી છે. એમાં પુસ્તકોનો સંગ્રહ પણ સાધારણ છે. પણ મેં એ લાઇબ્રેરીમાંથી લઈને વાર્તાનાં પુસ્તકો વાંચવા માંડ્યાં. શું વાંચેલું એ આજે યાદ નથી. પણ એક 'તલેસમ'નું નામ યાદ છે. જે વાર્તા વાંચું તે વાર્તા, પાછી નદીની રેતી જે કુંડલાવાસીઓનું ફરવા જવાનું ઠેકાણું હજી છે, ત્યાં બેસીને ભાઈબંધોને કહેતો. આ વાર્તા વાંચવાના શોખથી અને ઇતિહાસ પણ વાર્તા જેવો લાગવાથી મને એ વાંચવો ગમતો તથા યાદ પણ રહેતો. બીજા બધા વિષયોમાં નબળો પણ ઇતિહાસમાં ક્લાસમાં હું આગળ આવતો. વાર્તારૂપ ઇતિહાસના શોખ જેવા તદ્દન સાદા બીજમાંથી ઐતિહાસિક સંશોધનાત્મકવૃત્તિ ફળશે એની તો ત્યારે મને કે મને ઓળખનાર કોઈને કલ્પના શેની હોય!

## બુદ્ધિનો ઉઘાડ

દોઢેક વર્ષ કુંડલામાં ગાળી હું પાછો ગોંડલ આવ્યો અને ત્યાંની સ્કૂલમાં દાખલ થયો. એ વખતે મને પરણ્યે બે વર્ષ થયાં હતાં. મારી પત્નીની ઉમ્મર મારાથી બે વર્ષ નાની હશે. પણ સહજ બુદ્ધિ મારાથી વહેલી અને વધારે પાકી ગયેલી; જ્યારે મારી, ઉમ્મરના પ્રમાણમાં નબળી બુદ્ધિનો ઉઘાડ જ સામાન્ય રીતે થવો જોઈએ તેથી મોડો થયેલો. ૧૫–૧૬ વર્ષસુધી મારા સમવયસ્કો કરતાં ઘણી બાબતમાં સ્ત્રી પુરુષના સંબંધ જેવી બાબતમાં પણ હું ઘણું ઓછું સમજતો. મારામાં કાંઈ અપલક્ષણો પણ નહોતાં આવ્યાં. પણ ૧૭મા વર્ષથી આ સમજણ જાગી. ટૂંકામાં મન વિકાસ પામવા લાગ્યું. છતાં હજી વ્યવહારની તો કાંઈ ખબર નહોતી જ. પિતાજીની ઉમ્મર ૭૯, પેન્શનનો સમય નજીક આવેલો, છતાં મને કૌટુમ્બિક જવાબદારીની કશી ગનાગમ નહિ એટલે પૂરી નિશ્ચિંતતા. એ સાથે યૌવનની નવી જ સ્ફુરણા, બુદ્ધિનો પ્રથમ ઉઘાડ, સાહિત્યમાં રસ લેવાની વૃત્તિની જાગૃતિ, કોડીલી પત્નીનો સહવાસ, અને સમાનશીલ મિત્રોસાથે હરવા ફરવાનો આનંદ: એમાં ભવભૂતિ કહે છે:—

> जीवत्सु तातपादेषु नवे दारपरिग्रहे ।
> मातृभिश्चिन्त्यमानानां ते हि नो दिवसा गताः ॥

તેમ બે વર્ષ બહુ સુખમાં ગયાં. મારું વ્યવહારનું અજ્ઞાન અને ગૃહકાર્યની અનાવડત કોઈવાર ખૂંચે પણ એ તરફ મનનું ધ્યાન ભાગ્યે જ જતું.

## સંસ્કૃત વિદ્યાપ્રેમનો વારસો

સત્તરમા અઢારમાં વર્ષમાં જ મેં પૂજ્ય પિતાશ્રી પાસે સંસ્કૃત ભણવા માંડ્યું. તેઓએ મને "લઘુ કૌમુદી" શરૂ કરાવી. પણ વ્યાકરણમાં મને રસ ન પડ્યો અને મેં મહેનત ન કરી. પછી સંસ્કૃત સાહિત્યમાં "કુમારસંભવ"ના અધ્યાપનથી પ્રવેશ કરાવ્યો. અને મને એમાં ઘણો રસ પડ્યો. એ વખત સુધી ગુજરાતી સાહિત્ય સિવાય કોઈ વિષયમાં જે મનને રસ નહોતો પડતો તેને સંસ્કૃત સાહિત્યમાં રસ પડવા માંડ્યો અને ચિત્તે મહેનત પણ કરવા માંડી. "કુમારસંભવ"ના અમુક સર્ગો ભણ્યા પછી "ઉત્તર રામચરિત" પિતાશ્રીપાસે ભણ્યો; પણ એમની ભણાવવાની શૈલી એટલી સરસ અને મારામાં સંસ્કૃતની કાંઈક એવી ભૂખ જાગી કે આટલો અભ્યાસ ઘેર અને "માર્ગોપદેશિકા" તથા "મન્દિરાન્તઃપ્રવેશિકા"નો હાઈસ્કૂલમાં એટલાથી સંસ્કૃતની મને વ્યુત્પત્તિ થઈ ગઈ અને મેં મારી મેળે પણ સંસ્કૃતગ્રન્થો વાંચવા માંડ્યા.

સંસ્કૃત વિદ્યાની આ ભૂખ અને ઓછે શ્રમે પ્રાપ્ત થયેલી વ્યુત્પત્તિનું મૂળ હું તો વારસો માનું છું. સંસ્કૃત વિદ્યાનો વારસો બ્રાહ્મણોમાં ત્રણ હજાર વર્ષથી પેઢીદરપેઢી ઓછેવત્તે અંશે ઉતરી આવેલો છે. આ જન્મમાં તો બેતાલીસ ચુમાલીસ વર્ષથી સંસ્કૃત વિદ્યાનું પરિશીલન કરું છું પણ ગાયત્રીમંત્રનો જપ કરતાં, પુરુષસૂક્ત બોલતાં કે उद्वयं तमसः આદિ ઉપસ્થાનના મંત્રો બોલતાં ચાર હજાર વર્ષથી જાણે જીવનમાં એ દેવવાણીનો પ્રવાહ વહી રહ્યો હોય એવો ભાસ થાય છે. ખરેખર સાચો અક્ષરજીવી માણસ ૬૦–૭૫ વર્ષનું નહિ પણ ત્રણ ચાર હજાર વર્ષનું આયુષ્ય ભોગવે છે.

પણ છેક ઋગ્મંત્રોના રચનાકાળથી ચાલ્યા આવતા વારસાનો ઇતિહાસ ઉકેલવાનો પ્રયાસ અહીં શક્ય નથી. બ્રાહ્મણો અને ક્ષત્રિયો બે ય પહેલાં તો મંત્રદ્રષ્ટાઓ હતા છતાં પાછળથી બ્રાહ્મણોમાં જ કેમ એ વારસો ચાલ્યો વગેરે ઇતિહાસ છે આકર્ષક પણ અહીં તો વિષયાન્તર છે. મારે તો મારા નજીકના સમયની અને સીધા વારસાની વાત કરવાની છે.

### જામનગરના પ્રશ્નોરાઓમાં વિદ્યાતંતુ

જામનગરમાં પ્રશ્નોરા જ્ઞાતિનો વસવાટ છેક ચારસો વર્ષ પહેલાં–સં. ૧૫૯૬માં એ શહેરની સ્થાપનાના કાળથી શરૂ થયો છે એમ માનવામાં

વાંધો નથી.[1] લગભગ પોણા ચારસો વર્ષથી પ્રશ્નોરાઓને હાથે જામનગરમાં સંસ્કૃત ગ્રન્થો ઊતારાયા હોવાના દાખલા મળે છે.[2] પણ સંસ્કૃત વિદ્યા માટે જામનગરમાં સામાન્યથી વિશેષ પરિશ્રમ કરનાર પહેલા પ્રશ્નોરા તો ઝંડુ ભટ્ટના પાંચમા પૂર્વજ **ગોવર્ધન ભટ્ટ** હતા; જેઓએ સં. ૧૭૬૯માં એક સંસ્કૃત પુસ્તકની હાથપ્રત ઊતારી હતી. તેઓ સં. ૧૭૮૪માં—આજથી બસો વર્ષ પહેલાં મોગલ સલ્તનતની પડતીના અંધાધુંધીવાળા વખતમાં સાહસ કરીને કાશીએ ગયા હતા. સંસ્કૃતનો સાધારણ અભ્યાસ તો તેઓએ જામનગરમાં જ કર્યો હશે, કારણ કે એમના પિતા મુકુંદજી ભટ્ટ સારા પૌરાણિક હતા અને તેમણે ભાગવત પુરાણનો નવમસ્કંધ પોતાની લગભગ સીત્તેર વર્ષની ઉમ્મરે ઊતાર્યો છે અને એ હાથપ્રતની પુષ્પિકામાં પોતાનો રચેલો શુદ્ધ શ્લોક લખ્યો છે.[3] મતલબ કે કાશી જવાનું મુખ્ય કારણ કદાચ તીર્થયાત્રા હોય અથવા યાત્રા અને વિદ્યાપ્રાપ્તિ બે ય કારણ હોય પણ કાશીમાં લાંબો વખત રહ્યા અને ઇંદિરા સ્તુતિ" અને "ગંગા લહરી"ના ગ્રન્થો ઉતાર્યા તથા મથુરામાં રહીને "વેદાન્ત કલ્પલતિકા" જેવો ગ્રન્થ ઉતાર્યો[4] તથા કાશી મથુરામાં એક શિષ્ય સાથે હતા એ જોતાં તેઓ પહેલેથી ઠીક વિદ્વાન હોય અને આ યાત્રામાં અભ્યાસ વધાર્યો હોય એમ લાગે છે. છેક વિ. સં. ૧૮૦૭માં ૭૯ ઉમ્મરે "કાવ્ય પ્રકાશ" મૂળની હાથપ્રત પોતે ઉતારી છે એ હકીકત આ પ્રશ્નોરા બ્રાહ્મણનો સંસ્કૃતવિદ્યા તરફનો પ્રેમ બતાવે છે.

જૂના પ્રશ્નોરાઓએ ઉતારેલા સંસ્કૃત ગ્રન્થો જોતાં તેઓમાં પૌરાણિક કથાવાર્તાનો, જ્યોતિષનો અને વૈદ્યકનો ધંધો સામાન્ય હતો એમ દેખાય છે અને પોતાના ધંધા માટે આવશ્યક હોય તેટલું સંસ્કૃતજ્ઞાન, નિરક્ષર જેઓ નહિ હોય તેવા ઘણાખરાને પૂરતું લાગતું હશે. ત્યારે ગોવર્ધનભટ્ટને એટલાથી સંતોષ થયો ન હતો. તેમણે સંસ્કૃતનો વિદ્વાન ગણાય તેવો અભ્યાસ કર્યો. એમણે પોતાની વિદ્યાના જોરથી જામનગર, મોરબી અને કચ્છમાં

૧ મારું લખેલું ઝંડુ ભટ્ટજીનું જીવનચરિત્ર પૃ. ૩ તથા આયુર્વેદ વિજ્ઞાન પુ. ૬ પૃ. ૩૬૧.

૨ વિ. સં. ૧૬૨૯માં એક પ્રશ્નોરાએ જામનગરમાં એક સંસ્કૃત ગ્રન્થની અને ૧૭૭૪માં ઘૃતકૌશિકગોત્રી દેવજી ભટ્ટે "લોલિંબરાજ" નામના વૈદ્યક ગ્રન્થની હાથપ્રત જામનગરમાં ઊતારી હોવાના દાખલા છે.

૩ જુઓ ઝંડુ ભટ્ટજીનું જીવનચરિત્ર પૃ. ૪.

૪ એજન પૃ. ૫.

ખાસ માન મેળવ્યું, અને આ રાજ્યોના રાજાઓ પાસેથી કથાના હક્કો મેળવી પોતાના કુટુંબની ઘણી ઉન્નતિ કરી. આ ગોવર્ધનભટ્ટથી સંસ્કૃત વિદ્યાભ્યાસની પરંપરા એ કુળની મોરબીની શાખામાં ઉજ્જ્વળ રૂપમાં ચાલી અને મહામહોપાધ્યાય શંકરલાલ શાસ્ત્રીમાં પરિપાક પામી. જ્યારે એ વિદ્વાનના જ બીજા પુત્રથી ચાલેલી જામનગરની શાખામાં ઝંડુ ભટ્ટજીથી વૈદકનો ધંધો ખૂબ ખીલીને સંસ્કૃત વિદ્યા નબળી પડી. પણ ઝંડુ ભટ્ટજીના આ પૂર્વજોએ તથા એમણે પોતે જામનગરના પ્રશ્નોરાઓની સ્થિતિ સુધારવામાં ઘણો ફાળો આપ્યો છે.

## મારા પૂર્વજો

જામનગરના પ્રશ્નોરાઓની આ સામાન્ય વાત થઈ. પણ અહીં પ્રસ્તુત તો અમારું કુટુંબ છે. જામનગરમાં પ્રશ્નોરાઓને વસવા માંડ્યે દોઢસો કરતાં વધારે વર્ષો થયા પછી જુનાગઢ પાસેના કોઈ ગામડામાંથી મારા એક **સદાશિવ** નામના પૂર્વજ જામનગરમાં આવ્યા અને તેના ભાઈ વિશ્વેશ્વર જુનાગઢ ગયા. આ **વિશ્વેશ્વર** જ્યોતિષનો ધંધો કરતા હોય અને સદાનંદ પુરાણી હોય એમ એના વંશજોના ધંધાઓના ભેદથી અનુમાન થાય છે.

જૂના વખતમાં બ્રાહ્મણો ખેડૂતોના આશ્રયથી ગામડાંઓમાં રહેતા. તેઓનું ધર્મ, જ્યોતિષ અને વૈદકને લગતું કાર્ય કરતા અને ગુજરાન મેળવતા. પણ નાનાં ગામડાંઓમાં ગાયોને બ્રાહ્મણો સહેલાઈથી પાળી શકતા અને સાદું, મહેનતુ પણ દૂધ ઘીની છૂટવાળું સુખી જીવન ગાળતા. આચારની પવિત્રતા અને વિદ્યા એ બ્રાહ્મણોની મૂડી હતી. પણ વિદ્યાની ગામડાંમાં કદર ન થાય તેમ જ પોતાની પાસે ભણનાર પણ ખેડૂતેતર વસતી ઝાઝી ન હોય તો ન મળે એ કારણથી કેટલાક વિદ્વાનો શહેર તરફ આકર્ષાતા ત્યારે અવિદ્વાનોને પણ ગામડામાં બ્રાહ્મણ વસતી વધીને હરિફાઈ વધી જાય તો જન્મભૂમિને છોડવી પડે એવી એ સામાજિક રચના હતી.

મારા જામનગર પ્રથમ આવનાર પૂર્વજે જન્મભૂમિ કેમ છોડી એ જાણવામાં નથી. મારા પિતાજીએ પોતાના ચોથા પૂર્વજ નારણજી ભટ્ટજીથી કુટુમ્બવૃત્તાન્તની શરૂઆત કરેલી. એટલે એ નારણજી ભટ્ટના પિતા સદાશિવ વિષે કશું કહ્યું નહોતું. આંબામાં નામ છે એટલું જ. પણ એની સર્વ શાખાઓના વંશજોએ વલ્લભાચાર્યનો વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યો છે અને કેટલાકને એ માર્ગના આચાર્યોનો આશ્રય મળ્યો હતો એ જોતાં વૈષ્ણવ આચાર્યનો આશ્રય મળવાની આશાએજ મારા પૂર્વજ વિક્રમની અઢારમી સદીના

અન્તમાં કે ઓગણીસમી સદીના આરંભમાં લગભગ બસો વર્ષ ઉપર જામનગર આવ્યા હશે અને કોઈ વૈષ્ણવ આચાર્યનો આશ્રય તેમણે શોધ્યો હશે.[1] એમની પછી એમના વંશજોએ મારા પિતાજી સુધી વૈષ્ણવતા જાળવી રાખી હતી. અને મારામાં વલ્લભીય તો શું કોઈ પણ વૈષ્ણવપન્થનું અનુયાયીપણું નથી અને વલણ શાંકરવેદાંત તરફ છે, એના યે બધા સિદ્ધાન્તો દઢતાથી નથી માનતો. છતાં જે પહેલું પુસ્તક મેં લખ્યું એ વૈષ્ણવધર્મનો ઇતિહાસ છે અને હાલમાં ભારતીય વિદ્યાભવનમાં ભાગવતધર્મનો પ્રાધ્યાપક છું એ સ્થિતિને વડિલોના વારસાનો ચમત્કાર ગણવો કે અકસ્માત્?

ઉપર કહેલા સદાશિવ ભટ્ટના એક પુત્ર વિદ્યાનંદના વંશજોએ અત્યારે જામનગર છોડી દીધું છે.[2] પણ ૪૦ વર્ષ પહેલાં ત્યાંજ વસતા હતા અને એ શાખામાં કેટલાક સારા વૈષ્ણવો થયા છે. જેમાં રતનભટ્ટની ભક્તિની ઘણી વાતો વૃદ્ધોમાં ચાલતી; અને પ્રેમજીભટ્ટે વૈષ્ણવમાર્ગમાં વિદ્વાન તરીકે સારી પ્રતિષ્ઠા મેળવી હતી. આ વિદ્યાનંદના ભાઈ નારણજીભટ્ટને બે પુત્રો હતા. મોટા ત્રીકમજી અને નાના હરિશંકર. તેમાં ત્રીકમજી ભટ્ટ સારા વિદ્વાન અને હરિશંકર ભટ્ટ સાધારણ ભણેલા. કદાચ એ કારણથી વૈષ્ણવ આચાર્યનો આશ્રય ત્રીકમજી ભટ્ટને મળ્યો. તેઓ એ વખતના જામનગરની હવેલીના મહારાજ બાબુરાયજીને સંસ્કૃત ભણાવતા હતા. પછી એ ત્રીકમજી ભટ્ટના બે પુત્રોમાંથી એક હરિ ભટ્ટ મહારાજ વ્રજનાથજીનો કારભાર કરતા અને બીજા રામકૃષ્ણ ભટ્ટ મહારાજ પાસે કથા વાંચતા. પછી હરિ ભટ્ટના બે પુત્રોમાંથી મહિધર ભટ્ટ સારા શાસ્ત્રી હતા. રાજકોટ અને જામનગરમાં સંસ્કૃત પાઠશાળાઓમાં અધ્યાપક હતા અને ઝંડુ ભટ્ટજી જેવા એમની પાસે ભણેલા. એમના પુત્ર જીવનરામ શાસ્ત્રી રાજકોટમાં ટ્રેઈનીંગ કોલેજ, રાજકુમાર કોલેજ વગેરેમાં ભણાવતા. એમને મેં જોયેલા ખરા, પણ ઘણી નાની ઉમ્મરમાં. એમને વિષે મારા પિતાશ્રી કહે છે કે "જીવનરામ શાસ્ત્રી જોકે ન્યાય-

૧ જામનગરમાં ઠેઠ વિક્રમની ૧૯મા સદીના પાછલા ભાગમાં આવેલા પ્રસિદ્ધ સંગીતાચાર્ય પ્રશ્નોરા આદિત્યરામ વ્યાસ પણ વૈષ્ણવ આચાર્યના આશ્રયથી આકર્ષાઈને આવેલા, એ દાખલો ધ્યાનમાં લેવા જેવો છે.

૨ અમારા કે મારા પિત્રાઈઓના ઘરોમાં હસ્તલિખિત પુસ્તકો સચવાયાં નથી એટલે બ્રાહ્મણ કુટુંબોના ઇતિહાસનું એ મુખ્ય સાધન અપ્રાપ્ત છે. એથી અહીં જે અમારા કુટુંબ વિષે લખ્યું છે તે મારા પિતાશ્રીએ લખાવેલું અને મેં એમના લખેલા "રાસોલ્લાસચંપૂ"ની પ્રસ્તાવનામાં છાપ્યું છે તેનો સાર છે.

વ્યાકરણમાં પૂર્ણ નહોતા પણ શાસ્ત્રાર્થ કરવાની અપૂર્વ શક્તિ હતી.'' હાલમાં એ શાખાનું કોઈ પુરુષસન્તાન નથી.

ત્રીકમજી ભટ્ટના નાનાભાઈ હરિશંકરને બે પુત્રો હતા. લીલાધર અને વિષ્ણુરામ. તેમાંથી વિષ્ણુરામ પોતે સંસ્કૃત પંડિત તરીકે પ્રખ્યાત નહોતા અને એમના વંશજોમાંથી કોઈ નથી થયા. તેઓ જામનગરમાં તથા મુંબઈમાં હાલમાં વસે છે. **લીલાધર ભટ્ટ** (સં. ૧૮૬૦ની આસપાસથી ૧૯૩૨)– મારા દાદા પૌરાણિક હતા. જો કે તેઓ એ વખતના ભાગવતના પ્રશ્નોરા કથાકારોમાં શ્રેષ્ઠ નહોતા પણ રાજકોટમાં નાનીબા પાસે ભાગવત સપ્તાહ કરી ત્યારે એમને હાથીની અંબાડીમાં બેસાડી વાજતેગાજતે ગામમાં ફેરવ્યા હતા તથા લીંબડીના કારભારી ચતુર્ભુજ ધ્રુવ સાથે ઝાલાવાડ જઈ સપ્તાહ વાંચી એમણે સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી.

મારા દાદાને પાંચ પુત્રો હતા. એમાંથી આદિત્યરામ (૧૮૮૯ લગભગથી ૧૯૩૧) અને મારા પિતાશ્રી કેવળરામ એ બે ભાઈ-ઓએ સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો. અહીં મારા પિતાજીના અભ્યાસકાળની અમારા કુટુંબની સ્થિતિનું ટૂંકામાં અવલોકન કરી લેવું ઠીક પડશે.

મારા દાદા **લીલાધર** ભટ્ટ ભાગવતપુરાણની કથાવાર્તાથી નિર્વાહ કરતા. વૈષ્ણવ મહારાજોનો જે કંઈ આશ્રય પૂર્વજોને મળેલો તે ત્રણ શાખામાં વહેંચાઈ જવાથી તથા પોતાના પિત્રાઈ તરફ વૈષ્ણવ વિદ્વત્તાના કારણથી હવેલીનો લાભ વધારે ખેંચાઈ જવાથી એમની પેદાશ ઘટી ગઈ હતી. કોળીથડ જેવાં એક બે ગામમાં કથા વાંચવાનો ગરાશ હતો. પણ એ ગામો ગરીબ એટલે એમાંથી પેદાશ ઘણી ઓછી. એમના નાનાભાઈ પણ કાંઈ સમર્થ નહિ એટલે બહોળા પ્રજાવાળા લીલાધર ભટ્ટને કુટુંબનો નિર્વાહ કરવામાં ઘણી જ મુશ્કેલી પડતી. પોતે જામનગરમાં એ વખતે રાજ્યના સારા આશ્રયવાળું જે એક જ કુટુંબ હતું, તેના મુખ્ય પુરુષ વિઠ્ઠલ ભટ્ટ (ઝંડુ ભટ્ટજીના પિતા) નાં બેનને પરણેલા. પણ પોતે કે મારાં મોટી બા ઝવુબાએ કોઈ દિવસ એમની મદદની આશા કરી નહોતી. પોતે અતિશય નાના ઘરમાં, અતિશય સાદાઈથી, ઘણોજ સંકોચ વેઠીને પોતાનો ઘરસંસાર ચલાવતા. પણ પોતાની ટેકમાં રહેતા અને કરજ કર્યું નહોતું.

## મારા પિતાશ્રી—પુરાણી નહિ પણ શાસ્ત્રી.

મારા પિતાશ્રી કેવળરામ શાસ્ત્રી ( સં. ૧૮૯૫ થી ૧૯૭૦ ) એમનો જન્મ સં. ૧૮૯૫ ના પોષ સુદિ પાંચમને રોજ થયો હતો. એમણે સાત-આઠ વર્ષની ઉમ્મરે યજ્ઞોપવિત અપાયા પછી અભ્યાસ આરંભ્યો હશે. એ વખતે અમારા પૂર્વજો—ઘણું કરી ઘણાખરા બ્રાહ્મણ બાળકો દેવનાગરી લિપિના જ અક્ષરો શીખવાથી અભ્યાસનો આરંભ કરતા અને પછી રૂપાવલિ વગેરેથી વ્યાકરણમાં પ્રવેશ કરતા હતા. મારા પિતાશ્રી દેવનાગરીમાં જ ગુજરાતી કાગળો પણ લખતા, એમ જોયેલું. એમના અભ્યાસ કાળમાં જામનગરમાં સંસ્કૃત વ્યાકરણ શિક્ષણની બે પરંપરા હતી. એક કૌમુદીની અને બીજી સારસ્વતની. મારા પિતાશ્રીના પિત્રાઈ મહીધર ભટ્ટ, મોટાભાઈ આદિત્યરામ, પોતે, ભત્રીજા કેશવલાલભાઈ વગેરે સારસ્વત વ્યાકરણ શીખેલા.

મારા પિતાશ્રીએ જામનગરની હવેલીના જ આશ્રિત શ્રીકૃષ્ણ ભટ્ટજી પાસે તથા પ્રશ્નોરા પંડિત ચતુર્ભુજ ભટ્ટજી પાસે અભ્યાસ કરેલો. બે ય સારા સંસ્કૃત પંડિત હતા. શ્રીકૃષ્ણ ભટ્ટજી કાશીમાં ભણેલા.

સંસ્કૃત અભ્યાસ પૂરો કરીને હજી તો પહેલી વીશીમાં હતા ત્યાંજ સંસ્કૃત ભણાવવા માટે બ્હાર ગામ નીકળ્યા. કુટુંબની સ્થિતિ આર્થિક સંકોચવાળી હતી એ ઉપર કહ્યું જ છે અને એ કારણથી જુવાન થતાં પુરૂષોને કમાણી કરવાની ઇચ્છા થવી સ્વાભાવિક છે. કથાવાર્તા ઉપરાંત વૈદ્યક અને જ્યોતિષ એ બે ધંધાઓ પ્રશ્નોરાઓમાં સામાન્ય હોવા છતાં અમારા કુટુંબમાં નહોતા. એટલે શિક્ષિત બ્રાહ્મણ માટે બાકી રહેલ સ્મૃત્યુક્ત અધ્યયન અધ્યાપનનો જ આશ્રય રહ્યો અને મારા પિતાશ્રી ભણી રહ્યા પછી થોડો વખત રાજકોટના ભટ્ટજી ( વૈષ્ણવ આચાર્યના સાળા કે બનેવી ) કૃષ્ણબલદેવજીને ભણાવવા રહ્યા હતા અને તે પછી થોડી મુદ્દત વ્રજનાથજી મહારાજના દત્તક વ્રજેશજીને ભણાવવા ભાવનગર રહ્યા હતા. ભાવનગરથી જામનગર પાછા આવી વ્રજનાથજીનાં માજી પધવાડે ભાગવતની સપ્તાહ વાંચી. અને એ મહારાજશ્રીની ભલામણથી દ્વારકાએટમાં જાંબુવતીના બ્રહ્મચારી હરિવલ્લભજીને ભણાવવા રહ્યા. ત્યારપછી ગોંડલના તે વખતના ઠાકોર સંગ્રામજીના તેડાવવાથી સં. ૧૯૨૪માં ઠાકોરના નામથી નવી ઉઘડેલી પાઠશાળાના શાસ્ત્રી તરીકે રહ્યા. અને કુલ તેત્રીસ વર્ષ સુધી એ નોકરી કર્યા પછી પેન્શન લીધું. વિક્રમની વીશમી સદીની પહેલી પચ્ચીશીમાં

ઓટીશો તરફથી પ્રજાને કેળવણી આપવાનું દબાણ થતાં એ વખતના પ્રાચીન સંસ્કારવાળા રાજાઓએ સંસ્કૃત પાઠશાળાઓ નવી ઉઘાડવા માંડી અને સંસ્કૃત પંડિતો તરતજ શાસ્ત્રીપદ પ્રતિ આકર્ષાયા. મારા એક કાકા અને મારા પિતાશ્રી શાસ્ત્રી હતા. મારા ત્રણ કાકાના દીકરા ભાઈઓ પણ એજ માર્ગે વળેલા. અને તે ઉપરાંત જૂનાગઢ, રાજકોટ, ભાવનગર, વગેરે સ્થળે એ વખતમાં પ્રશ્નોરા શાસ્ત્રીઓ હતા. ટૂંકામાં ભણેલા બ્રાહ્મણો માટે એ મોટી કમાણીનો નહિ પણ માન ભર્યો ધંધો હતો.

ગોંડલમાં ૧૫ રૂપિયાના પગારથી મારા પિતાશ્રીએ શરૂઆત કરેલી પણ એ અતિશય સોંઘારત અને સાદાઈના જમાનામાં પોતે સુખમાં રહેવા સાથે એ ૧૫માંથી પાંચ રૂપિયા જામનગર પોતાના પિતાને મોકલી શકતા. ધીમેધીમે પગાર વધ્યો. છેવટ ત્રીસ મળતા. પહેલાંની સોંઘારત પાછળથી ઘટી હતી છતાં અમારું કુટુંબ જ્ઞાતિમાં સુખી ગણાતું. પાઠશાળામાં ભણાવવા ઉપરાંત પોતે ગોંડલના રાજકુટુંબના માણસોને સંસ્કૃત ભણાવતા તેમજ ઠાકોર ભગવતસિંહજીનાં મા પાસે કથા વાંચતા. ગોંડલના અમલદાર વર્ગમાં અને વસ્તીમાં પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકે એમનો મોભો સારો હતો. પણ એમના ચિત્તને સંતોષ તો પોતે કાઠીઆવાડના પ્રખ્યાત શાસ્ત્રી હતા અને સેંકડો ગરીબ બ્રાહ્મણ બાળકોને વિદ્યા આપી શક્યા એ વાતનો હતો. એમના વિદ્યાર્થીઓમાંથી ઘણાએ ભાગવત વાંચવાની શક્તિ મેળવી, નિર્વાહનું સાધન પ્રાપ્ત કર્યું જ્યારે કેટલાક ઠીક વિદ્યા મેળવી. મેં ઘણા મારા કરતાં વીસ–પચ્ચીસ વર્ષે મોટા વિદ્યાર્થીઓને ભણતાં જોયેલા. કેટલાક મારા સહાધ્યાયી હતા. એ બધા મને–ગુરૂપુત્ર તરીકે ભાઈ કહેતા. હજી એક બે મારી સાથે ઘણો સ્નેહ રાખે છે.

## મારા માતામહ પ્રેમશંકર ગોકુળજી

મારી આતાના પિતાનું નામ પ્રેમશંકર ગોકુળજી ( સં. ૧૮૮૮ થી ૧૯૬૩ ) તેઓ જામનગરમાં જ ગરણીફળીમાં રહેતા અને પારાશર ગોત્રી હતા. મારા ઉપર જેટલી મારી માની અસર થઈ નથી તેટલી મારા આ માતામહની થઈ છે. પ્રેમશંકર ભટ્ટ સં. ૧૮૮૮ ભાદરવા સુદિ ત્રીજને દિવસે જન્મ્યા હતા. એમણે પોતે પોતાનું ટૂંકું ચરિત્ર લખ્યું છે.[1] તે ઉપરથી ખબર પડે છે કે એમનાં માબાપને તેઓ એક જ પુત્ર હતા અને

[1] જે એમના પુત્ર સ્વ. પ્રાણશંકર ભટ્ટે "યોગ પ્રબોધ"ના આરંભમાં સં. ૧૯૫૯માં છપાવ્યું છે.

માબાપની વૃદ્ધાવસ્થામાં જન્મેલા હોવાથી લાડકા હતા. એમને અને ઝંડુ ભટ્ટજીને સાથે સં. ૧૮૯૮ માં યજ્ઞોપવીત આપવામાં આવ્યું હતું. પોતાના અભ્યાસ વિષે તેઓ લખે છે કે "બાલ્યાવસ્થામાં માતાપિતાનો ઘણો સ્નેહ હોવાથી અભ્યાસ ન થયો. સં. ૧૯૦૦ માં પૂરા અક્ષરે પણ આવડતા નહિ તે શીખવા માંડ્યા. ગુરુશ્રી મહીધરભાઈ પાસે વિદ્યાભ્યાસ કર્યો. સવાવૃત્તિ સારસ્વત[1] અને "કુમાર સંભવ"નો એક સર્ગ એટલું અધ્યયન કર્યું ત્યાં સં. ૧૯૦૪માં મારા પિતાશ્રી દેવલોક થયા."

આ સોળ વર્ષના અને અલ્પશિક્ષિત જુવાનને માથે ઘરનો ભાર આવી પડ્યો. એમના વડિલ પાંચસો કોરી (રૂપિયા લગભગ સવાસો) મૂકી ગયેલા તેમાંથી એમનું કારજ કર્યું અને વાર્ષિક કાર્ય માતાનાં એક બે ઘરેણાં વેંચી ઉકેલ્યું પણ પછી કરજ થવા માંડ્યું. ભાગવતની કથા પોતાની મેળે વાંચી શકે એટલું સંસ્કૃત જ્ઞાન હજી થયું નહોતું. પણ શ્રી. રામજીમંદિરમાં તથા વાઘેશ્વરીનાં મંદિરમાં કથાનું આસન એટલે બીજો અભ્યાસ છોડી દઈ ભાગવત ભણવા માંડ્યું. પણ સંસ્કૃત જ્ઞાન કાચું તેથી ઠીક ન લાગે. એકાદશીની કથા પણ ભણીને વાંચવા જવું પડે આવી સ્થિતિને લીધે "કથાવૃત્તિ છે, બોધ થયો નથી. બધું ભણીને કેમ વંચાશે?" એવી ચિન્તા પોતાને થતી. પણ તેઓ કહે છે "કૃપાળુ પરમેશ્વરે કૃપા કરી તેથી બોધ થયો. ભાગવતના શ્લોકો વધારે વધારે ધારણ થવા લાગ્યા. કોઈ શ્લોકનો અર્થ પણ સમજાવા માંડ્યો." ધીમે ધીમે ભાગવત ભણવાની જ મહેનત કરતાં ચાર વર્ષે ભાગવતની કથા વાંચવાની શક્તિ આવી ગઈ. એટલું જ નહિ પણ થોડાં વર્ષમાં તેઓ જામનગરના ઉત્તમ કથાકાર ગણાવા લાગ્યા. એમની ખ્યાતિ છેક જામસાહેબ સુધી પહોંચી. પણ તેઓ ભાગવતમાં જ પારંગત થઈને અટક્યા નહિ. સંસ્કૃત વિદ્યાના પ્રેમે મૂળ કેળવણી ઓછી હોવા છતાં એવી વ્યુત્પત્તિ આપી કે પછી તેઓ બીજા પુરાણો, મહાભારત રામાયણ અને સૂતસંહિતા જેવા વેદાંતના ગ્રન્થોની પણ કથા વાંચી શકતા. કાવ્ય અલંકાર આદિ સંસ્કૃત સાહિત્યમાં તેઓ છેક વૃદ્ધાવસ્થામાં પણ રસપૂર્વક એમના સંસ્કૃત ભણતા પૌત્ર અને દૌહિત્ર (હું) સાથે ગર્મા કરતા. અમારી સંસ્કૃત વિદ્યામાં ગતિ જોઈને આ વૃદ્ધ વડીલ અતિશય પ્રસન્ન થતા અને એથી એક રીતે અમારી આસપાસ સંસ્કૃત વિદ્યાનું વાતાવરણ સર્જાતું.

---

[1] સારસ્વત વ્યાકરણમાં કુલ ત્રણ વૃત્તિ છે.





આ પ્રેમશંકર ભટ્ટ પરમશિવભક્ત હતા. ઈશ્વર ઉપર એમને અંતરની શ્રદ્ધા હતી. ભક્તોનો યોગક્ષેમ ભગવાને ગીતામાં કહ્યું છે તેમ ભગવાન જ ચલાવે છે એવો એમને દઢ વિશ્વાસ હતો. અને પોતાનો ભગવાને જ ચલાવ્યો છે, એમ છેવટ સુધી કહેતા. ઘણીવાર એમના ઉપર મોટું કરજ થઈ જતું. એમના એક ભાણેજે એકવાર પૂછ્યું કે "મામા, તમારે ઉપજ નથી અને ખરચ ઘણું છે તે કેમ થશે"? ત્યારે એમણે જવાબ આપ્યો કે "કોઈ ગૃહસ્થ પોતાના નોકરોને દરમાસે પગાર આપે અને કોઈ સામટો આપે તેમ આપણા અન્નદાતા ઈશ્વર છે તે દરમહિને પગાર નહિ આપે તો સામટો પગાર ચુકવી દેશે; તેમાં કાંઈ શંકા નથી માટે તારે ખરચથી મુંઝાવું નહિ."

ખરેખર, આ ભક્ત ઈશ્વર ઉપરની દઢ શ્રદ્ધાથી આનંદમાં રહેતા એમ જોયેલું. મારા ચિત્ત ઉપર જેમ મારા પિતાની અસર થઈ તેમ મારા આ માતામહની પણ અસર થઈ. બેય દીર્ઘાયુષી હતા.

## ગુજરાતી સાહિત્યમાં પ્રવેશ

ઉપર મારા પિતાશ્રી તથા મારા માતામહની સંસ્કૃતમાં વિદ્વત્તાની નોંધ કરી પણ એમની વિદ્યાના સંસ્કારો મારામાં પૂરા ઉતરતાં તો કેટલોક કાળ લાગ્યો. ૧૭મા વર્ષમાં તો એ વિદ્યાના અભ્યાસનું મેં મંગળાચરણ કર્યું હતું. પણ આગળ ચાલ્યા પ્હેલાં ગુજરાતીની ઉપાસનના આરંભની વાત કહી લેવી જોઈએ. ગુજરાતી વાર્તાઓ પહેલાં વાંચેલી પણ સમજવાની મહેનત કરીને વાંચવું પડે એવાં વાંચનમાં પણ હવે રસ આવવા માંડ્યો હતો. ગુજરાતી ભાષામાં ત્યારે ઝાઝાં પુસ્તકો હતાં નહિ. જે હતાં તેમાંથી યે અને થોડાં ઉપલબ્ધ હતાં. **કરણઘેલો, વનરાજ ચાવડો** વગેરે વાંચેલાં એવું યાદ છે પણ કઈ સાલમાં તે યાદ નથી. પછી "વિજ્ઞાન વિલાસ" ની ફાઈલો પાઠશાળાના પુસ્તકાલયમાં હતી તે વાંચી ગયો હતો. "**વેતાલ પચ્ચીસી**" અને જૂના કવિઓની રચનાઓમાંથી એક બે વાંચેલી. પ્રેમાનંદનો **દશમસ્કંધ** અને ગિરધરકૃત **રામાયણ** વાંચેલાં એ યાદ છે. પણ જે પુસ્તકોએ વધારે અસર કરી તે તો **ગુલાબસિંહ** અને **સરસ્વતીચન્દ્ર** હતાં. **સરસ્વતીચન્દ્ર**ના ત્રણેય ભાગ ગોંડલમાં વાંચ્યા હતા. જો કે ત્યારે પૂરી ખૂબી સમજ્યો નહોતો. એ પછી અનેકવાર **સરસ્વતીચન્દ્ર** વાંચ્યો છે. **ગુલાબસિંહ** પણ પછી કેટલીકવાર વાંચ્યો છે. એનું મૂળ 'ઝેનોની' પણ પછી વાંચ્યું. ૧૭-૧૮ વર્ષોમાં વાંચેલા બધા ગુજરાતી ગ્રન્થોનાં નામ

આજ યાદ નથી. પણ **સરસ્વતીચન્દ્રે** ગુજરાતી સાહિત્ય વિષે તથા જીવનની ફીલસુફી વિષે વિચારો બાંધવામાં મારા મન ઉપર ઘણી અસર કરેલી એમ માનું છું.

## સંસ્કૃત વાચન

ઉપર કહ્યું તેમ સંસ્કૃતમાં પ્રવેશ થયા પછી ટીકાની મદદથી સંસ્કૃત પુસ્તકો વાંચી શકું એટલી વ્યુત્પત્તિ એ ભાષામાં થઈ ગઈ, એટલે મેં ગુજરાતી પુસ્તકો સાથે અનાયાસે મળી જાય તે સંસ્કૃત પુસ્તકો-કાવ્યો, નાટકો વગેરે વાંચવા માંડ્યાં. ગોંડલમાં ક્યાં ક્યાં વાંચ્યાં હતાં તે યાદ નથી પણ **શાકુન્તલ** નાટક ખૂબ ગમ્યું હતું. પહેલું ક્યારે વાંચ્યું તે યાદ નથી પણ ઘણીવાર વાંચ્યું છે અને એમાં નવી નવી રમણીયતા દેખાય છે. શાકુંતલ સંસ્કૃત નાટકોમાં શ્રેષ્ઠ છે એ માન્યતા મારા ચિત્તમાં તો સો ટકા ઊતરી ગઈ છે. જો કે **ઉત્તર રામચરિત**ના કેટલાક પ્રસંગો અને કેટલાક શ્લોકો હૃદયમાં હંમેશ માટે જડાઈ ગયા છે. આ બે ઉત્તમ નાટકો ઉપરાંત **માલતીમાધવ, વિક્રમોર્વશી, માલવિકાગ્નિમિત્ર, મુદ્રારાક્ષસ, મૃચ્છકટિક** વગેરે પહેલી પંક્તિનાં સંસ્કૃત નાટકોનો તથા **રઘુવંશ** જેવાં કાવ્યનો અને **કાદંબરી** જેવાં ગદ્યકાવ્યનો પરિચય ઠીક વહેલો મેળવી લીધો હતો અને પછી કોઈ કોઈ વખત કોઈ કાવ્ય નાટક હાથમાં આવી જાય તો વાંચી લઉં પણ સાધારણ રીતે શ્રેષ્ઠ કાવ્ય નાટકના આસ્વાદથી એવી પરિતૃપ્તિ ચિત્તમાં થઈ ગઈ કે એ પ્રકારનું સાહિત્ય વધારે વાંચવાની તૃષ્ણા ન રહી; બીજી તરફથી મનની ગતિ ગીતા અને ઉપનિષદો તરફ ૧૮મા વર્ષમાં જ વળી ગઈ હતી.

## ગીતા ઉપનિષદનો પરિચય

ગીતા મૂળ જ વાંચતો. મણિલાલ નભુભાઈનું ભાષાંતર એકવાર વાંચેલું. પણ મને વધારે મજા મૂળ વાંચવામાં આવતી. વારંવાર મૂળ વાંચતો અને મૂળના જ શબ્દો સમજવાનો પ્રયત્ન કરતો. એ સાથે જ ઈશ, કેન, કઠ, મુંડક, માંડુક્ય એ ઉપનિષદો અને ગૌડપાદ્ય કારિકા એટલાં સાથે બાંધેલી એક કલકત્તાની જૂની આવૃત્તિ ઘરમાં હતી એ હું વાંચતો. વારંવાર વાંચીને મૂળ સમજવાનો પ્રયત્ન કરતો. આ મૂળ જ સમજવાની વૃત્તિ ક્યાંથી જાગી તે કહી શકતો નથી કદાચ ઓછા ભાષાજ્ઞાનનું પરિણામ હોય. પણ એણે ઉપકાર ઘણો કર્યો. ભાષ્યોથી સ્વતંત્ર રહેવાનું બીજ મનમાં જડ ઘાલી ગયું. શાંકરવેદાંત તરફ વલણ થવાનું કારણ પણ કદાચ

ઉપનિષદોનો અર્થ સમજવામાં શાંકરભાષ્યે મને પહેલી મદદ કરી એ અકસ્માતમાં હોય. ભિન્ન ભિન્ન આચાર્યોના મતોની પ્રમાણપરીક્ષા કરવાની શક્તિ તો ઘણાં વર્ષો પછી આવી.

ગીતા ઉપર, એ વખતે જ શ્રદ્ધા બહુ દૃઢ થઈ ગઈ. હજી ભૌતિકવિજ્ઞાનના પરિચયથી શંકાશીલ વૃત્તિનો ઉદ્ભવ થવાને વર્ષોની વાર હતી. ગીતા, ઉપનિષદો, ગુલાબસિંહ, અને યોગસૂત્ર જે મેં હવે વાંચવા માંડ્યું હતું એની મન ઉપર બે અસર થઈ. એક તો અમરતાની વાસના અને બીજી યોગક્ષેમ માટે ઈશ્વર ઉપર શ્રદ્ધા.

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

એ વચન ઉપર ત્યારે જ શ્રદ્ધા ચોટી. એ શ્રદ્ધાનું બીજ માતામહ પાસેથી સીધું વારસામાં મળેલું એ ઉપર કહ્યું જ છે. જો કે એમની એ શ્રદ્ધા એમને પોતાને મોઢે મેં સાંભળી ત્યાર પહેલાં જ ગીતાના શબ્દો મારા મનમાં ઉતરી ગયા હતા. મારી ઈશ્વર ઉપરની શ્રદ્ધા, જેવી ઉત્પન્ન થયા પછીનાં પહેલાં દશ વર્ષ સુધી રહી, તેવી જો કે પછી જોરદાર રૂપમાં ન રહી પણ તદ્દન ગઈ નહિ. યોગક્ષેમ માટે ચિત્તનું ઉત્થાન ન થયું તે ન જ થયું. અલબત્ત જે એની મેળે આવી મળ્યું તે કામ કર્યું. પણ કામ શોધવાનો પ્રયત્ન ન જ કર્યો. યોગક્ષેમ સ્થિર થયા પછી ચિત્તના સંસ્કારોમાં ફેરફાર થતાં જૂની શ્રદ્ધા મોળી પડી પણ સંતોષકારક યોગક્ષેમની સ્થિરતા પોતાના પરાક્રમનું પરિણામ છે એવું તો હજી સુધી નથી માન્યું.

## અમરતાની વાસના

અમરતાની વાસના પહેલી જાગી ત્યારે તો સ્થૂલ શરીરની અમરતા જ મનમાં હતી. સ્થૂલ શરીરની અમરતા કે ચિરંજીવિતા અસંભવિત છે અને તંત્રો, વૈદકગ્રંથો અને યોગશાસ્ત્રોમાં ઉક્ત સિદ્ધિઓ તથા દત્તાત્રેય, મત્સ્યેન્દ્ર, ગોરખ વગેરેની વાર્તાઓ બાલમાનસમાં સ્થૂલ શરીરની ચિરંજીવિતાનો જે ભ્રમ ઉત્પન્ન કરે છે તે મિથ્યા છે એવો નિશ્ચય તો મને ઘણા વર્ષ પછી થયો. સાહિત્યદ્વારા કવિ કાલિદાસે કહેલા 'યશઃશરીર' જેવું જે અક્ષર શરીર ઉત્પન્ન થાય છે તે ચિરંજીવ હોય છે. સામાન્ય રીતે મનુષ્ય માટે અક્ષર શરીરમાં જ ચિરજીવન સંભવિત છે. વ્યાસવાલ્મીકિ જેવા કોઈ વિરલનાં અક્ષર શરીરને અમર પણ કહી શકાય. આ જ્ઞાન પૂરેપૂરૂં મને તો મોડું સ્પષ્ટ થયું અને એ થયું ત્યારે તો હું અક્ષરજીવનમાં પડી ચૂક્યો

હતો. બીજી રીતે કહું તો વ્યાવહારિક જીવન, સાક્ષર જીવન અને આધ્યાત્મિક જીવન એ રીતે જીવનનો ત્રિવિધ પ્રવાહ તથા એની પરસ્પર અસર એ બધી વાતોનો મને પૂરો ખ્યાલ કેટલાંક વર્ષો પછી આવ્યો.

## અક્ષર વાસનાનો વારસો

ઉપર કહેલા ત્રણ જીવનમાંથી કેવળ વચલા અક્ષરજીવનના પ્રવાહને જ અવલોકવા માટે આ પ્રયત્ન છે. બાકી વ્યાવહારિક જીવનમાં નોંધવા જેવું ખાસ કાંઈ છે નહિ અને ભૂમિકા તરીકે આવશ્યક જેટલું તો અહીં પ્રસંગાનુસાર આવશે. જ્યારે આધ્યાત્મિક પ્રવાહ તો ભિન્ન ઉપક્રમને યોગ્ય છે.

અક્ષરવાસનાનું મૂર્તરૂપ મને પોતાને પણ મોડું દેખાયું પણ ચિત્તભૂમિમાં સૂક્ષ્મરૂપે એના અંકુરનો ઉદય અઢારમા વર્ષમાં જ થયો. એ કેવે રૂપે થયો એની વાત કર્યા પહેલાં આ અક્ષરવાસનાનું બીજ પણ વારસામાં મળેલું હોવાની મારી માન્યતા હોવાથી એ વારસાનું દર્શન કરવું યોગ્ય છે.

વસિષ્ટ વિશ્વામિત્ર ઋષિઓના મંત્ર દર્શનથી અક્ષરજીવનની વાસનાનો વારસો આ દેશના બ્રાહ્મણોમાં ચાલ્યો આવે છે. પણ અહીં તો નિકટના પ્રશ્નોરા પૂર્વજોના જીવનમાં પ્રકટિત વાસનાસ્વરૂપની જ ઝાંખી કરવાની ધારણા છે.

જામનગરના પ્રશ્નોરાના સંસ્કૃતવિદ્યાપ્રેમની વાત ઉપર કહી છે. પણ સંસ્કૃત ગ્રન્થકાર તરીકે જૂના કાળના જામનગરના પ્રશ્નોરામાંથી કોઈ પ્રખ્યાત થયું નથી. સમસ્ત પ્રશ્નોરા જ્ઞાતિમાં જોઈએ તો મંત્રમહોદધિના કર્તા કાશીમાં વસતા મહીધર ભટ્ટ (વિ. સં. ૧૬૪૫) તેમના પુત્ર બાલતંત્રના કર્તા કલ્યાણ ભટ્ટ અને તેમના પ્રપૌત્ર રસતરંગિણીની રસિકરંજની ટીકા લખનાર વેણીદત્ત ભટ્ટ (સં. ૧૭૭૪) એ એક સાક્ષર કુટુંબ અને નાનીમારના જગન્નાથ કવિ (સં. ૧૮૧૫ થી ૧૮૭૫)–જેઓ શીઘ્ર કવિ તરીકે પૂનાના પેશ્વા દરબારમાં પ્રખ્યાત થયા હતા અને ભાગ્ય મહોદય[1] નાગર મહોદય વગેરે ગ્રન્થોની જેણે રચના કરી છે–એટલા જ જાણવામાં આવ્યા છે. પછી છૂટક શ્લોકોની રચના ઘણાએ કરી હશે. પણ મોટી રચના મ. મ. શંકરલાલ શાસ્ત્રી પહેલાં કોઈએ કરી હોય તો જોવામાં આવી નથી. મારા વડિલોના વખતની વાત કરું તો પહેલાં કહ્યું તેમ સંસ્કૃત ભણીને શાસ્ત્રી થવાની વાસના

[1] ભાગ્યમહોદય છપાઈ ગયો છે.

મારા પિતાના તથા માતામહના સમકાલીનોમાં પ્રબલ હતી. અને શાસ્ત્રીઓ પ્રસંગોપાત્ત જેમ સંસ્કૃતમાં શાસ્ત્રાર્થ કરે તેમ સંસ્કૃત પદ્યરચના કરે, સંસ્કૃત સ્તોત્રો ભક્તિનો ઉભરો આવે તો રચે, મિત્ર કે સંબંધી શાસ્ત્રી ઉપર સંસ્કૃતમાં ગદ્યપદ્યાત્મક પત્રો લખે એવી સામાન્ય પ્રથા ત્યારે હતી. મારા પિતાશ્રીનો, મારા માતામહનો મ. મ. શંકરલાલ શાસ્ત્રીનો તથા બીજાઓનો પણ સંસ્કૃત પત્રવ્યવહાર જોયો છે. મ. મ. શંકરલાલ શાસ્ત્રીના પિતા માહેશ્વર ભટ્ટે (સં. ૧૮૪૬ થી ૧૯૨૭) સંસ્કૃતમાં પોતે શિવભક્ત હોવાથી મહેશ્વરની સ્તુતિ રચી હતી જે છપાઈ પણ છે. તેઓએ મહેશ્વરની સ્તુતિરૂપ ગુજરાતી પદ્યરચના પણ કરી છે. મારા માતામહે સંસ્કૃતમાં સરલ અનુષ્ટુપોમાં પોતે કરેલી યાત્રાનું વર્ણન લખ્યું છે. એ ઉપરાંત સંસ્કૃત ગદ્યપદ્ય પત્રો લખેલ છે અને ક્વચિત્ ઉર્મિ ઉઠતાં દેવોની સ્તુતિઓ તથા બીજી પણ પદ્ય રચના કરી છે. દા. ત. શંકરસ્તુતિનું એક પ્રભાતિયું જોડયું છે. ગોંડલમાં આશાપુરા માતાના દર્શન કરતાં એનો એક શ્લોક જોડ્યો છે. બિલેશ્વરમાં બેઠાં ઉર્મિ આવતાં આંબાની અન્યોક્તિ સંસ્કૃતમાં લખી છે. એક વડાળા નામના નાના ગામડામાં નદી કિનારે ઉગેલ જાંબુના ઝાડને જોઈને તેની કવિતા કરી છે.[1] અને પ્રગટેશ્વર નામના એક નાના ગામડામાં ગામથી જરા દૂર આવેલ શંકરના મન્દિરના સ્થાનમાં બે માસ સુધી માત્ર ભજન કરવા પોતે એકલા રહેલા ત્યારે રાતે વીંછી કરડ્યો; એટલે પોતે વ્રજભાષાના કવિતમાં એક શિવસ્તુતિ રચી તથા સ્તુતિનો જ એક સંસ્કૃત શ્લોક રચ્યો..પ્રેમશંકર ભટ્ટ વ્રજભાષામાં અને ગુજરાતીમાં પણ સ્તુતિઓ, ઉપદેશના વારો વગેરે પદ્યરચના કોઈ વાર કરતા.[2]

---

૧ પ્રેમશંકર ગોકુળજીની આ બધી પદ્યરચનાઓમાંથી નમૂના તરીકે નીચેની બે ઉતારી છે જાંબુની :—

> जंबुलते सुकवितेव सुकोमलासि पांथप्रियासि रसिकेव मनोहरासि ।
> यस्यास्तटाश्रयवशाच्च समुन्नतासि तां त्वं कृतज्ञजनतेव समुन्नतासि ॥

વીંછીનું ઝેર ઉતારવા માટેની પ્રાર્થના—

> मृत्युंजयस्य चरणंशरण व्रजामि यः स्वं शिरश्च परिसिंचति चामृतेन ।
> तदिन्दुसंगवशतः शरणागतोस्मि मृत्युं समुत्तरति चान्यमनोरथं किम् ॥

૨ નીચે એક પ્રભાતીયાંનો દાખલો આપ્યો છે:—

> ઉઠી પ્રભાતમાં રામ સંભારીયે હરિહરિ મુખ સદાકૃષ્ણ કહેવું.
> સંતજન સેવીએ દેવીએ ગુરૂસદા હાથમાં હોય તો દાન દેવું.
> યાચના નવ કરો લોભને પરહરો, કટુક વચન મુખથી ન કહેવું.

અમારા કુટુંબમાં મારા પિતાશ્રી પહેલાં સ્તુતિ આદિની પ્રકીર્ણ રચનાને બાદ કરતાં કોઈએ સંસ્કૃતમાં સળંગ ગ્રન્થની રચના કર્યાનું જાણવામાં નથી. અને પ્રકીર્ણ રચના મારા પિતાશ્રીથી મોટા સ્વ. ગણેશરામ કાકાની જ ઉપલબ્ધ છે.[1]

મારા પિતાશ્રીએ પણ પત્રાન્તર્ગત તથા સ્તુતિ વગેરે છૂટી સંસ્કૃત રચના કરી છે. એક કૃષ્ણસ્તુતિ, પંડિતવર્ય ગટ્ટુજીના કહેવાથી કરેલું પ્રાતઃકાલનું વર્ણન તથા કાશીના કૃષ્ણાનંદસ્વામીએ પૂછેલ સમસ્યાપૂર્તિ અને માતાના સ્નેહનું સ્મરણ એટલું રાસોલ્લાસ ચંપૂના આરંભમાં છપાયું છે. એથી વધારે રચના પ્રસંગોપાત્ત કરી તો હશે; પણ એમણે જાળવવાનો પ્રયત્ન કર્યો નથી. આ ઉપરાંત એક લાંબું રાસોલ્લાસ નામનું ભાગવતોક્તરાસક્રીડાને અનુલક્ષીને ચંપૂકાવ્ય એમણે, ઘણું કરી પોતાની જુવાન ઉમ્મરે જ રચેલું. વૈષ્ણવપંડિતોને હાથે જયદેવના ગીતગોવિંદની પ્રેરણાથી આવી અનેક રચનાઓ થઈ છે. પણ એમાંથી થોડી જ બચી છે. મારા પિતાશ્રીના આ ચંપૂકાવ્યની બેત્રણ વાર એમણે નકલ ઉતરાવેલી, કાંઈક સુધારાવધારા પણ કરતા. છપાવવાની ઇચ્છા હતી જ પણ ખર્ચના વિચારથી અને એ દિશામાં ઉત્સાહની મંદતાથી પોતાની હયાતીમાં પોતે છપાવી શક્યા નહિ. પણ એમની ઇચ્છા હતી અને તૈયાર નકલ આપી રાખેલી એટલે એમના વાર્ષિક પહેલાં મેં સં. ૧૯૭૧માં એ કાવ્ય છપાવી નાખ્યું.[2]

---

સૂર્યને નમી શમી સાધના રાખવી, શમના રંગમાં ગંગ રહેવું.
કલ્પના છોડી કરજોડી શરણે રહો, જેમ રાખે પ્રભુ તેમ રહેવું.
પ્રેમશંકર કહે પ્રેમ પ્રભુમાં ધરો, નહીં કોઈ સાધના સુખ એવું.

પ્રેમ પ્રબોધ પૃષ્ઠ ૨૫.

૧ એમનું ચંદ્રશેખરાષ્ટક અને એક છત્રબંધ કાવ્ય 'રાસોલ્લાસ ચંપૂ'ના આરંભમાં પિતાશ્રીએ મૂકેલું છપાયું છે.

૨ રાસોલ્લાસ ચંપૂ જેવા કાવ્યમાંથી તો શું ઉતારો કરવો પણ માતાના સ્નેહના સ્મરણના બે શ્લોકો નીચે ઉતાર્યા છે :—

विदेशवासाकुलचेतसस्ते मातर्जिजुवा इतिसंशके वै ।
सेवा न लब्धाल्पकभाग्यतो मे तथापि त्वद्वत्सलतां स्मरेहम् ॥
स्नेहप्रकारा विविधा जगत्यां ज्ञेया निजार्थाः क्षणिकाश्च सर्वे ।
मातस्त्वदीयो वचसामगम्यः स्नेहो मया विस्मर्तुं न शक्यः ॥

સંસ્કૃતમાં રચનાં કરીને અક્ષરજીવન જીવવાની આ વાસના અમારા કુટુંબમાં મારા પિતાશ્રી પછી કેટલેક અંશે એમની પાસે જ કેળવણી પામેલા મારા બે કાકાના દીકરા ભાઈ એમાં પણ હતી. (૧) રેવાશંકર કાકાના પુત્ર સ્વ. મુ. **કેશવલાલભાઈ** (સં. ૧૯૧૬થી ૧૯૮૮) એમણે સારસ્વતવ્યાકરણ, કેટલીક સિદ્ધાન્ત કૌમુદી, પંચકાવ્ય, તર્કસંગ્રહ વગેરેનો સંસ્કૃત અભ્યાસ કરેલો અને કાઠીઆવાડમાં ખંભાળિયા વગેરે જુદે જુદે સ્થળે પાઠશાળાઓના શાસ્ત્રી તરીકે રહેલા. તેઓએ પોતાની ૧૬–૧૭ વર્ષની ઉમ્મરથી સંસ્કૃતમાં પદ્યરચના કરવાનો અભ્યાસ પાડેલો અને સં. ૧૯૩૮માં બાવીશ વર્ષની ઉમ્મરે વિશ્વેશ્વરસ્તુતિ નામનું લાંબું કાવ્ય લખ્યું. પણ અક્ષરવાસના પ્રબળ નહિ અને આર્થિક મુશ્કેલી તો ખરી જ એટલે એ કાવ્ય એમની ગુજરાતી કવિતાઓ[1] સાથે એમના સ્વર્ગવાસ પછી–લખાયા પછી પચાસ વર્ષે, એમના વારસોએ સ્વર્ગસ્થની ઇચ્છાને માન આપી સં. ૧૯૮૮માં છપાવ્યું.

મારા બીજા કાકાના દીકરા ભાઈ **મૂળશંકરભાઈ** (સં. ૧૯૧૭ થી ૧૯૭૭) એમણે અમારા કુટુંબમાં સંસ્કૃતનો સૌથી વધારે અભ્યાસ કર્યો હતો. તેઓએ એ વખતના જામનગરના પ્રખ્યાતશાસ્ત્રી કેશવજી શાસ્ત્રી પાસે અભ્યાસ કર્યો હતો. અને સારસ્વતનું નહિ પણ સિદ્ધાન્તકૌમુદીનું અધ્યયન કરેલું. અને વ્યાકરણ ઉપરાંત સાહિત્ય, ન્યાય, વેદાંત વગેરેનો ઘણો સારો અભ્યાસ કરેલો. એ વખતના કાઠીઆવાડના પ્રથમ દરજ્જાના પંડિતોમાં એમની ગણતરી હતી. જો કે જીભ થોથરાતી અને સ્વભાવ મંદ, આગળ પડનારો નહિ એટલે એમના ગુરુભાઈ મ. મ. હાથીભાઈ શાસ્ત્રી જેટલા આગળ ન આવી શક્યા પણ જાણકારો એના પાંડિત્યને ઊંચી કોટીનું ગણતા. મૂળશંકર દયારામ પહેલાં, નારાયણસરોવરમાં કચ્છમાં શાસ્ત્રી તરીકે રહ્યા હતા અને પછી સં. ૧૯૫૭ થી ૧૯૭૭ જૂનાગઢમાં શાસ્ત્રી હતા. જૂનાગઢમાં એમણે શાસ્ત્રી તરીકે સારી પ્રતિષ્ઠા મેળવેલી. પણ મરકીમાં તથા બીજા રોગોથી કુટુંબનાં સર્વ માણસો મરણ પામતાં છેલ્લાં ૧૫ વર્ષો એકલાં, વેદાન્તના ગ્રન્થોના વાંચનાદિમાં ગાળ્યાં. તેઓએ ગુજરાતી ગદ્યમાં, પદ્યમાં અને સંસ્કૃત પદ્યમાં રચના કરી છે. સંસ્કૃત રચના

[1] જેમાંની કોઈક પ્રિયંવદામાં તથા કેટલીક આર્યધર્મ પ્રકાશમાં પહેલાં છપાયેલી ખરી.

કૃત્યાકૃત્ય વિમર્શ નામથી એમણે પોતે જીવતાં જ છપાવેલી.[1] જ્યારે ગુજરાતી ગદ્યપદ્ય રચના એમના સ્વર્ગવાસ પછી છપાઈ છે.[2]

ટૂંકામાં આ સદ્‌ગત મુરબ્બીઓની અક્ષરજીવનની વાસનાની નિષ્ફળતાના સ્મરણ સાથે જ્યારે મ. મ. શંકરલાલ માહેશ્વરની સંસ્કૃત ગ્રન્થકાર તરીકેની ખ્યાતિનો વિચાર કરું છું; ત્યારે અક્ષરવાસનાનું અસ્તિત્વ સમાન છતાં શંકરલાલ શાસ્ત્રીજીનું અક્ષરજીવન ખૂબ સફળ થયું અને આમનું ન થયું એનું નિદાન શોધતાં યોગસૂત્રોક્ત 'તીવ્ર સંવેગ'નો એકમાં સદ્‌ભાવ અને અન્યમાં અભાવ એ જ જડે છે.

**શંકરલાલ શાસ્ત્રી** (સં. ૧૮૯૯ થી ૧૯૭૨)ના પિતા સારા પંડિત હતા એ ઉપર કહ્યું જ છે. પછી તેઓએ જામનગરમાં કેશવજી શાસ્ત્રી પાસે **સિદ્ધાન્ત કૌમુદી**નો તથા ન્યાયશાસ્ત્ર, સાહિત્ય વગેરેનો સારો અભ્યાસ કર્યો. અને મોરબીની પાઠશાળામાં શાસ્ત્રી તરીકે રહ્યા. એ મહામહોપાધ્યાય જેના તરફ કાઠીઆવાડના ભારતપ્રખ્યાત પ્રખરપંડિત મ. મ. હાથીભાઈ શાસ્ત્રી મોટા ગુરૂભાઈ તરીકે ખૂબ માનથી જોતા તેની વિદ્વત્તા વિષે કશું કહેવાની જરૂર નથી. પણ એમની અક્ષરવાસનાની તીવ્રતાની જ નોંધ કરવાની છે. નાની ઉમ્મરથી જ એમનામાં સંસ્કૃત ગ્રન્થ રચનાની વાસના પ્રબળ એટલે એમણે અનેક પ્રકારની ગ્રન્થ રચના કરી છે. **લઘુકૌમુદી** ઉપર ટીકા, **અનુસૂયાઅભ્યુદય** જેવાં નાનાં આખ્યાનો, **ચંદ્રપ્રભાચરિત** જેવી કાદંબરીની ધાટી ઉપર લખેલી ગદ્ય કથા અને **સાવિત્રી-**

---

૧ કૃત્યાકૃત્ય વિમર્શમાંથી નમુનાના ત્રણ શ્લોકો નીચે હતાર્યા છેઃ—

शरीरमनसोः श्रेष्ठं बलं येष्वत्रतिष्ठते ।
गुणवत्त्वं च विद्वत्त्वं तेषां स्यान्नूनमुन्नतिः ॥
एतदेव परं द्रव्यं सर्वदेशस्य सर्वथा ।
लोकोत्तरप्रभावाणामुद्भवो यन्महात्मनाम् ॥
अलसैर्बुद्धिहीनैश्च निर्बलैः स्वार्थतत्परैः ।
निर्विवेकैर्निर्गुणैर्लोकैर्न देशोद्‌भवसंभवः ॥

૨ 'કેળવણીનું સાફલ્ય' નામથી એમણે રાજકોટની ત્રીજી સાહિત્ય પરિષદ માટે લખેલો નિબંધ (જે રિપોર્ટમાં નથી આવ્યો) તથા "આર્યધર્મ પ્રકાશ"ના સં. ૧૮૫૭ના અંકોમાં છપાયેલો સુખપ્રાપ્તિનો નિબંધ 'અભ્યુદયનાં મૂળ તત્ત્વો'નું અપૂર્ણ લખાણ તથા નમૂનાની ગુજરાતી પદ્ય રચના એટલું ઈ. સ. ૧૯૨૩માં છપાયું છે એ પુસ્તકની પ્રસ્તાવનામાં મેં સદ્ગત મૂળશંકરભાઈનું ચરિત્ર લખ્યું છે.

ચરિત્ર, ગોપાલચિંતામણિ, અમરમાર્કંડેય, કૃષ્ણચન્દ્રાભ્યુદય વગેરે અનેક નાટકો લખ્યાં છે. જે બધાં એમના જીવતાં જ છપાઈ ગયાં છે. અલબત્ત એમની ઘણીખરી રચના ઉપદેશ પ્રધાન છે. એમની રચનાઓમાં સાવિત્રીચરિત્ર મારા મતે શ્રેષ્ઠ છે. અને દ્વિતીય–તૃતીય પંક્તિનાં સંસ્કૃત નાટકોમાં ઊંચી કક્ષામાં મૂકાય એવું કવિત્વ એમાં છે. એનું ગુજરાતી પણ એમના શિષ્યો કેશવલાલ હરિરામ અને વિશ્વનાથ વિઠ્ઠલજી (સં. ૧૯૧૦ થી ૧૯૮૪) દ્વારા ઘણાં વર્ષો પહેલાં થયેલું. પ્રશ્નોરાઓમાં એ ખૂબ વંચાતું એમ જોયેલું. એની છેલ્લી આવૃત્તિ પાંચમી છે. શંકરલાલ શાસ્ત્રીમાં અક્ષરવાસના અતિ તીવ્ર હતી. તેઓ વિદ્યાર્થીઓને ભણાવતા ન હોય કે દેવસેવા કરતા ન હોય ત્યારે કાં તો કોઈ સંસ્કૃત ગ્રન્થ વાંચતા હોય–એમનું સંસ્કૃત ગ્રન્થોનું વાંચન ઘણું વિશાળ હતું, અથવા નવો ગ્રન્થ લખતા હોય જીવનનાં છેલ્લાં વર્ષ સુધી તેઓની લેખનપ્રવૃત્તિ ચાલુ હતી. એમનામાં ગુરુભક્તિ અને મિત્ર-પ્રીતિ પણ અદ્ભુત હતાં.[1] દેખાવમાં અતિશય સૌમ્ય, શાંત અને કાયમ ભક્તિ, ધર્મવિચાર કે વિદ્યાસેવનમાં અભિરત રહેનાર આ શાસ્ત્રીને જોઈને કવિ બાણથી ચાલી આવતી પરંપરાના એક પ્રતિનિધિને જોઉં છું એવો ભાસ મને થતો. આ મ. મ. શંકરલાલ શાસ્ત્રી અને એના ગુરુભાઈ અને મિત્ર મ. મ. હાથીભાઈ શાસ્ત્રી (સં. ૧૯૧૬ થી ૧૯૯૪) એ બેને સાથે વિદ્યાવિનોદ કરતા જોવા એ એક મોજ હતી. એ બે રત્નો ગયાં અને એનું સ્થાન લે એવું કાઠીઆવાડમાં કે ગુજરાતમાં પણ કોઈ નથી. પ્રશ્નોરાજ્ઞાતિમાંથી તો ઉપર કહેલા શાસ્ત્રીઓના જવા સાથે પ્રાચીન પરંપરાની સંસ્કૃતવિદ્યા પણ સીધાવી ગઈ છે.

## ગુજરાતી સાહિત્યનો વારસો

અક્ષરવાસનાનું બીજ ક્યાંથી આવ્યું એ શોધતાં સંસ્કૃતવિદ્યાવિષયક વાસનાના ઉપર દાખલાઓ જોયા; કારણ કે અન્તતઃ અક્ષરવાસનાનું વાસનાસ્વરૂપ તો સંસ્કૃત કે ગુજરાતી ગમે તેને વળગે પણ એક રૂપ જ હોય છે. ભાષા તો જીવના દેશકાળમાંથી પ્રાપ્ત થાય છે. ગમે તેમ હો

---

૧ પોતાનાં નાટકોના પ્રત્યેક અંકના સમાપ્તિ વચનમાં એમણે કેશવજી ગુરુનું અને મિત્ર જટાશંકરનું સ્મરણ કર્યું છે :—

माहेश्वरात्मजनुषोर्धशशांकमौले
र्दासस्य वर्यगुरुकेशवधर्मसूनो
र्स्याकृतिर्मम जटाशिवमित्रमौले :

પણ સંસ્કૃતભાષાના પ્રથમ પરિચય વખતે કાંઈક શ્લોકરચના કે પાછળથી આવશ્યકતા પડતાં પ્રયત્નથી લખેલાં ૫–૭ સંસ્કૃત વાક્યોને બાદ કરતાં મારામાં તો અક્ષરવાસના ગુજરાતી દ્વારા જ પ્રગટ થઈ છે. એટલે હવે ગુજરાતી સાહિત્યનો વારસો જોઈએ.

ગુજરાતી સાહિત્યનો લાંબો ઇતિહાસ જોતાં કોઈ કોઈ પ્રશ્નોરાના હૃદયમાં પણ કવિતાનું ઝરણુ પ્રગટ થયું હોય એ સંભવ છે. પણ સં. ૧૭૬૬માં જન્મેલા લાલજી શુક્લનો કૃષ્ણગોપલીલાવિષયક જે એક ગરબો જળવાઈ રહ્યો છે, તે પ્રશ્નોરાની પ્રાચીનતમ ગુજરાતી પદ્યરચના છે. પછી માહેશ્વર ભટ્ટ, વિઠ્ઠલજી ભટ્ટ (સં. ૧૮૫૨ થી ૧૯૧૮), મુકુંદ ભટ્ટ (૧૮૫૨ થી ૧૯૨૨) મહાનંદ મહેતા, રઘુનંદન ભટ્ટ (એ ય વિક્રમની ૧૯મી સદીના પાછલા ભાગમાં હયાત હતા). શિવશંકર ગોવિંદજી (૧૮૮૭ થી ૧૯૫૭), વગેરેની ગુજરાતી પદ્યરચના મળે છે, જે મોટે ભાગે ઇશ્વર સ્તુતિરૂપ કે **ભાગવતના** "રાસપંચાધ્યાયી"ના અનુવાદ રૂપ છે.[1] મધ્યકાલીન રીતે ગુજરાતીમાં પદ્યરચના કરવાનો આ પ્રવાહ પ્રશ્નોરામાં છેક કેશવકૃતિના કર્તાના કાળ સુધી ચાલ્યો છે. છેલ્લા શંકરલાલ જેઠાભાઈ (સં. ૧૯૦૫ લગભગથી ૧૯૬૫)–કાન્તના સસરા એમણે **પદ્માખ્યાન** રચીને છપાવ્યું હતું.

કવિ દલપત–નર્મદના ઉદયથી આરંભાયેલી આધુનિક કવિતામાં પ્રશ્નોરાઓની ગતિ કેશવલાલ હરિરામ (સં. ૧૯૦૭ થી ૧૯૫૨) અને તેના સમકાલીનોથી થઈ એમ કહી શકાય. કાઠીઆવાડમાં આધુનિક કેળવણી જ સં. ૧૯૦૦ ની આસપાસમાં દાખલ થઈ. કેશવકૃતિના કવિની રચના ઉત્કૃષ્ટ અને યોગ્યતાનુસાર પ્રતિષ્ઠા પણ પામી[2] પણ મારી પહેલાંની બે પેઢીઓના ઘણા પ્રશ્નોરાઓ જુવાનીમાં કવિતા કરતા અને કોઈક પાકટ ઉમ્મર સુધી પદ્યરચનાનો શોખ જાળવી રહ્યા હતા. હું જ્યારે સમજણો થયો ત્યારે મારી આસપાસના પ્રશ્નોરાઓમાંથી મારા મામા પ્રાણશંકરની કવિતાએ પ્રશ્નોરાઓમાં ઠીક પ્રસિદ્ધિ મેળવી હતી. એમના બે મિત્રો પાછળથી 'સર' અને ભાવનગરના દીવાન તેમજ એડમીનીસ્ટ્રેટર થયેલા પ્રભાશંકર દલપતરામ પટ્ટણી અને રાજકોટના

---

૧ આમાંથી વિઠ્ઠલ ભટ્ટની "રાસ પંચાધ્યાયી"નાં જોડીયાં છપાયેલ છે. મુકુંદ ભટ્ટની રચના **બૃ. કા. દોહન** ભા. ૫ માં તથા **મુકુંદપદમાળા**માં જુદી છપાયેલ છે. રઘુનંદન ભટ્ટની પણ **બૃ. કા.** માં છપાયેલ છે. બાકીનાની રચનાના નમૂના **અહિચ્છત્ર કાવ્યકલાપ**માં છપાયેલ છે.

૨ આ વિધાન કાન્ત કવિને ગણતરીમાંથી બાદ રાખીને કર્યું છે.

વૈદરાજ ત્ર્યંબકલાલ મણિશંકર[1] વગેરેની પાદપૂર્તિઓ મનહરછંદમાં તથા અક્ષર મેળમાં રચાયેલાં પ્રાસંગિક પદ્યો, અન્યોક્તિઓ, સંસ્કૃત સુભાષિતોના અનુવાદો એ બધું શેતરંજની રમત સાથે જ્ઞાતિના મેળાવડા વખતે વાતાવરણમાં ભર્યું રહેતું. અહીં ખૂબ પ્રસિદ્ધ થયેલા બે જ દાખલા આપું છું.

**પ્રભાશંકર દ. પટણી** (સં. ૧૯૧૮ થી ૧૯૯૪) એમની ૧૪ થી ૧૮ વર્ષની ઉમ્મરે રાજકોટની હાઈસ્કૂલમાં ભણતા હતા ત્યારે સદરમાં મણિશંકર વિઠ્ઠલજીના દવાખાના સાથેના મકાનમાં રહેતા. એ દવાખાના ઉપર વૈદ્ય તરીકે જેઓ કામ કરતા હતા, એમનો સ્વભાવ જરા કરકસર વાળો અને માલિકનો કદાચ એવો હુકમ હશે. ગમે તેમ પણ અતિ કરકસરવાળા વહીવટનો ઉપહાસ કરતી નીચેની બે લીટીઓ પ્રભાશંકર પટણીની હોવાની કિંવદન્તી હું નાનપણથી સાંભળતો આવું છું.

જ્યાં ગાયના તૃણતણી સળીઓ ગણાય,<br>ત્યાં કેમ પેટભરી રોટલીઓ ખવાય.

એક બીજો દાખલો—એક વખત જ્ઞાતિ જમણના પ્રસંગમાં બફાયેલાં બટેટાંની છાલ ઉતારવા માટે કેટલાક જુવાનો બેઠેલા. તેમાંથી એકે એક બટેટું ખાવા માટે લીધું. એટલે બીજા ભાઈએ રચના કરી કે:—

'બટેટાં એઠાં છે.'

ત્યારે લેનાર ભાઈએ કહ્યું કે:—

'પણ અશનમાં પાતક નથી.'

આના જવાબમાં પાછું કહેવામાં આવ્યું કે:—

'તથાપિ ખાવાની સુજનજનને આ તક નથી.' છેલ્લાં બે ચરણો યાદ નથી. બીજે એક પ્રસંગે આગલાં બે ચરણોનો અર્થ ત્રીજા ચરણથી કથળતાં કોઈએ ચોથું ચરણ કર્યું કે:—

'અરે શાસ્ત્રી બાવા સરસ કવિતા બાતલ કરી.'

આ ચરણ પ્રભાશંકર પટણીએ કહેલું અને તેમાં કહેલા 'શાસ્ત્રીબાવા' તે મારા કાકાના દીકરા ભાઈ ગોપાળજી દયારામ (સં. ૧૯૧૨ થી ૧૯૮૧) એમ સાંભળ્યું છે.

[1] આ ગૃહસ્થો વિષે વિશેષ સ્મરણો આગળ આવશે અહીં તો ઉપલા સામાન્ય નિર્દેશને આવશ્યક હોવાથી નામો લખ્યાં છે. માત્ર એક પટણી વિષે અલ્પનોંધ અહીં જ કરી છે.

આ રીતે અક્ષરમેળ વૃત્તોમાં કે સોરઠા વગેરેમાં એ મારી પહેલાંની પેઢીમાં ઘણો વિનોદ ચાલતો.

આ વિનોદમાં ભાગ લેવા ઉપરાંત એના જમાનાના દેશી રાજ્યોના એક મહાન અને ઉદારચિત્ત રાજપુરૂપ, પ્રભાશંકર પટણી દીવાનપદની, એડમીનીસ્ટ્રેટરની કે ગવર્નરની એક્ઝીક્યુટીવ કાઉન્સીલરની અત્યંત જોખમદારી વાળી ફરજો બજાવતા હોવા છતાં સાહિત્યમાં કેટલાકને નવાઈ લાગે એટલો રસ લેતા હતા. વિવિધ અંગ્રેજી સાહિત્ય વાંચવા ઉપરાંત, સંસ્કૃત પુસ્તકો પણ વાંચતા, અને એમાંથી પ્રસંગ પ્રાપ્ત ચર્ચાઓ પોતાના મિત્ર પ્રાણશંકર પ્રેમશંકર સાથે કરતા. **મહાભારત** વગેરેમાંથી કથાપ્રસંગો અને ટુચકાઓ કહેવાનો એમને ઘણો શોખ હતો. ગુજરાતી સાહિત્ય પરિષદના મેળાવડાઓમાં હોંશથી હાજરી આપવા ઉપરાંત એની ચર્ચામાં ભાગ પણ લેતા.[1] પણ સાહિત્યના આ જાહેરજીવન ઉપરાંત વૈદ્યક કરતા ત્યારે વૈદ્યકનો એક ગ્રન્થ લખેલો અને પછી વારંવાર પોતાના વિચારો લખાવતા જેનો સંગ્રહ **'એક વૃદ્ધની વિચાર પોથી'** નામથી, એમના સ્વર્ગવાસ પછી છપાયો છે. વળી તેઓએ કવિતા કરવાની યૌવનમાં પડેલી આદત છેક સુધી તદ્દન છોડી ન હતી. અને એ એમની પ્રાસંગિક રચનાઓનો એક નાનો સંગ્રહ પણ ખાનગી ઉપયોગ માટે છપાયો છે.[2] જો કે કેટલીક

૧ ૧૯૨૬ની મુંબઈની પરિષદની બેઠકમાં એક ગુંચાયેલા ઠરાવના કાયદાનો એમણે કાઢેલો ઉકેલ સભાએ સ્વીકાર્યો હતો, એ ઘણાને યાદ હશે.

૨ આ સંગ્રહમાંથી નમુનાનાં ચારપાંચ મુક્તકો ઉતાર્યાં છે.

> અગાધ ભવસાગરે જગત તંત્રનું નાવ છે,
> ઉતારુ જનના પરસ્પર વિરુદ્ધ સહુ ભાવ છે.
> તથાપિ પ્રભુ હાથમાં લઈ સુકાન હાંકયા કરે.
> મને નજર આગળે સબળ દાખલો એ તરે.

> હુંફું બાવળનું નિહાળી મનમાં, શંકા થતાં આમ્રની.
> સિંચી વારિ કરું સુપલ્લવિત હું, એવા વિચારે કરી
> નાખ્યું ખાતર પ્રેમનું નિશદિને, મોટો ઉછેરી કર્યો.
> આશા સર્વ વૃથા ગઈ ફળ સમે તે કંટકી નીકળ્યો.

> મારી આખી અવનિ પરની જીંદગાની વિષે મેં
> રાખી હોયે મુજ અરિ પરે દૃષ્ટિ જે રીતની મેં
> એવી એ જ્યાં મુજ ઉપર તું રાખશે શ્રીમુરારિ
> તો યે તારો અનૃણી થઈને, પાડ માનીશ ભારી.

રચના પહેલાં કાવ્યપ્રેમી નામના સામાયિકમાં છપાઈ હતી. પ્રસંગોપાત્ત પદ્ય રચના કરવાની એમની ટેવ તો જ્ઞાતિમાં ખૂબ જાણીતી હતી. કારણ કે કોઈપણ લગ્ન પ્રસંગે જ્ઞાતિભોજન વખતે શ્લોક બોલવાનો અમારામાં રિવાજ છે એ પ્રમાણે શ્લોક બોલાતા હોય ત્યારે જો પોતે હાજર હોય તો નવી રચના કરીને બોલ્યા વિના ભાગ્યે જ રહે.[૧] ઈ. સ. ૧૯૧૭માં ગયા મહાયુદ્ધ દરમિયાન સેક્રેટરી ઑફ સ્ટેટની કાઉન્સીલમાં પોતે નીમાયા ત્યારે સુએઝ કેનાલને રસ્તે જઈ શકાય એમ ન હોવાથી ફરીને લાંબે રસ્તે સ્ટીમરમાં ગયા. સાથે એમનાં પત્ની સૌ. રમાબેન પણ હતાં. મુસાફરી જોખમ ભરેલી હતી એટલે દેશમાં સૌ સ્નેહીસંબંધીઓ ખૂબ ચિન્તાતુર હતાં. એમની ચિન્તાને ઉદ્દેશીને 'ફીકર કરશો નહીં વહાલાં' એ મથાળાથી એક રચના કરેલી, એમાંથી એમણે પોતાની આ મુસાફરી માટે પોતાના મનનું સમાધાન કેવા વિચારોથી કરેલું એ જોવા માટે નીચેની થોડી પંક્તિઓ ઉતારી છે.

સગાંની સ્નેહી મિત્રોની
કુટુંબી ને મુરબ્બીની
શુભેચ્છા સંગ આવે છે.
ફીકર કરશો નહીં વહાલાં.

દિલભર દિલ હોયે એમ લોકો કહે છે.
જનમભર મનુષ્યો અન્ય માટે સહે છે.
પણ વિપરીત એથી ન્યાય દેખાય જ્યારે
હૃદય નવ ઉદાસી, કોણનું થાય ત્યારે.

પ્રિયાની પ્રીતિનો અનુભવ કર્યો પૂર્ણ રસથી
પિતા ને માતાના અનહદ જ વાત્સલ્ય રસથી
ગુરુની માયાથી મન સુજનાણું ખૂબ હરખ્યું.
ન મિત્રોના જેવું અવનિ પર સૌહાર્દ નીરખ્યું.

૧ પોતાના એક પુત્રના લગ્ન વખતે નીચેનું પદ્ય સર પટણી બોલ્યા હતા અને પછી એની છેલ્લી પંક્તિ લઈને એ પ્રસંગે એકઠા થયેલા ભાઈઓએ પાદપૂર્તિઓ પણ કરેલી.

સરલ મન સ્ત્રીઓ તણાં ગણીને
હુકમ કર્યો પ્રભુએ જ રૂક્મિણીને
અવનિ પર જઈ પ્રિયા કહેજે
કુશલ સદા વરયોડિયાં રહેજો.

સુદર્શન ચક્ર ધારીને, ત્રિશૂલધારી હરિ હરથી.
સુરક્ષિત પથ હમારો છે, ફીકર કરશો નહીં વહાલાં.
દધીચિને શિબી ને કર્ણ, જીમૂતવાહની ગાથા.
વિચારી ધૈર્ય રાખીને ફીકર કરશો નહીં વહાલાં.
ભરતભૂમિ પ્રથમથી છે, પ્રભુને પ્રાણથી પ્યારી.
અમે નિમિત્ત એ પ્રભુનાં, ફીકર કરશો નહીં વહાલાં.

છેવટ આ મુરબ્બીની સ્મરણ નોંધ પૂરી કર્યા પહેલાં આખી જીંદગી પૂરાદિલથી રાજાઓની સેવા કરનાર એ રાજપુરુષનો રાજાઓ વિષે એક ઉદ્ગાર નીચે ઉતારું છું :—

ઉપરથી સ્વચ્છ દેખાતા, પ્રમાણિક સ્વચ્છ લેખાતા.
છુપીથી માછલાં ખાતા, બકો તે ભૂપને વહાલા.
રગેરગ શુદ્ધ સાત્ત્વિક જે પ્રભુને સ્વામિ ભાવિક જે.
કરે ના હાજી હા ઠીક છે નહીં તે ભૂપને વહાલા.
ખુશામદ સ્વાર્થની કુંચી લગાવી માલ લે ખુંચી:
પળા પણ ટંગડી ઉંચી જનો તે ભૂપને વહાલા.
ખરૂં હિત સાફ કહેનારા ધણીનો ભાર વહેનારા.
પડે તે સર્વ સહેનારા નહીં તે ભૂપને વહાલા.

મારી પહેલાંની પેઢીની આ વિનોદાત્મક પદ્યરચનાપ્રવૃત્તિનો[1] જરા વિસ્તારથી નિર્દેશ એની સામાન્યતા બતાવવા માટે કર્યો છે. વળી એ વાતાવરણની અસર મારા ઉપર પણ થયેલી એ વક્તવ્ય તો છે જ. હું પે ૧૭–૧૮ વર્ષની વયે પદ્યરચના કરતાં શીખતો હતો. દલપત પિંગલ ઘરમાં હતું એ વાંચીને અક્ષરમેળ વૃત્તોની રચના કરતાં શીખવા માંડ્યું. કોઈ વાર મનને ખુશી કરવા સહજ કોઈક રચના થઈ જતી. કોઈ વાર પત્નીને કે મિત્રને પત્રમાં લખવા રચના કરતો. એક વાર કાંઈક બળવાન આવેગની અસર નીચે લાંબી આખ્યાન કાવ્ય જેવી રચના કરવા માંડેલી. પાછળથી એ બધું ઘણું ક્ષુદ્ર લાગવા માંડ્યું. કાવ્ય વિષે મારો આદર્શ ઊંચો થયો એટલે એ બધો કચરો ઉપેક્ષિત થઈને નષ્ટ થઈ ગયો. અને પછી તો ચિત્તની રૂચિ શાસ્ત્રમાર્ગે વળવાથી ગદ્યપ્રાય થઈ ગઈ અને સાધારણ પદ્યરચનાની શક્તિ પણ ચાલી ગઈ. પણ એ વખતે અમે મિત્રો ગોંડલમાં ફરવા જતા ત્યારે ઘણીવાર ઉપર આગલી પેઢી વિષે કહ્યું છે તેમ વિનોદાર્થે પાદપૂર્તિઓરૂપ કે સ્વતંત્ર રચનાઓ થતી ખરી.

[1] એ પેઢીના બીજા બે ત્રણ મુરબ્બીઓ વિષે જે કહેવાનું છે તે આગળ કહ્યું છે.

## જૂના મિત્રો

આ મિત્રોમાં સૌથી જૂના **શ્રી સૂર્યકૃષ્ણ હરિકૃષ્ણ દવે** ( ઉર્ફે વામનભાઈ ) જે હજી એવી જ મૈત્રી રાખે છે. એના પિતા હરિકૃષ્ણ લાલશંકર દવે એ સૂરતના નાગર બ્રાહ્મણ. રાજકોટની રાજકુમાર કૉલેજમાં પહેલાં શિક્ષક, પછી ગોંડલના ઠાકોર સાહેબે એમને પ્રાઈવેટ સેક્રેટરી બનાવેલા. એમનો લખેલો **ગોંડલનો ઇતિહાસ ( History of Gondal )** નામનો એક ગ્રન્થ પણ છપાયો છે. પિતાજી સાથેના સંબંધથી એના પુત્ર સૂર્યકૃષ્ણ અને હું ૫-૬ વર્ષની ઉમ્મરથી સાથે રમતા અને સાથે ભણવા જતા એમ મુરબ્બીઓ પાસેથી સાંભળ્યું છે. જો કે મને યાદ નથી. અમે બે ય સં. ૧૯૩૮માં જન્મ્યા છીએ. યજ્ઞોપવીત પછી એને વેદ ભણાવવા માટે હરિકૃષ્ણ દવેએ ચાણોદકરનાળીના એક વેદપાઠી બ્રાહ્મણને પોતાને ઘેર જ નોકર તરીકે રાખેલા. મને યાદ છે કે ૧૧-૧૨ વર્ષની ઉમ્મરથી તો અમે સાથે ફરતા. હું એને ઘેર ઘણીવાર-લગભગ રોજ જતો. એને ઘેર હું કોઈ વાર ખાખરા ( દૂધમાં બાંધીને કરેલી રોટલી ) પણ ખાતો. ૧૬-૧૭ની ઉમ્મરે બીજા પણ બે ત્રણ મિત્રો થયેલા. એક તો એના કાકાના દીકરા શ્રી મનુભાઈ જે એકાદ વર્ષ ગોંડલમાં રહેલા અને અમે રહેતાં એજ પરામાં રહેતા એક પોપટભાઈ હતા. એ ત્રણેક વર્ષ પર સ્વર્ગવાસી થયા. શ્રી જયેન્દ્રરાય ભગવાનલાલ દુરકાળ પણ ત્યારે ગોંડલમાં જ હતા. એ હજી પણ મૈત્રી રાખી રહ્યા છે. પછી સ્વ. સુ. અમૃતલાલભાઈ એ અરસામાં એકવાર ગોંડલમાં આવી ગયેલા અને એની સાથે પણ એ મિત્રોને ઓળખાણ થયેલી. વામનભાઈ સાથે હું દર રવિવારે ગોંડલમાં આશાપુરાને મન્દિરે જતો. નદીકાંઠાનું એ સ્થળ રમણીય છે અથવા ત્યારે લાગતું. એ માતાજીને નાળિયેર ધરાવે, પછી અમે નદીકાંઠે પથરા ઉપર બેસી શેષ ખાઈએ. અને ગપ્પાં મારીએ. ગોંડલની એ ન્હાની નદીની હવાનો ઉપભોગ એ વખતે કેટલો આલ્હાદક લાગતો !

હું અને વામનભાઈ, એકલા જ ઘણું ખરૂં આશાપુરા જતા. અલબત્ત કોઈવાર બીજા મિત્રો હોય. પણ અમે ત્રણ ચાર જણા સાથે ફરવા નીકળ્યા હોઈએ. ત્યારે ગોંડલના કૈલાસબાગમાં-કૈલાસબાગ ત્યારે ઘણો મોટો બગીચો લાગતો; બીજો કોઈ ઉદ્યાન હજી જોયેલાજ નહોતો.-કે શહેર બહારની કોઈ સડક ઉપર નાળાંના પૂલની પાળ ઉપર કે એવી બીજી કોઈ જગ્યાએ બેસીને ચર્ચાઓ કરતા તથા કોઈ કોઈ વાર પાદપૂર્તિઓ કે મુક્તકો પણ રચતા. અમારામાંથી વામનભાઈને પદ્યરચનાનો બીલકુલ શોખ નહિ અને સ્વ. સુ.

અમૃતલાલભાઈને સૌથી વધારે. એમની રચનાઓ પણ વધારે નિયમાનુકૂળ અને ઘાંટીલી થતી. અમે પત્રવ્યવહારમાં કોઈ વાર એક બીજાનાં રચેલાં પદ્યો વાંચવા મોકલતા. પણ આમાંનું કશું જળવાયું નથી.

## પહેલી વિપત્તિઓ

સં. ૧૯૫૬ (ઈ. સ. ૧૯૦૦)ના ભયંકર દુકાળનું વર્ષ મને યાદ છે ત્યારે હું ગોંડલમાં જ હતો. મરવા પડેલાં દુકાળિયાં તથા મરેલાં દુકાળિયાં માણસો તથા ઢોરોનાં શબોને તથા હાડપિંજરોને પહેલી વાર જોયાં. મન ઉપર સખત છાપ પડેલી. આ દેશની આફત થઈ. મારા કુટુંબ ઉપર પણ આ વર્ષ આફતનું ગયું. મારા પિતાશ્રીને પેન્શન મળ્યું. એમની ઉમ્મર સાઠ ઉપર થઈ ગઈ હતી. નોકરી કરતાં પણ ત્રીસ વર્ષ થયાં હતાં. પણ પેન્શનમાં ફક્ત રૂ. ૧૫ મળવાના હતાં. પ્રજા બાળક હતી. વળી મારા નાના કાકા નંદરામ લીલાધર એ જ વર્ષમાં કોલેરાના રોગથી સ્વર્ગવાસી થયા. એ ભાઈઓમાં મારા એ નાના કાકાને જ ગુજરાતી વાંચવાલખવાનો શોખ હતો. તેઓ દલપત શૈલીની પદ્યરચના કરતા. એમણે એક વાર્તા લખવાનો પ્રયાસ પણ કરેલો. મેં એનાં પાનાં જોયેલાં. મારી એક બેન પણ એ વર્ષમાં ગુજરી ગઈ એને 'ટાઈફોઈડ' થયેલો એમ હું ઘણાં વર્ષ પછી વૈદક શીખ્યા પછી સમજ્યો. પણ ત્યારે કાંઈ સમજાયું ય નહિ અને ઉપાય પણ ન થયો. હું અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં નપાસ થયો. એટલે ભણવામાંથી મન ઊઠી ગયું એ વર્ષ સુધી ભણવામાં કે ભણવાના વિષયોમાં રસ તો ઉત્પન્ન થયો જ ન હતો. આમ બધી રીતે વાદળાં ઘેરાઈ ગયાં.

ગોંડલની હાઈસ્કૂલના મારા સમયના ત્રણ ચાર શિક્ષકો મને યાદ છે. પણ તેમાં શ્રી. **હિંમતલાલ ગણેશજી અંજારીયા** (જન્મ સં. ૧૯૩૩) જેઓ તાજા જ બી. એ. થઈને ઈ. સ. ૧૮૯૯માં ગોંડલમાં શિક્ષક થયેલા તેમનું કેટલુંક એ વખતનું બોલવું ચાલવું મને હજી થોડું યાદ છે. તેઓએ જ મને મારા પિતાશ્રી પાસે સંસ્કૃત શીખવાની સૂચના કરેલી. મને ખ્યાલ છે ત્યાં સુધી એ વખતે તેઓ **કાવ્યમાધુર્ય** માટે કાવ્યોનો સંગ્રહ કરતા હતા. ગોંડલ છોડ્યા પછી હું રાજકોટ કેમીકલ લેબોરેટરીમાં ભણવા રહ્યો ત્યારે ત્યાં શ્રી. હિં. ગ. અંજારિયાના મોટાભાઈ રવિશંકર ગણેશજી અંજારિયા (સં. ૧૯૧૯ થી ૧૯૫૯) અમારા શિક્ષક હતા. વળી ગોંડલ છોડ્યા પછી રાજકોટમાં, ૧૯૦૯માં સાહિત્ય પરિષદમાં તેમ જામનગરમાં હું શ્રી. હિં. ગ. અંજારિયાને મળ્યો હતો; અને મુંબઈ આવ્યા પછી ઈ. સ. ૧૯૧૧-૧૨ થી તો અમે સતત પરિચયમાં રહ્યા

છીએ. તેઓ ગુરૂ છે પણ મને મિત્ર ગણે છે અને એમના સુજનતા, નિખાલસતા, સત્યનિષ્ઠા વગેરે ગુણોના દર્શનથી મને હમેશાં આનંદ થાય છે.

## લક્ષ્મણ મેરામ કેમીકલ લેબોરેટરી (રાજકોટ)

હાઈસ્કૂલ છોડ્યા પછી શું કરવું એની ચિન્તા થોડી મનમાં થતી હતી. ત્યાં એક જ્ઞાતિભાઈએ રાજકોટની લક્ષ્મણ મેરામ કેમીકલ લેબોરેટરીમાં દાખલ થવાની સૂચના કરી. જામનગર રાજ્ય તરફથી દશ રૂપિયાની સ્કોલરશીપ મળે એમ હતી તે મેળવી આપવાનો તથા દાખલ થવાનો બધો જ વિધિ એ રસ્તો બતાવનાર ભાઈએ જ કરી આપ્યો. મેં કાંઈ મહેનત નહોતી કરી.

આ રાજકોટની પાંચ વર્ષ જ જીવી ગયેલી કેમીકલ લેબોરેટરીની સંસ્થાનો ઇતિહાસ પણ કાઠીઆવાડી રાજ્યતંત્રનું એક રમૂજી પ્રકરણ છે. આયુર્વેદનો જેનાથી ઉદ્ધાર થાય એવી કોઈ સંસ્થા રસશાળા નામથી કાઢવાના ઝંડુ ભટ્ટજીના કુટુંબના વિચારને એ વખતનાં દેશી રાજ્યોના કારભારીઓએ ટેકો આપ્યો પણ પ્રાચીન આયુર્વેદના રસશાળા શબ્દનું અંગ્રેજી ભાષાન્તર-પોલીટીકલ એજન્ટની કચેરીમાં 'કેમીકલ લેબોરેટરી' થઈને એ બીજમાંથી જે વૃક્ષ થયું તે લક્ષ્મણ મેરામ કેમીકલ લેબોરેટરી. અલબત્ત બીજની અસર તરીકે એક દેશી વૈદ્યને એ સંસ્થામાં અસંબદ્ધ વળગણ તરીકે રાખવામાં આવ્યા હતા ખરા. આ વૈદ્ય મારા મામા થાય!

ઈ. સ. ૧૯૦૧ની શરૂઆતમાં રાજકોટમાં કે. લે. માં દાખલ થયો. રહેવાનું વૈદ્યરાજ ત્ર્યંબકલાલ મણિશંકર (૧૯૧૮ થી ૧૯૯૫)ને ઘેર રાખ્યું હતું.

મારી સાથે જ સ્વ. ભગવાનલાલ ત્રિભુવન, એમનો ભાઈ નૃસિંહપ્રસાદ ત્રિભુવન, શ્રી. જુગતરામ શંકરપ્રસાદ વૈદ્ય અને છોટાલાલ શુક્લ એ પણ એ જ અભ્યાસ ક્રમમાં દાખલ થયા હતા. ભગવાનલાલ મારાથી દોઢેક વર્ષ મોટા. નૃસિંહપ્રસાદ દોઢેક વર્ષે નાના, જુગતરામભાઈ અને હું એક વરસીઆ. ભગવાનલાલભાઈ કાંઈક દૂર રહેતા. પણ અમારી ત્રણની મૈત્રી ખૂબ જામેલી. લગભગ દરરોજ સાથે ફરવા જઈએ. અમે સદરમાં રહેતા અને રાજકુમાર કોલેજની પાછળથી જાગેશ્વરનાં દર્શન કરવા જતા. હવે તો ત્યાં મકાનો થઈ ગયાં છે. પણ ચાળીશ વર્ષ ઉપર ત્યાં ખેતરો જ હતાં. ઘઉંના ખેતરમાંથી જતાં એ વાડીનો પવન બહુ મીઠો લાગતો. એ મૈત્રીનાં સ્મરણો યે બહુ મીઠાં છે. અથવા રાજકોટ નિવાસ જ ઘણો આનંદજનક હતો.[1] હું કેટલોક

[1] રાજકોટ અમે છોડ્યા પછી ત્ર્યંબકલાલભાઈની માનસિક સ્થિતિ બગડી અને એ કુટુંબની સ્થિતિ એવી દયાપાત્ર થઈ ગઈ કે એને યાદ કરતાં ઉદ્વેગ થાય.

વખત ત્ર્યંબકલાલભાઈને ઘેર જ રહેલો અને કેટલોક વખત મારા મામા પ્રાણશંકર પ્રેમશંકરને ત્યાં રહેલો. મારાં મામી રાજકોટમાં ન હોય ત્યારે મામા પોતે પણ ત્ર્યંબકલાલભાઈને ઘેર જ રહેતા. નાની ઉમ્મરમાં ગોંડલથી ગાડા રસ્તે જામનગર જતાં ત્યારે પહેલી રાત રાજકોટ થતી. રાતે ગાડામાંથી ઉતરીને થાકેલા શરીરે ત્ર્યંબકલાલભાઈના દવાખાનામાં ગાદી ઉપર પડ્યા પછી એ વખતના નાના મગજને એ જગ્યા ખૂબ ભભકાદાર લાગતી. સ્વજ્ઞાતિજનનું ઘર ગામમાં હોય તો ત્યાં જ ઉતરાય એ સામાન્ય રિવાજ ત્યારે હતો અને ત્ર્યંબકલાલભાઈ તો ઘણા આગ્રહી હતા. કોઈ જ્ઞાતિજન —સગો નહિ માત્ર જ્ઞાતિજન ગામમાં આવે અને ધર્મશાળામાં ઉતરીને ચાલ્યો જાય તો એને ખોટું લાગે. એમનું આતિથ્ય નમૂનેદાર હતું. રાજકોટમાં રાતે પહોંચતી રેલગાડીનો વખત ગયા પછી, મહેમાન કોઈ છે કે નહિ તે જાણ્યા પછી, જમવા બેસે. પંગતપંચો બિલકુલ ન થાય માટે સૌ સાથે પોતે જમે. જમવામાં બે ય વખત સૌએ દુધ લેવાનો રિવાજ. બે વખત ચા પીવાની ટેવ મને રાજકોટમાં જ પડી. ગોંડલમાં અમારે ઘેર ચાનો રિવાજ જ નહોતો.

## રાજકોટ નિવાસ વખતે ચિત્તની સ્થિતિ

ઈ. સ. ૧૯૦૦ માં મારા પિતાશ્રીને પેન્શન મળ્યું. ગોંડલમાં ઘરનાં ઘર તો હતાં જ નહિ. અને જે દરબારી મકાનમાં અમે વગર ભાડે રહેતા તે પેન્શન ઉપર ઉતર્યાં પછી છોડવાં પડે એટલે ગોંડલમાં રહેવું નકામું ગણી જામનગર સૌ ગયાં. એ પહેલાં મારી પત્નીએ, મહુવામાં એક લગ્નપ્રસંગમાં પોતાનાં માબાપ સાથે ગયેલ ત્યાં સ્વર્ગવાસ કર્યો. ખબર મોડા મળ્યા અને ગાડારસ્તે હું પહોંચ્યો ત્યાર બે દિવસ થઈ ગયા હતા. આ અરસામાં **ગીતા** અને **ઉપનિષદો**ના સતત વાંચનમનનને લીધે મારૂં ચિત્ત વિરક્ત, અનાસક્ત અને આત્મરત થવા માંડ્યું હતું. ગમે તેમ પણ મને થવો જોઈતો હતો તેટલો શોક થયો નહિ. સોળની ઉમ્મરે, ચંદુલાલ (જટાશંકર વિઠ્ઠલજીના યુવાન પુત્ર) ના મરણ વખતે કેવળ મરણની અનિવાર્યતા જોઈને જેવું દુઃખ થયું હતું તેવું પણ આ પ્રસંગે ન થયું કે મમતાજન્ય પણ ન થયું.

રાજકોટમાં અમારો અભ્યાસક્રમ એવો સરલ હતો કે અમારો વાંચવામાં તો ભાગ્યે જ વખત જતો અને લેબોરેટરીમાં હાજરી દોઢથી બે કલાક બપોરની એટલે વખત ઘણો રહેતો. ત્ર્યંબકલાલભાઈએ જે દિવસે નવી કવિતા રચી હોય તે દિવસે રાતે એ કવિતા અમને સંભળાવે. અને તેઓ

એકાદ પદની લગભગ રોજ રચના કરતા, મોટે ભાગે તેઓ મનહરો લખતા.[૧] કોઈવાર તેઓ રાતે સિતાર સંભળાવે. ઘણીવાર બપોરે જુગતરામભાઈ સિતાર વગાડે અને અમે—હું અને નૃસિંહપ્રસાદ પણ પણ સાંભળીએ છતાં હું સંગીતજ્ઞાનથી વંચિત જ રહ્યો છું. સવારે ઘણીવાર વારાફરતી દરદીઓને આપવાની દવાનાં પડીકાં વાળી આપવાનું કામ કરીએ. આવી કાંઈક દિનચર્યા હતી. અહીં મને વાંચવાનો સાચો શોખ લાગ્યો. **સરસ્વતીચંદ્ર** નો ચોથો ભાગ બહુજ ધીમે ધીમે અભ્યાસ ગ્રન્થ હોય એમ વાંચ્યો. ગુજરાતીમાં બીજુંયે વાંચ્યું હતું પણ યાદ નથી. સંસ્કૃતગ્રંથો પણ મજેએ વાંચતો. પછી ૧૯૦૨ માં રાજકોટમાં કાંઈક ગદ્યમાં લખવાની વૃત્તિ જાગી. બે વર્ષ પહેલાં બાલિશ પદ્યરચના કરતો તે વૃત્તિ છૂટી ગઈ અને ધાર્મિક વિચારો લખવાની ઇચ્છા થઈ. પછી તો હમેશાં બપોરે બે ચાર પાનાં લખવાનો નિત્યક્રમ રાખ્યો હતો. અત્યારે એ વખતે લખાયેલી નોટો નથી. શું લખ્યું હતું તે યે યાદ નથી. પણ સ્વ. મુ. મૂળશંકરભાઈના કેળવણીના સાફલ્યની ઘાટીનું સંસ્કૃત ગ્રંથોમાંથી ઉતારાઓ વાળું એ લખાણ હતું ત્યારે એની કિંમત મારા મનમાં ઘણી હશે. પણ પછી ઊતરી ગઈ. આ વખતમાં જ અંગ્રેજી થીઓસોફીનાં પુસ્તકો વાંચવા માંડ્યાં. હાઈસ્કૂલમાં ભણતો ત્યારે જે અંગ્રેજીમાં બિલકુલ રસ નહોતો પડતો તેમાં હવે ઘણો રસ પડવા માંડ્યો. એટલું જ નહિ પણ અંગ્રેજી પુસ્તકો પુરાતત્ત્વનાં, ઇતિહાસનાં અને શીલ્પસૂરીનાં પણ સમજવાની શક્તિ ધીમે ધીમે વધતી ગઈ. પાછળથી તો ઝડપથી ગુજરાતીમાં અનુવાદ કરવાની પણ શક્તિ આવી. ક્યાંથી પુસ્તકો લઈ આવતો તે તો યાદ નથી પણ વાંચતો ખૂબ.

### વેદાન્ત મનન

પણ આ બધા વાંચન કરતાં રાજકોટ નિવાસ દરમિયાન જે સાચો અભ્યાસ ચાલતો તે વેદાન્તાનુસાર મનનનો હતો. એકલા ફરવા જતાં,

૧ ત્ર્યંબકલાલ મણિશંકરે ઘણી પદ્યરચના કરેલી. પણ એમાંથી થોડી "કાવ્યપ્રેમી"માં છપાઈ હતી. **કાન્તમાળા** (પૃ. ૨૧૭)માં એક નમૂનો છપાયો છે. અને બાકીનાં હાથનાં લખેલાં હજારથી વધારે પાનાં નષ્ટ થયાં હોય કે ક્યાંય પડ્યાં હોય! "એ નોટ બુકો હજી હોય તો તેમાંથી કેશવકૃતિના જેવી, જો કે નહાની ત્ર્યંબકકૃતિ એટલે એમનાં કવિતોમાંથી જાળવી રાખવા જેવાનો સંગ્રહ કોઈ પ્રગટ કરવાની તસ્દી લે તો સારું" બ. ક. ઠાકોર લખે છે; અલબત્ત એ સાથે ઉમેરે છે કે "એ સંગ્રહ કરવા જેવો પોતાને સ્વતંત્રપણે જણાય તો જ" (**નવીન કવિતા વિષે વ્યાખ્યાનો ટીપ ૨૦ પૃ. ૧૮૪**).

એકાન્તમાં બેઠાં બેઠાં, હાલતાં ચાલતાં, ચિત્તમાં વેદાન્તની દૃષ્ટિથી મનન ચાલ્યા કરતું. **યોગસૂત્ર** પહેલાં વાંચેલું અને એમાંથી પ્રણવના જપ તરફ વલણ થયેલું. ધ્યાન કરવા પણ બેસતો. આ રીતે ચિત્ત ઉંડે ઉંડે ઘણીવાર ઉતરી જતું. પણ આ આધ્યાત્મિક જીવનની ચર્ચા અહીં નથી કરવી. ઇશ્વરેચ્છા હશે તો ભવિષ્યમાં થશે. એટલે આગળ ચાલીએ.

૧૯૦૩ ના ઉનાળામાં રાજકોટનો અભ્યાસ પૂરો થયો. અમે પાસ થયા. ભગવાનલાલભાઈ એમના દાદાનો સ્વર્ગવાસ થતાં પરીક્ષા આપ્યા પહેલાં જ રંગુન ગયા. પાછળથી નૃસિંહપ્રસાદ પણ ગયો. જામનગરમાં મરકી ફાટી નીકળી અને પ્રશ્નોરામાં ભારે કેર વર્તાવ્યો. મારો એક ભાઈ આ મરકીમાં ગયો. એક પરણેલી બેન આગલે વર્ષે સ્વર્ગવાસી થઈ હતી. મારો મિત્ર નૃસિંહપ્રસાદ પણ એ મરકીમાં જ ગયો. મુ. અમૃતલાલભાઈની બે બહેનો અને એક બનેવી પણ ગયાં. દશબાર દિવસમાં થયેલાં દશેક જુવાન મરણોથી ત્રાસ થઈ ગયો. એ મરણ સમયે જુગતરામભાઈ તો ગામમાં હતા જ નહિ પણ મુ. અમૃતલાલભાઈએ અને મેં ઘણી દઢતા—અનિવાર્ય અને નિરુપાય મરણ માટે શોકરહિત સ્થિતિ બતાવેલી. પરંતુ એ મરણ પહેલાં જે પ્રારબ્ધવાદી મનોદશા હતી એ ત્યારથી નીકળી ગઈ. મરકી જેવામાં પ્રારબ્ધ ઉપર વિશ્વાસ રાખી બેઠા રહેવું એ ખોટું છે એ મનમાં જડાઈ ગયું. જો કે મનનું કઠણપણું તો તે પછીનાં આઠ દશ વર્ષ સુધી રહેલું પણ પિતાશ્રીના મરણ વખતે ગળી ગયું અને પછી મન ઘણું નબળું—જલદી શોકચિન્તાવશ થઈ જાય એવું થઈ ગયું.

પણ આ ૧૯૦૩–૦૪ નું વર્ષ જામનગરમાં ખૂબ વાંચવામાં ગાળ્યું. મામાના ઘરમાં મહાભારત મૂળ હતું તે આદ્યન્ત વાંચી ગયો. મણિલાલ નભુભાઈના **પ્રાણવિનિમય, સિદ્ધાન્તસાર** વગેરે ગ્રન્થો વાંચ્યા. મેક્સમૂલરના *India, what can it teach us; History of Ancient Sanskrit Literature*, હીબર્ટ લેક્ચર્સ વગેરે, તિલકનાં *Orion, Aritic Home in the Vedas*, વગેરે, પ્રાચ્યવિદ્યાને લગતા અંગ્રેજી ગ્રન્થો જેથી, આધુનિક ઐતિહાસિક વિવેચનની કેળવણી બુદ્ધિને મળી. આ ઉપરાંત **અદ્વૈતબ્રહ્મસિદ્ધિ, પંચદશી** વગેરે સંસ્કૃતગ્રંથો વાંચ્યા. વળી આનંદગિરિની ટીકા સાથે **બ્રહ્મસૂત્રનું શાંકરભાષ્ય** તો વાંચ્યા જ કરતો. **શાંકરભાષ્યના** પરિશીલનથી બુદ્ધિનો વ્યાયામ થઈને સત્યાસત્યવિવેક સાથે કેવળ સત્યાન્વેષીત્વ કેળવાયું. આમાંથી અંગ્રેજી પુસ્તકો જામનગરની લાઈબ્રેરીમાંથી લઈને વાંચેલાં અને સંસ્કૃતપુસ્તકો મારા મામાના ઘરમાં ઘણાં હતાં અને તે ઉપરાંત

રાજકોટના જીવનરામ શાસ્ત્રીના ઘરનાં પુસ્તકો એમના સ્વર્ગવાસ પછી જામનગરમાં આવ્યાં હતાં તે પણ હું અને અમૃતલાલભાઈ વાપરતા. અમારી એ વખતની મૈત્રી અત્યંત ગાઢ હતી. એમનો સંસ્કૃત પાઠશાળાનો અભ્યાસ પૂરો થયો હતો. અને હું યે નવરો હતો. અમે બે ય જુદાં જુદાં સંસ્કૃત પુસ્તકો વાંચના અને ચર્ચાઓ કરતા. એક વખત તેઓ વાલ્મીકીય **રામાયણ** વાંચતા હતા અને હું **મહાભારત** વાંચતો હતો. પણ અમૃતલાલભાઈની વિશેષ વાત કર્યા પહેલાં એમના પિતા—મારા મામાનાં સ્મરણો ટૂંકામાં નોંધવાની ઇચ્છા છે.

## મારા મામા પ્રાણશંકર પ્રેમશંકર શાસ્ત્રી ( સં. ૧૯૧૭ થી ૧૯૭૪ )

આ મારા મામા પ્રાણશંકર શાસ્ત્રીનો જન્મ સં. ૧૯૧૭ માં જામનગરમાં થયો હતો. એમની બાલ્યાવસ્થામાં કાઠિઆવાડમાં જ નહિ પણ પ્રશ્નોરા જ્ઞાતિમાં પણ ગુજરાની કેળવણીનો પ્રચાર થયો હતો. સં. ૧૯૦૭ માં જન્મેલા કેશવલાલ હરિરામ સંસ્કૃતજ્ઞ હોવા છતાં "આર્યધર્મપ્રકાશ" નામના ગુજરાતી માસિકના તંત્રી તરીકે અને ગુજરાતી કવિ તરીકે પ્રખ્યાત થયા છે. મારા મામા પણ સારા સંસ્કૃતજ્ઞ હતા. તેઓ કેશવજી શાસ્ત્રી પાસે રીતસર સંસ્કૃત ભણેલા. અને પછી વાંચવાનો એવો વ્યાસંગ રાખેલો કે સંસ્કૃત સાહિત્યનો ઘણો પરિચય એમને હતો. એટલું જ નહિ પણ સંસ્કૃતગ્રન્થોનો મર્મ સમજવાની સારી શક્તિ એમનામાં હતી. છતાં અક્ષરજીવનનો પ્રવાહ તો એમનાથી ઉમ્મરમાં મોટા કેશવલાલ હરિરામ તથા વૈદ્ય વિશ્વનાથ વિઠ્ઠલજી ( સં. ૧૯૧૦ થી ૧૯૮૪ ), તેમજ સમવયસ્ક પ્રભાશંકરભાઈ, ત્ર્યંબકલાલભાઈ વગેરે પેઠે ગુજરાતી ભાષાદ્વારા જ વહ્યો હતો. તેઓએ ૧૭–૧૮ ની ઉમ્મરથી કવિતા કરવા માંડેલી. એમણે પોતાનાં કાવ્યોનો એક સંગ્રહ સં. ૧૯૫૧–૫૨ માં **કાવ્યકુસુમ** નામથી છપાવ્યો હતો. જેમાં ઉપર કહેલા ભાઈઓ ઉપરાંત કવિ દુર્લભ શ્યામ ધ્રુવ, મણિશંકર રત્નજી વગેરેએ આપેલી પાદપૂર્તિઓ પણ છે. આ સંગ્રહમાં એ ઉપરાંત સંસ્કૃતમુક્તકોના અનુવાદો, એ ધાટીનાં ગુજરાતમાં નવાં રચેલાં મુક્તકો, ઉપદેશાત્મક તથા સ્તુતિરૂપ રચનાઓ વગેરે છે.[1] આ પદ્યરચનાનો શોખ એમણે છેવટ સુધી જાળવી રાખેલો.

[1] પ્રાણશંકર પ્રેમશંકર શાસ્ત્રીની પછીની રચનાઓ "કાવ્યપ્રેમી"માં તથા એકાદ છૂટી પણ છપાઈ છે. પણ અહીં તો **કાવ્યકુસુમ**માંથી જ નમૂના રૂપ ત્રણેક ઉતારા નીચે કર્યા છેઃ—

જોયાં નથી પણ ફુઆ–પ્રભુલાલભાઈના પિતા તો દીર્ઘજીવી હોવાથી એમને સારી રીતે મેં જોયેલા. એ પ્રભાશંકર (ઉર્ફે ગાંડાભટ્ટ જન્મ સં. ૧૮૮૯). ના પિતા મયારામ ભટ્ટનાં દાદી સતી થયેલાં અને પછી એમની મા પણ ૧૧૦ વર્ષ પહેલાં સતી થયાં. એ વખતે સતીના રિવાજને બંધ કરવાનો કાયદો તાજો જ થયો હતો. પણ હજી જૂના રિવાજને અનુસરી સતી થવાના કોઈ કોઈ દાખલા બન્યા કરતા.[1] પણ આ બનાવ દેશી રાજ્યમાં બનેલો હોઈને એના કુટુંબને કાંઈ હેરાનગતિ નહોતી વેઠવી પડી. સતીના પુત્ર તરીકે મયારામ ભટ્ટે પોતાના ગામમાં અને સ્વજ્ઞાતિમાં પણ ખાસ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. કુંડલાના મુસલમાનો એ ઓલિયા પુરુષને નારાજ કરવાથી ખુદા નારાજ થશે એવું માનતા હતા. ભાવનગરના પ્રખ્યાત વેદાન્તી દિવાન ગગા ઓઝા મયારામ ભટ્ટની સાથે મિત્રતાનો ભાવ રાખતા. આ મયારામ ભટ્ટના પુત્ર મારા ફુવા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ હતા. તેઓ વ્યવહાર કરતાં આચારપાલનમાં અને દેવસેવામાં વધારે વખત ગાળતા. એમના ચાર પુત્રોમાં સૌથી નાના પ્રભુલાલભાઈ. તેઓએ સાધારણ ગુજરાતીની અને થોડી સંસ્કૃતની કેળવણી કુંડલામાં લીધી હશે. પછી ગોંડલમાં મારા પિતાશ્રી પાસે સંસ્કૃત ભણવા રહેલા. મારા જન્મ વખતે પોતે ગોંડલમાં હતા એમ તેઓ ઘણીવાર કહેતા. મારા પિતાશ્રીને એમના તરફ ઘણું વાત્સલ્ય અને ઘણું માન હતું. પોતાના અવસાન વખતે જરૂર પડ્યે એમની સલાહ લેવાની મને પિતાશ્રીએ આજ્ઞા કરેલી.

ગોંડલમાં કેટલો અભ્યાસ કર્યો એ ખબર નથી પણ ત્રણ વર્ષ સુધી કટકે કટકે ત્યાં રહ્યા પછી સંસ્કૃતનો જ જીવનરામ શાસ્ત્રી પાસે વિશેષ અભ્યાસ કરવા માટે થોડો વખત તેઓ રાજકોટમાં રહ્યા હતા. બે ત્રણ વર્ષ રાજકોટમાં અભ્યાસ કર્યા પછી એથી પણ વિશેષ અભ્યાસ માટે તેઓ વડોદરે ગયા અને હાથે રાંધવાનું કષ્ટ વેઠીને ૭ બાર મહિના ત્યાં રહ્યા. પણ પછી સંસ્કૃત અભ્યાસ પૂરો થયો ગણી ઝંડુ ભટ્ટજી પાસે વૈદ્યકનો અભ્યાસ કરવા જામનગર ગયા. અને એકાદ વર્ષ ત્યાં રહ્યા. ઝંડુ ભટ્ટજી પાસેથી પાછા આવ્યા પછી ૨૭–૨૮ વર્ષના આ જુવાન હવે શું કરવું? વૈદું કરવું તો ક્યાં કરવું વગેરે ચિન્તામાં હતા ત્યાં એક સ્નેહીએ લાઠીના ઠાકોર સુરસિંહજી (કલાપી), જે એ વખતે તરતમાં જ ગાદી ઉપર બેઠેલા તેઓને પ્રભુલાલભાઈ વિષે ભલામણ કરી અને તેઓ કલાપીને સંસ્કૃત

૧ જુઓ "સતી પ્રથાનો થોડો ઇતિહાસ" નામનો મારો લેખ– (**ઐતિહાસિક સંશોધન** પૃ. ૪૩૭ થી ૪૪૨)

અભ્યાસ કરાવવા સં. ૧૯૫૨ માં લાઠી રહ્યા. પ્રભુલાલભાઈના વિદ્યા સુજનતા આદિ ગુણોએ લાઠી દરબાર ઉપર ઘણી સારી અસર કરેલી. તેઓ પ્રભુલાલભાઈને ગુરુ કહેતા અને એવું જ માન રાખતા. લાઠીની આ નોકરીમાં પગાર તો ટૂંકો હતો અને પોતાના ઉદાર સ્વભાવને લીધે એમને ઘણો સંકોચ વેઠવો પડતો હશે પણ રાજા અને પ્રજા બે ય તરફથી માન ઘણું હતું એટલે માનને જ ધન ગણીને પ્રભુલાલભાઈ સંતુષ્ટ રહેતા. પ્રભુલાલભાઈને સંસ્કૃત કાવ્યોનું તથા અલંકાર શાસ્ત્રનું સારું પરિશીલન હતું અને કલાપી સાથે સાહિત્ય સંબંધી ચર્ચાથી, તથા કલાપીના સાક્ષર મિત્રોના સહવાસના લાભથી એમનું ચિત્ત ઘણું પ્રફુલ્લ રહેતું. પણ આ રાજવીકવિ સાથેના સમાગમનું સુખ લાંબો વખત ન ચાલ્યું. સં. ૧૯૫૬ માં કલાપીનું અચાનક અવસાન થયું. પ્રભુલાલભાઈને અસાધારણ આઘાત થયો. એમનું જે અક્ષરજીવન કલાપીના સહવાસમાં ઉગવામાં હતું તે મુરઝાઈ ગયું. આ આઘાતની અસર એમના પછીના જીવન ઉપર કાયમ રહી.

લાઠીમાંથી નીકળ્યા પછી દોઢ વર્ષ સુધી પ્રભુલાલભાઈ જામનગર, વડીઆ વગેરે સ્થળે ફર્યા. અને છેવટ સં. ૧૯૫૮ માં મુંબઈમાં જટાશંકર વિઠ્ઠલજીના દવાખાનામાં વૈદ્ય તરીકે, એમને શંકરપ્રસાદ ઝંડુએ રાખ્યા. પ્રભુલાલભાઈએ મુંબઈના દવાખાનાનું કાર્ય એવી વૈદ્યકીય નિપુણતાથી અને દરદીઓ ઉપર દયાથી કર્યું કે એ દવાખાનું ખૂબ લોકપ્રિય થયું. એ વખતના મુંબઈના વૈદ્યોમાં વિદ્વાન વૈદ્ય તરીકે એમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી. તેઓ અનેક ગરીબ દરદીઓને મફત દવા આપતા અને ફી લીધા વગર જોવા જતા. અરે, પોતાની તબિયત નબળી હોય તો પણ દરદીનું તેડું આવે તો જોવા જતા. દરદીઓ ઉપરાંત કુંડલાની મુંબઈમાં રહેતી કેટલીક વસ્તીને તથા મુંબઈમાં વસતાં ઘણાં પ્રશ્નોરા કુટુંબોને એમની સારી હૂંફ હતી. જે શહેરમાં પરસ્પર નમસ્કાર કરવા જેટલી ફુરસદ પણ ઘણાને નથી મળતી તે મુંબઈમાં પ્રભુલાલભાઈ પ્રશ્નોરામાં કોઈ માંદુ છે એમ ખબર પડે કે પોતાની મેળે જોવા જતા અને તેની દવા પણ જરૂર હોય તો કરતા.

પ્રભુલાલભાઈનું સૌજન્ય તો એવું અપ્રતિમ હતું કે એમને સૌજન્યમૂર્તિ કહી શકાય. એમની વાણીની મીઠાશ ભૂલાતી નથી. વૃદ્ધો, સ્ત્રીઓ, બાળકો, પંડિતો અને મૂર્ખાઓ સર્વ સાથે વાત કરવામાં તેઓ વાણીની મીઠાશ રાખતા. નમ્રતા તો એટલી બધી કે બાળકને પણ ઊભા થઈને માન આપે. છેલ્લે મરણ પહેલાં ૧૫ મિનિટે એમણે હાથ જોડીને નમસ્કાર કરેલા તે

યાદ આવે છે. સં. ૧૯૭૪માં એમનો દેહ પડી ગયો. એ મુરબ્બી ભાઈ વધારે જીવ્યા હોત તો અમને કેટલી હૂંફ મળત!

પ્રભુલાલભાઈને ઘેર ચાર મહિના રહ્યા પછી એવું બન્યું કે એક નોકરી માટે એક મિત્રે અરજી કરેલી, જવાબમાં ઉમેદવારોને મળવા બોલાવ્યા. એ મિત્રને જવું નહોતું એટલે એણે મને કહ્યું. હું ગયો અને જનરલ પોસ્ટ-ઑફીસમાં નોકરીમાં રહ્યો. પણ મનથી એની દરકાર નહોતી. અલબત્ત નિયમિત રીતે નોકરી કરતો, પણ ધ્યાન બધું વાંચવામાં હતું. એ વખતમાં ખગોળનાં પણ બેચાર પુસ્તકો વાંચ્યાં. એક ઍસ્ટ્રૉનૉમિકલ ઍટલાસ લીધો હતો—જુગતરામભાઈ અને હું રાતે, થોડા દિવસ બોરીવલી રહેલા ત્યારે તારાઓ ઓળખવાનો પ્રયાસ કરતા. એ અભ્યાસ આગળ વધ્યો નહિ. હું કાંઈ ગ્રહનક્ષત્ર ઓળખતાં શીખ્યો નહિ. પણ મારા ફીલસૂફીના વિચારમાં સહાયક થાય એટલું સામાન્ય ખગોળજ્ઞાન મેં મેળવી લીધું.

## કૉંગ્રેસનાં પ્રથમદર્શન

ઈ. સ. ૧૯૦૪ના ડીસેમ્બરમાં મુંબઈમાં નેશનલ કૉંગ્રેસની બેઠક હતી. અમે એમાં પ્રેક્ષક તરીકે હાજરી આપી હતી. કૉંગ્રેસ, રાજકીય હિલચાલ વગેરેનો અતિ અલ્પપરિચય પહેલાં રાજકોટમાં થયો હતો. પણ સાચો સજીવ પરિચય તો મુંબઈની કૉંગ્રેસમાં થયો. એ બેઠકમાં કૉંગ્રેસની પહેલી-બીજી પેઢીના ફીરોજશાહ મહેતા, સુરેન્દ્રનાથ બેનરજી અને ગોખલે જેવા નેતાઓને જોયા તથા સાંભળ્યા. સુરેન્દ્રનાથનો ઘેર કરતો અવાજ તો મને હજી યાદ આવે છે. 'મેઘ ગંભીર ધ્વનિ' એ શબ્દો સંસ્કૃત સાહિત્યમાં વાંચ્યા હતા. પણ એનો અર્થ તો સુરેન્દ્રનાથને સાંભળ્યા ત્યારે સમજાયો. મીસીસ બેસન્ટને પણ તે પછી સાંભળ્યાં હતાં. પણ મેઘ ધ્વનિ તો સુરેન્દ્રનાથનો જ કહી શકાય. અને ગોખલેની દલીલો તથા આંકડાઓ અદ્ભુત લાગેલ.

એ કૉંગ્રેસ જોઈને મારા મનમાં નિશ્ચય થઈ ગયો કે મારા જેવા—જેનામાં અંગ્રેજીમાં બોલવાની શક્તિ નથી તેને માટે આ દેશના રાજકીય જીવનમાં સ્થાન જ નથી. અંગ્રેજી કેળવણી વગરના પણ ગુજરાતીમાં ગમે તેવાં ભાંગ્યાં તૂટ્યાં ભાષણો કરીને તથા જેલમાં જઈને રાજકીય નેતા થઈ શકે એ જમાનો આવવાને ત્યારે ઘણીવાર હતી. અને એ જમાનો આવ્યા પછી એ દિશામાં જવાની તક જરૂર હતી પણ મનની ઇચ્છા કે શક્તિ કાંઈ રહ્યાં નહોતાં. શરીર પણ તૈયાર નહોતું. જો કે મારાથી નબળી તબિયત-

વાળાઓએ જેલજાત્રા કર્યાના દાખલા મારા જાણવામાં છે. પણ ખરી વાત એ કે રાજકીય ચળવળ તરફનું વલણ ઘણાં વર્ષો પહેલાં જ શાંત થઈ ગયું હતું. ઘણું કરી ૧૯૦૫ માં કટકે કટકે છપાતું ગો. મા. ત્રિપાઠીનું સાક્ષરજીવન મેં વાંચ્યું અને પહેલેથી એ મહાલેખકની વિચાર સરણીનો હું ભક્ત એટલે મારે માટે અક્ષરજીવન જ સંભવિત છે એવી ગાંઠ મનમાં, સ્પષ્ટ દેખાયા વગર જ બંધાઈ ગઈ. જો કે રાજકીય ચળવળથી પરિચિત રહેવું તો ત્યારે જ જરૂરનું લાગ્યું હતું. લોકસત્તાવાદ ( ડીમોક્રસી ), સાચા રૂપમાં પ્રજામાં જામવા માટે પ્રજાજનોએ રાજકીય ચળવળમાં બુદ્ધિપૂર્વક રસ લેવો જોઈએ એવી માન્યતા જામી ગઈ હતી. ૧૯૦૪ પછીના કાળમાં રાજકીય ચળવળ તરફ એવી તટસ્થ વૃત્તિ જ મારી રહી છે. જો કે હોમરૂલ લીગની ચળવળ વખતે સભાઓમાં અમે જતા, ૧૯૧૬ અને ૧૯૧૮ ની કોંગ્રેસોમાં ગયેલા. ધરાસણા સત્યાગ્રહની ચળવળ ચાલી ત્યારે વીલેપાર્લેમાં અમે-સ્વ. ભગવાનલાલભાઈ અને હું રહેતા હતા. સાધારણ જાહેર હિલચાલમાં ભાગ અમે લેતા, કોંગ્રેસના પ્રાથમિક સભ્ય ખરા. છતાં બીકણ ગણાઈને પણ સત્યાગ્રહની સક્રિય ચળવળથી અમે દૂર રહ્યા. આમ રાજકીય ક્ષેત્રનો હું તટસ્થ પ્રેક્ષક જ રહ્યો. લડાઈ વખતે દૂર રહેનાર બીકણ જ ગણાય એ જાણું છું. પણ મનની સ્થિતિ જે છે તે છે.

ઇતિહાસનાં પુસ્તકો વાંચવાનો જૂનો શોખ ૧૯૦૪-૧૯૦૫માં પાછો જાગ્યો અને ક્રમશઃ વધતો ગયો. ૧૯૦૫ની આખરમાં એકદમ નોકરી છોડીને જામનગર ગયો ત્યારે આ દેશના ઇતિહાસને લગતાં થોડાં પુસ્તકો ખરીદેલાં. ત્યારે જ ઇતિહાસનાં મૂળ સાધનોને વળગવાની વૃત્તિ બંધાઈ ગઈ હતી.

૧૯૦૫ની આખરમાં જુગતરામભાઈની બેન સાથે મારાં બીજીવારનાં લગ્ન થયાં. લગ્નને દિવસે જ બાને ન્યુમોનીઆ થયો. કોઈ સમજ્યું નહિ, કાંઈ દવા પણ બરાબર થઈ નહિ. અલબત્ત પિતાશ્રીએ ખૂબ ચાકરી કરી, મેં નહિ. પણ બા બચ્યાં નહિ. તે પછી એક મહિને એ પત્નીનું પણ મરણ થયું. કુટુંબની સ્થિતિ પાછી વિષમ થઈ પડી. હું મામાના કુટુંબ સાથે ભાવનગર ગયો. હાથીખાના પાછળના મકાનમાં અમે ત્યારે રહેતા. હાથીના મદની ગન્ધનો અનુભવ મને ત્યારે પહેલ વહેલો થયો. અમે ત્યાં હતા એ વખતમાં જ એક હાથી ગાંડો થયેલો.

ભાવનગર ગયા પછી, થોડા દિવસ પછી એક દિવસ હું મણિશંકર રત્નજી ભટ્ટ ( કાન્ત )ને મળવા ગયો હતો. તે પહેલાં એમને કોઈ વાર જોયા

હશે તો યાદ નથી એટલે પહેલી વાર જ મળ્યો એમ કહું તો ચાલે. ગોંડલમાં તેઓ બાલ્યાવસ્થામાં, ઘણું કરી મારે ઘેર, ગોંડલની સ્કૂલમાં ભણવા રહેલા પણ તે મારા જન્મ પહેલાં.

**મણિશંકર રત્નજી (કાન્ત)** (સં. ૧૯૨૪ થી ૭૯) ગુજરાતમાં કવિ તરીકે મણિશંકર રત્નજી છેક ઈ. સ. ૧૮૯૦-૯૧ થી જ પ્રખ્યાત થઈ ગયા હતા. પણ એમણે કવિતા લખવાનો આરંભ તો શ્રી. રા. વિ. પાઠક કહે છે તેમ કવિ દલપતરામની અસર નીચે અને દલપત શૈલીના અનુકરણથી કર્યો હતો.[1] ઉપર અઝોરા યુવાનોમાં પદ્યરચનાના શોખના જે વાતાવરણની વાત કરી છે, તેમાં જ મણિશંકર રત્નજીનું બાળપણ પણ વીત્યું હતું. ૧૪ વર્ષની ઉમ્મરે 'ખળખળ કરતું જળશિશુ રમતું' એવી રચના કામનાથ મહાદેવ પાસેના ઝરણાંને જોઈને એમણે કરી હોવાનું તથા એમને કવિતા કરવાનો અભ્યાસ હોવાનું વિ. પ્ર. વૈદ્યે નોંધ્યું છે.[2] "ખરી મોહબ્બત" અથવા "ગુલબાસનું ફૂલ"એ અરસામાં જ રચાયેલું.[3] પણ પછીનાં વર્ષોમાં મણિશંકર રત્નજીનો સંસ્કૃત તથા અંગ્રેજી કાવ્ય સાહિત્યનો પરિચય ઘણો વધ્યો. અને એને પરિણામે સારી કવિતા કોને કહેવાય એ વિષે એમનો આદર્શ પણ ઘણો ઊંચો થયો. પહેલાં જેની વાત કરી છે તે કેશવલાલ હરિરામ, પ્રાણશંકર પ્રેમશંકર, વગેરેને કેવળ સંસ્કૃત સાહિત્યનો લાભ મળ્યો હતો. જ્યારે મણિભાઈને સંસ્કૃત ઉપરાંત અંગ્રેજીનો પણ લાભ મળ્યો. એ પોતે કહે છે કે[4] "કવિતામાં તો ઇંગ્લીશ ભાષા જેટલી બીજી કોઈ સમૃદ્ધિમાન હશે એ મારી કલ્પનામાં નથી આવી શકતું. માથું હલાવે એવી કવિતા સંસ્કૃતમાં છે પણ વાંચતાં હૃદયમાં vibrations થઈ જાય એવી તો મેં ઇંગ્લીશમાં અને તે હમણાં જ જોઈ." "અંગ્રેજી કવિતાનો અભ્યાસ જે આટઆટલો વિશ્વાસ ઉપજાવે છે તે કવિતા પરીક્ષણના કેટલાક અતિ કડક નિયમો પણ શીખવે છે અને એ કસોટીએ તપાસી જોતાં ગુજરાતી કવિતાઓમાંથી બહુ જ થોડી મને સારી લાગે છે."[5]

---

૧ જુઓ **પૂર્વાલાપ** આ. ૨ ઉપોદ્ઘાત પૃ. ૧૦ તથા ૪૧ અને **કાન્તમાળા** પૃ. ૩૦૩.

૨ **કાન્તમાળા** પૃ. ૩૧૫.

૩ એજન પૃ. ૩૦૩.

૪ એજન પૃ. ૩૨૨ તથા ૩૨૮.

૫ એજન પૃ. ૩૨૮.

ટૂંકામાં મારે કહેવાનું એટલું જ છે કે ઉપર કહેલી કસોટીથી પરીક્ષા કરીને પોતાના મહાન આદર્શને પહોંચવાના પ્રયત્નમાં સદા જાગૃત રહેનાર કવિ એ કસોટી કે એવા આદર્શ વગરના કવિઓથી આગળ જાય એ સ્વાભાવિક છે અને કવિ કાન્તને એ ઉપરાંત ઊંચી કવિત્વ શક્તિની તથા અપૂર્વ કલ્પનાવૈભવની ઈશ્વરે બક્ષીસ આપેલી; પરિણામે ગુજરાતના આધુનિક કવિઓમાં એમનું સ્થાન અસાધારણ છે.

આ પ્રભાવશાળી દેખાવવાળા, ઉદારચિત્ત, સહૃદય, સ્નેહાળ, તીવ્ર અને ઊછળતી લાગણીવાળા, પ્રખર બુદ્ધિશાળી અને ધર્મરહસ્યના શોધ માટે મથી મરનાર વિદ્વાનનો જે થોડો પણ પહેલો અને નિકટનો પરિચય ભાવનગરમાં મને થયો તે જીવનનો એક લહાવો તો હતો જ પણ એ પરિચયે મને કેટલીક નવી બાબતોમાં પહેલીવાર વિચાર કરતો પણ કર્યો. એમના આંતરમંથનની પણ મને થોડી ઝાંખી, એ વખતે અને પછીના પરિચયમાં થયેલી.

## ઋગ્વેદના ભાષાન્તરનો પ્રયત્ન

આ મુરબ્બી વિદ્વાનને સહેજ મળવા ગયો ત્યારે કેવી રીતે શી વાત પહેલાં નીકળી તે યાદ નથી પણ એમણે મને ઋગ્વેદના સાયણભાષ્યના ઉપોદ્‌ઘાતને વાંચીને ગુજરાતીમાં અર્થ કરવા કહ્યું. એ મેં પહેલાં વાંચેલો એટલે મુશ્કેલી ન પડી અને મેં ૫–૭ પંક્તિનો અર્થ કર્યો, એટલાથી તેઓ બહુ ખુશી થયા. એમનાં પત્ની નર્મદાબહેન પાસે એમની રીતે વખાણ કર્યાં. અને મને રોજ સવારે આવીને એમની સાથે ઋગ્વેદના મંત્રોનો અર્થ વિચારવા કહ્યું. તે જ દિવસે કે એક બે દિવસ પછી "ઋગ્વેદના ગુજરાતી ભાષાંતરનું કામ કરવા માટે તને ૫૦ રૂપિયાના પગારથી રાખ્યો છે," એમ કહ્યું. એ વખતમાં ગજ્જર સાહેબે ગુજરાતી સાહિત્યની કાંઈક યોજના ધારી હશે અને મણિભાઈએ એ યોજનામાં મને ગોઠવ્યો હતો, એમ હું પછી સમજ્યો. એમણે ગજ્જર સાહેબનું નામ લીધેલું નહિ પણ કોઈકને મારા વિશે કાગળ લખ્યો હોવાનું કહેતા હતા ખરા. એ વખતમાં મણિભાઈ સ્ટીકનયર્મના 'પ્રાચીન શબ્દ' તરીકે ઋગ્વેદનો વિચાર કરતા હતા એ ચોક્કસ છે. (જુઓ કાન્તમાળા પત્રધારા પૃ. ૩૫૧ની ટીપ) આ યોજનાને પરિણામે સવારે મારી સાથે અર્ધોએક કલાક ઋગ્વેદના એક પછી એક મંત્રો પહેલા મંત્રથી જ આરંભી સાયણભાષ્યની મદદથી વાંચવાનો એમણે ક્રમ રાખ્યો હતો. અને બપોરે ઘેર ઋગ્વેદનું સાદું ભાષાન્તર કરવાનું મેં રાખ્યું હતું.

અને છેવટના માંદા પડયા ત્યારે હરિશંકરભાઈએ જ સેવા કરેલી. ત્યાં જ એમનો દેહ પડી ગયો.

હું લીલીએ રહ્યો એ વખતમાં મારે એ સ્વામીજી સાથે જાણે મિત્રતા થઈ ગઈ હતી. હું ઘણીવાર સવારે, બપોરે ચા પીધા પછી અને કોઈવાર રાતે પણ સ્વામીજી પાસે બેસતો. અમે વેદાંતની ચર્ચા કરતા. બ્રહ્મસૂત્રનું શાંકરભાષ્ય સાથે લઈને કોઈવાર હું બેઠો હોઉં એવું યાદ આવે છે. પણ સાથે વાંચ્યું હશે થોડું જ. વેદાંતની પ્રક્રિયા તો સ્વામીજી બરાબર કહેતા. યોગની પણ વાતો અમારે થતી. સ્વામીજીએ પહેલી અવસ્થામાં કાંઈક યોગ કર્યો હશે. પણ લીલીઆમાં એની વાત કરવાની કે કાંઈ બતાવવાની ના પાડતા. 'એમાં કાંઈ નથી આ જ્ઞાન માર્ગ જ સાચો છે', એમ કહેતા.

૧૯૦૭ (વિ. સં. ૧૯૬૩)ના ચોમાસામાં પૂજ્ય પિતાશ્રી સાથે હું અને મારો નાનો ભાઈ સ્વ. મગનભાઈ જાત્રા કરવા ગયા. ત્રણ મહિના એ જાત્રામાં ગાળ્યા. પિતાશ્રીએ પોતાની કમાણીમાંથી ખૂબ સાચવીને બચાવેલા ત્રણસો રૂપિયા એ જાત્રામાં ખરચ્યા.

## બીજી સાહિત્ય પરિષદ

૧૯૦૭માં જ મુંબઈમાં બીજી સાહિત્ય પરિષદ ભરાઈ હતી. એમાં જવાનું મને મન થયું. ૧૯૦૫ની અમદાવાદની પરિષદમાં હું ગયો નહતો. ત્યારે એ વિચાર આવેલો જ નહિ. પણ કોણ જાણે કેમ ૧૯૦૭માં વિચાર આવ્યો અને પિતાશ્રીએ હા પાડવાથી મુંબઈ આવ્યો. મેં એક ટૂંકો નિબંધ પરિષદ માટે નહિ પણ એમ જ વિચાર આવતાં લખેલો અને હું ધારું છું મુંબઈ આવ્યા પછી પરિષદના એક કાર્યકર્તા સ્વ. વિશ્વનાથ પ્ર. વૈદ્યને આપેલો. પણ એ વખતે તો સ્વીકારાવાનો સંભવ જ નહોતો. મારા ધારવા પ્રમાણે એ "સહકાર"માં ૧૯૧૨માં છપાવ્યો.

મુંબઈની પરિષદનું મને હજી સારું સ્મરણ છે. અમે ત્રણે દિવસ હાજર રહેલા. પુરુષોત્તમ વિશ્રામ માવજીને ત્યાં પાર્ટીમાં પણ ગયેલા. એનો કળાસંગ્રહ જોયેલો. પ્રમુખ કે. હ. ધ્રુવના શબ્દો અને ભાષણની ઢબ હજી યાદ છે. છેલ્લા દિવસના પ્રમુખના ઉપકાર વખતના મણિભાઈના તથા અંબાલાલ સાકરલાલના શબ્દો પણ યાદ છે. આ રીતે સાહિત્ય પરિષદ સાથે ૧૯૬૩માં બંધાયેલો સંબંધ છેલ્લી ૧૯૯૭ના આસોની અંધેરીની પરિષદ સુધી ચાલુ રહ્યો છે અને ગાઢ થયો છે.

o

લીલીઆ ગયા પછી મારા માતામહ મોટે ભાગે પથારીવશ રહ્યા. ત્રણેક મહિના તો કોઈને બરાબર ઓળખે નહિ તથા પોતાની મેળે કાંઈ કરી શકે નહિ એવી સ્થિતિ રહી. વિ. સં. ૧૯૬૩ની આખરમાં એમનો દેહ પડી ગયો. ઘણું કરી એમના કાર્યપ્રસંગે જ મારા પિતાશ્રી લીલીએ આવેલા અને મણિશંકર રત્નજી ભટ્ટ કેળવણી ખાતાના કામપ્રસંગે આવેલા. એક રાતે દરબારી ઉતારામાં ઉપનિષદોની કાંઈક વાત થતી હતી, તેમાં કોઈક ઉપનિષદવચનોનો અર્થ કરવામાં મેં પણ ભાગ લીધેલો. તે રીતે જ મને સ્મરણ છે તે પ્રમાણે **ઈશાવાસ્યોપનિષદના**

> हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
> तत्त्वं पूषनपावृणु सत्यधर्माय दृष्टये ॥

એ મંત્રનો એમનો જાણીતો અનુવાદ :—

> હિરણ્મય પાત્રેથી સત્યનું મુખ બંધ છે.
> ઉઘાડી દેજે તું પૂષન્ સત્યધર્મદૃગર્થ તે.

તે વખતે રચાયેલો. કાન્ત ખૂબ આનંદમાં હતા. એમના એક બાલકના જન્મના ખબર તે દિવસે જ આવેલા એવું સ્મરણ છે. બીજે દિવસે સવારે પાંચ વાગ્યામાં મણિભાઈ મામાને ઘેર આવ્યા અને પોતાની ભત્રીજીની પુત્રી સાથે મારી સગાઈ કરી. સં. ૧૯૬૪ના ઉનાળામાં મારાં લગ્ન થયાં.

૧૯૦૮માં જ જુગતરામભાઈએ કારખાનું કાઢવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

**જુગતરામ શંકરપ્રસાદ વૈદ્ય ( જન્મ સં. ૧૯૩૮ )**

રાજકોટ છોડ્યા પછી ધંધાના જે વિચારો જુગતરામભાઈએ કર્યા તેમાં મારો સાથ રાખવા ઇચ્છેલું. અને છેવટ જ્યારે ૧૯૦૮માં દવાઓનું કારખાનું કાઢવાનો એમણે નિશ્ચય કર્યો અને પત્રવ્યવહાર વગેરેથી કયા કયા સંચાઓ પરદેશથી મગાવવા એની તપાસ કરવા માંડી તથા લીમીટેડ કંપની કરી કારખાનું કાઢવાનું નક્કી કર્યું ત્યારે તો બીજા એક ધંધામાં હું હતો તે છોડીને પોતાની સાથે જોડાઈ જવા લખ્યું. જુગતરામભાઈ કહે પછી મારે તો વિચાર કરવાનો હતો જ નહિ. તરત હા લખી. આ રીતે અમે ધંધામાં ૧૯૦૮માં જોડાયા તે આજ સુધી સાથે છીએ. વચ્ચે ઘણું બની ગયું. કંઈક વમળો આવી ગયાં. પણ જુગતરામભાઈ દૃઢ રહ્યા અને અમે ઈશ્વરકૃપાથી સાથે રહ્યા.

જુગતરામભાઈ વિષે તો શું લખું ? એમની રીતસરની કેળવણી તો સામાન્ય છે. પણ આધુનિક રસશાસ્ત્ર ( કેમીસ્ટ્રી ) નો રાજકોટમાં પહેલો અભ્યાસ કર્યો પછી એનો શોખ લાગવાથી મુંબઈમાં ગજ્જર સાહેબની લેબરેટરીમાં અભ્યાસ વધાર્યો અને પછી એ શાસ્ત્રનું ઉપયુક્ત અને વ્યવહારૂ જ્ઞાન તાજું રાખ્યા કર્યું છે. એમનો બીજો વિષય છે યંત્રશાસ્ત્ર ( મીકેનીક્સ ). આ વિષયનો શોખ પણ જૂનો અને ધીમે ધીમે એમણે જ્ઞાન વધાર્યું. ત્રીજો વિષય વૈદ્યકશાસ્ત્ર. આયુર્વેદનો તો એમને વારસો છે. પણ પછી એલોપથિક જ્ઞાન, વાંચીને તથા તદ્વિદોને પૂછીપૂછીને ઘણું મેળવ્યું. આ ત્રણ શાસ્ત્રોના જ્ઞાન સાથે સાહસ, દીર્ઘદૃષ્ટિ, તર્કશક્તિ તથા બુદ્ધિયુક્તતાના ગુણોનો જુગતરામભાઈમાં યોગ થયો છે. જયકૃષ્ણભાઈ જેવા સૂક્ષ્મ પરીક્ષક પાસેથી એમની બુદ્ધિની પ્રશંસા મેં સાંભળી છે. ઝંડુ ફાર્મસી[1] એ ઉપર કહેલા ગુણો સાથે ઝંડુ ભટ્ટજીનો પુણ્ય વારસો, સર પ્રભાશંકર પટ્ટણીની મમતા અને યોગ્ય સહાયકો એ બધાનું સરસ ફળ છે. એ ફળ પાકતા પહેલાં ઘણાં વિઘ્નો આવી ગયાં. એની વીગતો અહીં અપ્રસ્તુત છે. પણ મારી વાત આગળ ચલાવું. ૧૯૦૮માં લીલીએથી જ થોડા દિવસ માટે હું મુંબઈ જઈ આવ્યો, પછી જે પહેલી કંપની ઊભી કરી એને અણધારી આફતને પરિણામે વીંટી લેવી પડી.

હું પાછો બેકાર થઈ ગયો. અને પત્નીને તેડીને જામનગર આવ્યો. ૧૯૦૯–૧૦નું વર્ષ જામનગરમાં કાઢ્યું.

---

૧ ઝંડુ ફાર્મસીનો ઇતિહાસ મેં અન્યત્ર લખ્યો છે. અને જુગતરામભાઈનું ચરિત્ર પણ અન્યત્ર વિસ્તારથી લખ્યું છે.

## ત્રીજી સાહિત્ય પરિષદ

૧૯૦૯ની આખરમાં રાજકોટમાં ત્રીજી સાહિત્ય પરિષદ ભરાઈ. એ પરિષદની સફળતાનો બધો યશ બલવંતરાય ક. ઠાકોરને છે. એ પરિષદમાં મેં નિબંધ મુંબઈથી જ મોકલ્યો હતો. ૧૯૦૬માં ભાવનગરમાં 'ઋગ્વેદની પ્રથમઋચ્' ઉપર જે વિસ્તૃત વ્યાખ્યાન લખેલું તે નિબંધ તરીકે મોકલ્યું હતું. અને એ નિબંધ વહેલો મળ્યો હોવાથી બીજા વહેલા મળેલા નિબંધો ભેગો છપાઈ ગયો હતો. હું જામનગરથી રાજકોટ ગયો અને ત્ર્યંબકલાલભાઈને ઘેર ઉતરી રાતે જ મુ. બલુભાઈને મળવા ગયો હતો.

### બલવંતરાય ક. ઠાકોર (જન્મ સં. ૧૯૨૫)

કાન્તના આ પરમ અન્તરંગ મિત્ર કાઠીઆવાડના પૂર્વાવસ્થાના વાસથી તથા આ મિત્રતાને પરિણામે ઘણા પ્રશ્નોરાઓ સાથે સારો સંબંધ ઘણાં વર્ષોથી રાખે છે, એ હકીકત પ્રસિદ્ધ છે. હું તો અત્યારે યાદ છે તે પ્રમાણે મુંબઈમાં પ્રભુલાલ પ્રભાશંકરને ઘેર એમને પહેલવહેલો મળ્યો. પ્રભુલાલભાઈને તો એમની સાથે જૂનો પરિચય, પછી કોઈક માંદગીમાં પ્રભુલાલ ભાઈએ અને જુગતરામભાઈએ કાંઈક સેવા પણ કરેલી. કાન્તના ભત્રીજા હરિલાલ માધવજી તથા ભાણેજ ભગવાનલાલ ગિરિજાશંકર સાથે પણ જૂનો સારો પરિચય એટલે પ્રભુલાલભાઈના ઘરમાં એમના સમાગમમાં હું સરલતાથી આવી શક્યો. મારા સંસ્કૃત અભ્યાસની ખબર પણ એમને પડેલી અને એક દિવસ એકાદ ઉપનિષદ તેઓ વાંચતા હતા. તે વિષે અમારે કાંઈક વાત થયેલી. મેં તો એમને એ વખતથી જ ગુરુજી ગણવા માંડ્યા અને હજી એમ જ ભાવ રાખું છું. અને એ અદ્યતન કવિતાપ્રવાહના પ્રભવસ્થાન અને મૂલસ્તંભ, ઇતિહાસાદિ વિષયોમાં સાચી દૃષ્ટિવાળા પ્રખર વિચારક અને કવિવિવેચક વિદ્વાન પણ મમતાભરી મીઠી નજરથી મને જુએ છે અને મારા સાહિત્ય જીવનમાં ઉમળકા ભર્યો રસ લે છે.

રાજકોટમાં ૧૯૦૯માં સાહિત્ય પરિષદ ભરવાનો એમણે પ્રયાસ કરવા માંડ્યો તે સાથે જ ઉપર કહેલા પ્રભુલાલભાઈના ઘરના મંડળ ઉપર નિબંધ આપવા માટે પત્ર લખેલો. અને તેના જવાબમાં અમારામાંથી બીજા કોઈએ તો નહિ પણ મેં ઉપર કહેલો નિબંધ મોકલ્યો. મારો નિબંધ પરિષદની બેઠકમાં વાંચવા માટે મને વખત પણ મળેલો પરંતુ તે દિવસે મને સખત સળેખમ થયેલું અને કોઈવાર મોટી જાહેર સભામાં બોલેલો નહિ તેથી હિંમત ન ચાલી, એટલે મુ. બલુભાઈને કહ્યું અને તેઓએ કૌશિકરામ વિ. મહેતા

પાસે વંચાવ્યો. તેમણે મોટા અવાજથી ઠીક વાંચ્યો. બલુભાઈ અને હું બેય ખુશી થયા. આ સબેખમનું દરદ મને પહેલાં નહોતું પણ ઘણું કરી ૧૯૦૫ના સખત ચોમાસામાં મુંબઈમાં લાગુ પડી ગયું અને પછી એ દરદ વધ્યું તે હજી સુધી હેરાન કરે છે. પણ સભામાં બોલવાનો સંકોચ ત્યારે હતો તે ૧૯૧૨માં મુંબઈમાં વૈદ્ય સભામાં બોલવા માંડયું ત્યારથી છૂટ્યો એમ કહેવાય. એમ તો ૧૯૦૯ પહેલાં ૧૯૦૭–૮માં જ્ઞાતિજનોની સભાઓમાં મેં ભાષણો કરેલાં. પણ એમાં કાંઈ માલ નહિ. ૧૯૧૨ થી વૈદ્ય સભામાં બોલવાની ટેવ પડી. પછી તો વૈદ્ય સંમેલનોમાં તથા સાહિત્ય સંસદ્, સાહિત્ય પરિષદ વગેરેના નાના મોટા મેળાવડાઓમાં વાંચીને તથા મોઢેથી તાત્કાલિક પણ બોલવાની ટેવ પડી ગઈ.

૧૯૦૯–૧૦માં જામનગર રહ્યો, લગભગ બેસી રહ્યો. ધંધા માટે કાંઈ પ્રયત્ન જ ન કર્યો. એમાં ઈશ્વર રસ્તો કરશે એવી શ્રદ્ધા ખરી અને જાતે શોધ ન કરવી, આવી મળે તે કરવું એવું કાંઈક મનનું સહજ વલણ. એ વર્ષના શિયાળામાં જામનગરમાં મરકી ચાલી અને આગલા અનુભવથી બ્હી ગયેલા મેં તરત જ વાડીએ રહેવાનો આગ્રહ કર્યો. ત્યાં સારાઈમાં ઠીક આનંદ કરેલો. સમયનો મહિમા છે. આજે હું એ સ્થળે એ રીતે ન રહી શકું.

એ વર્ષમાં યે મેં ઠીક વાંચ્યું હશે. પણ વેદાંત ઉપરાંત શું વાંચેલું તે યાદ નથી. પણ કશું લખ્યું નહોતું એ ચોક્કસ યાદ છે. પછી ૧૯૧૦ના ઓગષ્ટમાં જુગતરામભાઈએ તેડાવવાથી હું પાછો મુંબઈ આવ્યો. રસ્તામાં ઝાડેશ્વર ઉતરેલો કે નહિ તે યાદ નથી. પણ પહેલીવાર દાદાની વર્ષી કરીને અમૃતલાલભાઈ સકુટુંબ ઝાડેશ્વર ગયા ત્યારે હું સાથે ગયેલો.

૧૯૧૦માં તો થોડા દિવસ એકલો મુ. પ્રભુલાલભાઈને ઘેર રહ્યો પછી પિતાશ્રી મારી પત્નીને તેડીને મુંબઈ આવ્યા. અમે બધાં ત્રણેક મહિના પ્રભુલાલભાઈને ઘેર જ રહ્યાં.

## ઝંડુફાર્મસી

ઝંડુફાર્મસીનો આરંભ ૧૯૧૦ના ઓકટોબરમાં નામનો અને ડીસેમ્બરમાં સાચો થયો. જુગતરામભાઈ એલ્ફીન્સ્ટનરોડમાં રહેવા ગયા હતા. હું પણ એલ્ફીન્સ્ટનરોડમાં રહેવા ગયો. એલ્ફીન્સ્ટનરોડમાં પહેલું સ્વતંત્ર ઘર માંડતાં મારા જેવા અવ્યવહારૂને પડેલી મુશ્કેલીઓ કલ્પી લેવી.

૧૯૧૧ અને ૧૯૧૨માં કારખાનાની સ્થિતિ ઘણી મુશ્કેલ હતી. પગાર પણ મહિને મહિને ન મળે. દુકાનદારોનું અને ઘરધણીનું લેણું ચડી જાય એમ ચાલતું. છતાં કામ ઘણું હતું. પ્રાઈસલીસ્ટો તૈયાર કરવાનું કામ દવાઓ ઓળખવાનું કામ વગેરે. પણ ઝંડુફાર્મસીના વિકાસનો ઇતિહાસ અહીં પ્રસ્તુત નથી.

૧૯૧૨ માં વડોદરામાં ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઈ હતી. પણ હું તો ઝંડુફાર્મસીમાં અને આયુર્વેદમાં એવો ડૂબી ગયો હતો કે એ પરિષદનો કાંઈ ખ્યાલ જ નથી.

૧૯૧૧ અને ૧૨ માં મેં આયુર્વેદનો અભ્યાસ કર્યો. **ચરક, સુશ્રુતની** મહત્તા અને મૌલિકતા મને તરત સમજાઈ ગઈ અને એનું પરિશીલન ચાલુ રાખ્યું. પણ ગુજરાતી સાહિત્યનો સાવ પરિચય છૂટી નહોતો ગયો. ૧૯૧૨ માં જ "સહકાર"માં એક નવો લેખ આપેલો. વળી એ વર્ષના અન્તમાં ૧૯૧૩ ના આરંભમાં શ્રી. વિહારીદાસ નામના વૈદ્ય જેમની સાથે વૈદ્યસભાને અંગે પરિચય થયો હતો તેની મારફત તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી સાથે ઓળખાણ થઈ. સંસ્કૃત અને ગુજરાતી પુસ્તકોનું એમની પાસે સારું પુસ્તકાલય છે અને એનો પરિચય કરવાથી એમનાં પુસ્તકો સહેલાઈથી વાંચવા મળશે એમ ભાઈ વિહારીદાસે[1] કહેલું. અને મેં એ કારણથી એમની સાથે પરિચય શરૂ કર્યો તથા વધાર્યો.

## તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી (સં. ૧૯૨૩ થી ૧૯૭૮) અને ફાર્બસ ગુજરાતી સભા

આ નડિયાદના નાગરબ્રાહ્મણના પિતા મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી (સં. ૧૮૯૬ થી ૧૯૬૩) પણ સારા પંડિત હતા. તેઓએ કેટલાંક પુસ્તકો સંસ્કૃતમય ગુજરાતીમાં લખ્યાં છે અને દેવનાગરી લિપિમાં છપાવ્યાં છે. તેઓ વેદાંતી અને વિદ્યારસિક હોવાથી એમણે પુસ્તકોનો સારો સંગ્રહ એકઠો કર્યો હતો. તેઓ ફાર્બસ ગુજરાતી સભાના આદ્ય સ્થાપકોમાંના મુખ્ય અને પહેલા સેક્રેટરી અને સંરક્ષક હતા. એમના દઢ સદાગ્રહથી અને એમની પ્રામાણિક સાચવણથી ફાર્બસ સભાના ફંડની રકમ જે ૧૮૬૮–૬૯માં ફક્ત રૂ. સોળ હજારની હતી તે ૧૯૬૩માં રૂ. એક લાખની થઈ અને સભા તે પછી અનેક સાહિત્ય સંબંધી કાર્યો કરવા સમર્થ થઈ.

[1] ભાઈ વિહારીદાસે તો પાછળથી મુંબઈ છોડી દીધું. તો કે હજી મુંબઈ આવે ત્યારે મને મળવાનો અને વૈદ્યકસંબંધી ગપ્પાં મારવાનો આગ્રહ રાખે છે.

મનસુખરામભાઈના પુત્ર તનસુખરામભાઈ પણ સાહિત્યરસિક સાક્ષર અને સંસ્કૃત પંડિત હતા. કામશાસ્ત્રના ગ્રન્થો–પદ્મશ્રીનો **નાગરસર્વસ્વ** અને **કુટ્ટનીમત** એ એનું સંપાદન, **કુટ્ટનીમત**[1] ઉપરની સંસ્કૃત ટીકા તથા તેઓએ ગા. ઓ. માળામાં સંપાદિત આનંદજ્ઞાનકૃત **તર્કસંગ્રહ** ગ્રન્થનો ઐતિહાસિક માહિતીથી ભરપૂર ઉપોદ્ઘાત એ એમના સંસ્કૃત પાંડિત્યના નિદર્શક છે. ઐતિહાસિક સંશોધનનો પણ તનસુખરામભાઈને સારો શોખ હતો. એમણે કાંટેલાના મહાકાળેશ્વરના મંદિરનો સં. ૧૩૨૦નો લેખ મૂળ સ્થાનમાંથી લેખની પોતે નકલ ઉતરાવી ઈ. સં. ૧૯૧૫ના "બુદ્ધિપ્રકાશ"ના અં. ૧ માં પહેલીવાર છપાવ્યો છે. તેમજ મુરલીધરના મંદિરનો સં. ૧૩૫૪નો શિલાલેખ એ જ રીતે પહેલીવાર ઇ. સ. ૧૯૧૦ના "બુદ્ધિપ્રકાશ"માં છપાવ્યો છે. ગુજરાતના ઇતિહાસ સંબંધી પણ ઝીણી ઝીણી નોંધો ઉત્કીર્ણ લેખો વગેરેનો અભ્યાસ કરી નોંધી રાખતા એમ જોયેલું પણ આ અભ્યાસનું વિશેષ ફળ ગુજરાતને મળ્યું નહિ.

પોતાના પિતા પેઠે તનસુખરામભાઈને પણ પુસ્તકો સંગ્રહવાનો ઘણો શોખ; પરિણામે એમનું પુસ્તકાલય સંસ્કૃત પુસ્તકો માટે તો ખાસ આખા મુંબઈમાં અદ્વિતીય હતું. અને તનસુખરામભાઈ સાથે મારે સારો મેળ જામ્યો.

તનસુખરામભાઈએ સંસ્કૃતમાં મહાકવિ મેંઠ ઉપર તથા બીજા લેખો "વિજ્ઞાન ચિન્તામણિ"માં લખેલા અને ગુજરાતીમાં તો "સમાલોચક," "બુદ્ધિપ્રકાશ," "વસંત" અને "સાહિત્ય"માં અવલોકનો, ચર્ચાઓ, વિવેચનો વગેરેના લેખો લખ્યા હતા.

તેઓને દેશી દવાઓનો પણ સારો શોખ હતો. છેક જટાશંકર વિઠ્ઠલજીના વખતથી એમના દવાખાના સાથે તેઓને સંબંધ. મુ. પ્રભુલાલભાઈના વખતમાં પણ એ સંબંધ ચાલુ રહેલો, એટલે મારી સાથે પરિચય વધવામાં મુશ્કેલી ન પડી. એમની પાસેથી કેશવ હર્ષદ ધ્રુવના સંસ્કૃત પુસ્તકોના અનુવાદો વાંચવા લઈ આવવાથી મેં શરૂઆત કરેલી. પણ પછી તો મહિનામાં એક બેવાર એમને ઘેર જવાનો તથા એકાદ પુસ્તક વાંચવા લેવાનો મારો નિત્યક્રમ થઈ પડ્યો. એમની સાથે ધીમે ધીમે સંસ્કૃત સાહિત્ય

1 'કુટ્ટનીમત' જે આઠમા શતકના અન્તમાં કાશ્મીરના દામોદર ગુપ્તે લખ્યો છે તે તનસુખરામભાઈના અવસાન પછી બે વર્ષે એમના પુત્રે છપાવ્યો છે તેના આરંભમાં શ્રી. કાન્તિલાલ પંડ્યાએ તનસુખરામભાઈના ચરિત્રની ટૂંકી નોંધ લખી છે.

તથા ઇતિહાસ સંબંધી ચર્ચા કરવા જેટલો પરિચય ગાઢ થયો હતો. તેઓ મારા ઉપર ઘણી મમતા રાખતા.

૧૯૧૩માં ફાર્બસ ગુજરાતી સભાના મંત્રી તરીકે એમણે ભાંડારકરના એજ વર્ષમાં પ્રગટ થયેલા **વૈષ્ણવીઝીમ શૈવીઝમ** ઉપરથી "વૈષ્ણવધર્મના સંક્ષિપ્ત ઇતિહાસ" ઉપર ગુજરાતીમાં હરીફાઈથી નિબંધ લખાવવા માટે જાહેર ખબર આપી હતી. મેં જાહેર ખબર તો વાંચેલી યે નહિ, પણ એમણે જ મને જાહેર ખબર વંચાવી અને 'તમે લખોને' એમ સૂચના કરી. એટલું જ નહિ પણ ભાંડારકરનું ઉપર કહેલું પુસ્તક તથા બીજાં પણ સંસ્કૃત અંગ્રેજી પુસ્તકો જોઈએ તે પોતે આપશે એમ પ્રોત્સાહન આપ્યું.

કોણ જાણે કેમ થયું પણ મારા મનમાં એ લખવાનો નિશ્ચય થઈ ગયો. તરત જ ભાંડારકરનું પુસ્તક લઈ આવી વાંચી ગયો. પછી ૧૯૧૪ના જાનેવારીમાં પિતાશ્રીનો દેહ પડી ગયો. અને મને ઘણો આઘાત થયો. પણ કાર્ય વગેરે ઉકલી ગયા પછી મન ધીમે ધીમે શાંત થયું ત્યારે નિબંધ લખવાનો નિશ્ચય દૃઢતર થયો. ભાંડારકરના પુસ્તકનું ગુજરાતી કરવા માંડ્યું. એ વખતે મને દિવસે થોડો વખત મળતો, એટલે રાતે પણ લખતો. પણ મારા મનમાં ભાંડારકરનું ભાષાન્તર તૈયાર કરવાનો વિચાર નહોતો. એટલે મૂળ સંસ્કૃત ગ્રન્થો તથા "ઇન્ડીઅન એન્ટીકવેરી", "આર્કીઓલોજીકલ સર્વે"ના રિપોર્ટો વગેરે જોવા માંડ્યા. ખરી રીતે આ પુસ્તક લખતાં લખતાં જ પુરાતત્ત્વીય અભ્યાસ કરતાં શીખ્યો. ઉપનિષદોનો મને અભ્યાસ હતો, **મહાભારત ગીતા** જોયાં હતાં પણ પાંચરાત્ર સંહિતાઓ, રામાનુજાદિ સંપ્રદાયોના ગ્રન્થો વગેરે ઘણા ત્યાં સુધી ન જોયેલા સંસ્કૃતગ્રન્થો જોવાની નવી જ તક મળી. અલબત્ત મેં ખપ પુરતાં પુસ્તકો જોયાં. **ઉપનિષદો, મહાભારત, ગીતા, ભાગવત** વગેરે મારા પરિચિત સંસ્કૃત ગ્રન્થોના સિદ્ધાન્તો માટે તો મૂળનો ઉપયોગ કર્યો જ છે. પણ રામાનુજાદિ સંપ્રદાયોના સિદ્ધાન્તોની માહિતી યે કોઈ અંગ્રેજી પુસ્તક ઉપરથી નહિ પણ મૂળ સંસ્કૃત ગ્રન્થોમાંથી ઉતારવાનો આગ્રહ રાખ્યો છે. પોતાને ત્યાં નહોય એ પુસ્તકો જોવા માટે અથવા લઈ આવવા માટે તનસુખરામભાઈ જ રૉયલ એશિઆટીક સોસાયટી ઉપર ચીઠ્ઠી આપતા અને એ રીતે એ મહાન પુસ્તકાલયનો પરિચય થયો તથા એનો ઉપયોગ કરતાં શીખ્યો. ૧૯૧૪ની આખરમાં કે ૧૯૧૫ની શરૂઆતમાં રણજીતરામ વાવાભાઈને મળવાનું થયું. કેવી રીતે તે યાદ નથી.

## રણજીતરામ વાવાભાઈ ( સં. ૧૯૩૮ થી ૧૯૭૩ )[1]

૧૯૦૫ની પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદની યોજના કરનારાઓમાં એક મુખ્ય વ્યક્તિ તરીકે સા. પ. ના ઇતિહાસમાં રણજીતરામભાઈનું નામ ચિરંજીવ રહેશે. તેઓને ગુજરાતી સંસ્કૃતિ સાથે સંબદ્ધ સર્વ વિષયોમાં રસ હતો. ઈ. સ. ૧૯૦૮માં તેઓ સર પ્રભાશંકર પટ્ટણી પાસે રહેલા એ પ્રસિદ્ધ છે. અને ૧૯૧૨માં પટ્ટણી સાહેબ મુંબઈ સરકારના એક્ઝીક્યુટીવ કાઉન્સીલર તરીકે નીમાતાં રણજીતરામભાઈ પણ મુંબઈ આવ્યા. એ ૧૯૧૩ થી ૧૯૧૬નાં વર્ષો દરમિયાન મુંબઈ સરકાર પૂને હોય ત્યારે પટ્ટણી સાહેબ સાથે પૂનામાં રહેવું થવાથી એમણે પ્રયત્ન કરીને ડેક્કન કૉલેજની લાઈબ્રેરીનો તથા સરકારી પુસ્તક સંગ્રહોનો લાભ લઈને ગુજરાતના ઇતિહાસને લગતા ઉત્કીર્ણ લેખો નોંધોમાં ઉતાર્યા હતા. મુંબઈ ગેઝેટીઅરના ગુજરાતના ઇતિહાસ કરતાં વધારે અદ્યતન માહિતીવાળો ઇતિહાસ લખવાની એમના મનમાં પ્રબળ ઇચ્છા હતી. એમણે મારી સાથે પણ એ વિષે વાત કરેલી. બિલ્હણની **કર્ણસુંદરી** નાટિકા, એ ઉદ્દેશથી અમે સાથે વાંચેલી પણ એમના ઝીણવટ ભર્યાં અભ્યાસનું કાંઈ ફળ આવે તે પહેલાં જુહુના દરિયાએ એમના જીવનનો અકસ્માત્ અંત આણ્યો. એ અકસ્માતના ખબર સાંભળતાં મને કોઈ સગાના મરણ જેવું દુઃખ થયેલું.

રણજીતરામભાઈ મુંબઈ હતા ત્યારે મળવું થતાં અને હું વૈષ્ણવધર્મનો નિબંધ લખું છું એ જાણ્યા પછી એમણે મને કહ્યું કે ગુજરાતમાં વૈષ્ણવ ધર્મના પ્રચાર વિષે પણ એક પ્રકરણ લખો અને પોતાની પાસે એ વિષયની નોંધ હતી તે પોતે મને મોકલશે એમ પણ કહ્યું. પછી એમણે મને વૈષ્ણવ ધર્મના પ્રચારના સૂચક ગુજરાતમાંથી મળેલા ઉત્કીર્ણ લેખો વિષે એક નોંધ મોકલી. અને મેં એનો ઉપયોગ કરી તથા બીજું પણ આર્કીઓલોજીકલ રિપોર્ટો, નરસિંહ મહેતા આદિ વૈષ્ણવ કવિઓની રચનાઓ વગેરે બધું સાહિત્ય જોઈ 'ગુજરાતમાં વૈષ્ણવધર્મનો પ્રચાર' તથા 'ગુજરાતી વૈષ્ણવ સાહિત્ય' એ પ્રકરણો લખ્યાં. આ પ્રકરણો કોઈના આધાર વગર સ્વતંત્ર રીતે લખવામાંથી મને ઐતિહાસિક સંશોધનનો માર્ગ બેસી ગયો. અને બાકીના ભાગમાં પણ ભાંડારકરની બહારનું ઠીક આવ્યું.

---

[1] રણજીતરામભાઈના અત્યંત પ્રશંસક અને સ્નેહી શ્રી લાભશંકર પ્રભુરામ ભટ્ટે સ્વર્ગસ્થના જીવનની નોંધ "ગુજરાત" જ્યેષ્ઠ ૧૯૭૩ના અંકમાં છપાવેલી. તેનો "ગ્રંથ અને ગ્રંથકાર" પુ. ૬માં ઉતારો કર્યો છે.

## સુરતની પાંચમી સાહિત્યપરિષદ

આ અરસામાં જ રણજીતરામભાઈએ સુરતમાં ૧૯૧૫માં ગુજરાતી સાહિત્યપરિષદ ભરાવાની હતી એ માટે 'ગુજરાતનું વૈદ્યક સાહિત્ય' એ વિષય ઉપર નિબંધ લખવા કહ્યું. ત્રીજી ગુ. સા. પ. માં, આ. બા. ધ્રુવનો 'ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય' એ નિબંધ હતો. મને એ નિબંધ સારો લાગ્યો હતો. એ ધોરણે મેં 'ગુજરાતનું વૈદ્યક સાહિત્ય' એ નિબંધ તૈયાર કર્યો. છેલ્લાં ચારપાંચ વર્ષોમાં મેં આયુર્વેદિક સાહિત્ય ઠીક જોયું હતું, એટલે મને એમાં ખાસ મુશ્કેલી ન લાગી. અને એ નિબંધ તૈયાર કરીને સાહિત્ય પરિષદને મોકલી આપ્યો. ૧૯૧૫ ના ઉનાળામાં પરિષદની સુરતમાં બેઠક થઈ. હું સાવરકુંડલે મારા ભાણેજ ચિ. બટુકભાઈના લગ્નમાં રોકાયો હતો, એટલે સુરત જઈ ન શક્યો. છોકરાનું મરણ પણ તે પહેલાં તરતમાં જ થયું હતું. મા અને દીકરાને બેયને આસોદરમાં ઓરી નીકળ્યાં હતાં. પણ છોકરાને પ્રાણઘાતક નિવડ્યાં. એટલે એની માનું ચિત્ત ઉદાસ રહેતું હતું.

ઉપર કહેલો નિબંધ સુરતની પરિષદના રિપોર્ટમાં છપાયો છે. ૧૯૧૬ના વૈદ્યકલ્પતરુ માસિકમાં પણ છપાયેલો અને હમણાં બહાર પડેલા મારા '**ઐતિહાસિક સંશોધન**' પુસ્તકમાં ફરી સંગ્રહાયો છે.

## વૈષ્ણવ અને શૈવધર્મના ઇતિહાસો

૧૯૧૫ ના અંતમાં કે ૧૬ ના આરંભમાં વૈષ્ણવધર્મના ઇતિહાસનો નિબંધ પૂરો કરી તનસુખરામભાઈને આપ્યો. અને એમણે એક માનનીય સાક્ષરને તપાસવા આપ્યો. આ રીતે એ કાર્ય પૂરું થયું. પણ શૈવધર્મ ઉપર પણ ઉપર પ્રમાણે નિબંધની જાહેરાત ફાર્બસ સભાએ કરી હતી. એ માટે મારો વિચાર મોળો હતો. પણ રણજીતરામભાઈએ આગ્રહ કર્યો અને પોતાની પાસેની ગુજરાતમાં પ્રચાર સંબંધી નોંધ મને આપવા તત્પરતા બતાવી એટલે એ કાર્ય પણ મેં લીધું. **વૈષ્ણવધર્મનો મારો ઇતિહાસ** ગ્રન્થ ફા. સભાને પસંદ આવ્યો અને ઠરાવેલું રૂ. પાંચસોનું પારિતોષિક મને આપ્યું એટલે મેં મારે ખર્ચે ૧૯૧૭ માં એ ગ્રન્થ છપાવીને બહાર પાડ્યો.

૧૯૧૫–૧૬ માં જ ઝંડુ ભટ્ટજીના ચરિત્રનું કામ હાથમાં લીધું.

**ઝંડુ વિઠ્ઠલજી (સં. ૧૮૮૭ થી ૧૯૫૪)** જામનગર કાઠિયાવાડમાં ધન્વન્તરીસ્વરૂપ અને મહાત્માનું પદ જેમને લોકોએ આપેલું તે ઝંડુભટ્ટજી

એ વખતના કાઠીઆવાડમાં સૌથી વધારે પ્રતિષ્ઠિત રાજવૈદ્ય હતા. એમના વૈદકજ્ઞાનની સચોટતા કરતાં પણ - એમની દરદીઓ ઉપરની - દયા અને ઉદારતાએ લોકોના ચિત્તનું વધારે આકર્ષણ કર્યું હતું. પોતાને ઘેર રાખી દવા અને પથ્ય ખોરાક બે ય આપનાર વૈદ્ય અસાધારણ ગણાય એમાં નવાઈ નથી. એમના સમકાલીન પ્રશ્નોરા શાસ્ત્રીઓ પણ ઝંડુ ભટ્ટજી તરફ અતિશય માનવાળી દૃષ્ટિથી જોતા એમ જોયું છે. અને આ કારણથી એમનું ચરિત્ર લખવાનો વિચાર એમના અવસાન પછી તરતમાં ઉદ્‌ભવેલો. એમની પાછળ થયેલા ફંડમાંથી એક અતિ સંક્ષિપ્ત ચરિત્ર તો છપાયેલું ખરું પણ એથી કોઈને સંતોષ નહોતો. અને સવિસ્તર ચરિત્ર લખી શકાય એ માટેની સામગ્રી એકઠી કરવાના પ્રયાસો તરતમાં જ શરૂ થયા હતા.

## ઝંડુ ભટ્ટજીનું ચરિત્ર

ઝંડુ ભટ્ટજીના ચરિત્ર માટે મારા મામા પ્રાણશંકર પ્રેમશંકરે શોધી શોધીને ઝંડુ ભટ્ટજીના પત્રોનો સંગ્રહ કર્યો હતો. અને મ. મ. શંકરલાલ શાસ્ત્રીજીએ સ્મરણો કહી શકાય એવું પણ પૂર્વજોના વૃત્તાન્તવાળું ચરિત્ર લખ્યું હતું. આ સામગ્રી એમને એમ છપાવી નાખવી એવો એક મત હતો. પણ સર પ્રભાશંકર પટ્ટણીનો મત એ ઉપરથી આધુનિક ધોરણે ચરિત્ર લખાય તો સારું એવો હતો. મણિશંકર રત્નજીએ પણ એ સામગ્રી જોઈ હતી. પણ તેઓએ એમને એમ થાબલ પાછું આપ્યું હતું. પછી મુંબઈમાં એક ગૃહસ્થ પાસે અંગ્રેજીમાં લખાવવાનો જુગતરામભાઈએ પ્રયાસ કરી જોયો પણ એમની શૈલી તો કોઈને ગમી નહિ એટલે પડતી મૂકી. પછી જુગતરામભાઈની ઇચ્છાથી મેં એ લીધું. મેં પહેલાં તો પત્રો અને સ્મરણો એમને યોગ્ય સ્થાને ગોઠવી કેવી રીતે પ્રકરણવાર લખવું તેની એક રૂપરેખા લખી મુ. મામાને તથા પટ્ટણી સાહેબને મોકલી. એમણે બે યે એ પસંદ કરી એટલે મેં લખવાનું શરૂ કર્યું. સર પટ્ટણીએ ઉપોદ્‌ઘાત લખી આપવાનું ત્યારેજ કબુલ કર્યું હતું. ૧૯૧૫માં હું બધું કાચું લખાણ લઈને મારા મામા પાસે ગઢડા ગયો હતો અને એમને બધું બતાવ્યું. એમની સંમતિ મળ્યા પછી જ પાકું લખાણ શરૂ કર્યું. એ વખતે ગઢડાનું સ્વામીનારાયણનું મંદિર જોયું અને **શિક્ષાપત્રી** પણ વાંચી. જેનો ઉપયોગ **વૈષ્ણવ ધર્મના ઇતિહાસમાં** કર્યો છે.

૧૯૧૫ના ડીસેમ્બરમાં મદ્રાસના વૈદ્યસંમેલનમાં જુગતરામભાઈ અને હું ગયા હતા. હું ધારું છું તે પ્રમાણે પ્રશ્નોરા સિવાય બીજા બ્રાહ્મણની

રસોઈ ખાવાનું મેં ત્યારથી શરૂ કર્યું. ત્યાંની મદ્રાસી હોટેલમાં કૉફી પણ અમે પીતા, ત્યાંથી વિષ્ણુકાંચી–શિવકાંચી પણ અમે જઈ આવેલા.

મદ્રાસથી અમે એકદમ મુંબઈ આવ્યા. મુંબઈમાં કોંગ્રેસ હતી. એટલે એ ઉપર ગાડીમાં જે સખત ભીડમાં ખોં ખોં મુસાફરી કરવી પડેલી તે હજી યાદ છે. એ કોંગ્રેસમાં પ્રતિનિધિ તરીકે હાજરી આપી હતી.

૧૯૧૬માં આયુર્વેદમાર્તંડ જાદવજીભાઈએ પ્રુફરોડર પં. નારાયણ મૂળજી માટે **માધવનિદાન**નું ભાષાન્તર સુધારી આપવાની મને સૂચના કરી.

## જાદવજી ત્રિકમજી આચાર્ય (જન્મ સં. ૧૯૩૮)

ઝંડુફાર્મસીમાં જોડાઈને આયુર્વેદના અગાધ ઉદધિમાં મેં કુદકો માર્યો તે પહેલાં ઘણાં વર્ષોથી જાદવજીભાઈ આયુર્વેદના વિદ્વાન ગણાઈ ચૂક્યા હતા. વીશ વર્ષની ઉમ્મરે, એમણે સંસ્કૃતનું તથા આયુર્વેદનું અધ્યયન સમાપ્ત કરી આયુર્વેદિક ગ્રન્થ સંપાદનનું કાર્ય શરૂ કર્યું. **માધવનિદાન**નું પહેલું સંસ્કરણ એમણે ઈ. સ. ૧૯૦૨માં બહાર પાડ્યું. અને ધીમે ધીમે એ કાર્યના અભ્યાસથી પોતાનું સંપાદન કાર્ય એટલી ઊંચી અને શાસ્ત્રીય કક્ષાએ પહોંચાડ્યું છે કે આયુર્વેદિક સંસ્કૃત ગ્રન્થોનાં આજ સુધીનાં પ્રકાશનોમાં જાદવજીભાઈનાં **ચરક**, **સુશ્રુત** અને **માધવનિદાન**નાં છેલ્લાં સંસ્કરણોની સાથે ઊભું રહી શકે એવું આયુર્વેદિક ગ્રન્થનું સંપાદન દુર્લભ છે, એમ ખુશીથી કહી શકાય.

આ મહત્ત્વનું કાર્ય કરવા સાથે ઈ. સ. ૧૯૧૦ થી તદવધિ અમુદ્રિત આયુર્વેદિક ગ્રન્થોનું 'આયુર્વેદિક ગ્રન્થમાળા'માં પ્રકાશન આરંભ્યું અને ૧૫–૧૬ સારા ગ્રન્થો બહાર પાડ્યા. આ એમનું ગ્રન્થ સંશોધન કાર્ય હમણાં સુધી ચાલ્યા કરે છે. મુંબઈના પ્રથમ પંક્તિના વૈદ્ય તરીકે એમનો વ્યવસાય ઘણો સમય રોકતો હોવા છતાં બ્રાહ્મમુહૂર્તમાં–સવારના નવા ટાઈમના પાંચ વાગે ઊઠીને લેખન કાર્ય કરનારના વિદ્યાવ્યાસંગની કેટલી પ્રશંસા કરવી?

આ સિવાય, જાદવજીભાઈની આયુર્વેદની સેવામાં અધ્યાપનને પહેલું ગણાવવું જોઈએ. છેક ઈ. સ. ૧૯૧૨–૧૩ થી આયુર્વેદાધ્યાપનનું બ્રાહ્મણ કર્તવ્ય આ વિદ્વાને શરૂ કરેલું મેં જોયું છે. એમની પાસે આયુર્વેદ શીખેલા ગુજરાતી, મહારાષ્ટ્રી અને હિંદી વૈદ્યોની સંખ્યા મોટી છે. વિદ્યાદાનમાં જાદવજીભાઈ જૂની ગુરુભેદ રાખવાની કળામાં માનતા નથી. બિલકુલ ચોરી વગર વિદ્યાદાન કરવાથી જ વિદ્યા ફલવતી થાય છે એવું માને છે.

જાદવજીભાઈના વૈદ્ય તરીકેના જીવનનું ત્રીજું અંગ છે આયુર્વેદની ઉન્નતિ અંગેની જાહેરપ્રવૃત્તિ. આવી જાહેરપ્રવૃત્તિ કરનારી મુખ્ય સંસ્થા છે નિખિલ ભારતવર્ષીય વૈદ્યસંમેલન અને જાદવજીભાઈ એ સંમેલનમાં એના આરંભથી સક્રિય ભાગ લે છે. ખરી રીતે નિ. ભા. મહા વૈદ્યસંમેલનના આદ્યસંસ્થાપકો અને એના ઘડનારાઓમાંના મુખ્ય તેઓ છે. એટલું જ નહિ પણ એ સંસ્થારૂપ મન્દિરના એક દૃઢ સ્તંભ છે. સંમેલનની આજ સુધીની બેઠકોમાં આદિથી સૌથી વધારે નિયમિત હાજરી આપનાર જાદવજીભાઈએ નિયમાવલિ, વિદ્યાપીઠનો પાઠ્યક્રમ વગેરે અંગોને તૈયાર કરવામાં તન મન ધનનો પુષ્કળ ભોગ આપ્યો છે.[1]

આ વિદ્વાન વૈદ્યનો ઈ. સ. ૧૯૧૧માં જ મેં પરિચય શોધ્યો. મુંબઈ ફાર્મસી માટે આયુર્વેદિક દવાઓનાં, ગુણ ઉપયોગના વર્ણનવાળાં સૂચીપત્રો તૈયાર કરવાના કાર્ય માટે એમના પરિચયમાં હું આવ્યો. પણ પછી થોડા વખતમાં જાદવજીભાઈની યોગ્યતા જોઈને આયુર્વેદવિષયમાં એમને અનુસરતા રહેવાનું મારું વલણ થઈ ગયું. અમારી વચ્ચે મૈત્રી પણ થોડા મહિનાઓમાં બંધાઈ ગઈ અને આજસુધી ચાલુ રહી છે.

જાદવજીભાઈની ઉપર કહેલી સૂચના, આયુર્વેદની કંઈક સેવા કરવાની તક મળશે એમ ધારીને, મેં સ્વીકારી અને **માધવનિદાન**નું એક જૂનું ભાષાન્તર હતું તેને સુધારીને તથા કેટલીક નવીનતા ઉમેરીને લગભગ નવું કરી આપ્યું. ૧૯૧૮માં એ છપાઈ ગયું. પણ એ બુકસેલરના વર્તનથી એ જાતનું કામ કરી આપવામાંથી મારું મન ઊઠી ગયું.

## બાળકોનો વૈદ્ય

૧૯૧૬માં જ વૈદ્યક સાહિત્યનું એક બીજું કામ પણ સ્વીકાર્યું. "વૈદ્યકલ્પતરુ" ના સ્થાપક અને એ વખતના તંત્રી વૈદ્યરાજ જટાશંકર લીલાધરે ૧૯૧૫માં જ સ્વ. અમૃતલાલભાઈને **સ્ત્રીઓનો વૈદ્ય** નામનું પુસ્તક "વૈદ્યકલ્પતરુ"ની ભેટ તરીકે આપવા સારુ લખવા આપ્યું હતું અને ૧૬માં મને **બાળકોનો વૈદ્ય** લખવા આપ્યું. સ્ત્રીઓનો

[1] આવો ભોગ આપનાર વૃદ્ધ અને સંમાન્ય કાર્યકર્તા ઉપર હાલમાં યુવાન અને સદ્યોપરિચિત નવીન કાર્યકરો તરફથી જે અનુચિત આક્ષેપો થાય છે તે જોઈને ખેદ થાય છે.

વૈદ્ય ૧૯૧૬ તથા ૧૯૧૭માં એ ભાગમાં છપાયું[1] અને બાળકોનો વૈદ્ય ૧૯૧૮ માં છપાયું.

## " આયુર્વેદ વિજ્ઞાન ". ( માસિક )

ઉપર પ્રમાણે પુસ્તકો લખવાની પ્રવૃત્તિ જે વર્ષોમાં ચાલતી હતી તે ૧૯૧૬–૧૭નાં વર્ષોમાં જ ઝંડુ ફાર્મસી તરફથી વૈદક માસિક કાઢવાનો વિચાર થતાં મેં થોડા લેખો તૈયાર કરવા માંડ્યા હતા. તેમજ બીજાઓ પાસેથી લેખો મેળવવા માંડયા હતા. અને ૧૯૧૭ ની આખરથી–વિ. સં. ૧૯૭૪ ના કાર્તિકથી ' આયુર્વેદવિજ્ઞાન ' નામથી માસિક શરૂ કર્યું, બાવીસ વર્ષ સુધી એ માસિક કેવી રીતે ચાલ્યું, ગુજરાતના ખાસ કરીને વિદ્વાન વૈદ્યોમાં એ કેવો આદર પામ્યું, વગેરે નોંધવાનું આ સ્થાન નથી.

## " વીસમી સદી " વગેરે સામયિકોનો પરિચય

૧૯૧૭માં જ હું ધારૂં છું "વીસમી સદી"ના તંત્રી અને માલેક હાજી મહમદ અલારખિયા શિવજી સાથે, મને સ્મરણ છે એ પ્રમાણે રણજીત-રામભાઈની શોક સભામાં ઓળખાણ થઈ હતી. પછી હું અને ( ઘણું કરી ) જુગતરામભાઈ એને ઘેર ગયા હતા. તે પછી "વીસમી સદી"માં એ જ વર્ષમાં એક લેખ લખ્યો હતો જોકે મેં એ જાળવ્યો નથી. ૧૯૧૭માં જ ઇન્દુલાલ યાજ્ઞિકના " નવજીવન અને સત્ય " માસિકમાં એકાદ લેખ લખેલો અને પછી "યુગધર્મ"માં પણ ૧૯૨૩–૨૪ માં લેખો આપેલા. ૧૯૧૭ ના વર્ષમાં ભાઈ રવિશંકર રાવળ સાથે અમારે ઓળખાણ થઈ.

ભાઈ **રવિશંકર** મ. રાવળ ( જન્મ સં. ૧૯૪૮ ઈ. સ. ૧૮૯૨ ) ત્યારે આર્ટસ્કૂલનો અભ્યાસ પૂરો કરી ભવિષ્યની યોજના ઘડતા હતા. અને હું હાવેલના તાજા જ બહાર પડેલા ભારતીય સ્થાપત્યવિષયક સરસ ગ્રન્થો વાંચતો હતો. પીટીટ લાઇબ્રેરીમાંથી એ ગ્રન્થો લીધેલા. પછી તો **ભારતીય ચિત્રોનું** હાવેલનું પુસ્તક વાંચ્યું અને એ સંબંધી ફર્ગ્યુસનનો પ્રસિદ્ધ ગ્રન્થ પણ વાંચ્યો. ધારાપુરીની ગુફાઓ પહેલી વાર એ અરસામાં જોઈ. વખત જતાં ભારતીયકળા વિષયક કુમાર સ્વામીનાં પ્રકાશનો પણ જોયાં. ગોપીનાથરાવનાં હિન્દુ આઈકોનોગ્રાફીનાં પુસ્તકો પણ ૧૯૧૬ માં જ

[1] ૧૯૧૭માં મારા મામાના પુત્ર ચિ. ગણપતભાઈના લગ્નપ્રસંગે હું શીહોર ગયો ત્યારે **સ્ત્રીઓનો વૈદ્ય,** ભાગ બીજો છપાતો હતો એવું મને યાદ છે. પછી ૧૯૩૦માં **સ્ત્રીરોગચિકિત્સા** નામથી બધી રીતે નવી આવૃત્તિ મુ. અમૃતલાલભાઈ પારેખે તૈયાર કરાવાઈ ભેટ તરીકે અપાઈ છે.

સગવડ કશી નહોતી, પણ આ અનુભવને જ મોટો બદલો એમણે માન્યો હતો. વળી ઝાડેશ્વરનાં વર્ષોએ જ અમૃતલાલભાઈને સારા વિદ્વાન વૈદ્ય તરીકેની ગુજરાતમાં પ્રતિષ્ઠા અપાવી.

બાર વર્ષ ઝાડેશ્વર રહી એમના પિતાના મિત્ર જેવા લીંબડીના મરહુમ ઠાકોર દૌલતસિંહજીના તેડાવવાથી અમૃતલાલભાઈ લીંબડી ગયા. ત્યાં પણ એમને કામ તો ધર્માદા દવાખાનું ચલાવવાનું જ હતું. લીંબડીમાં બે વર્ષ રહી સ્વતંત્ર ધંધાનો અનુભવ લેવાની વાસનાથી પ્રેરાઈને ૧૯૨૧માં તેઓ મુંબઈ આવેલા અને જટાશંકર વિઠ્ઠલજીના દવાખાનાં ઉપર જુગતરામભાઈએ એમને રાખેલા. પણ મુંબઈ એમને ફાવ્યું નહિ અને ૧૯૨૨માં ઇતિહાસ પ્રસિદ્ધ પાટણ (ઉ. ગુજરાત)માં નવા સ્થપાયેલ આયુર્વેદ વિદ્યાલયમાં આચાર્ય તરીકે મુંબઈના બે પ્રતિષ્ઠિત અને પંડિત વૈદ્યોની ભલામણથી તેઓ નીમાયા. પાટણમાં, મારા મતે એમની સ્થિતિ ઘણી સારી હતી. પગાર સારો, શહેરનાં હવા પાણી સારાં, અને કામ અનુકૂળ, આયુર્વેદ ભણાવવાનું તથા ધર્માદા ચિકિત્સાનું. પણ અમૃતલાલભાઈનો તીવ્ર લાગણીવાળો સ્વભાવ અને વ્યવસ્થાપક કમિટી વિચિત્ર. પરિણામે ડખલગિરી ઘણી. ભાઈથી એ શે સહન થાય? ૧૯૩૦માં રાજીનામું આપીને પાટણ છોડ્યું અને પાછા લીંબડી ગયા અને છેવટ સુધી ત્યાં જ રહ્યા. લીંબડીમાં યે ધર્માદા ચિકિત્સા સાથે આયુર્વેદના અધ્યાપનનું કામ કરતા.

ચરકસુશ્રુતના વખતથી આયુર્વેદના ઋષિઆચાર્યોએ સદ્વૈદ્યનો એક આર્ષ આદર્શ આ દેશમાં ખડો કર્યો છે. એ આદર્શને જીવનમાં ઊતારવાનો ઝંડુ ભટ્ટજીએ ભારે પ્રયત્ન કર્યો હતો અને એ વાતાવરણમાં ઉછરેલા અમૃતલાલભાઈએ પોતાની દૃષ્ટિ સન્મુખ એ પ્રાચીન આદર્શને જ રાખ્યો હતો. તેઓ ગુજરાત કાઠીઆવાડના એક ઉત્તમ વૈદ્ય હતા. એમણે વૈદ્ય તરીકે જે ખ્યાતિ મેળવી–૧૯૩૫ના ડીસેમ્બરમાં ગુજરાત પ્રાન્તીય વૈદ્ય સંમેલનના, પ્રયત્ન કર્યા વગર કે ક્યાંય ઇચ્છા બતાવ્યા વગર પ્રમુખ થયા હતા–તે વિદ્યા અને અનુભવના બળથી મેળવી હતી. પરંતુ કેવળ ચિકિત્સા વ્યવસાયથી એમને સંતોષ ન હતો. વિદ્યાદાન પહેલેથી છેલ્લે સુધી છેલ્લા મંદવાડ દરમિયાન પણ ચાલુ રાખ્યું હતું. અને એમના શિષ્ય ભાઈ બાપાલાલ ગ. વૈદ્યની અનુપમ યોગ્યતા જોઈને એમનું વિદ્યાદાન ખરેખર ઉગી નીકળ્યું છે એમ કહેવું પડશે. પરંતુ અમૃતલાલભાઈના અન્તરાત્માને સાચો સંતોષ તો ચરક કહે છે તેમ સ્વાર્થ માટે નહિ પણ ભૂતદયાને લક્ષ્ય

રાખીને, પોતાની શક્તિ કરતાં પણ વધારે 'કહેવાય એટલો ત્યાગ કરીને, પોતે કાયમ ચિકિત્સા કરી હતી તથા વિદ્યાદાન કર્યું હતું એ વાતનો હતો.[1]

ઝાડેશ્વરમાં તબિયત સુધરી એટલે પાછો મુંબઈ આવ્યો. પણ મુંબઈ આવ્યા પછી પંદર દિવસમાં જ તબિયત પાછી બગડી. ૧૯૧૯ના એપ્રિલમાં શ્રી જુગતરામભાઈનાં બીજીવારના લગ્નપ્રસંગે દેશમાં ગયો. અને જાન સાથે ચાવંડ જવાની ભૂલ કરી. પછી ઉનાળો છે ધારી ટાઢે પાણીએ નાહ્યો, એથી કે ગમે તેમ પણ ત્યાં મને ન્યૂમોનિયા થઈ ગયો. મારા મિત્ર સ્વ. ભાઈ કેશવલાલ નાથેરીએ અને ભત્રીજા ચિ. ભાઈ હરિપ્રસાદે સારી ચાકરી કરી. પણ તાવમાં જ ચાવંડથી પાછું જામનગર જવું પડ્યું. મુ. શંકરપ્રસાદભાઈએ રીઝર્વ્ડ સેકંડ ક્લાસની સગવડ કરી આપી. પણ જે દિવસે જામનગર પહોંચ્યો તે રાત અને પછીનો દિવસ સ્થિતિ ખરાબ રહી. વળતે દિવસે તાવ ઊતરી ગયો અને ભાન આવ્યું. અમે સ્વ. લક્ષ્મીપ્રસાદના ઘરમાં જ એની સાથે જ રહ્યાં. તાવ ઊતર્યા પછી અશક્તિ જતાં અને હરીફરી શકાય એટલી શક્તિ આવતાં ઘણા દિવસો નીકળી ગયા. જુગતરામભાઈએ બતાવેલ જમવામાં ખીર અને બપોરે તરબૂચ એ પ્રયોગ બહુ માફક આવ્યો. તરબૂસ અને પેપૈયાંનો ત્યારે ઘણો ઉપયોગ કર્યો હતો.

એકાદ મહિના પછી અમે અમારા ઘરમાં રહેવા ગયાં. તબિયત સુધારવા માટે લગભગ દિવાળી સુધી દેશમાં રહેવાનો જ મેં નિશ્ચય કર્યો હતો. ૧૯૧૯ના ઑગષ્ટમાં મારી પુત્રી ચિ. હેમલતાનો જામનગરમાં જન્મ થયો.

મુંબઈમાં એ મહિનાઓમાં જ ઝંડુ ફાર્મસીને લીમીટેડ કરવાનો પ્રયાસ ચાલતો હતો. મારું એમાં સ્થાન જુગતરામભાઈએ પોતાની મેળે જ નક્કી કર્યું હતું.

૧૯૧૯માં જ તબિયત સુધર્યા પછી "વીશમી સદી" માટે લેખની માગણી આવવાથી કે મને પોતાને વિચાર આવવાથી તે યાદ નથી, પણ જામનગર વિશે એક લેખ લખવાનો વિચાર કર્યો અને એ માટે **વિભાવિલાસ** વગેરેની લેખિત સામગ્રી ઉપરાંત જૈન મંદિરો બહારથી તથા અંદરથી જોઈને, એના લેખો વાંચીને, તેમજ બીજાં પણ જૂનાં સ્થાનોને જોઈને તથા એમાં લેખો હોય તો વાંચીને 'મંદિરોનું નગર—જામનગર' એ લેખ તૈયાર કર્યો.

---

૧ અમૃતલાલભાઈના સવિસ્તર ચરિત્ર માટે "જુઓ આયુર્વેદ વિજ્ઞાન" પુ. ૨૧ પૃ. ૪૧.

એમાં મુકવાનાં ચિત્રો માટે જામનગરના પ્રખ્યાત ફોટોગ્રાફર પચાણભાઈને મળી કેટલાક ફોટોગ્રાફો લેવરાવ્યા અને બધું "વીશમી સદી"ને મોકલ્યું આ લેખ તૈયાર કરવામાં મને જૂનાં સ્થાનો જાતે જોઈ ને એની કિંમત આંકવાનો અભ્યાસ થયો અને એ લેખે મારાં અક્ષરજીવનમાં નવો રસ્તો ઉઘાડ્યો.

ચિ. હેમલતાના જન્મ પછી એક મહિને જામનગરથી હું સ્વ. વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇન્દ્રજી પાસેથી વનસ્પતિજ્ઞાન મેળવવા પોરબંદર ગયો હતો. નાનાલાલ દ. કવિની જે યોજનાને અંગે હું ગયો હતો તે તો સફળ ન થઈ.—જોકે હું કવિના તેડાવવાથી રાજકોટ એ યોજના સમજવા ગયો હતો. ત્યાં કવિની સાથે કવિ લલિતની કવિતાઓ સાંભળવાનો લહાવો મને મળ્યો.

પણ ૧૯૧૯ના તથા ૧૯૨૦ના સપ્ટેમ્બરમાં એમ બે વખત જયકૃષ્ણભાઈ જેવા મહાન પુરૂષ પાસે વનસ્પતિજ્ઞાનના નિમિત્તે થોડા દિવસ રહેવાના મળ્યા એ મોટો લાભ થયો.

### જયકૃષ્ણ ઇન્દ્રજી ( સં. ૧૯૦૫ થી ૧૯૮૬ )

જયકૃષ્ણ ઇન્દ્રજી કચ્છના ગિરનારા બ્રાહ્મણ હતા. એમના પિતા ત્યાંની વૈષ્ણવ હવેલીના મુખ્યાજી હતા. નાનપણમાં સાધારણ ગુજરાતી અભ્યાસ કરેલો. બાકી એમના મોટા ભાઈઓ જેટલો પણ સંસ્કૃતનો અભ્યાસ નહોતા કરી શક્યા. અને અંગ્રેજી પણ ચોથા ધોરણ સુધી જ શીખેલા. પણ ઘરમાં પ્રસરેલા વિદ્યાના, ધર્મના, ભક્તિના અને સંગીતના સંસ્કારોએ એમના ચિત્ત ઉપર ભારે અસર કરેલી. નાનપણમાં જીભ થોથરાતી એટલે એમના વડિલો જયકૃષ્ણભાઈ કથા નહિ જ વાંચી શકે 'એની પાસે તો હાટડી મંડાવશું' એમ કહેતા. મોટી વયે જીભ થોથરાતી મટી ગઈ અને વનસ્પતિજ્ઞાનની હાટડી નહિ પણ, આ વનસ્પતિશાસ્ત્રીએ, ગુજરાતમાં પરબ માંડી.

ભણવાની ઉમ્મરે જયકૃષ્ણભાઈએ દંડ, બેઠક, તરવું, ગુગદળ વગેરેની કસરતો વડે શરીરને ખૂબ કેળવ્યું અને એ શરીરે એંશી વર્ષની ઉમ્મર સુધી સારૂં કામ આપ્યું. એમનો અંગ્રેજી અભ્યાસ ગરીબાઈના કારણથી અટક્યો અને મોટાભાઈએ મંડાવેલી બુકસેલરની દુકાનનો ધંધો શરૂ કર્યો. પાંચેક વર્ષ એ ધંધો કર્યો, ત્યાં માંદા પડ્યા એટલે મોટાભાઈના તેડાવવાથી મુંબઈ આવ્યા. અને અચાનક જ્યેષ્ટારામ મુકુંદજીની દુકાને પં. ભગવાનલાલ ઇન્દ્રજીનો ભેળાપ થયો. આ પુરાવિદે જયકૃષ્ણના શરીરનો રોગ તો પોતાની

દ્વાથી મટાડ્યો પણ એના મનને, જે માટે એ તડફડતું હતું તે વિદ્યા પ્રાપ્તિનો માર્ગ પણ બતાવ્યો. જયકૃષ્ણભાઈને વનસ્પતિ જોવાનો વગર સમજ્યે પણ શોખ છે એવું જોઈને, એ શોખને વનસ્પતિશાસ્ત્રના જ્ઞાન તરફ વાળીને, એમણે જયકૃષ્ણભાઈ માટે વિદ્યામંદિરનાં દ્વાર ઉઘાડી દીધાં. અને એમાં પ્રવેશ્યા પછી પં. ગુરુ ભગવાનલાલ ઇન્દ્રજીનો તથા એમણે જ બતાવેલા વનસ્પતિશાસ્ત્ર (બૉટની)ના પ્રોફેસર ડા. સખારામ અર્જુનનો તથા એમણે જ સૂચવેલા બૉટનીનાં પુસ્તકોનો લાભ લઈને થોડા વખતમાં વનસ્પતિ શાસ્ત્રમાં એટલી પ્રવીણતા જયકૃષ્ણભાઈએ મેળવી કે પહેલાં ભગવાનલાલ-ભાઈને તેઓ અજાણી વનસ્પતિ વિષે પૂછતા હતા તેને બદલે પછી ભગવાનલાલભાઈ પૂછતા થયા. એટલું જ નહિ પણ એ વખતના બર્ડવુડ અને મેકડુગલ જેવા નિષ્ણાત વનસ્પતિશાસ્ત્રીઓ પણ જયકૃષ્ણભાઈને પૂછવા લાગ્યા. ઈ. સ. ૧૮૮૧–૮૨માં વનસ્પતિશાસ્ત્રી તરીકે જયકૃષ્ણભાઈની પ્રસિદ્ધિ થઈ ગઈ. અને એમના શિષ્ય જેવા રાજકોટની રાજકુમાર કૉલેજના પ્રીન્સીપાલ મેકનોટનની ભલામણથી, 'ક્યુરેટર ઑફ ફૉરેસ્ટ્સ એન્ડ ગાર્ડન્સ' તરીકે પોરબંદરમાં ઈ. સ. ૧૮૮૬માં એમની નીમણૂક થઈ. આ પછીનું પોરબંદરનું તથા છેવટમાં કચ્છનું એમનું જીવન પ્રસિદ્ધ છે. પોરબંદરમાં રહ્યા પછી જયકૃષ્ણભાઈએ "વૈદ્યકલ્પતરૂ" માસિકમાં તથા બીજાં પત્રોમાં વનસ્પતિ વિષયક લેખો લખવા માંડ્યા. પ્રદર્શનોમાં વનસ્પતિઓના નમૂનાઓ મૂકી તથા જાતે જઈ ગુજરાતની વનસ્પતિઓનો તથા વનસ્પતિવિદ્યાનો ગુજરાતીઓને પરિચય કરાવવા માંડ્યો. અને ૧૯૧૦ માં પોતાના લાંબા અનુભવના ફળરૂપ **બરડાની વનસ્પતિ** નામનો દળદાર ગ્રન્થ બહાર પડ્યો. આ પ્રકારના શાસ્ત્રીય ગ્રન્થો અંગ્રેજીમાં ઘણા હતા. પણ ગુજરાતીમાં એજ પહેલો ગ્રન્થ. એટલું જ નહિ પણ સમગ્ર ભારતની પણ કોઈ પ્રાન્તીય ભાષામાં એવો ગ્રન્થ હોવાનું મારા જાણ્યામાં નથી. અને એ ગ્રન્થને પ્રસિદ્ધ થયે ત્રીશથી વધારે વર્ષો થયા છતાં એનું સ્થાન લઈ શકે એવો બીજો ગ્રન્થ ગુજરાતીમાં હજી નથી લખાયો.[1] એ પ્રખ્યાત, ગુજરાતના પહેલા, અને હજી તો અદ્વિતીય વનસ્પતિશાસ્ત્રીની પ્રશંસામાં મારે કાંઈ વધારે લખવાની જરૂર નથી.[2] તેઓ જાણે વનસ્પતિવિદ્યા પાછળ

૧ જયકૃષ્ણભાઈએ પોતેજ **કચ્છની વનસ્પતિ** નામથી ૧૯૨૩માં બીજો ગ્રન્થ પ્રગટ કર્યો છે.

૨ "જયકૃષ્ણ ઇન્દ્રજીનું ચરિત" એમના સુયોગ્ય શિષ્ય ભાઈ બાપાલાલ વૈદ્યે પ્રસિદ્ધ કર્યું છે. "આ. વિ." પુ. ૧૩ અં. ૧–૨માં મેં પણ સંક્ષિપ્ત નોંધ એમના ચરિત્રની લીધી હતી.

હતા અને એમણે આપેલ પાર્ટીમાં શેરડીનો રસ મેં પહેલીવાર પીધો. પછી ૧૯૧૮ના એપ્રીલ–મેમાં લાહોરમાં વૈદ્યસંમેલન હતું અને હું એકલો શ્રી. જાદવજીભાઈ સાથે ગયો હતો. લાહોરમાં અમે પાંચ દિવસ રહ્યા. પ્રવાસ કરતાં લાહોરમાં જે પંજાબી બ્રાહ્મણને ત્યાં ઉતર્યા હતા ત્યાં ખાવાની છૂટમાં હું આગળ વધ્યો. પણ શ્રી. જાદવજીભાઈનો 'ગભરાવું નહિ' એ ઉપદેશ યાદ કરીને અમે ઘણીવાર હજી ગમ્મત લઈએ છીએ. લાહોરથી હરદ્વાર થઈ, ત્યાં ગંગાજીમાં સ્નાન કરી હું મુંબઈ આવ્યો અને તરત મામાનો સ્વર્ગવાસ થવાથી ઝાડેશ્વર ગયો.

## અમદાવાદની છઠ્ઠી સાહિત્ય પરિષદ

૧૯૧૯ના વૈદ્યસંમેલનમાં હું નહોતો ગયો. પણ ૧૯૨૦ના ઉનાળામાં ભરાયેલા ઇંદોરના સંમેલનમાં ગયો હતો. ત્યાંથી પરબારો અમદાવાદની છઠ્ઠી સાહિત્યપરિષદમાં હાજરી આપવા અમદાવાદ ગયો. ઇંદોરથી સ્વ. જટાશંકર લીલાધર સાથે હતા અને એમને ઘેર જ ઉતર્યો હતો. એ પરિષદમાં 'પ્રાચીન તોલ અને માપ' ઉપર એક નિબંધ આપ્યો હતો જેમાંથી થોડો ભાગ ઇતિહાસ વિભાગમાં અલ્પસંખ્યક હાજરીમાં વાંચ્યો પણ હતો અને અમદાવાદના રિપોર્ટમાં છપાયો છે.

૧૯૨૦માં મારા નાનાભાઈ સ્વ. મગનભાઈનાં કરાચીમાં લગ્ન થયાં. કરાચીની એ મુસાફરી તો ભૂલાય એમ નથી.

૧૯૨૧માં **શૈવધર્મનો ઇતિહાસ** પણ છપાઈ ગયો.

## "ગુજરાત" માસિક

૧૯૨૨માં ખરી રીતે વિ. સં. ૧૯૭૮ના ચૈત્રથી "ગુજરાત" માસિક નીકળવું શરૂ થયું. એને અંગે શ્રી. કનૈયાલાલ મુનશીએ સાહિત્ય પ્રકાશક કંપની કાઢી અને એના કામકાજની વ્યવસ્થા માટે લાભભાઈને રાખ્યા. એ વિષે એમણે મને એક કાગળમાં લખેલું પણ ખરૂં. આ વર્ષમાં જ –કયા મહિનામાં એ યાદ નથી, હું લાભભાઈ સાથે મુનશીને મળ્યો હતો.

## શ્રી. લાભશંકર પ્રભુરામ ભટ્ટ (જન્મ સં. ૧૯૪૪)

લાભભાઈ સાથે મારો પરિચય ઘણો જૂનો છે. એમના કુટુંબમાં મારે પહેલી ઓળખાણ જે યોગી તરીકે પ્રસિદ્ધ છે તે પ્રાણભાઈ સાથે. પછી ૧૯૦૬–૦૭ માં લીલીએ હતો ત્યારે સ્વ. મુ. હરિશંકરભાઈનો પરિચય થયો.

તેઓ પણ વૈદ્ય અને પૌરાણિક હોવા સાથે સાહિત્યવિલાસી હતા. સૌથી મોટાભાઈ નર્મદાશંકર ભટ્ટ (સં. ૧૯૩૦ થી ૧૯૫૫)ની "શાપસંભ્રમ" અને બીજી કવિતાઓ લાભભાઈએ સાહિત્ય સંસદ ગ્રન્થાવલિમાં છપાવેલ છે.

લાભભાઈ સાથે પણ મારો પરિચય ૧૯૦૭-૦૮ થી શરૂ થયો. તરત અમારી વચ્ચે મૈત્રી ઉદ્દભવી. પછી લાભભાઈ ઝંકુકાર્મસીમાં રહ્યા અને અમારૂં રહેવાનું પણ પાસે પાસે જ થયું.

લાભભાઈને સાહિત્યનો શોખ બાળપણથી હતો. ગુજરાતી કવિતાઓ ખૂબ વાંચતા એટલું જ નહિ પણ કોઈ કોઈવાર રચતા પણ ખરા. હાસ્ય-વિનોદરૂપ એક બે રચનાઓ હજી યાદ આવે છે. જો કે હવે ગુજરાતી સાહિત્યની સેવા કરવાનું એમણે છોડી દીધું છે. પણ કાન્તના ચરિત્રની જે નોંધ **કાન્તમાળામાં** આપી છે અને રણછોડરામભાઈના ચરિત્રની ગુજરાતમાં આપેલી તે એમના ચરિત્રવિષય વ્યક્તિઓ ઉપરના પ્રેમની અને સાહિત્ય-સંપર્કની અચ્છી નિદર્શક છે.

લગભગ "ગુજરાત"ના આરંભ સાથે, શ્રી. મુનશીએ સાહિત્યસંસદની સ્થાપના કરી. શ્રી. મુનશીની જ સૂચનાથી ગુજરાતનાં પ્રાચીન શહેરો વિષે લેખો આપવાનું મેં શરૂ કર્યું.

પહેલો મોઢેરા ઉપર સં. ૧૯૭૮ના વૈશાખના અંકમાં છપાયો છે અને બીજો સિદ્ધપુર ઉપર શ્રાવણના અંકમાં. આ લેખોનો મોટો આધાર **બર્જેસ** છે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. પછી તો એ પ્રકાર ચાલ્યો. ગુજરાતમાં આ પ્રાચીન સ્થળોનાં વર્ણનો ઉપરાંત અવલોકનો પણ હું લખતો. ૧૯૨૩માં **કેમ્બ્રીજ હીસ્ટરી ઑફ ઇન્ડીઆ** ગ્ર. ૧નું અવલોકન લખ્યું હતું. ઐતિહાસિક તથા સંસ્કૃત વિદ્યાવિષયક બીજા પણ કેટલાક ગ્રન્થોનાં અવલોકનો જ્યારે માગણી થઈ ત્યારે લખી આપ્યાં.

ગુજરાતનાં પ્રાચીન સ્થળો વિષે જે લેખો ગુજરાતમાં છપાયેલા તેનો સંગ્રહ કરી "પઢીઆર સ્મારક ગ્રન્થમાળાના પહેલા મણકા તરીકે '**ગુજરાતનાં તીર્થસ્થાનો**' નામથી એ સંગ્રહ પઢીઆર સ્મારક ફંડના એક ટ્રસ્ટી શ્રી. મુનશીની ઇચ્છાથી ૧૯૨૮માં છપાયો, અને છેવટ મારા બીજા ઐતિહાસિક લેખો સાથે ૧૯૪૧ના અક્ટોમ્બરમાં મારા **ઐતિહાસિક સંશોધન** ગ્રન્થમાં ફરી છપાયો છે.

## પુરાતત્ત્વ

સં. ૧૯૭૮માં જ કયા મહિનામાં તે યાદ નથી. શ્રી. રામનારાયણભાઈ અને ઘણું કરી શ્રી. રસિકલાલભાઈ પણ હું અને લાભભાઈ પોયબાવડી –પરેલમાં એકજ માળામાં રહેતા હતા ત્યાં મળવા આવ્યા હતા. શ્રી. રામનારાયણભાઈ સાથે શ્રી. લાભભાઈને પહેલેથી સારો પરિચય ખરો. એમ તો મારે ય પરિચય હતો. જો કે શ્રી. રસિકલાલભાઈને પહેલીવાર ત્યારે જ મળ્યો પણ રામનારાયણભાઈને ઈ. સ. ૧૯૧૧માં જ્યારે તેઓ મગનવાડીમાં રહેતા, ત્યારે હું બે ચાર વાર મળ્યો હતો.

### રામનારાયણ વિ. પાઠક (જન્મ સં. ૧૯૪૩)

ગોંડલમાં વિશ્વનાથ સદારામ પાઠક ગુજરાતી તાલુકા સ્કૂલમાં હેડમાસ્તર હતા અને મારા પિતાશ્રી સંસ્કૃત પાઠશાળામાં શાસ્ત્રી હતા. એટલે અમે બે ય એક જ નિશાળમાં ભણતા હશું. હું પાંચેક વર્ષે ઉમ્મરમાં મોટો પણ ભણવામાં નબળો. ગોંડલમાં અમે એક બીજાને જોયા હશે પણ મને તો બીલકુલ યાદ નથી.

રામનારાયણભાઈએ વકીલ થયા પછી સાતેક વર્ષ સાદરામાં વકીલાત કરી. પછી અમદાવાદ આવ્યા અને ૧૯૨૦–૨૧ની અસહકારની ચળવળ ઉપડતાં બીજું છોડી દઈ મહાત્મા ગાંધીજીએ સ્થાપેલા વિદ્યાપીઠમાં જોડાયા અને ૧૯૨૦ના ઉનાળામાં અમદાવાદની છઠ્ઠી ગુજરાતી સાહિત્યપરિષદની બેઠકમાં એમને મુંબઈ છોડ્યા પછી મેં પહેલીવાર જોયા.

ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા પછી રામનારાયણભાઈએ ગુજરાતી સાહિત્યની સેવામાં એકદમ ઝુકાવ્યું અને થોડા વખતમાં સંગીન કાર્ય કરીને સ્પૃહણીય ખ્યાતિ પ્રાપ્ત કરી. ૧૯૨૨ થી અમારો સ્નિગ્ધ પરિચય અને સાહિત્ય સહચાર સતત રહ્યો છે. રામનારાયણભાઈની મૈત્રીને હું મોંઘા મૂલ્યની ગણું છું. તેઓ કવિ હોવા સાથે પ્રથમ પંક્તિના વિવેચક છે અને એમની બુદ્ધિ પૃથક્કરણપટુ તથા તલાવગાહન કરીને તત્ત્વ શોધન કરવામાં કુશળ છે. અને ચિત્તંત્રની 'પૃથક્કરણપ્રિયતા'રૂપ સમાન ભૂમિકા અમારી વાતોને ઘણી આનંદદાયક બનાવે છે.

૧૯૨૨માં જ વિદ્યાપીઠે પુરાતત્ત્વ મન્દિરની સ્થાપના કરી દીધી હતી. અને તેમાં પુરાતત્ત્વનું સરસ પુસ્તકાલય ઉઘડ્યું હતું. હવે 'પુરાતત્ત્વ' ત્રૈમાસિક કાઢવાનું છે વગેરે બધી વાત રામનારાયણભાઈએ કરી અને એ ત્રૈમાસિકમાં લેખ આપવાનું મને કહ્યું.

પુરાતત્ત્વનો પહેલો અંક સં. ૧૯૭૮ના આશ્વિન શુક્લ દ્વાદશી (તા. ૨ અક્ટોમ્બર ૧૯૨૨) પૂજ્યશ્રી ગાંધી જયન્તીને દિવસે નીકળ્યો. તે પછીના બીજા અંકમાં "પ્રાચીન સમયમાં ક્ષૌરકર્મનો રિવાજ", નામનો લેખ મેં આપ્યો. એ લેખ ઉપર કાંઈક ટીકા થયેલી પણ સાંભળી છે. પણ મારું પુરાતત્ત્વમાં લેખો આપવાનું તો ચાલુ જ રહ્યું. ૧૯૨૩માં ભરૂચ થોડા દિવસ રહી જામનગર જતાં વચ્ચે અમદાવાદમાં બે ત્રણ દિવસ રોકાયો ત્યારે પુરાતત્ત્વ મંદિરનાં દર્શન કરવા ગયો હતો. પુરાતત્ત્વના સંપાદક અને પ્રકાશક રસિકલાલ પરીખ, રામનારાયણભાઈના નાનાભાઈ શ્રી. પ્રાણજીવન પાઠક વગેરેને મળવા સાથે પુરાતત્ત્વ મંદિરના આચાર્ય મુનિશ્રી જિનવિજયજીને પહેલીવાર મળ્યો.

## મુનિશ્રી જિનવિજયજી (જન્મ સં. ૧૯૪૪)

હું મળ્યો એ વખતે શ્રી જિનવિજયજી તો કેટલાક સંસ્કૃતપ્રાકૃત ગ્રન્થોના સંપાદનદ્વારા પુરાતત્ત્વના ક્ષેત્રમાં પ્રસિદ્ધ થઈ ગયા હતા. સ્કૂલ કોલેજદ્વારા ઊંચી કેળવણી મેળવીને નહિ પણ ખાનગી રીતે અભ્યાસ કરીને અપભ્રંશ, પ્રાકૃત અને સંસ્કૃતમાં જિનવિજયજીએ ગણનાયોગ્ય વિદ્વત્તા મેળવી છે અને ઐતિહાસિક તથા ધાર્મિક મહત્ત્વવાળા જૈનગ્રન્થોના શાસ્ત્રીય સંપાદનને પોતાના જીવનનું કર્તવ્ય ગણીને અહોરાત એની પાછળ કેડ દુખે, તબિયત બગડે, પણ તનમન ખર્ચ્યા કરે છે. પ્રાચીન જૈનલેખો તથા ગ્રન્થપ્રશસ્તિઓના સંગ્રહો પ્રગટ કરીને તેમ જ ઐતિહાસિક માહિતીઓવાળા પ્રબન્ધોનું સંપાદન-પ્રકાશન કરીને ઐતિહાસિક સંશોધનમાં એમણે મોટો ફાળો આપ્યો છે. એટલું જ નહિ પણ હરિભદ્રના સમય જેવા મહત્ત્વના ઐતિહાસિક નિર્ણયો પણ કર્યા છે.

આ વિદ્વાન સાથે એક જ માર્ગના પ્રવાસી તરીકે મારો પરિચય ૧૯૨૩-૨૪ પછી ક્રમશઃ વધતો ગયો. અને અમારા બેયના મિત્ર શ્રી મુનશીએ ભારતીય વિદ્યાભવનની સ્થાપના કર્યા પછી તો અમે બે ય એ સંસ્થાના કાર્યમાં સમવ્યસની મિત્રો થયા છીએ.

## પાટણનું આયુર્વેદ મહાવિદ્યાલય

૧૯૨૩ માં અને પછી ૧૯૨૪ માં હું પાટણ ત્યાંના આયુર્વેદ વિદ્યાલયમાં પરીક્ષા લેવા ગયો હતો. ત્યારે અમૃતલાલભાઈ એ વિદ્યાલયના આચાર્ય હતા એ પહેલાં કહ્યું જ છે. એ કારણથી અને ગુજરાતમાં આયુર્વેદના અભ્યાસ માટે એ એકજ સારી સંસ્થા હોવાથી મને એના ઉપર મમત્વ

બંધાયું હતું. ભાઈ ત્યાંથી નીકળી ગયા તે પછી પણ એક બે વખત પાટણ હું ગયો છું.

## શ્રી રામલાલ ચુ. મોદી (જન્મ સં. ૧૯૪૬)

પાટણ ગયા પહેલાં રામલાલ ચુ. મોદીની સંશોધનવૃત્તિની મને ખબર હતી. ૧૯૧૭માં જ મારો **વૈષ્ણવધર્મનો ઇતિહાસ** મેં એમને ભેટ મોકલેલો પણ હું પહેલીવાર મળ્યોતો ૧૯૨૩માં પાટણમાં. એમણે ગુજરાતમાં પ્રસિદ્ધ થયેલો પાટણ ઉપરનો મારો લેખ વાંચેલો. સ્થળ જોયા વગર બીજા ગમે તેવા પ્રમાણભૂત લેખકે કરેલા પણ જૂના લખાણ ઉપર આધાર રાખવામાં કેવો ગોટાળો થાય છે એ મને રામલાલભાઈએ બતાવ્યું અને મેં એમની સાથે ફરીને પાટણના જૂના ભાગો જોયા.

એ પછી મુંબઈની સાહિત્યપરિષદ વખતે, વડોદરાની ઓરિએન્ટલ કૉન્ફરન્સ વખતે અને પાટણમાં જ્યારે જ્યારે હું ગયો ત્યારે ત્યારે અમે મળવાનો તથા પુરાતત્ત્વીય ચર્ચાઓનો આનંદ કર્યો છે. છેલ્લો હું હૈમસારસ્વતસત્ર વખતે ૧૯૩૯માં મળેલો.

રામલાલભાઈએ ગુજરાતના ઇતિહાસ સંબંધી સંશોધનાત્મક લેખો પુષ્કળ લખ્યા છે અને મેં મારા **ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ**માં એનો ઘણો લાભ લીધો છે.

## છઠ્ઠી અને સાતમી સાહિત્યપરિષદો

ઈ. સ. ૧૯૨૪માં ભાવનગરમાં ભરાયેલ છઠ્ઠી સાહિત્યપરિષદમાં મેં એક નિબંધ આપ્યો હતો. પણ હું ભાવનગર ગયો ન હતો. એ પછીની સાતમી સાહિત્યપરિષદ મુંબઈમાં ૧૯૨૬ના મેમાં ભરવામાં આવી. એ પરિષદની સ્વાગતસમિતિમાં હું હતો. શ્રી મુનશી જ એ પરિષદના કર્તાહર્તા હતા. મેં એક નિબંધ 'પ્રાચીન દ્વારકાપુરી' નામનો આપેલો.

પરિષદને દિવસે જ મારાં સાસુજીનો દેહ પડી ગયો. અહિચ્છત્ર નિવાસમાં પણ ડૉ. શંકરલાલ કુંવરજી વૈદ્ય સ્વ. કુંકુમાબહેનના વાર્ષિક નિમિત્તે હાલાર ગુજરાત બન્ને વિભાગના પ્રશ્નોરાઓનો મોટો મેળાવડો કર્યો હતો.[1] છતાં મેં તો પરિષદમાં અને રાતની વિષયવિચારિણી સમિતિમાં પણ ભાગ લીધો હતો. વિષયવિચારિણીમાં મોડી રાત સુધી ચાલેલી

[1] અહિચ્છત્ર નિવાસનો ડૉ. શંકરલાલ કુંવરજી વૈદ્યના અસાધારણ પ્રયાસના ફળરૂપે ૧૯૨૪માં જન્મ થયો; ત્યારથી મારો નિવાસ ત્યાં જ છે.

બંધારણ વિષયક ચર્ચાઓએ એ ગરમ રાતોમાં અને પછી છાપાંઓમાં ઘણી ગરમી ઉત્પન્ન કરી હતી. જો કે છેલ્લે દિવસે ગાર્ડનપાર્ટીમાં ઉપર કહેલાં મરણના કારણથી નહોતો જોઈ શક્યો.

## બીજું ગુજરાત પ્રાન્તીય વૈદ્યસંમેલન

૧૯૨૬માં જ (ડીસેમ્બરમાં) મુંબઈમાં સ્વ. વૈદ્યરાજ નારાયણશંકર-ભાઈના પ્રમુખપણા નીચે ગુજરાત પ્રાન્તીય વૈદ્યસંમેલન ભરાયું હતું. એ ગુજરાત પ્રાન્તીય બીજું સંમેલન હતું. પહેલું અમદાવાદમાં આગલે વર્ષે ભરાયું હતું ડૉ. પોપટપ્રભુરામના પ્રમુખપદ નીચે. એ દિવસોમાં જ લીલીઆમાં મારી સાળી ચિ. સૌ. પુષ્પાનાં લગ્નનો પ્રસંગ હતો, એટલે પૂજ્ય જયકૃષ્ણ ઈન્દ્રજીનો આગ્રહ હોવા છતાં હું જઈ ન શક્યો. ધાર્યું હોત તો જઈ શકાત પણ મનનો નિશ્ચય નબળો. પણ બીજા ગુ. પ્રાન્તીય વૈદ્યસંમેલનમાં મેં સક્રિય ભાગ લીધો હતો. એ સંમેલનમાં કાઠીઆવાડ ગુજરાતના ઘણા વૈદ્યોએ હાજરી આપી હતી.

## પ્રબંધ ચિંતામણિ

૧૯૨૬માં જ ફાર્બસ ગુજરાતી સભા તરફથી **પ્રબંધ ચિંતામણિ** મૂળના સંપાદનનું તથા એના ગુજરાતી અનુવાદનું કાર્ય મારે માટે શ્રી મુનશીએ નક્કી કરાવ્યું, અને ઘણું કરી તેજ દિવસે એક મેળાવડામાં અમે મળ્યા ત્યારે મને "તમારે માટે કામ લઈ આવ્યો છું" એમ કહ્યું. આ રીતે ૧૯૨૬માં મળેલાં કામનો પહેલો ભાગ એટલે **પ્રબંધ ચિંતામણિ** મૂળ સંસ્કૃતમાં છપાઈને બહાર પડ્યો ઈ. સ. ૧૯૩૨માં અને તેનો અનુવાદ બહાર પડ્યો ૧૯૩૪માં. આ રીતે આ કાર્યમાં મેં વખત ઘણો લીધો પણ એને અંગે ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસનાં મુખ્ય સાધનરૂપ પ્રબંધોનો જે અભ્યાસ મને થયો તેનો ગુજરાતનો ઇતિહાસ લખવામાં સારો લાભ મળ્યો.

૧૯૨૪-૨૫માં જ સાહિત્ય સંસદ તરફથી 'ગુજરાતી સાહિત્ય' ઉપર એક સર્વસંગ્રહ જેવી ગ્રન્થમાળા તૈયાર કરવાની યોજના વિચારાઈ હતી. જો કે એનો એક પાંચમો ખંડ જ તૈયાર થઈ શક્યો. એ ખંડ માટે મેં એક લેખ ૧૯૨૫ના માર્ચમાં જામનગર હતો ત્યારે ત્યાં તૈયાર કર્યો હતો. એ લેખ, એ ખંડ ૧૯૨૯માં છપાયો, ત્યારે તેમાં છપાયો.

## પુરાણવિવેચન

૧૯૨૫માં જ ભાગવતના સમય વિશે એક લેખ "મું. બ્રે. રો. એ. સો."ના જર્નલમાં વાંચવામાં આવેલો તેથી સમગ્ર પૌરાણિક સાહિત્યના

સમયનું અન્વેષણ કરવાનો મને વિચાર થયો. પરિણામે એક પછી એક પુરાણો જોવા માંડ્યાં. તથા પુરાણો ઉપર જે અન્વેષણ ત્યાંસુધી થયેલું તે જોવા માંડ્યું, અને બે વર્ષ મહેનત કરીને **પુરાણવિવેચન** લખી નાખીને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને આપ્યું. સોસાઈટીએ એના ધોરણ પ્રમાણે એ પુસ્તક કેશવ હર્ષદ ધ્રુવને તપાસવા આપ્યું.

**કેશવ હર્ષદ ધ્રુવ** (સં. ૧૯૧૫ થી ૧૯૯૪)ના સંસ્કૃતના અનુવાદો મેં વર્ષો પહેલાં વાંચેલા. એ અનુવાદોના ઐતિહાસિક અન્વેષણાત્મક ઉપોદ્‌ઘાતો વાંચવામાં મને ખાસ રસ આવતો. વાગ્વ્યાપારાદિ એમના નિબન્ધો પણ ધ્યાનથી વાંચ્યા છે. જો કે એમના ઘણા નિર્ણયો મને કબુલ નથી પણ સંસ્કૃત ગ્રન્થો અને તેની ટીકાઓમાં મળી આવતાં અલ્પ અને પ્રકીર્ણ સૂચનોનો ઐતિહાસિક અન્વેષણમાં લાભ લેવાની એમની અદ્‌ભુત કુશળતા એ દિશામાં પ્રવૃત્તિ કરનારાઓએ અભ્યસનીય છે, એમ માનું છું ખરો.

ઈ. સ. ૧૯૧૭માં જ મારા **વૈષ્ણવધર્મના ઇતિહાસની** એક નકલ મેં એમને ભેટ મોકલેલી અને તેઓએ મમતા ભર્યો પ્રશંસક જવાબ લખેલો. પછી ઘણું કરી ૧૯૨૪-૨૫માં હું અમદાવાદ ગયો ત્યારે એમને ઘેર મળવા ગયેલો, અને પછી પણ ઘણીવાર અમદાવાદ તથા મુંબઈમાં મળ્યો હતો. છેલ્લા મંદવાડ વખતે ડૉ. યોધને ઘેર તેઓ પથારી વશ હતા ત્યારે હું વીલેપાર્લેના શ્રી. દશરથલાલ જોષી સાથે ખબર કાઢવા ગયો હતો અને એમણે જોયા વગર ઓળખ્યો પણ હતો. એ અત્યંત સૌમ્ય વિનયશીલ વિદ્વાનનું ઘણીવાર સ્મરણ થાય છે.

કેશવલાલભાઈએ **પુરાણવિવેચન** પાસ કર્યું અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી ૧૯૩૧માં છપાઈ ગયું.

## ગુજરાત પ્રાન્તીય વૈદ્યસંમેલનો

૧૯૨૭ના છેલ્લા મહિનામાં મગનભાઈની તબિયત બગડી. જો કે ડીસેમ્બરમાં સુરતમાં ભરાયેલા ગુજરાત પ્રાન્તીય સંમેલનમાં હું ગયો હતો. નિ. ભા. વૈ. સં. ની બેઠકોમાં જવાનું તો ૧૯૨૧ પછી બંધ થઈ ગયું હતું. જો કે નાશિકમાં ૧૯૨૯ના ઉનાળામાં ભરાયેલા નિ. ભા. સંમેલનમાં હું ગયો હતો ખરો. ભાઈ વાસુદેવ મૂળશંકર દ્વિવેદીને પહેલીવાર ત્યારે જ મળ્યો. ઉનાળાની ઋતુ અનુકૂળ અને નાશિક પાસે એટલે આકર્ષણ થયું. તે પછી છેક ૧૯૩૫માં અમદાવાદના નિ. ભા. વૈદ્યસંમેલનમાં ગયો હતો.

એ સંમેલન હતું તો ડીસેમ્બરમાં પણ અમદાવાદ જેટલે પાસે, વળી એ સાથે પ્રાન્તીય સંમેલન પણ હતું અને મેં નિ. ભા. સાથે નહિ પણ ગુજરાત પ્રાન્તીય વૈદ્યસંમેલન સાથે પહેલેથી વિશેષ મમત્વ રાખ્યું છે. છેલ્લા ૧૯૪૧ના ધ્રાંગધ્રાના પ્રાન્તીય સંમેલનમાં પણ ગયો હતો. જો કે એમાં ભાઈ વાસુદેવનો આગ્રહ કારણભૂત ખરો.

## "કૌમુદી" અને "પ્રસ્થાન"

"પુરાતત્ત્વ" પાંચ વર્ષ ચાલી બંધ પડ્યું. એટલે ઐતિહાસિક ચર્ચાઓ માટેનું એ એક સાધન ઓછું થયું. પણ સં. ૧૯૮૧ના આરંભથી "કૌમુદી" અને ૧૯૮૨ના આરંભથી "પ્રસ્થાન" શરૂ થયાં. કૌમુદીના તંત્રી ભાઈશ્રી વિજયરાય ક. વૈદ્ય ( જન્મ સં. ૧૯૫૩ ) સાથે પણ "કૌમુદી" ના જન્મ પહેલાંથી ઓળખાણ હતી. ૧૯૭૯–૮૦ (ઈ. સ. ૧૯૨૩–૨૪) માં શ્રી. વિજયરાય વૈદ્ય "ગુજરાત" માસિકના ઉપતંત્રી હતા. ત્યારે અમે કેટલીકવાર મળેલા ખરા. જો કે પહેલીવાર ક્યારે મળ્યા તે યાદ નથી. પછી ઈ. સ. ૧૯૨૬માં સાહિત્યસેવક ગણની સ્થાપના શ્રી. વિજયરાયે કરી અને "કૌમુદી" શરૂ કર્યું. "કૌમુદી" પુ. ૧ અં. ૨માં મેં એક અવલોકન આપેલું ત્યારથી "કૌમુદી"ના જુદા જુદા અવતારોમાં થઈને હાલના "માનસી" સુધી મારો સહકાર ચાલુ છે. અને અમે પ્રસંગે મળીએ પણ છીએ. મુંબઈ આવે ત્યારે ઘણું ખરું ઘેર આવીને પણ મળવાનો આગ્રહ રાખે છે એને ભાઈ વિજયરાયની સુજનતા હું ગણું છું.

"પ્રસ્થાન" ના તંત્રી ભાઈ રામનારાયણ પાઠક સાથેની મિત્રતાનું સ્મરણ ઉપર નોંધાઈ ગયું છે અને "પ્રસ્થાન"માં યથામતિ સહકાર આપવા પ્રયત્ન મેં પહેલેથી કર્યો છે.

## નડિયાદની નવમી સાહિત્યપરિષદ

૧૯૮૮માં નડિયાદમાં નવમી સાહિત્યપરિષદ ભરાઈ હતી. તે પહેલાં માઘ મહિનામાં મગનભાઈનો દેહ પડી ગયો. એ ઘા મને બહુ ભારે પડ્યો છતાં નડિયાદ ગયો હતો. એ પરિષદમાં 'યાદવોનું કુળ' નામનો નિબંધ પણ આપ્યો હતો. જે પહેલાં "વસંત"માં, પછી નવમી પરિષદના રિપોર્ટમાં અને છેવટ **ઐતિહાસિક સંશોધન**માં છપાયો છે.

નડિયાદ પરિષદની વિષયવિચારિણીની બેઠકોમાં થયેલા બંધારણના ઝઘડા, પ્રમુખ શ્રી. આનંદશંકરભાઈની વિનોદવાક્યો સાથે ચર્ચાને નિયમમાં

રાખવાની કુશળતા વગેરેથી મળેલી ગમ્મત ઘણીવાર યાદ આવે છે. ૧૯૨૯માં દશમી સા. પ. નડિયાદમાં જ ભરાઈ છે. એ બંધારણની ચર્ચા કરનારી પરિષદ્‌માં જવાની જરૂર નહોતી.

## ઓરીએન્ટલ કૉન્ફરન્સ-વડાદરા

૧૯૩૦માં મારી પુત્રી ચિ. સ્નેહલતાનો જન્મ થયો. પછી ૧૯૩૩ના ડીસેમ્બરમાં વડોદરામાં સાતમી ઓરીએન્ટલ કોન્ફરન્સ ભરાઈ હતી. એ કોન્ફરન્સમાં મેં 'આપણા દેશને ગુજરાત નામ કયારે મળ્યું' એ નિબંધ આપ્યો હતો. જે "બુદ્ધિપ્રકાશ" માં ત્યારે છપાયેલો અને હમણાં **ઐતિહાસિક સંશોધનમાં** ફરી છપાયો છે. હું વડોદરે ગયો પણ હતો. કોન્ફરન્સમાં ઠીક આનંદ આવ્યો. ઘણાને મળાયું. ગુજરાતી વિભાગના પ્રમુખ વિશ્વનાથ પ્ર. વૈદ્ય હતા. અને ત્રણ ચાર મિનિટમાં નિબંધોનો સાર કહીને ઘણા ખરા લેખકોએ પતાવ્યું હતું. એ કોન્ફરન્સમાં કેટલાક નવા લેખકોની પણ ઓળખાણ થઈ.

લાઠીની ૧૧મી સાહિત્યપરિષદ એ જ વર્ષના ડીસેમ્બરની છેલ્લી અને પછીના વર્ષની પહેલી તારિખોમાં હતી. ભાઈ રાયચુરા પ્રચારાર્થે મુંબઈ આવેલા ત્યારે અમને સ્વાગત સમિતિના સભ્ય બનાવી ગયેલા; પણ ટાઢની બીકે હું લાઠી ગયો નહિ. નિબંધ પણ એમાં નહોતો આપ્યો. ભાઈ રાયચુરા સાથે પરિચય ઘણા વખતથી છે. અને "શારદા"માં કોઈવાર લેખો પણ આપ્યા છે. જો કે હમણાં નથી આપી શકતો.

## ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ.

૧૯૩૪માં **ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ** લખવા માંડ્યો. ગુજરાતનો અદ્યતન ઇતિહાસ લખવાનો વખત થઈ ગયો છે એમ તો ઘણાં વર્ષોથી મુંબઈ ગેઝેટીઅરનો પં. ભગવાનલાલ ઇન્દ્રજીનો ગુજરાતનો ઇતિહાસ વાંચ્યો ત્યારથી જ મને લાગતું હતું. પછી **પ્રબંધ ચિન્તામણિના** *ભાષાન્તરનું કામ કરતાં એ ઇતિહાસનાં બધાં સાધનો જોયાં.* ગુજરાતના ઇતિહાસમાં ઉપયોગી સર્વ તામ્રપત્રો અને શિલાલેખો **ઈન્ડીઅન એન્ટીક્વરી, એપિગ્રાફીઆ ઈન્ડિકા** વગેરેમાંથી જુદાં તારવીને સવિસ્તર નોંધ **કરી. પ્ર. ચિ., સુકૃતસંકીર્તન** વગેરે પ્રબંધો પણ જોઈ ગયો. એ પ્રબંધાત્મક સાધનો ઉપર ૧૯૩૨માં ફા. ગુ. સભા આગળ એક વ્યાખ્યાન પણ આપ્યું જે જુદું છપાયું છે. અને બધી સામગ્રી એકઠી કરીને કેવળ

તટસ્થવૃત્તિથી, કોઈ જાતના પૂર્વગ્રહ વગર ઇતિહાસ લખવાનો પ્રયત્ન કર્યો અને એ પૂરો કરી ૧૯૩૬માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને આપ્યો. પુસ્તકનું કદ મોટું થઈ ગયું હતું. એટલે સોસાઇટીએ બે ભાગમાં છપાવ્યું. ૧૯૩૭માં પહેલો ભાગ અને ૧૯૩૯માં બીજો ભાગ પ્રગટ થયો.

## બનારસની વિદ્વત્‌વૈદ્યપરિષદ

૧૯૩૫ના જ નવેમ્બરમાં કાશીમાં બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં વિદ્વત્‌વૈદ્યપરિષદ ભરાઈ હતી. તેમાં ભાગ લેવાય અને કાશી મથુરાની યાત્રા યે થાય એવી ધારણાથી સકુટુમ્બ કાશી ગયો હતો. કાશીમાં બીકાનેર થઈને મુ. અમૃતલાલભાઈ પણ આવ્યા. અમે એક જ ધર્મશાળામાં ઉતરેલાં. હિન્દુ યુનિવર્સિટીના સ્વયંસેવકો સારી સેવા કરતા હતા. પરિષદમાં અને કાશીમાં એકંદર યાત્રાદિનો તથા સાથે રહેવાનો સારો આનંદ લીધો. એ કાશીની પરિષદ વિશે ત્યાંથી આવ્યા પછી એક વિનોદાત્મક લેખ "પ્રસ્થાન"માં એક વૈદ્યકદૃષ્ટિથી "આયુર્વેદ વિજ્ઞાન"માં અને એક સારનાથ વિશે "કૌમુદી" માં એમ ત્રણ લેખો લખ્યા છે. છેલ્લો હવે **ઐતિહાસિક સંશોધનમાં** આવી ગયો છે.

પણ કાશીમાં જે સાચો લાભ મળ્યો તે તો આચાર્ય **આનંદ બા. ધ્રુવ** ( સં ૧૯૨૫ થી ૧૯૯૮ )ના સમાગમનો. બનારસ હિન્દુ યુનિવર્સિટીના પ્રો. વાઈસચેન્સેલર અને એ પરિષદના નિરીક્ષક તરીકે આનંદશંકરભાઈ પરિષદમાં અવશ્ય હાજરી આપતા હતા. એ વખત પહેલાં હું એ વિદ્વાનને મળ્યો હતો. ખાસ તો નડિયાદની સા. પ. માં એ પરિષદમાં મેં આપેલો નિબંધ પણ નડિઆદમાં વાત થવાથી મેં "વસંત"માં આપેલો. ગમે તેમ પણ બનારસની વૈદ્યપરિષદમાં મને જોતાંજ એ માનનીય વિદ્વાને સ્નેહથી પાસે બોલાવ્યો અને મારી સાથે સાહિત્યની વાતો શરુ કરી.

બનારસ હિન્દુ યુનિવર્સિટીની જુદી જુદી કોલેજો અને વિશાળ લાઈબ્રેરી જોવાનો સકુટુંબ મને લાભ મળ્યો એ પણ એમને લીધે. એક દિવસ મને પોતાને ઘેર જમવા બોલાવ્યો હતો. અને અમે કાશીમાં હતાં એ દિવસોમાં જ તા. ૧૦મી નવેમ્બર ૧૯૩૫ને દિવસે મીરપુર ( સિંધ )ના સ્તૂપમાંથી મળેલા અવશેષોને સારનાથમાં મહાબોધિ સોસાઈટી મારફત બંધાયેલા નવા વિહારમાં પધરાવવાનો જે ઉત્સવ થયો તેના જલસામાં ભાગ લેવા આનંદશંકરભાઈ મને પણ પોતાની સાથે તેડી ગયેલા. કાશી છોડીને આવ્યા પછી પણ અમદાવાદમાં અને મુંબઈમાં બે ત્રણ વાર હું એ વિદ્વાનને

મળ્યો હતો. તલસ્પર્શી વિદ્વત્તા, ગંભીર ચિંતન, આપણાં પ્રાચીન સાહિત્યને ઐતિહાસિક દૃષ્ટિથી જોવાની એમની પદ્ધતિ, સત્ય અને સૌન્દર્યને કેન્દ્રમાં રાખનારી વિવેચના, તટસ્થતા, નમ્રતા વગેરે મોટા ગુણો સાથે સરસ સુજનતાનો જે યોગ આનંદશંકરભાઈમાં જોવામાં આવતો તે સ્મરણથી પણ આહ્લાદ આપે છે.

એ યાત્રા પ્રસંગે જ આગ્રામાં તાજમહાલ જોવા સકુટુંબ ગયો હતો. મેં છેક ૧૯૦૭માં પહેલીવાર જોયેલો પણ વારંવાર જોતાં છતાં યે તૃપ્તિ થાય એવો એ ક્યાં છે ? અને મારી પુત્રી ચિ. હેમલતાને એ જોવાની ઘણી ઇચ્છા હતી.

મથુરા વિષે તો એટલું જ લખવાનું છે કે એ કૃષ્ણભૂમિ કહેવાય છે અને ખરેખર ભૂમિ જ એની એ છે બાકી મ્યુઝીઅમ સિવાય પ્રાચીન સ્થાન કે પુણ્યસ્થાનની પ્રતીતિ થાય એવું કાંઈ ક્યાંય નથી દેખાતું.

યાત્રામાંથી આવી ડીસેમ્બરમાં વૈદ્યસંમેલનમાં ભાગ લેવા અમદાવાદ ગયો. મુ. અમૃતલાલભાઈ પ્રાન્તીય સંમેલનના પ્રમુખ હતા. શ્રી. જુગતરામભાઈ એજ કારણથી આવ્યા હતા. અમૃતલાલભાઈ સાથે જ જુગતરામભાઈ અને હું રહ્યા હતા. અમદાવાદથી પાછા આવી ૧૯૩૬ના આરંભથી જ ચિ. હેમલતાના લગ્નની તૈયારી કરવા માંડી અને ઈ. સ. ૧૯૩૬ના ફેબ્રુઆરી ( સં. ૧૯૯૨ના માઘ )માં લગ્ન કર્યાં.

## અમદાવાદનું બારમું સા. પ. સંમેલન.

ઈ. સ. ૧૯૩૬ના અક્ટોબરમાં અમદાવાદમાં મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે બારમું ગુ. સા. પ. સંમેલન ભરાયું હતું. હું એમાં ગયો હતો. એ સંમેલનના બધા–રાતના પણ કાર્યક્રમોનો, હાજરીથી અને વિષય વિચારિણીમાં ગાંધીજીની તદ્દન નજીક બેસી, એમને સાંભળવાનો લાભ લીધો હતો પણ એ સંમેલનમાં નિબંધ નહોતો આપ્યો.

અમદાવાદના એ સંમેલન પ્રસંગે **શ્રી. રત્નમણિરાવ ભિમરાવ જોટે** ( જન્મ સં. ૧૯૫૨ )ની ડૉ. બાલકૃષ્ણ પાઠકે ઓળખાણ કરાવી. અમે નામથી પરસ્પર ઓળખતા હતા. એક બીજાનાં લખાણો વાંચેલાં પણ કોઈવાર મળ્યા નહોતા. તેઓ જેવા ઐતિહાસિક સંશોધનના અભ્યાસી છે તેવા જ હાસ્યરસના શોખીન છે. એટલે એ સંમેલનની ગાર્ડનપાર્ટીમાં જ એમની હાસ્ય પ્રચૂર વાતોની મજા લીધી. એ પછી તો અમે બેચાર વાર

મળ્યા છીએ. રામેશ્વરની યાત્રા વખતે બૅંગલોરમાં હું દોઢેક મહિનો રહ્યો ત્યારે મેળાપનો યોગ બહુ સારો હતો. પણ તેઓ શહેરને એક છેડે રહે અને હું બીજે છેડે રહું. પરિણામે અમે બેચાર વાર માંડ મળી શક્યા. અલબત્ત એક દિવસ હું એમને ઘેર ભોજન લઈ આવ્યો.

ભાઈશ્રી રત્નમણિરાવનાં બે પુસ્તકો 'ગુજરાતનું પાટનગર અમદાવાદ' અને 'ખંભાત'માં કેટલી બધી સંશોધિત સામગ્રી ભરી છે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે.

## વાર્ધક્યનાં લક્ષણો

ઈ. સ. ૧૯૩૬ થી વૃદ્ધાવસ્થાનાં અનુત્સાહ, નિર્વેદ વગેરે ચિહ્નો મારા મનમાં દેખાવા માંડ્યાં. વિ. સં. ૧૯૯૩ના અન્તે "આયુર્વેદ વિજ્ઞાન"ના છેલ્લા અંકમાં 'વીશીને છેડે' એ લેખમાં માસિક બંધ કરવાનો વિચાર જાહેર કર્યો. જો કે ખરેખર બંધ તો કર્યું બે વર્ષ પછી. આ. વિ. બંધ કરવાનાં કારણો પુ. ૨૦ તથા પુ. ૨૨ને છેડે સવિસ્તર નોંધ્યાં છે એટલે અહીં પુનરુક્તિની જરૂર નથી. પણ અહીં ગુજરાતી સાહિત્ય સાથે સંબંધ હોવાથી મારો એક અનુભવ નોંધવા જેવો છે. અને તે એકે ગુજરાતમાં વૈદક ધંધો કરતા વૈદ્યોની સંખ્યા મોટાં શહેરદીઠ સેંકડોની હોવા છતાં તેમાં સુપઠિત વૈદ્યોની સંખ્યા અતિ અલ્પ છે અને તેમાં યે વૈદક વિષયની શાસ્ત્રીય રીતે ગુજરાતીમાં ચર્ચા કરનારા સારા લેખકોની સંખ્યા દરેક પેઢીમાં ત્રણચારથી વધારે નથી દેખાતી. દરેક દશકે જેના લેખકોની સંખ્યા વધતી આવે તે જ સાહિત્યપ્રકાર ખીલતો જઈને પ્રગતિ સાધી શકે. ગુજરાતમાં વૈદક સાહિત્યની બાબતમાં એ પ્રગતિસૂચક લક્ષણ મને દેખાયું નથી. આ. વિ. ના આયુષ્યના બાવીશ વર્ષમાં જ્યારે જૂના લેખકો અમૃતલાલભાઈ અને હું ઘરડા થયા ત્યારે જેનાથી ચિત્ત સંતુષ્ટ થાય છે એવા તો બે નવા લેખકો પાક્યા દેખાય છે. એક વૈદ્ય **બાપાલાલ** (જન્મ સં. ૧૯૫૨) અને બીજા **ડૉ. બાલકૃષ્ણ અ. પાઠક** (જન્મ સં. ૧૯૫૨) બે યને ઘણાં વર્ષોથી ઓળખું છું. આયુર્વેદ વિજ્ઞાન ઉપર બે યનો ઉપકાર મોટો છે. ડૉ. બાલકૃષ્ણ પાઠકે આ. વિ. માં બીજા જ વર્ષથી લેખો આપવા માંડેલા. પછી **નિઘંટુ આદર્શ, અભિનવકામ શાસ્ત્ર** વગેરે ગ્રન્થો અને "બુદ્ધિપ્રકાશ"માં બે વર્ષથી પ્રગટ થતી 'કાલિદાસની વનસ્પતિઓ' એ લેખ માળાથી ભાઈ બાપાલાલ અને **પ્રત્યક્ષશારીર**ના ગુજરાતી અનુવાદથી તથા **જન્તુશાસ્ત્ર પ્રવેશિકા**થી ભાઈ બાલકૃષ્ણ પાઠક લેખક તરીકે ગુજરાતમાં પ્રખ્યાત થઈ

ગયા છે. ડૉ. પાઠક હાલમાં બનારસ હિન્દુ યુનિવર્સિટીની આયુર્વેદિક કૉલેજના પ્રીન્સીપાલ છે અને વૈદ્ય બાપાલાલ ભરૂચમાં વૈદક કરે છે. જો કે હમણાં નાશિકની જેલમાં છે. આ બે ય ભાઈઓ આયુર્વેદ વિદ્યાની ઉન્નતિમાં ભવિષ્યમાં અધિકાધિક ફાળો આપવા સમર્થ થાય એવો મારો આશીર્વાદ છે.

## ગુજરાત રીસર્ચ સોસાઈટી

૧૯૩૭માં શ્રી. **પોપટલાલ શાહ** (જન્મ સં. ૧૯૪૫)ના પ્રયાસથી મુંબઈમાં **ગુજરાત સંશોધન મંડળ** કે (અંગ્રેજીમાં) **ગુજરાત રીસર્ચ સોસાઈટીની** સ્થાપના થઈ. ભાઈ પોપટલાલ શાહ સાથે મારે ઓળખાણ તો જૂની હતી. અમે એકબીજાનાં લખાણો જોયાં હતાં. અને ૧૯૨૪માં પહેલી વાર મળ્યા પછી તો વારંવાર મળીએ છીએ. એમણે **ગુજરાત રીસર્ચ સોસાઈટીના** મેંબર થવાનું જાગુતરામભાઈને તથા મને કહ્યું અને અમે બે ય મેંબર થયા. શ્રી. પોપટલાલભાઈની વિજ્ઞાનવિષયક ધગશ પ્રસિદ્ધ છે. અને મને આયુર્વેદના જ નહિ પણ ઇતિહાસના પ્રદેશમાં પણ તટસ્થ વૈજ્ઞાનિકવૃત્તિ ઇષ્ટ લાગે છે. આ સમાન ભૂમિકા અમારી મૈત્રીની પોષક છે. ગુજરાત રીસર્ચ સોસાઈટીએ આયુષ્યનું પહેલું વર્ષ પૂરું કર્યા પહેલાં તો ઈ. સ. ૧૯૩૯ના નવેમ્બરમાં પં. ભગવાનલાલ ઇન્દ્રજીને જન્મે સો વર્ષ પૂરાં થતાં હોવાથી એ વખતે એમની શતાબ્દી ઉજવવાનો વિચાર સહેજ સૂચવાયો, અને સૂચવાયો તેવો ઇશ્વરેચ્છાથી એવો પુષ્ટ અને સજીવ થઈ ગયો કે યોગ્ય સમયે ઘણી સરસ રીતે પં. ભગવાનલાલની શતાબ્દી ઉજવાઈ,[૧] પં. ભગવાનલાલ સ્મારક અંક નીકળ્યો અને છેવટ ૧૯૪૩ના ઑગષ્ટમાં એનું કાંસાનું બસ્ટ પણ યુનિવર્સિટીના લાઈબ્રેરી હૉલમાં મહારાજા ગાયકવાડને હાથે ખુલ્લું મુકાયું.

## કરાંચીનું ૧૩મું સાહિત્યસંમેલન

ઈ. સ. ૧૯૩૭ના નવેમ્બરમાં હું માંદો પડી ગયો હતો. કદાચ નરમ રૂપમાં ન્યુમોનીઆ હશે. એમાંથી સાજો થયો અને હજી પૂરી શક્તિ નહોતી આવી ત્યાં કરાંચીમાં સાહિત્યપરિષદના ૧૩મા સંમેલનમાં મને ઇતિહાસ વિભાગનો પ્રમુખ ચૂંટ્યો હોવાનો તાર સંમેલન આડા ફક્ત વીશ દિવસ હતા ને મળ્યો. શ્રી. ક. મા. મુનશી પ્રમુખ હતા. મને સંમેલનના મંત્રીએ મુનશી મારફત જ તાર મોકલેલો. મેં તારથી હા પાડી.

૧ ઘણાં શહેરોમાં શતાબ્દી ઉજવાઈ હતી. સુરતની સાહિત્ય સભાએ એ પ્રસંગે મને પ્રમુખ થવા બોલાવ્યો હતો.

અને બીજા દિવસથી ભાષણ લખવા માંડ્યું. ૫-૬ દિવસે ભાષણ તૈયાર કરી છાપવા આપ્યું. છપાઈ ગયું એટલે અમુક નકલો અહીંથી છાપાંઓને તથા માસિકોને મોકલી અને બાકીની કરાંચીના મંત્રીને મોકલી. સંમેલનના મંત્રીએ મુંબઈમાં છપાવી લેવાની તથા ખર્ચ આપવાની હા લખેલી. પણ સંમેલન પૂરું થયા પછી કાંઈ જવાબ ન મળવાથી પ્રેસનું બીલ મેં ચુકવી દીધું.

પહેલાં તો સંમેલનમાં જવાની મારી મરજી નહિ એમ નહિ પણ વખત નજીક આવ્યો તેમ ત્યાંની ટાઢનો વિચાર આવવા માંડ્યો. એક સભામાં મુ. શ્રીકૃષ્ણલાલ ઝવેરીને મળ્યો ત્યારે તેઓ તરતમાં જ કરાંચી જઈ આવ્યા હોવાથી ત્યાંની ટાઢ કેવી એમ પૂછ્યું અને એમણે અતિશય ટાઢ હોવાનું કહ્યું એટલે મારી હિંમત ગળી ગઈ. પરિણામે કરાંચી જવાનો વિચાર માંડી વાળ્યો. અને પ્રમુખ ઉપર તબિયતના કારણથી આવી નહિ શકું એમ પત્ર લખ્યો. પણ મારું ઇતિહાસ વિભાગના પ્રમુખ તરીકેનું ભાષણ છાપાઓમાં છપાવાથી ઘણાઓએ હું ગયો હતો એમ જ માન્યું. આ ભ્રાન્તિ આટલેથી જ અટકી નથી. ૧૯૪૧ના અંધેરીના સા. સંમેલન વખતે, કરાંચીના સા. સંમેલનનો અહેવાલ, કરાંચીના કાર્યકર્તાઓએ કાંઈ ન કરવાથી, મુંબઈમાં ભારતીય વિદ્યાભવન દ્વારા પ્રગટ થયો છે. અને એ અજાણ હોવાથી એમાં બીજા દિવસના કાર્યક્રમના વર્ણનમાં "પછી દુર્ગાશંકર શાસ્ત્રીએ પોતાનું વ્યાખ્યાન વાંચ્યું" એમ છપાયું છે. કેવી ગમ્મત! બાકી કેવળ તબિયતનો વિચાર કરતાં તો ન ગયો એ ઠીક કર્યું એમ લાગે છે. અમદાવાદથી હીરાલાલ પારેખ ગયા હતા. એમની ઉમ્મર મારા જેટલી જ. કરાંચીમાં શરદી લાગીને પ્લુરીસી થયો અને તેમાંથી ક્ષય લાગુ પડીને છ મહિના પછી ગુજરી ગયા. ગુજરાતી સાહિત્યે એક સાચદિલ સેવક ગુમાવ્યો.

## નાગપુર અને મુંબઈનાં નિ. ભા. વૈદ્યસંમેલનો

૧૯૩૮માં એપ્રીલની આખરમાં નાગપુરમાં નિ. ભા. વૈદ્ય સંમેલન હતું. એમાં જુગતરામભાઈ ઔષધનિર્માણશાળા અધ્યક્ષ (ફાર્મેસીસ્ટ) વિભાગના પ્રમુખ હતા. એટલે એમની સાથે જ હું નાગપુર ગયો હતો. હિંદીમાં છપાવી રાખેલું એમનું ભાષણ પણ મેં જ વાંચ્યું હતું.

૧૯૩૮ના અક્ટોબરમાં પાછો માંદો પડી ગયો, અને સાજો થયા પછી માથેરાન હવાફેર કરવા ગયો હતો. ત્યાંથી ડીસેમ્બરના છેલ્લા દિવસોમાં

મુંબઈમાં નિ. ભા. તથા પ્રાન્તીય સંમેલન હોવાથી મુંબઈ આવ્યો. મુંબઈમાં સંમેલન હોય ને હું હાજર ન રહું એ ગમ્યું નહિ એટલે મુંબઈ આવ્યો. પણ સંમેલનમાં શાન્ત પ્રેક્ષકથી વધારે ભાગ લીધો નહિ. તબિયતના કારણથી ઉત્સાહ જ નહોતો.

## બે મિત્રોનો સ્વર્ગવાસ

૧૯૩૭–૩૮ થી ચિત્તમાં નિર્વેદ આવવાનું એક કારણ મંદવાડ તો બીજું કારણ કેટલાક સમવયસ્ક મિત્રોનો સ્વર્ગવાસ. ૧૯૩૭ની આખરમાં અમૃતલાલભાઈ તથા ભગવાનલાલ ત્રિભુવન સ્વર્ગવાસી થયા. એ જ વર્ષના ઉનાળામાં જાગતરામ ઍન્ડ કંપનીના ભાગીદાર મોહનલાલ મકનદાસ મહેતા સ્વર્ગવાસી થયા અને ૧૯૩૮ના ઉનાળામાં ભગવાનલાલ ગિરિજાશંકર (સં. ૧૯૩૬ થી ૧૯૯૪) સ્વર્ગવાસી થયા.

આ **મોહનભાઈ અને ભગવાનલાલભાઈ** સાથે મારે મુંબઈ પહેલ વહેલો આવ્યો ત્યારથી ઓળખાણ થયું, પછી તો અમે ભાગીદાર થયા એટલે ચાલુ સહવાસ થયો. અને ૧૯૨૪ માં ભગવાનલાલભાઈ અને હું વીલેપાર્લે અહિચ્છત્ર નિવાસમાં રહેવા ગયા પછી તો ગાડીમાં પણ અમે બે સાથે નીકળીએ. જુદી જુદી સભાઓમાં સાથે જઈએ. એમ સતત સહચાર થઈ ગયો. પાર્લાના એક દક્ષિણી ગૃહસ્થ હજી મને જોઈને ભગવાનલાલભાઈને યાદ કરીને 'તમારી જોડી હતી' એમ કહે છે.

મોહનભાઈ અને ભગવાનલાલભાઈ બે યને પહેલેથી સાહિત્યનો સારો રસ, બે ય બંગાળી ભાષા સારી જાણે, બે ય ભાઈઓએ ગુજરાતી, અંગ્રેજી અને બંગાળી સાહિત્ય પુષ્કળ વાંચેલું, બે યના મનમાં અક્ષરજીવનની વાસના પહેલાં તો ઠીક પ્રમાણમાં. બંકિમના **રજની**નું એ ય ભાઈઓએ સાથે મળીને ગુજરાતી ભાષાન્તર કર્યું હતું. જે સા. પ. ની ભંડોળ કમિટીએ ઈ. સ. ૧૯૧૫માં છપાવ્યું. પણ આ પછી ગમે તેમ પણ એમની લખવાની વૃત્તિ શિથિલ થઈ ગઈ. એક બે બંગાળી ટુંકી વાર્તાઓનાં પણ બંગાળી માસિકોમાંથી ભાષાન્તર કરીને ભગવાનલાલભાઈએ પહેલાં "વીશમીસદી"માં આપેલાં એમ યાદ છે. પણ ૧૯૨૦ પછી એ બે ય ભાઈઓએ સાહિત્ય પ્રવૃત્તિ તદ્દન છોડી દીધી. અલબત્ત સાહિત્યમાં રસ લેવાનું ચાલુ રાખેલું. એટલે અમે ઘણીવાર સાહિત્ય વિષયક વાતોનો આનંદ લઈ શકતા. પરિણામે એ બે ય ભાઈઓના સ્વર્ગવાસ પછી હું જાણે એકલો પડી ગયો.

## ભારતીય વિદ્યાભવન અને શ્રી કનૈયાલાલ મુનશી

( જન્મ સં. ૧૯૪૪ )

ઈ. સ. ૧૯૩૮ના નવેમ્બરની તા. ૭મી એ 'કાલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રાચાર્યની જયંતી ઉજવવા મુંબઈમાં મળેલી સભામાં ભારતીય વિદ્યાભવનની સ્થાપનાની જાહેરાત થઈ. શ્રી. કનૈયાલાલ મુનશીને સ્ફુરણા થઈને ૧૯૨૨ માં સાહિત્યસંસદનો જન્મ થયો ત્યારથી એમના ચિત્તમાં સાહિત્ય અને વિદ્યાનું વાતાવરણ જ્યાં નિરંતર રહે એવું એક કેન્દ્ર સ્થાપવાની વાસના પણ જન્મી હતી. એ વાસનાને ફુટેલા અંકુરો ચર્ચાની ભૂમિકા સુધી પહોંચીને અટકી ગયા. પછી ૧૯૨૫–૨૬ થી શરૂ થયેલા ગુજરાતી સાહિત્યપરિષદ સાથેના સંબંધથી એ અંકુરો ઉપર કાંઈક જલ-સિંચન અદશ્ય રીતે થયું હશે પણ એને એકદમ પ્રફુલ્લ કરે એવું જલ-સિંચન તો શ્રી. મુંગાલાલ ગોએન્કાના ઉચ્ચતર સંસ્કૃત શિક્ષાપીઠ માટેના ઉદાર દાનથી થયું અને પછી તો એમની હમેશની અદ્દ્ભુત કુશળતાથી શ્રી. મુનશીએ અનેક દાનપ્રવાહો ત્વરાથી ખેંચી આણ્યા અને ભારતીય વિદ્યાભવનનું વૃક્ષ ઝડપથી ફાલવા માંડ્યું.

ભારતીય વિદ્યાભવનના ઉદ્દેશોમાં "પ્રાચીન આર્યસંસ્કૃતિના અભ્યાસ"ને શ્રી. મુનશી પ્રથમ સ્થાન આપે છે[૧]. શ્રી. મુનશીમાં જેવો દેશપ્રેમ જ્વલંત છે તેવોજ આર્ય સંસ્કૃતિપ્રેમ જ્વલંત છે. એમની સાહિત્ય પ્રવૃત્તિમાં એ સંસ્કૃતિપ્રેમ અનેકવિધ રૂપે દેખાય છે. અને એ સંસ્કૃતિના રાગથી તથા ઐતિહાસિક સાતત્ય એ કોઈપણ પ્રજા જીવનના વિકાસમાં પ્રબલ શક્તિરૂપે પ્રવર્તે છે એવા દઢનિશ્ચયની પ્રેરણાથી શ્રી. મુનશી આદેશના ઇતિહાસની અતિગહન અને અનેક શાખાઓથી જટિલ બનેલી ગુહામાં ઘણાં વર્ષોથી અવારનવાર પ્રવાસો કરે છે. અલબત્ત શ્રી. મુનશીની સાહિત્યપ્રવૃત્તિ વિશેષતઃ સર્જનાત્મક છે અને અભ્યાસાત્મક કરતાં પહેલા પ્રકારમાં વધારે દીપે છે એની કોઈથી ના પડાય એમ નથી. છતાં અભ્યાસાપેક્ષી વિષયોમાં યે એમની પ્રખર, અનેકવિષયસ્પર્શી અને મર્મગ્રાહી બુદ્ધિને પુષ્કળ આકર્ષણ છે એ ચોક્કસ છે. અને એવે વખતે અનેક ગ્રંથોને ફેંદવાનો, તે તે વિષયના યાવત્સાહિત્યને જોઈ લેવાનો તેઓ જે પરિશ્રમ લઈ શકે છે તે જોવાની તથા આવા વિષયોની, એમની સાથે ચર્ચા કરવાની મોજ પણ મેં લીધી છે. છતાં શ્રી. મુનશીનું ચિત્તતન્ત્ર વૈજ્ઞાનિક ચોકસાઈ કરતાં કથનની સરસતાનું

૧ ઉપર કહેલી સભામાં આપેલું શ્રી. મુનશીનું વ્યાખ્યાન જુઓ. ભારતીય વિદ્યા વર્ષ ૧ અં. ૧માં છપાયેલ વૃત્તાન્ત પૃ. ૪

વિશેષ ઉપાસક છે. અને ભારતની ભૂતકાલીન ભવ્ય સંસ્કૃતિનાં દર્શનને; તેઓ આ દેશના ઉજ્જ્વલ ભાવિના નિર્માણ માટે આવશ્યક માને છે. ભારતીય વિદ્યાભવનની સ્થાપના આ વિચારસરણીનું ફળ છે. મૂળરાજ સહસ્રાબ્દી નિમિત્તે The Glory that was Gurjardesha લખવામાં જે ભારે પરિશ્રમ તેઓએ કરી રહ્યા છે એ પણ આ વૃત્તિની પ્રેરણાથી.

શ્રી. મુનશી સાથે ૧૯૨૨ થી જ જે સંબંધ બંધાયો હોવાનું ઉપર કહ્યું છે એ અમારો મૈત્રીસંબંધ તથા યથાસંભવ સાહિત્ય–સહચાર અદ્યાવધિ ચાલુ રહેલ છે, એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. પછી ૧૯૩૮ના નવેમ્બર ડીસેમ્બરમાં હું માંદો પડીને હવા ફેર કરવા માટે માથેરાન ગયો હતો. ત્યાં શ્રી. મુનશીને મળવાનો સુયોગ પ્રાપ્ત થયો. અને એમણે ભારતીય વિદ્યાભવનની પોતાની યોજનાની એ વખતે જેટલે પહોંચી હતી તેટલી વાત વિગતવાર કરી અને મારી પાસે એ સંસ્થામાં સહકારની માગણી કરી. મારો તો એ પ્રિય વિષય અને શ્રી. મુનશી સાથે કાર્ય કરવામાં મને હમેશાં આનંદ જ આવ્યો છે એટલે યથાશક્તિ સહકારની હા પાડી. અલબત્ત નબળી તબિયત અને વૃદ્ધાવસ્થા એ મોટી ખામીઓ શું કરવા દેશે એ શંકા તો મેં દર્શાવી જ; છતાં શ્રી. મુનશીની યોજના પ્રમાણે ભારતીય વિદ્યાભવનમાં ભાગવતધર્મના અવૈતનિક પ્રોફેસરનું પદ મેં સ્વીકાર્યું. ભવનના આરંભ કાલથીજ શ્રી. મુનશીએ ચિ. સૌ. સુશીલા દેશાઈ (ત્યારે પરણ્યાં નહોતાં એટલે મહેતા હતાં) એમ. એ. એલએલ.બી. ને શિષ્યા તરીકે મને સોંપ્યાં છે. જેઓની ભાગવત પુરાણ ઉપરની 'થીસીસ' હવે લગભગ પૂરી થવા આવી છે. એ બ્હેને પુત્રી જેવું સ્થાન મારા મનમાં લઈ લીધું છે.

## પાટણનું હૈમસારસ્વત સત્ર

૧૯૩૯ ના એપ્રીલમાં પાટણમાં શ્રી. મુનશીના પ્રમુખપદે ભરાયેલા હૈમસારસ્વત સત્રમાં ગયો હતો. જો કે નિબંધ નહોતો આપ્યો. એ વખતે પાટણના મહેમાનો સાથે મોઢેરા જોવા હું પણ ગયો હતો. જો કે મેં મોઢેરા પહેલાં એકવાર જોયું હતું. પાટણથી સિદ્ધપુર થઈને તથા ત્યાંના રૂદ્રમહાલયના અવશેષો જોઈને અમે મુંબઈ આવ્યા.

## દ્રાવિડ પ્રદેશની યાત્રા

૧૯૩૯ના સપ્ટેમ્બરમાં રામેશ્વરની યાત્રા કરવા સકુટુંબ ગયો હતો. યાત્રા સાથે બેંગલોરમાં હવા ફેર માટે રહેવાનો પણ ઉદ્દેશ હતો. બેંગલોરની

વરસાદવાળી હવા મને પોતાને જોઈએ તેવી માફક ન આવી. જો કે મારી પુત્રી ચિ. સૌ. હેમલતાને ફાયદો થયો ખરો. પણ બેંગલોર, મહીસૂર જોયાં અને તિરૂપતિ, ચિદંબરમ્, રામેશ્વર, શ્રીરંગમ્, કાંચી, મદુરા વગેરે દક્ષિણનાં તીર્થ સ્થળોની યાત્રા કરી. **વૈષ્ણવ અને શૈવ ધર્મનો ઇતિહાસ** લખતાં આ તીર્થસ્થાનો વિશે ઠીક વાંચ્યું હતું એટલે ચિત્તમાં ઉત્સુકતા હતી. પણ મોટાં અનેક ગોપુરો, વિશાળ જગ્યાની ફરતા મોટા કોટો, દ્રાવિડ પદ્ધતિનાં શિખરો, ઉભી, બેઠી કે સૂતેલી કેટલીક વિશાળકાય અને ભવ્ય મૂર્તિઓ, હાથી જેવા મોટા પોઠીઆઓ વગેરે ઉત્તરનાં તીર્થ સ્થળોમાં ન જોવા મળે એવું ઘણું જોયું. તામિલ, તેલગુ વગેરે દ્રાવિડ ભાષાઓ ન જાણતા ઉત્તરના યાત્રાળુઓને રામેશ્વર સિવાયના દ્રાવિડ પ્રદેશમાં ખાસ કરીને ગામડાંઓમાં વેઠવી પડતી મુશ્કેલીઓ વેઠીને પણ યાત્રા પૂરી કરી. પણ જે મંદિરોમાં રામાનુજ જેવા આચાર્યો અને રામાનુજથી જૂના કાળના વૈષ્ણવ તથા શૈવભક્તો પરમ ભક્તિભાવથી પૂજનઅર્ચન કરતા હતા, ત્યાં તીર્થગોરો તથા પૂજારીઓમાં એ ભક્તિભાવ વિદ્યા કે ધર્મજ્ઞાન જેવું ન દેખાવાથી તથા માત્ર પૂજાઅર્ચન વગેરેમાં કમાવાનો ધંધો અને પાખંડ જોઈને ખેદ જ થયો.

## વૈષ્ણવ અને શૈવધર્મના ઇતિહાસોમાં સુધારો વધારો

આ વર્ષોમાં સાહિત્યનાં બે જૂનાં કામોમાંથી હું મુક્ત થયો. ૧૯૩૯માં **ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ** વિભાગ બીજો પણ છપાઈ અને બહાર પડી ગયો એટલે મનને એક જાતની શાન્તિ થઈ. કારણ કે મંદવાડ આવે ત્યારે એ કામ કદાચ પૂરું નહિ થાય એમ શંકા થતી. બીજું સ્વ. અંબાલાલ જાનીએ પાંચ છ વર્ષ પહેલાં વૈષ્ણવધર્મ અને શૈવધર્મના મારા ઇતિહાસોને હું સુધારી આપું તો શ્રી. ફાર્બસ ગુજરાતી સભા હક્ક ખરીદી લઈ છપાવવા ખુશી છે એમ કહેલું. અને **વૈષ્ણવધર્મના ઇતિહાસને** પ્રગટ થયે તો વીશ વર્ષ ત્યારે જ થઈ ગયાં હતાં. અને એ પુસ્તકોની પહેલી આવૃત્તિની નકલો મળતી નહોતી. ક્યાંથી મળે? બધી નકલો ખપી ગઈ એમ નહિ પણ ખપાવવાની કાંઈ વ્યવસ્થા જ નહોતી. એટલે મેં કબુલ કર્યું અને સુધારા વધારા કરવા માંડ્યા. **શૈવધર્મના ઇતિહાસમાં** પ્રમાણમાં થોડો સુધારો વધારો કરવાનો હતો. કારણ કે દક્ષિણ હિંદમાં શૈવધર્મનો જે સાંપ્રદાયિક પ્રચાર છે તેની મને વિશેષ ખબર નથી. તામિલ–તેલગુ ભાષામાં રહેલું શૈવસાહિત્ય અને ત્યાંના ૬૩ શિવભક્તોનો

પરિચય મને દુર્લભ હોવાથી શૈવધર્મના ઇતિહાસમાં, મારી એવા ઇતિહાસ ગ્રન્થ માટેની ભાવના અનુસાર, આવશ્યક ગણાય એટલી નવીનતા ન લાવી શકયો; એટલે પાછલાં વર્ષોમાં જે વિશેષ માહિતી મળી હતી તે ઉમેરી તથા કોઇક પ્રકરણો નવેસરથી લખી **શૈવધર્મનો ઇતિહાસ** પહેલો છાપવા આપ્યો અને એ ૧૯૩૬માં છપાઈ ગયો.

પછી **વૈષ્ણવધર્મનો ઇતિહાસ** હાથમાં લીધો. એમાં એની પહેલી આવૃત્તિ બહાર પડ્યા પછી મને ઠીક નવી માહિતી મળી હતી. ગુજરાતમાં નરસિંહ મહેતાના સમયની તથા કનાકાબિષેકની ચર્ચાને અંગે ઠીક ઉહાપોહ થયો હતો અને મને આખો વિષય નવેસરથી વિચારવાનો તથા કેટલુંક નવું સાહિત્ય જોવાનો અવસર મળ્યો હતો. પરિણામે **વૈષ્ણવધર્મના ઇતિહાસ**ના જૂના લખાણમાં સુધારો ઘણો કર્યો અને વધારો યે પુસ્તકનું કદ લગભગ બમણું થયું એટલો થયો. આ કારણથી છાપવા આપતાં તથા છપાતાં વખત લાગ્યો. પણ ઈ. સ. ૧૯૩૯માં એ છપાઈ ગયો.

## આયુર્વેદનો ઇતિહાસ

૧૯૪૦ના એપ્રીલમાં તો "આયુર્વેદ વિજ્ઞાન" માસિક બંધ કર્યું હતું અને ઉપર કહેલા ગ્રન્થો છપાઈ ગયા હતા એટલે એક રીતે મન નિવૃત્ત થયું હતું. ૧૯૨૨ થી **આયુર્વેદનો ઇતિહાસ** લખવાનો વિચાર કર્યો હતો. 'આયુર્વેદના ઇતિહાસના યુગો' નામથી એક લેખ તો ૧૯૧૪માં વૈદ્યકલ્પતરૂમાં આપ્યો હતો. પણ એમાં મારૂં સ્વતંત્ર સંશોધન નહોતું. પછી એની સામગ્રીરૂપે છુટા છુટા લેખો "આ. વિ."માં તથા "પુરાતત્ત્વ"માં લખ્યા હતા. તેનું વ્યવસ્થિત સંકલન કરી આયુર્વેદનો આદિકાળથી અદ્યપર્યંતનો ઇતિહાસ લખવાનું કામ શરૂ કર્યું અને છ-સાત મહિનામાં પૂરૂં કરી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને મોકલ્યું. મારી જ માગણીથી સોસાઈટીએ મને એ કામ સોંપ્યું તો ઘણા વર્ષથી હતું. હવે એ પુસ્તક ૧૯૪૨ ની આખરમાં છપાઈ ગયું છે.

## ભગવાનલાલ ઇન્દ્રજીનું ચરિત્ર

વળી જે મહાન ઇતિહાસ સંશોધક પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ લખેલો ગુજરાતનો ઇતિહાસ મું. ગે. માં વાંચીને એ ઇતિહાસને અદ્યતન-સંશોધિત રૂપમાં લખવાનો વિચાર મને આવ્યો તે પં ભગવાનલાલનું ચરિત્ર યથાશક્તિ લખી નાખવાનું ગુ. વ. સો. ની ચરિત્રમાળાની યોજના પ્રગટ

થતાં એક ઋણ તરીકે સ્વીકાર્યું, અને એ લખીને ગુ. વ. સો. ને ૧૯૪૨માં જ આપી દીધું છે.

## ઐતિહાસિક સંશોધન

હવે એક જ વાત નોંધવાની બાકી છે. મારા ઐતિહાસિક સંશોધનને લગતા જે છુટા છુટા લેખો છેલ્લાં પચીસ વર્ષમાં "પુરાતત્ત્વ" "ગુજરાત," "પ્રસ્થાન," "કૌમુદી," "શારદા" વગેરે ભિન્ન ભિન્ન સામાયિકોમાં છપાયા હતા તેનો એકત્ર સંગ્રહ શ્રી. મુનશીની સૂચનાથી મેં કરી આપ્યો અને સાહિત્ય પરિષદે અંધેરીના ૧૯૪૧ના ગુજરાતી સાહિત્ય સંમેલન વખતે સાતસો પાનાનો એ મોટો ગ્રન્થ **ઐતિહાસિક સંશોધન** નામથી પ્રગટ કર્યો.

## ઉપસંહાર

ગીતા અને ઉપનિષદોના, બૌદ્ધિકજીવનના ઉષઃકાળે થયેલા અધ્યયનથી 'વીતરાગભયક્રોધ'ની સ્થિતપ્રજ્ઞતા અને સર્વભૂતાત્મભાવયુક્ત આત્મદર્શન એ જ ચરમ પુરુષાર્થ છે એવો અબાધિત નિશ્ચય મનમાં થઈ ગયો હતો. અને જો કે એ સિદ્ધિ પ્રાપ્ત નથી થઈ પણ કેવળ સત્યનો પ્રેમ અને તટસ્થતા બુદ્ધિનાં લક્ષણ બની ગયાં છે. પછી શંકરાચાર્યના "પ્રસન્ન ગંભીર" ભાષ્યોના વાંચન મનનને પરિણામે બ્રહ્માત્મૈક્યસાક્ષાત્કાર તો ન થયો પણ અહંભાવની શિથિલતા અને સત્યાસત્યવિવેકની કાંઈક પ્રાપ્તિ થઈ. વળી પાશ્ચાત્ય અને અત્રત્ય પ્રાચ્યવિદો અને પુરાવિદોના અન્વેષણોના પરિશીલનથી વૈજ્ઞાનિક વૃત્તિની તથા સંશોધન પદ્ધતિની કેળવણી પણ મળી.. આ ઇષ્ટ સામગ્રીની સહાયવડે સરસ્વતી દેવીને ધરવા માટે જે અલ્પાલ્પ નૈવેદ્ય તૈયાર કરી શક્યો તેમાં આદર્શાનુકૂલ સરસતા નથી દેખાતી અને આયુષ્યસરિતાનું અપર તીર તો નિકટ દેખાય છે. પણ આ ન્યૂનતાનો ખેદ બે રીતે શમે છે. એક તો ઉપર કહેલી ન્યૂનતા, દેવી સરસ્વતી પ્રતિ ભક્તિની ખામીનું પરિણામ નથી પણ ચિત્તની શક્તિઓની અલ્પતાનું ફળ છે એ ભાનથી. અને બીજું સારસ્વતપથના પ્રવાસીઓના સહચારજન્ય સંતોષથી. અહીં જે પ્રવાસીઓનાં સ્મરણો નોંધ્યાં છે તે ઉપરાંત કોઈક વડિલો, કેટલાક સમવયસ્કો અને ઘણા અલ્પ વયસ્કોનાં સ્નિગ્ધસ્મરણોથી હૃદયમાં પ્રસન્નતા અને ગુજરાતી સાહિત્ય માટે ઉન્નત આશા વ્યાપી જાય છે.

સં. ૧૯૯૯ આશ્વિન

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૮ | ૯ | કાક | કાકા |
| ૨૩૯ | ૧૧ | સં. ૧૮૫૨ | સં. ૧૯૫૨ |
| ૨૪૩ | ૨ | અઢારમાં | અઢારમા |
| ૨૪૬ | છેલ્લી | જીનનરામ | જીવનરામ |
| ૨૪૭ | ૨૩ | બહેડી | બહોળી |
| ૨૪૮ | ૪ | અજ્ઞોપવિત | યજ્ઞોપવીત |
| ૨૫૧ | ૧૮ | ઉપાસનના | ઉપાસનાના |
| ૨૫૫ | ફુ. ૨, ૨ | પ્રભાંતમાં | પ્રભાતમાં |
| ૨૫૮ | ૧૮ | અનુસૂયા | અનસૂયા |
| ૨૬૦ | ૭ | કૃષ્ણગોપ | કૃષ્ણગોપી |
| ૨૬૫ | ૧૮ | દુકળિ | દુકોળ |
| ૨૬૬ | ૨૨ | સં. ૧૮૩૩ | સં. ૧૯૩૩ |
| ૨૬૮ | ૨૧ | ત્યાર | ત્યારે |
| ૨૭૧ | ૧૦ | ગુજરાની | ગુજરાતી |
| ૨૭૪ | ૧૮ | ઘણુ | ઘણું |
| ૨૭૬ | ૧૮ | ફીરોજરાશાહ | ફીરોજશાહ |
| ૨૮૪ | ૧૪ | લેબરેટરીમાં | લેબોરેટરીમાં |
| ૨૯૨ | ૨ | વૈદ્ય ક | વૈદ્યક |
| ૨૯૭ | ૬ | અધ્યનન | અધ્યયન |
| ૨૯૮ | ૨૫ | પગર | વગર |
| ૩૦૦ | ૨૪ | વનસ્પતિશસ્ત્રીએ | વનસ્પતિશાસ્ત્રીએ |
| ૩૦૫ | છેલ્લેથી ૨૭ | અકટોમ્બર | અકટોબર |
| ૩૦૭ | ૨ | અકટોમ્બર | અકટોબર |
| ૩૧૪ | ૨૦ | અકટોમ્બર | અકટોબર |
| ૩૦૮ | ૬ | મળ્યોતો | મળ્યો'તો |
| ૩૧૩ | ૬ | વિદ્વત. | વિદ્વત્ |
| ૩૧૬ | ૭, ૧૧, ૧૫ | રીચર્સ | રીસર્ચ |
| ૩૧૯ | ૧૭, ૧૮ | જ્વલંત | જ્વલંત |
| ૩૨૦ | ૧ | દર્શનને; | દર્શનને |
| ,, | ૫ | તેઓએ | તેઓ |
| ૩૨૨ | ૮ | કનાકાભિ | કનકાભિ |
| ૩૨૩ | ૩ | ઐતિહસિક | ઐતિહાસિક |
| ,, | ૬ | સામાયિકોમાં | સામયિકોમાં |

વિરામચિહ્નોની અને વાંચવામાં ન નડે એવી બીજી અશુદ્ધિઓને અહીં નથી ગણી

કિશનસિંહ ચાવડાએ સાધના પ્રેસ વડોદરામાં છાપ્યું અને વિજયરાય ક. વૈદ્યે કૃષ્ણનગર, ભાવનગરમાં પ્રસિદ્ધ કર્યું. ડિસેમ્બર ૧૯૪૪

# વિશ્વવિગ્રહ–કાવ્યમાલા

ફિલિપ્પીન દરિયે જપાની નૌસેનાના ત્રણ કાફલાની
મોટી હાર: ઈ. ૧૯૪૪ ઑક્ટોબર ૨૪-૨૫-૨૬.

## ૫૬

જય ચડતી જય પડતી!
જય ઑધાન[1] જય અવસાન!—ધ્રુવ પદ.

ક્રૂર જાલ્મને રોળ્યો ઝટકે
જય તે વામન વીરશ્રીનો!
જગતે વંદ્યો હરખ-ઉમળકે
પૂર્વખંડનો નવઅવતાર!
—જય ચ૦ જય પ૦ જય ઑ૦ જય અ૦ ૧

એ જ પેઢિમાં જાલ્મ ઘમંડી
એ જ બન્યો દેખી જગપદ્મા[2]
વેશ[3] સજી બનિ શાસક ચંડી,
ને એને રોળ્યો નિર્ધાર!
—જય ચ૦ જય પ૦ જય ઑ૦ જય અ૦ ૨

મને યાદ એ જનમ વિચક્ષણું!
જતો હતો હું રેલગાડિએ
ચડ્યા ડબે ત્યાં સૌમ્ય સ્નેહિજન,
ભાવિ વિષે ચિન ભીન અપાર!
—જય ચ૦ જય પ૦ જય ઑ૦ જય અ૦ ૩

---

૧. ઑધાન 'અવતાર'ના અર્થમાં વાપર્યો છે, શબ્દના અર્થનું એટલું વિસ્ત ('એક્સટેન્શન') ઉચિત ગણીને, લક્ષણાપ્રાપ્ય ગણીને. [ પહેલી કડીમાંનો ઉલ્લેખ ૧૯૦૫માં જપાને રશિયાને હરાવેલું, તેનો છે; કડીઓ ૩જીથી ૧૦મામાં પણ ઃ લગતો જ પ્રસંગ છે; અને આખું કાવ્ય જપાનની ત્યારની ચઢતી, તથા ઑક્ '૪૪ની પડતી વિશેનું છે. —સં. માનશી ]

૨. જગતમાં સમૃદ્ધિની મૂર્તિરૂપ યુનાઇટેડ સ્ટેટ્સ, અમેરિકા.

૩. નવાં લશ્કર નૌકાદળ, શસ્ત્રાસ્ત્રાદિ.

રૂસતણો કાફલો વિભીષણ
અક્ષત [4]સાત સમંદર ખેડી
લગભગ પ્હોંચ્યો છે સમરાંગણ:
વામનને નવ કોની બ્હાર !
—જય ચ૦ જય પ૦ જય ઓ૦ જય અ૦ ૪

મ્હને નીંદરે ઘેર્યો ઘૂમ !
વિલપે વયસ્ય બેવ્યાકુલ !
છોડી મેં બંધુકિયા લૂમ ![5]
"અરે લ્હમે ય અભણ શા[6] યાર !
—જય ચ૦ જય પ૦ જય ઓ૦ જય અ૦ ૫

"સંભારો જલજમુના માંહ્ય
કાળિનાગ પર કોપ્યો ક્હાન ![7]
રૂસકાફલો એ અતિકાય
થશે સિંધુતલશાયી ! હાર !
—જય ચ૦ જય પ૦ જય ઓ૦ જય અ૦ ૬

"સ્હવારે જ પઢશું પેગામ !
સુવો ભલા થૈ સઘ નચિંત !"
"ખરે ?" "કહો તે હારૂં દામ,
વયણ ન મ્હારાં ખાલી બ્હાર !"
—જય ચ૦ જય પ૦ જય ઓ૦ જય અ૦ ૭

સુતા નિરાંતે આખી રાત.
ઉગતે દિન ઉભિ ગાડી ત્યાં જ
લહી ફેરિયા-બૂમે[8] વાત,
'રૂસે ખાધી ભારે હાર !'
—જય ચ૦ જય પ૦ જય ઓ૦ જય અ૦ ૮

---

૪. બાલ્ટિકથી જાપાની દરિયા લગીનાં નામો માંડતાં તો સંખ્યા વધારે, પણ અહીં રૂઢ પદાવલિ જ રાખી છે.

૫. આ કૃતિ લખી દેવદિવાળીએ રાતે.

૬. શા=જેવા.

૭. રૂપકગર્ભ શ્લેષ. (૧) કૃષ્ણ કૃષ્ણ બન્ને (૨) જાપાન=કૃષ્ણાવતાર, રૂસ=કાળિનાગ.

૮. દૈનિક છાપાં વેચતા ફેરિયા.

અમે મિત્ર હસતા જાગિયાઃ
એ થૈ જુનીપુરાણી કથા.
આજ એ જ જોયા ભાગિયા !
ચડતી તેઃ પડતી આ વાર.
—જય ચ૦ જય પ૦ જય ઓ૦ જય અ૦ ૯

ત્રણ કાફલા ન પામ્યા ઐક્યઃ
ત્રણે ભાગ્યા લોહીલુહાણ,
લૈ નિજ પ્રાણ, પદ પદ સ્કંધ શાખકુંખહાણ,
ધૂમગોટથી યે નવ ત્રાણ !
શિર તલ પાર્શ્વે રિપુ રિપુ કૈંક[૯]
દિગદિગથી પલ પલ દે માર !
—જય ચ૦ જય પ૦ જય ઓ૦ જય અ૦ ૧૦

તે ઓધાનઃ આ અવસાનઃ
આશાશિખરે ચડતી તેહઃ
મહામોટ આ ગેથૂં જાણ
જસનભથી અવ્યક્ત[૧૦] મુઝાર.
જય ચડતી જય પડતી !
જય ઓધાન જય અવસાન. ૧૧

બળવન્તરાય ક. ઠાકોર (પંક્તિ ૪૮)

**એક નોંધ :** સ્નેહીજન, વયસ્ય, તે શ્રી આનંદશંકર ધ્રુવ. અમદાવાદ સ્ટેશને (મુંબાઇ જતી મેઇલગાડીમાં) એ મ્હારા ડબાગાં આવીને બેઠા અને જાપાનનું હવે શું થશે વગેરે વિલપવા ગંડ્યા. મેં એમને ઉપલી મતલબનું મ્હારી મક્કમ રીતે કહ્યું, એ શાંત પડ્યા, અને અમે નિરાંતે ઉંઘી ગયા. આ નજીવા બનાવની એમના સમભાવી ચિત્ત ઉપર એવી તો છાપ પડેલી કે એટલા ઉપરથી એમણે તો મ્હારી ભાવિ ઉકેલવાની શક્તિવાળા ઇતિહાસજ્ઞ લેખે વાહવા ફેલાવી. —બ.

૯. એયરોપ્લેન, બોમ્બર, ડિસ્ટ્રોયર, મનવાર આદિ અનેકરૂપે ચોગમ રિપુ જ.રિપૂ. 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'ના નકશામાં ત્રણે કાફલા ધસી આવ્યા અને પાછા નાઠા તેના માર્ગ (અટકળે) દોર્યાં છે, તે દ્યોતક છે. સ્કંધ=મોટાં અંગ, શાખ=મધ્યમ અંગ, કુંખ=ન્હાનાં અંગ, ધૂમના ગોટેગોટ ઉડાડી તેમાં સંતાઇને ભાગતાં પણ.

૧૦. अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि, भारत;
अव्यक्तनिधनान्येते, तत्र का परिदेवना। —ગીતા

# ધ્વનિ

## ૧

### શ્રીઅરવિન્દનો સિદ્ધિદિન

In watchfulness thy soul
Hast thou e'er held for bondless full perfection's birth
For which, all night and day, the god in man on earth
Doth strive and strain austerely; … ……

આ નવીએ પૂર્વે કદી નહિ સુણેલી ને નહિ જાણેલી એટલી અદ્‌ભુત એ તપશ્ચર્યાના સાફલ્યનો સુમંગલ અવસર ચોવીસમી નવેમ્બરે હતો. અર્વાચીન ભારતના કવિવરે શ્રી અરવિન્દને ભારતાત્માની વિમુક્ત વાણીના અવતાર તરીકે સંબોધીને, તેમણે કદી ધનયશાદિની કામના કે કશી ક્ષુદ્રભાવી યાચના કરી નથી એમ સ્પષ્ટતયા કહીને, એમની અનન્યસાધારણ સાધનાને ઉપલા શબ્દોમાં વર્ણવતાં, શ્રીઅરવિન્દનો-તેથી, પૂર્ણયોગના અપૂર્વ, અનુપમ જીવનમાર્ગનો-સન્દેશ સમજાવ્યો છે કે એ યોગદીક્ષા અને એ યોગસાધના એટલે, માનવ આદિકાળથી જેને માટે પ્રયત્નવાન તથા પરિશ્રમશીલ છે તે, સર્વથા બન્ધનરહિત એવી તેની સભરભરી પરિપૂર્ણતાનો એના આ પાર્થિવ જીવનમાં જ જન્મ. એ માર્ગે વિચરવા ઇચ્છના મનુષ્યમાત્રે તેમ પ્રત્યેક ભારતવાસીએ પણ ભયભીતતાનો, શોકમોહ ને શરમનો, દાસત્વનો, સર્વ પ્રકારની પામરતાનો ત્યાગ કરવાનો છે; તો જ તે સુણી શકશે આ અભિનવ ને નિતાન્ત મુક્તિની ઘેરી, ગંભીર, સુભવ્ય સાગરગર્જના; તો જ તે હૈયે ધરી શકશે પ્રભુપ્રેરિત આ પુરાતન તેવા જ શાશ્વત પયગંબરબોલ: "I am, thou art, and everlasting truth is here."[૧] વિ. ક. વૈ.

---

૧. એ આખું અતિસુન્દર કાવ્ય ભાષાન્તરરૂપે (*Salutation: Rabindranath to Sri Aurobindo*) કલકત્તાના શ્રી અરવિન્દ-પથમન્દિર (કે. ૧૫, કૉલેજ સ્ક્વેર)ના ૧૯૪૪ના આબ્દિકમાં (કિં. રૂ. ૪) પ્રકટ થયું છે. એમાં તેમ જ એના ગયાં બે વર્ષોના અન્થાંકમાં, આ વિષયમાં રસ લેનાર હરેક વાચકને શ્રી અરવિન્દના યોગદર્શન, કવન ઇત્યાદિ વિશે ઘણું જાણવાનું મળી શકે તેમ છે.

## ૨

### વૈષ્ણવોનું ફાસિઝમ

And though all the winds of doctrine were let loose to play upon the earth, so Truth be in the field, we do injuriously by licensing and prohibiting to misdoubt her strength. Let her and falsehood grapple; who ever knew Truth put to the worse in a free and open encounter? Her confuting is the best and surest suppressing.—MILTON: *Areopagitica*, p. 45; H. B. Cotterill's ed., 1915.

જેને અન્યદેશીઓ પણ વિદેશી ગણી શકે નહિ, તે ઈંગ્લિશ લિબરેલિઝમની પ્રસ્થાનત્રયી એટલે એરીઓપેજિટિકા, ઑન લિબર્ટી (જો. સ્ટુ. મિલ) તથા ઑન કૉમ્પ્રોમાઇઝ (લૉર્ડ મોર્લી). આપણામાંથી જેઓ સત્યાનુરાગી અને સ્વાતંત્ર્યપ્રિય છે તેમની પર, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે, એ ત્રણે અમર કૃતિઓના મન્ત્રો તથા સૂત્રોમાં અન્તર્ગત ઉન્નત ભાવનાઓનું ઋણ મોટું છે. એ ત્રણમાંથી મિલ્ટનના ઉદાત્ત, મર્મવેધક, સર્વાંશે નિર્ભય અને ગંભીરઘોષ વ્યાખ્યાનનું હમણાં ખાસ સ્મરણ કરવાનો પ્રસંગ એ છે કે ૨૪મી નવેમ્બર ૧૬૪૪ને દિને એનું પ્રકાશન થયું હોઈ એની ત્રીજી શતસંવત્સરી આ વર્ષે છે; તેથી, હરકોઈ જીવનક્ષેત્ર માટે ઇષ્ટ એવા વાણીસ્વાતંત્ર્યના એ સબળ પક્ષવાદ પ્રત્યે વાચકવર્ગનું લક્ષ દોરી, એને એ વાંચવા કે એનું પોતાનું જ્ઞાન તાજું કરવા, વિનંતિ કરવી. અને એમાંથી આ નોંધને મથાળે ટાંકેલાં સત્યવિષયક—મતમતાન્તરોના ઝંઝાવાતો વચ્ચે પણ અભયપૂર્વક અડગ રહી શકનાર સત્ત્વસંશુદ્ધ સત્ય વિશેનાં—વચનો આ સમયે દૃષ્ટિ સમીપ આણવાનો ઉદ્દેશ એ છે કે ગુજરાતના સ્વતંત્રવિચારી લેખકોનું વાણીસ્વાતંત્ર્ય જોખમમાં હોવાનો જે દાખલો રા. વિશ્વનાથ મ. ભટ્ટકૃત સુવિખ્યાત, સમર્થ ગ્રન્થ "વીર નર્મદ"ને અંગે બન્યો છે, તે પણ વિચારવો. ૧૯૩૩માં પ્રગટેલા એ ચરિત્રગ્રન્થની ચાલુ આવૃત્તિનાં પૃ. ૮ તથા ૧૧૩મે કર્તાએ જે લખ્યું છે તેનો મુંબાઈ ને અમદાવાદના અમુક વૈષ્ણવપંથીઓએ વિરોધ કરવાથી, મુંબાઈ યુનિવર્સિટીએ પોતાના ઇન્ટરના અભ્યાસક્રમમાં ઉઘાડી આંખે (એમ જ હશે ને?) નિર્ણીત કરેલા એ પુસ્તકની ઉપર કહી થોડી થોડી લીટીઓ એમાંથી છોડી દઈ ને પુસ્તક કૉલેજોમાં શીખવવું એવું એક પરિપત્રથી હવે ઠરાવ્યું છે. અમારા વાચકો સ્વતંત્રપણે પોતાનો અભિપ્રાય બાંધી શકે માટે અમે એ બંને પરિચ્છેદ આ અંકના

મંજૂષાવિભાગમાં છાપ્યા છે. તેઓ એ પરથી જોઈ શકશે કે બંનેમાંનું લખાણ ઐતિહાસિક ને સાબિત થએલી હકીકતોને આધારે થએલું છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં, જે યુનિવર્સિટી પોતાના વિદ્યાર્થીઓને આજે ૮૭ વર્ષથી ઉપર્યુક્ત પ્રસ્થાનત્રયીના સિદ્ધાન્તો ફરીફરીને શીખવતી આવી છે, તેણે ઉદારમતવાદની ઉત્તમ પ્રણાલિકાની વિરુદ્ધ વર્તીને, 'વીર નર્મદ'કારનાં સત્યમૂલક સ્વાતંત્ર્યાનુસારી કથનો પર સંકુચિત દૃષ્ટિએ શા માટે છેકો મારવો પડ્યો હશે? જેમને કોઈક દહાડો કોઈક, આવું બધું ચાલુ (કેમ કે, છ વર્ષ પર મૅટ્રિક વખતે પણ આવું જ બનેલું) રહેતાં, "આપણા ઇસ્લામી વૈષ્ણવો" તરીકે ઓળખાવશે, તે મહાશયોના ઝનૂનને જે વિશ્વ-વિદ્યાલય કહેવાય તે સંસ્થાએ શીદને નમતું આપવું પડતું હશે, વિદ્યાવિકાસના વિશ્વમાં સત્યનો જાણે હ્રાસ કરવા તે ઉદ્યુક્ત હોય તેવી રીતે? આવી રીતે વર્તવા કરતાં તો, બહેતર છે કે યુનિવર્સિટીએ એના બી.એ.ના અભ્યાસ-ક્રમમાંથી મિલ્ટન ને મોર્લીની કૃતિઓ પણ રસાતલ કરવી અને એ બંનેની તેમ જ મિલની કૃતિની બધી નકલો પોતાના તેમ જ બધી કૉલેજોનાં પુસ્તકાલયમાંથી ભેગી કરાવીને બાળાવી નાંખવી—જેથી કરી, એના વર્તનની સુસંગતતા તો જળવાય!

વિ. ક. વૈ.

૩

## 'મિલન'થી નૈરાશ્ય (અને આશા)

એક મિત્ર લખે છે:

'લેખકમિલન'ની મારી લાગણી કડવી છે. ચારિત્ર્ય કે વિદ્યા, ઉદ્યોગ કે ત્યાગવૃત્તિ, ભાનન કે સિદ્ધાન્ત—આમાંનું આપણે ઠરીએ તેવું એક પણ લક્ષણ પૂરતા પ્રમાણમાં ન જણાયું એ સાક્ષાત્કાર બહુ સુખદ નથી પણ ભવિષ્યના કાર્યને માટે આંખ ખોલનારો પણ છે.

આ શબ્દોમાં એ પ્રવૃત્તિ સંબન્ધી જે લાગણી વ્યક્ત થઈ છે તે જાહેરમાં અલ્પ પ્રમાણમાં જ આવી છે, પણ, 'મિલન'કારો માનતા હશે તેના કરતાં એ વિશેષ વ્યાપક છે. એમની ડિસેમ્બર ૧૯૪૩થી ઑક્ટોબર ૧૯૪૪ સુધીના દસ માસની પ્રવૃત્તિ જે રીતે ચાલી છે તેનાથી, વડોદરે આ વખતે આવેલામાંથી થોડા અને નહિ આવેલા કેટલાક લેખકોને આમ નૈરાશ્ય ઊપજવાનાં મુખ્ય કારણો વિચારતાં લાગે છે કે: (૧) ૧૯૪૩—આખરની પ્રાથમિક સભામાં આ પ્રવૃત્તિનો મુકાબલે વિશાળ કહેવો જોવો જે ઉદ્દેશ નક્કી થયો હતો, તે એટલો પણ બરાબર ધ્યાનમાં રાખીને આ ઑક્ટોબર-વાળું કામ વડોદરે થયું નહિ અને જે મોટે ઉપાડે 'બંધારણ' કહેવાયું

છે તે વિલક્ષણ બાલખેલમાં પણ તેનો કશા યે સંતોષકારક પ્રમાણમાં સમાવેશ થયો નથી તેથી; (૨) લેખનવ્યવસાયનું જે ગૌરવ છે. તથા સંસ્કારી લેખકોની (સર્જકો તેમ જ શાસ્ત્રીય લેખકવર્ગની) જે જવાબદારી પ્રજા પ્રત્યે આજને દહાડે ગુજરાતી ભાષાસેવકોને માથે રહેલી છે, તેનું તીવ્ર તો શું– પૂરતું ભાન પણ 'મિલન'વાલકોમાં જોવામાં આવતું નથી[1] તેથી; (૩) શક્તિ કે કાર્યસિદ્ધિ કે પ્રતિષ્ઠાના કોઈ જ ધોરણ વિના, ગુજરાતી લેખનસૃષ્ટિના સંમાન્ય લેખકોથી માંડીને એ સૃષ્ટિમાં નવાસવા જન્મેલા હરકોઈ જીવ સુધીના ગમે તેને પ્રવૃત્તિમાં દાખલ થવાની જે વિવેકવિહીન છૂટ રખાઈ છે તેનાથી; (૪) અને, પેલું બંધારણ તૈયાર કરવામાં, એનું કા. વા. મંડળ રચવામાં તથા એને પહેલેથી–અમુક દિવસો અગાઉથી–સભ્યોમાં વહેંચીને તેની પર વિચાર કે નિર્ણય કરવાની યોગ્ય રીતની તક એકત્રિત લેખકસમુદાયને નહિ આપતાં એને ધમાલિયા વાતાવરણમાં પસાર કરીકરાવી નાંખવામાં—આ સર્વમાં સૂત્રધારોએ જે સખત ટીકાને પાત્ર વલણ ધારણ કર્યું હતું તેને લીધે: આવાં કેટલાંક કારણોને લીધે, લેખકસંમેલનની એ પ્રવૃત્તિ, એના રંગીલા પ્રચાર–બહાદુરો બનાવવા ચાહે છે તેટલી સફળ તો નથી જ નીવડી. આવી સ્થિતિમાં, એના ભવિષ્ય વિશે જે કાંઈ સદ્ભાવપૂર્વક કહી શકાય તેમ છે તે આટલું કે વડોદરામાં પ્રસન્નતાનું વાતાવરણ અનુભવાયું હતું તે યોગ્ય હતું, પણ, એનાથી મુગ્ધ થઈને અટકવાને બદલે એનો સદર્થે વિનિયોગ સાહિત્યની-બહુવિધ ઉન્નતિ કાજે કાર્યવાહકજૂથ કરે અને લેખકસમુદાયને કરવા દે તેમાં જ સર્વનું સાચું, સ્થાયી, અન્તિમ શ્રેય રહેલું છે. વિ. કે. વૈ.

## ઉપધ્વનિ

### 'અક્ષરજીવનનાં સ્મરણો'

ગુજરાતમાં ખરા, પ્રથમ પંક્તિના સરસ્વતીભક્તો કેટલા?–આંગળીને વેઢે ગણાય તેટલા જ. વિદ્યાદેવીના એટલા ગણતર ગુજરાતી ઉપાસકોમાં, 'ઐતિહાસિક સંશોધન'ના કર્તા, શૈવ–વૈષ્ણવ સંપ્રદાયોના સમર્થ ઇતિહાસકાર, અન્ય પણ કેટલાક પુરાણાદિ વિષયોના ઉત્તમ ગ્રન્થોના લેખક અને ભાગવતધર્મના એકમાત્ર ગુર્જર પ્રાધ્યાપક, રા. રા. શ્રી દુર્ગાશંકર

૧. એ વૃત્તિના બેત્રણ દાખલા ટાંકીશું: (૧) કાર્યક્રમ અતિમોટા પ્રમાણમાં 'ઢળવો' બનાવી નાંખવામાં આવેલો; (૨) વિલેપાર્લેના દુર્વર્તનને વડોદરાએ કે (એની સામે અક્ષરે ન ઉચ્ચારી), જાણે સુવર્તન માની લીધું; (૩) લેખકે જાત-ઓળખાણ, આપવાની મૂર્ખાઈભરી રીતનો અંગીકાર.

કેવળરામ શાસ્ત્રીનું નામ નિઃશંકપણે તથા ઊંડા આદરપૂર્વક ગણાવી શકાય તેમ છે. એવા આપણા એક સુપંડિતના વ્યક્તિ તેમ જ વિદ્વાન તરીકેના અનુકરણીય જીવનનાં વિવિધ દૃષ્ટિએ સંગ્રાહ્ય સ્મરણો આ અંક દ્વારા કાયમ માટે સચવાઈ રહેશે તેને અમે અમારી પત્રકારપ્રવૃત્તિનાં આ પ્રકારનાં સદ્ભાગ્યોમાંનું એક માનીએ છીએ.

એ સંસ્મરણાત્મક ને રસપ્રદ કૃતિ વાંચનાર પ્રત્યેક વાચક જોઈ શકશે તેમ, તેમાં આપણા સાંસ્કારિક વિકાસની—મહત્ત્વના એક સમાજવર્ગ સંબન્ધી તેમ જ વિદ્યાવિષયક તથા વાઙ્મયિક—હકીકતો નોંધાઈ છે, બિનાઓ વર્ણવાઈ છે અથવા વ્યક્તિપરિચયાદિ અપાયાં છે, જે આપણે જાણવા-સમજવાની અગત્ય આજે જો ઘણી છે તો ભવિષ્યને માટે એથી પણ વધારે છે. અને સમગ્ર એ સ્મરણલેખનો ધ્યાનપાત્ર વિશેષ આ છે કે એનાં અંગોપાંગ યોગ્ય વિસ્તારથી, સાલ વગેરે બાબતની ચોકસાઈથી તથા સર્વાંશે નિરાડંબર છતાં વાચકનો રસ જાળવી રાખે તેવી શૈલીમાં લખાયાં છે.

'એક સરસ્વતીભક્તના અક્ષરજીવનનાં સ્મરણો'માં છે તેવી વિશિષ્ટતાવાળાં થોડાં જ પુસ્તકો ગુજરાતી ભાષામાં છે, તેવે સમયે એ 'માનસી'માં પ્રસિદ્ધ કરવા અમને આપીને એના વિદ્વાન કર્તાએ ત્રૈમાસિકને એકથી વધારે રીતે એટલું ઋણી કર્યું છે કે એ માટે, તેમનો આ લખનાર સાથેનો વીશ વર્ષનો અખંડ ને ઉષ્માભર્યો સ્નેહસંબંધ જોતાં, તેમનો આભાર માનવો એ તો ઉપચારવિધિ જેવું થઈ જાય; એટલે એ માટે હૃદયપૂર્વક આનન્દ દર્શાવીને જ વિરમવું ઉચિત લાગે છે. વિ. ક. વૈ.

## નિકષપૂર્તિ : પ્રાપ્તિ-સ્વીકાર

**નવજીવન મ. મન્દિરનાં** (અમદાવાદ): —'સત્યના પ્રયોગો અથવા આત્મકથા': મોહનદાસ ક. ગાંધી (આ. છઠ્ઠી; રૂ. ૨). —'નીતિનાશને માર્ગે': મો. ક. ગાંધી (પુનર્મુદ્રણ ૮મું; રૂ. ૦II). —'અનાસક્તિયોગ' મો. ક. ગાંધી (પુ. મુ. ૧૯૪૪; રૂ. ૦I). —'તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રો': ન. હ્રી. પરીખ, સ્વ. મહાદેવભાઈ (આ. ૩ જી; રૂ. ૦II). —**પાકીસ્તાન** અને આઝાદી: ગં. અધિકારી (લોકપ્રકાશનગૃહ, મુંબાઇ; રૂ. ૮). —**ઝરમર, ફૂલરાણી**: હીરાલાલ છો. બક્ષી, રાજપીપળા (આનો બે ને એક).

## મન્દિર-વૃત્ત

'**વિશેષ મદદની** આ રકમ ગયા અંક પછી મળી છે, જે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ: પ્રા. મોહનલાલ પા. દવે (સુરત): રૂ. ૨૫.

**શ્રી ભાવનગર દરબાર**ના કેળવણીખાતાંએ, 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા'ની ૨૮ પ્રત ખરીદીને આપેલા ઉત્તેજન માટે ઘણા આભારી છીએ.

**ડિસેંબરનો** અંક છપાવો શરૂ તો થયો છે પણ એ ઠીક-ઠીક મોટો થાય તેમ હોવાથી, એ માટેનાં અવલોકન વગેરે બને તેટલાં તંત્રીલખાણો તૈયાર કરતાં પણ આ અતિવ્યવસાયી પ્રાધ્યાપક-સંસ્કારમુકુરકાર-ગ્રંથકાર-તંત્રીને વિલંબ થાય તેમ હોવાથી પણ, એનું પ્રકાશન બીજાં આઠદસ અઠવાડિયાં પહેલાં થઈ શકશે નહિ તેની નોંધ લેવા વાચકો કૃપા કરે.

સૂરત  વિ. ક. વૈદ્ય: (સં. 'માનસી')
તા. ૧૨-૧૨-૪૪

## બે અનુપૂર્તિ

**ધ્વનિ:** ( ૧ ) ગુજરાત સાહિત્યસભાની વધારે અગત્યની સેવાઓમાંની એક, તે નાતાલ-શરૂઆત માટે એણે સરસ રીતે યોજેલું ઇતિહાસ-સંમેલન. એનો પૂરો લાભ સર્વ ઇતિહાસપ્રેમીઓ લેશે એવી આશા છે. ( ૨ ) વર્તમાનપત્રોમાં વીગતે જાહેર થએલા 'બોટાદકર-સ્મારક'માં એકેએક સંસ્કારી ગુજરાતી શક્ય તેટલું વધુ આપે એવી વિનંતિ આગ્રહપૂર્વક કરીએ છીએ. ( ૩ ) ત્રૈમાસિક 'કૌમુદી'ના સુરંગભાવી જન્મસ્થાન (જ્યાં આજે 'માનસી' પ્રેમીઓ પણ છે) વિલેપાર્લેની સાહિત્યસભાનું રજતપર્વ થોડા દિવસમાં ઉજવાશે. એ સમારંભને યશસ્વી સફળતા ઇચ્છીએ છીએ.

**નિકષ** ( પ્રા. સ્વી. ): નીલકંઠનું બાણ, ઉત્તરા, હસ્તમેળાપ; ( વીગતો આવતા અંકે ).—દિવાળીઅંકો: પ્રજાબંધુ, ગુજરાતમિત્ર, ગુજરાતી, ચિત્રમય જગત, બે ઘડી મોજ, ગુણસુન્દરી; अभिरुचि.

**હકીકતની ભૂલ** કાંઈક અંશે ગંભીર થઈ છે અજાણમાં, ગયા અંકમાં (પૃ. ૧૪૯ની ટીપ) એ માટે દિલગીર છીએ; લખાઈ આવવાનો છે તે એનો સુધારો આવતા અંકમાં છપાશે.

તા. ૧૨-૧૨-૪૪  વિ. ક. વૈ.

# મંજૂષા

## પ્રો. ઠાકોરને સૂરતનું માનપત્ર

[ ગયા ૧૧થી ૧૨ વર્ષ દરમ્યાનના સન્માન-સમારંભોમાંના એકનું કાયમ માટે જાળવવા જેવું (તા. ૮-૧૨-૪૩નું) માનપત્ર અહીં છાપ્યું છે.-સં. માનસી ]

**પરમ સન્માન્ય વિદ્વદ્વર્ય કવિવર પ્રો. બલવન્તરાય ઠાકોર,**

૨૩મી ઑક્ટોબર ૧૯૪૩ના શુભ દિને આપે પંચોતેરમા વર્ષમાં પ્રવેશ કર્યો તે નિમિત્તે, વિદ્યા અને સાહિત્યના ક્ષેત્રમાં આપે છેલ્લાં પચાસ વર્ષમાં જે અખંડ વિવિધ સંગીન સેવા કરી છે તેનું ગૌરવ કરવા, તથા આપ પ્રત્યે આદર અને પ્રેમ વ્યક્ત કરવા બે શબ્દ વિનીત ભાવે ઉચ્ચરવા આપની અનુજ્ઞા લઈએ છીએ.

ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં ભારતીય અને પાશ્ચાત્ય સંસ્કૃતિઓના સંઘર્ષણે દેશમાં આધ્યાત્મિક મહામંથન જગાડયું, તેને પરિણામે ભારતીય સંસ્કૃતિ તવાતી લાગી, ત્યારે યુનિવર્સિટીના શિક્ષણથી સંસ્કૃત સાહિત્યના પ્રકાશનો, સંસ્કૃતિસમન્વયનો, અને સાચા પુનરુત્થાનનો યુગ બેઠો, જેમાં મણિલાલ, ગોવર્ધનરામ આદિનાં ચિન્તનને પરિણામે ગુજરાતે વ્યગ્રતામાંથી સમતા મેળવી, હીનતા છાંડી આત્મગૌરવનું ભાન કર્યું, જેણે પાશ્ચાત્ય સંસ્કૃતિ, પ્રાચીન ભારતીય સંસ્કૃતિ અને અર્વાચીન રૂઢિગ્રસ્ત હિન્દી સંસ્કૃતિનો સમન્વય સાધ્યો, જેનો મહામન્ત્ર હતો—"સેવે નવું જૂનું સુધિ કરીને, મૂઢો જ દોરાય પરાઈ બુદ્ધિ," તે પંડિતયુગના આપ સુયોગ્ય પરંતુ આજે તો એકમાત્ર પ્રતિનિધિ, સ્થિરદ્યુતિ પ્રદીપ અમારી વચ્ચે વિદ્યમાન છો તે હકીકતને અમે સર્વશક્તિમાનની કૃપા ગણીએ છીએ.

ગોવર્ધનરામ, મણિલાલ, નરસિંહરાવની જેમ આપની રસદૃષ્ટિ સૂક્ષ્મ, સર્જકશક્તિ વિવિધ, અને વિદ્વત્તા ઊંડી અને અનેકદેશીય છે. યુનિવર્સિટીની ઉજ્જ્વલ કારકિર્દી પછી, અજમેર, રાજકોટ, પૂનામાં સમુજ્જ્વલ કીર્તિ

અધ્યાપક તરીકે આપે પ્રામ કરી. મુંબાઈ યુનિવર્સિટી, હિસ્ટોરિકલ રેકર્ડ્ઝ કમિશન આદિ સંસ્થા વા મંડળને આપે વિશિષ્ટ સેવા અર્પી.

ગુજરાતને ' અસ્મિતા 'નો મન્ત્ર આપવામાં આપ અગ્રણી છો. આપનો ગુજરાતનો પ્રેમ જ્ઞાનમૂલક ને ઉત્કટ છે. એ શુદ્ધ પ્રેમથી પ્રેરાઈ રાજકોટની સાહિત્યપરિષદને આપે સફળ બનાવી, પરિષદભંડોળ શરૂ કર્યું, અને તે અંગેના મંડળનો સફળ વહીવટ કર્યો. ગુજરાતી પ્રજા અને ગુજરાતી સંસ્કારના ગુણનિરૂપણમાં જ નહિ, એના દોષોના બ્યાનમાં પણ આપે ગુજરાત પ્રતિ ગાઢ પ્રીતિ દાખવી છે. આપની એ સત્યનિષ્ઠ પ્રીતિથી ગુજરાતની વ્યક્તિતા સુસ્પષ્ટ થઈ છે.

પરંતુ ગુજરાત જે વડે ઋણી છે ને ઋણી રહેશે, જેને લીધે સાક્ષર-કુલમંડન લેખે આપ ચિરાયુ છો, તે છે આપની સાહિત્યકૃતિઓ. તેમાં આપની પ્રબળ વ્યક્તિમત્તા, અડગ વિદ્યોપાસના અને નવનવોન્મેષશાલિની પ્રતિભા છતી થાય છે. વિવેચકોની અવગણના અને વાચકવર્ગની અવહેલના સહી લઈને પણ અપૂર્વ ધૈર્ય અને શ્રમથી સાહિત્યનું બંધિયારપણું આપે તોડ્યું છે, એટલું જ નહિ, નવું સૌન્દર્ય અને ઓજસ્ લાવવા અનેકવિધ પ્રયોગો કરી " તપસ્યા જ કવિધનની ખાણ " એ આપે છતી બતાવ્યું છે.

કાવ્યમાં, નાટ્યમાં કે નિબંધમાં ક્ષુદ્રતા ટાળી, મિતાક્ષરી અર્થઘનતા સાધતા વર્ણવિન્યાસ, ભાષા, શૈલી, આયોજન આદિમાં પ્રયોગો કરી નવી પેઢીના સાહિત્યકારોના આપ અગસ્ત્ય થયા છો. આપની ભારક્ષમ ગદ્ય-શૈલી એ ગુજરાતી ભાષાની સિદ્ધિ છે, પરંતુ તેથી યે મોટી અને અમર સિદ્ધિ છે આપની સળંગ અગેય પૃથ્વી છંદની શોધ. ' બ્લેન્ક વર્સ 'ની બધી શક્તિ ઉતારતો, સંસ્કૃત વૃત્તનો આવો અદ્‌ભુત વિનિયોગ ભારતની બીજી કોઈ ભાષા કરી શકી નથી. ઓડ, નાટ્યકાવ્ય, અને સૉનેટની કાવ્યજાતિઓ આપણા સાહિત્યમાં આપે રૂઢ કરી.

મૂલ્યાંકનનાં ઉચ્ચ ધોરણો, ભાવનાપ્રેમ ને ઐતિહાસિક દષ્ટિ, તથા ધાર્મિક, સામાજિક કે રાજકારણી પૂર્વગ્રહોથી મુક્ત, શુદ્ધ હેતુવાદીની નિર્ભયતા એ આપની ગદ્યકૃતિઓનાં લક્ષણો છે. આપનામાં સંસ્કૃતિપ્રેમ છે, ધાર્મિક ઘેલછા નથી; પ્રજાજીવન સાથે સમભાવ છે, પ્રવાહવશતા નથી; પ્રાચીન કે નવીન, ભારતીય કે પાશ્ચાત્ય, જે જે શિષ્ટ વા સુન્દર તે આપે પ્રશસ્યું છે. કવિ તરીકે ગુજરાતમાં આપે અનન્યસાધારણ સ્થાન પ્રાપ્ત કર્યું છે તે પૃથ્વી છંદ શોધ્યો ને સૉનેટજાતિ શરૂ કરી તેથી નહિ, કાવ્યવિષયમાં

ક્ષેત્રવિસ્તાર કર્યો તેથી જ નહિ, પણ આપની કવિતાની વિલક્ષણ આકર્ષકતાથી. ગેય કવિતાના પોલા લલકાર છોડી શુદ્ધ અર્થભર કવિતા આપે આપી; પોચટ લાગણીવેડા છોડી સૂક્ષ્મ, શુદ્ધ, બલવંત ઊર્મિ સત્કારી, સ્વપ્નમુખી ખ્વાબ સાટે જીવનઅભિમુખ ભાવના ગાઈ; તુચ્છ સરળતા છાંડી નવીન ધ્વનિ–સરજત કરી.

પંડિતવર ! નવીન કવિવિવેચકોના કુલગુરુ ! કોલેજના પ્રોફેસર લેખે નિવૃત્ત થયા પછી આપ આજની સાહિત્યિક પેઢીના આચાર્ય થયા છો. નવો કોઈ ગદ્યકાર નથી જેમાં આપની શૈલીના આરોહ-અવરોહના ભણકારા નહિ હોય; નવો વિવેચક નથી જેણે આપનાં સૌન્દર્યપરખનાં ધોરણો નથી અપનાવ્યાં. અને નવીન કવિ તો આપનો પ્રિયતમ શિષ્ય ને વારસદાર છે. અમારા રામનારાયણો ને વિજયરાયો, અમારા ઉમાશંકર, સુન્દરમ્ ને પૂજાલાલો આપના સદૈવ ઋણી છે. સદ્ભાવથી, પ્રેમથી છતાં કસોટીનાં ઉચ્ચ ધોરણથી ઢગલાબંધ નવીન કવિતા અવલોકનાર, ઝીણી રત્નકણિકા કે એમૂલ હીરાને પુરસ્કૃત કરનાર, આપના જેવો અવિશ્રાન્ત નિત્યયુવાન સાક્ષર ગુજરાતે આપ્યો નથી. આપની પ્રેરણાથી ગુજરાતી સાહિત્યાકાશે કવિઓનાં નક્ષત્રો ઝૂગે છે.

કવિગુરુ, સાક્ષરસત્તમ, અમારાં સન્માન અને અમારી પ્રશસ્તિ અપૂરતી જ રહેવાની. આપ વિદ્યમાન છો તે ગુજરાતનું ધન્ય ભાગ્ય છે. અને એ ભાગ્ય હજી એક પચીશી ચાલુ રહે તે સારુ સર્વશક્તિમાનને અમારી પ્રાર્થના છે કે તે આપને પૂરાં સો વર્ષનું સ્થિર અંગનું અનામય આયુષ્ય આપે. લિ. આપના ગુણાનુરાગી,—

**પ્રમુખ અને સભ્યો ...** ( નર્મદસભા, કેળવણી મં., નૂતન શિ. સંઘ )

## 'વીર નર્મદ,'

## વૈષ્ણવો અને યુનિવર્સિટી

[ આ વિષય પરની 'ધ્વનિ'માંની નોંધમાં જેનો ઉલ્લેખ કર્યો છે તે બન્ને પરિચ્છેદ અહીં છાપીએ છીએ. એમાંનો બીજો તો નર્મદનું પોતાનું જ લખાણ છે, 'ગુજરાતીઓની સ્થિતિ' નામે તેના લેખમાંથી. —સં. માનસી ]

### ૧. નર્મદયુગના વૈષ્ણવ મહારાજ

આ એક બાજૂ, વૈષ્ણવ મંદિરમાં આચાર્યજી મહાપ્રભુ[૧] સ્વયં કૃષ્ણ

૧. આ શબ્દપ્રયોગ બરાબર નથી કેમ કે એ માન સંપ્રદાય–સ્થાપક શ્રીમદ્વલ્લભાચાર્યજી માટે વપરાય છે. —સં. માનસી

ભગવાન બનીને પારણામાં ઝૂલી રહ્યા છે ને ભાવિક સ્ત્રીઓ તેમને હીંચોળી રહી છે. શરત્પૂર્ણિમાને દિવસે તેઓ પોતે કૃષ્ણજીનું રૂપ ધારણ કરી જોબનવંતી સ્ત્રીઓ સાથે રાસલીલા ખેલી રહ્યા છે, જરકસી જામો ને મોરમુગટ પહેરી વેણુનાદ કરી મુંબઈ નગરીની નારીઓને વિહ્વલ બનાવી રહ્યા છે, ને દિવાળીના દિવસોમાં પ્રભુને સ્થાને પોતે જ પોતાના પુત્રપરિવાર સહિત સિંહાસને બિરાજી અન્નકૂટની સ્વાદિષ્ટ વાનીઓ જુવાન ભાટિયાણીઓને હાથે આરોગી રહ્યા છે. ('આર્યધર્મપ્રકાશ' : પુ. ૧, ભાદ્રપદ; પૃ. ૨૮૮).

## ૨. નર્મદના નેતૃત્વ નીચે ધર્મસુધારાની પ્રગતિ

ગોસાંઈજી મહારાજની અનીતિની ચર્ચા ચાલી ને તે ચર્ચાના ગ્રંથો ને ન્યૂસપેપરના આર્ટિકલો ગોસાંઈજી મહારાજના સેવકોમાં ઉલટથી વંચાયા હતા ને કોર્ટમાં કામ ચાલેથી ગોસાંઈજીના પંથની ફજેતી ફજેતી થઈ ગઈ હતી. ગુજરાતના સઘળા વલ્લભી વૈષ્ણવોની ખાતરી થઈ છે કે તે પંથમાં ભોપાળું છે ને ગોસાંઈજી ગુરુઓ અનીતિમન્ત છે. ('નર્મગદ્ય' (સરકારી) પૃ. ૬૪-૫).[1]

## 'ભસ્મરેખા'નો સારાંશ

(લેખિકા : કુ. કીર્તિદા વિ. વૈદ્ય)

ભસ્મરેખા એક નવલકથા રૂપે લખાયેલી ચોપડી છે. તેમાં મુખ્ય પાત્રો બે જ છે: વિભા અને ચંદ્રવદન. વિભા એક ધનિક વણિક કન્યા છે. તેના પિતા તરફથી તેને ઉચ્ચ કેળવણી આપવામાં આવે છે. માતા તરફનું સુખ તો તેને પહેલેથી જ મળ્યું ન હતું. વિભા મોટી થતાં તેને માટે લગ્ન વિષેનો વિચાર તેના પિતા તથા તેની સાથે રહેનાં તેનાં ફોઈને માથે આવી પડ્યો. વિભાનું વેવિશાળ માનચંદ શેઠના પુત્ર શ્યામલાલ સાથે થયું હતું પણ તે મેટ્રિક પણ ન થયો હોવાથી વિભા તેની સાથે લગ્ન કરવા પણ ઇચ્છતી ન હતી.

ચંદ્રવદન બી. એ. થયેલો યુવાન હતો. તેનો પિતા ગરીબ હતો પણ તે ટ્યુશનો કરી અને હાઈસ્કૂલમાં નોકરી કરી પોતાનું ગુજરાન ચલાવતો હતો. ચંદ્રવદન માટેનું લગ્ન પણ તેના પિતાએ નક્કી કરી રાખ્યું હતું.

૧. આ અવતરણ 'વીર નર્મદ'માં છે તેવું જ અહીં આપ્યું છે; કર્તાએ 'ન. ગ.'ની જૂની આવૃત્તિ વાપરી હશે; બાકી એની ૧૯૧૨ની (છઠ્ઠી) આવૃત્તિમાં તો, છેલ્લા શબ્દો, '...ગુરુઓ ઘણા અનીતિમન્ત છે' એવી રીતે આપ્યા છે. —સં. માનસી

ચંદ્રવદને ટ્યુશનો રાખ્યાં હતાં, તેમાં વિભાને ભણાવવા માટેનું પણ એક હતું. વિભાનો અને ચંદ્રવદનનો સંબંધ ભણાવવામાંથી જ બંધાયો હતો.

ચંદ્રવદનને અભણ પત્ની મળી હતી જ્યારે વિભાને અભણ પતિ મળ્યો. પણ જ્યારે માનચંદ શેઠને ત્યાં વિભાને જમવા નોતરે છે, ત્યારે તે ત્યાં નહિ જતાં ચંદ્રવદન સાથે નાસી જઈ કોઈ ત્રીજા માણસ નવીનચંદ્રને ત્યાં છૂપી રીતે બન્ને જણાં રહે છે. પણ વિભાના પિતાને ખબર પડે છે ત્યારે તેઓએ ઘણી તપાસ કરાવી, પોલીસોને ખબર આપી. છેવટે નવીનચંદ્રને ઘેરથી તેની ભાળ મળે છે. તેના પિતા તેને ઘેર લાવવા માટે બહુ જ આગ્રહ કરે છે, અને છેવટે તે તથા ચંદ્રવદન તેને ઘેર જાય પણ છે. વિભા ચંદ્રવદન સાથે નાસી ગયા પછી વિભાની તથા તેના પિતાની નાતમાં ફજેતી થાય છે. અને ન્યાતમાં 'વંઠેલી' તરીકે ગણાય છે.

વિભાનો હેતુ ચંદ્રવદન સાથે લગ્ન કરવાનો હતો. એને વિષે બન્નેનાં મન મળેલાં હતાં પણ તેના પિતાને તે રુચતું ન હતું; કારણ કે ચંદ્રવદન તેની ન્યાતનો ન હતો. વિભા અને ચંદ્રવદન ઘેર આવ્યાં પછી પણ તેઓને સાથે જ રહેવા દેવામાં આવ્યાં હતાં. એટલે વિભાને પણ તેમ જ લાગતું કે પિતા મને આની સાથે જ પરણાવશે પણ વિભાની ધારણા ખોટી પડી અને ચંદ્રવદનને મદ્રાસ કાંઈક કામને અંગે મોકલી દેવામાં આવે છે. અને બન્નેના પત્રો એકબીજાને મળવા દેવામાં આવતા નથી. પણ વિભા તો એમ જ માને છે કે હું ચંદ્રવદનને પરણી ચૂકી છું. તેને ઘણા કાલાવાલા કરવામાં આવે છે પણ તે માનતી નથી. આ બાજુ ચંદ્રવદન પણ કોર્ટમાં કેસ લડે છે. કોર્ટમાં વિભાની જુબાની લેવામાં આવે છે, પણ કોર્ટ તેનો ચુકાદો આપી શકતી નથી. ચંદ્રવદનને પણ કોર્ટમાં જીત મળતી નથી. છેવટે ચંદ્રવદન ક્ષયમાં મરણ પામે છે. વિભાને તેના મૃત્યુની ખબર પડતાં તે ત્યાં આવે છે અને પોતાના કપાળમાં તેની ભસ્મની રેખા કરે છે અને છેવટ સુધી વિધવા તરીકે રહે છે.[1]

## હોમીઓપથી

હોમીઓપથીના પ્રણેતા, જર્મન ભિષગ્વર હાનેમાનની અવસાન-શતાબ્દીનો પ્રસંગ પુનામાં ૧૯૪૩ના જુલાઈની તા. ૨–૩જીએ યોજાયો ત્યારે ત્યાં એક વક્તા, સતારાવાળા ડૉ. આઠવલ્યેએ એ ચિકિત્સાપદ્ધતિનાં મુખ્ય તત્ત્વો આમ ટૂંકામાં રજૂ કર્યાં હતાં:

૧. રા. ચુનીલાલ વર્ધમાનકૃત એ પુસ્તકનું અવલોકન આવતા અંકમાં.—સં. માનસી.

ડૉ. હાનેમાન એ મોટા મનોવિશ્લેષણશાસ્ત્રી હતા. તેમણે વૈદકશાસ્ત્રમાં મનોવ્યાપારશાસ્ત્રનો ('સાઇકોલૉજી'નો) પહેલો પ્રવેશ કરાવી આપ્યો અને હવે વૈદકની આ શાખાને મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત થયું છે. એ જ રીતે, વૈદ્ય-ડૉક્ટરોએ રોગીના માત્ર રોગ તરફ ન જોતાં, રોગનું નિદાન કરવામાં રોગીના વ્યક્તિત્વને પણ લક્ષમાં લેવું જોઈએ એ મોટું તત્ત્વ જણાવીને હાનેમાને રોગનિદાનપદ્ધતિમાં મોટું પરિવર્તન કર્યું. આ તત્ત્વને પણ હવે વૈદકશાસ્ત્રે માન્ય રાખ્યું છે. એ મહાન ડૉક્ટરે ચિકિત્સાને નિયમબદ્ધ કરી; અને નીરોગી માણસ પર ઔષધનું શું પરિણામ થાય છે તેનું લાંબા સમય સુધી નિરીક્ષણ કરીને તેણે શુદ્ધ ઔષધ-ગુણાદર્શ ('મટીરિયા મેડિકા પ્યુરા') તૈયાર કર્યો. હાનેમાને કોઈ રોગ સ્થાનિક તથા કોઈ સાર્વદૈહિક હોય છે એ સપ્રયોગ સિદ્ધ કરી આપ્યું. હોમીઓપથીમાં શસ્ત્રક્રિયાનો નિષેધ નથી પણ એ પદ્ધતિથી ઉપચાર કર્યો હોય તો ઘણી શસ્ત્રક્રિયા કરવામાંથી બચી જવાય છે. એકંદરે, ડૉ. હાનેમાન વૈદકશાસ્ત્રમાં મોટું પરિવર્તન કરનાર મહાન વિભૂતિ થઈ ગયા. (કેસરી : ૧૬-૭-૪૩).[1]

1. સ્થળસંકોચના કારણે હમણાં સુધી નહિ છાપી શકાયલી નોંધ. —સં. માનસી

# માનસી

વર્ષ ૯ : ગ્રંથાંક : ૪

ડીસેમ્બર ૧૯૪૪



પૂર્ણસંખ્યા ૩૬

સંચાલક :

પ્રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય

નાનપરા : સૂરત

પ્રકાશનસ્થાન

આનંદ પ્રેસ : સ્ટેશન રોડ : ભાવનગર


Lotus Ink
FOR ALL KINDS OF FOUNTAIN PENS
BLUE BLACK
LOTUS INK
KALES SALES ASSOCIATION
FORT BOMBAY

# શુક્તારક

## નવલરામ લક્ષ્મીરામનું જીવનચિત્ર

કર્તા : પ્રા. વિજયરાય; ક઼િ. વૈ. બી.

" Following closely on his classic History of Gujarati Literature, comes Prof. Vijayarai Vaidya's શુક્તારક–a pictorial, almost dramatic narrative of the life and times of Navalram, a leading pioneer of the modern renaissance in Gujarat. Only a rare artist of biography can render an uneventful life with such truthful, vivid, humorous detail and be to his subject so respectful without sacrificing its human interest." V. M. D. in *The Sarvajanikan* (Mar. '45).

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

# વિષયદર્શન

વ. ૯, અં. ૪ : પૂર્ણસંખ્યા ૩૬

ડિસેંબર ૧૯૪૪ ( પ્રકટ, એપ્રીલ '૪૫ )

## સર્જન અને નિબન્ધો

ધર્મ એટલે સાક્ષાત્કાર ( 'ધર્મોનું મિલન'માંથી ) ૩૪૧

કાવ્યમાનસી: વિગ્રહો, ભૂત અને શાંતિ ( પ્રા. બ. ક. ઠાકોર ); ઓ અપૂર્વ સુન્દરી ! ('પતીલ'); ચાર મુક્તકો (ફૂલલાલ); બે કાવ્યકણિકા ( ઉપેન્દ્ર ભ. પંડ્યા )... ... ... ... ... ... ... ... ...૩૪૩

એશિયાખંડની કલા ( કલાવિવેચન ) અંબાલાલ બા. પુરાણી...૩૪૮

ચિકિત્સાસંકટ ( વિનોદાત્મક વાર્તા ) પ્રા. બાપલાલ પ્ર. કોઠારી...૩૬૦

પદ્યપ્રયોજન અને દ્વિજોત્તમકવિતાજાતિ: પ્રા. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી૩૭૬

ઝંખના ( ગેયગીત-ચર્ચા ) અવિનાશ વ્યાસ... ... ... ... ...૩૮૩

ભાવનગર વિશે વધુ ( સંસ્મરણો ) દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી...૪૦૫

સાધકની દૃષ્ટિએ: ૫ (પૂર્ણયોગિક ગદ્યખંડો) ગિરધરલાલ શેઠ ...૪૦૮

દુહો, દોહા અને દોહરો ( શબ્દચર્ચા ) પ્રા. હીરાલાલ ર. કાપડિયા ... ...૪૧૧

ગુજરાતમાં પ્રાગૈતિહાસિક માનવ (સંશોધન) ડૉ. હસમુખ ધી. સાંકળિયા ... ૪૧૫

## નિકષ

પાંડિત્યમંડિત રસિકતા (સાહિત્ય અને વિવેચન: ભાગ ૧, ૨) પ્રા. ડોલરરાય ર. માંકડ ... ...૪૨૦

જીવનના સાવધાન વૈજ્ઞાનિક ( આત્મકથા ) શાન્તિલાલ મ. દેસાઈ ... ...૪૩૮
સિન્ધુનો સેતુ ( કંસવધ ) ૪ ... ... ... ... ... ... ...૪૪૧
પરિચય અને પરામર્શ ( ૧૮ પુસ્તકો વિશે ) વિ. ક. વૈ... ...૪૪૩
સ્વીકારનોંધ; પ્રાપ્તિ–સ્વીકાર... ... ... ... ... ... ૪૪૮-૯

## ધ્વનિ

૧. શ્રીઅરવિન્દ વિશે રોમેરોલાં ( વિ. ક. વૈ. ) ... ... ...૪૫૦
૨. લૌ. વિજ્ઞાનઃ એ અવસાનનોંધ ( ડૉ. ભદ્રમુખ ક. વૈદ્ય ) ...૪૫૩
૩. કોણ કહેશો ? ( 'નિર્ગ્રંથ' ) ... ... ... ... ... ...૪૫૭
૪. અફીણું ( વિ. ક. વૈ. ) ... ... ... ... ... ... ...૪૫૮
૫. મન્દિરવૃત્ત ( „ ) ... ... ... ... ... ... ...૪૫૮
મંજૂષાઃ બે કથાસાર ( કુ. પ્રીતિંદા વિ. વૈદ્ય ) ... ... ...૪૫૯

માનસી ગ્રન્થશ્રેણી; સંચાલક વિજયરાય ક, વૈદ્યઃ દરજી મહોલ્લો, નાનપરા; સૂરત. લવાજમ ૧૯૪૪ નું, રૂ. ૬-૪-૦; ૧૯૪૫ નું, રૂ. પાંચ; છૂટકનો રૂ. દોઢ.

શાખાઓઃ મુંબઈઃ એન. એમ; ત્રિપાઠી લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ; સૂરતઃ પ્રતાપ પ્રેસ, કણપીઠ; વડોદરા; સાધના પ્રેસ, રાવપુરા; પોરબંદરઃ રા. દામોદર કે. ભટ્ટ, રામટેકરી; ભાવનગર : આનન્દ પ્રેસ, સ્ટેશન રોડ.

## ૧૯૪૫ નાં લવાજમ

એ લવાજમો અંક મળતાં જ, આનન્દ પ્રેસ, સ્ટેશન રોડ, ભાવનગર—ત્યાં વ્યવસ્થાપકને મોકલવાં; અથવા શાખાઓમાં ભરવાં. એ રીતે રૂ. પાંચ જેમના નહિ મળે તેમને વી. પી. થી આવતો અંક મહિના બાદ રવાને થશે.

વ્યવસ્થાપક માનસી



# માનસી

વર્ષ ૯, અંક ૪] ═══ [ ડિસે. '૪૪

## ધર્મ એટલે સાક્ષાત્કાર

[ આ. રાધાકૃષ્ણન : 'ધર્મોનું મિલન,' પૃ ૧૭૯–૮૧ ]

હિંદુઓ પોતાના વિચારોનો બીજાઓની પાસે બળજબરીથી સ્વીકાર કરાવવા નથી મથતા, ..... [તેમની] આ વૃત્તિના મૂળમાં જીવનની એક ચોક્કસ ફિલસૂફી રહેલી છે. તે માને છે કે ધર્મનો અર્થ આધ્યાત્મિક અનુભવ કે સાક્ષાત્કાર હોઈ એ દરેક માણસે જાતે સિદ્ધ કરવાની વસ્તુ છે. સંપ્રદાયો ને મતો, પ્રતીકો ને મૂર્તિઓ તો કેવળ એ ધ્યેયની પ્રાપ્તિમાં સાધનરૂપ છે. તેમનું કામ તો એ છે કે જે કાર્ય કેવળ વ્યક્તિગત પુરુષાર્થથી જ સિદ્ધ થાય એવું છે તેને માટે ટેકો આપીને આત્મવિકાસમાં મદદ કરવી. આત્મા શુદ્ધ, બુદ્ધ, સ્વતંત્ર છે, અને આમાના પાશ તોડીને છૂટી જવું ને પોતાના સાચા સ્વરૂપનું દર્શન કરવું એમાં એનો ખરો પુરુષાર્થ રહેલો છે. આત્માના નિરાકાર જ્યોતિનું મનુષ્યની ભાષામાં વર્ણન કરવું અશક્ય છે. આપણે એટલી પાતળી ને આછી હવા પર ચાલીએ છીએ કે નજરે દેખાય એવાં પગલાં મૂકી જવાં નથી. જેણે સત્યનું દર્શન કર્યું છે તે ઉન્નત બનીને જગતની સર્વ સંકુચિતતા, સાપેક્ષતા ને અનિશ્ચિતતાની પાર જાય છે. આપણું નાવ જ્યારે આત્મામાં નાંગરે છે

ત્યારે, [ ટોમસ આ કેમ્પિસ(૧૩૭૯–૧૪૭૧)કૃત 'ઇમિટેશન ઓફ ક્રાઈસ્ટ'-માંના શબ્દોમાં] આપણે બહુવિધ મતમતાન્તરની જાળમાંથી છૂટી જઈએ છીએ... ...ઋષિઓ ને ભગવદ્ભક્તો ઈશ્વરનો અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કાર કરે છે; અને પરમાત્માને પોતાના અન્તરાત્મારૂપે હૃદયમાં વસતો જોઈ તેમને જે અપાર આનન્દ થાય છે, તેને લીધે તે સંસારના સર્વ પ્રશ્નોને વિષે ઉદાસીન બની જાય છે. મનુષ્યનું સાન્ત મર્યાદિત મન સહિષ્ણુતા ધારણ કરીને તે વાટે અનન્ત ને અપ્રમેય પરમાત્મા આગળ પોતાની અલ્પતા ને ક્ષુદ્રતા કબૂલ કરે છે.[૧]

૧. ભાષાન્તર રા. ચન્દ્રશંકર પ્રા. શુક્લકૃત; પ્રકાશન, ભારતીય વિદ્યાભવનનું.

## યોગીની સ્થિતિ

સૂર્યની સમક્ષ જેમ બરફ પીગળી જાય છે તેમ ઈશ્વરપ્રસાદીના તેજથી દુઃખમાત્ર ભાગી જાય છે, અને આવો માણસ તે સ્થિરબુદ્ધિ કહેવાય... ... આવા યોગીની તો એવી સ્થિતિ હોય છે કે નદીનાળાંનાં પાણી જેમ સમુદ્રમાં શમી જાય છે તેમ વિષયોમાત્ર આ સમુદ્રરૂપ યોગીમાં શમી જાય છે; અને એવો માણસ સમુદ્રની જેમ હમેશા શાન્ત રહે છે. તેથી જે માણસ સર્વ કામનાઓ તજી, નિરહંકાર થઈ, મમતા છોડી, તટસ્થપણે વર્તે છે તે શાન્તિ પામે છે. આ ઈશ્વરપ્રાપ્તિની સ્થિતિ છે અને એવી સ્થિતિ જેને મરણ પર્યન્ત ટકે છે તે મોક્ષ પામે છે.

( ગાંધીજીકૃત 'ગીતાબોધ' પૃ. ૨૫ )

# કાવ્યમાનસી

## વિગ્રહો, ભૂત અને ભાવિ

: મંદાક્રાંતા—સ્રગ્ધરા—અનુષ્ટુપ :

૧

ખંડે ખંડે હર યુગ યુગે રાજ્ય સામ્રાજ્ય જોયાં
જન્મી વાધી ભુજબળ નવે, રિદ્ધિ વિસ્તાર સૌએ
સોહંતાં કૈં. પણ ફરિ ફરી સદ્ય અલ્પાંતરે વા
થાતો ભેટો. ચડ પડ ઘણું, અન્ય વીનાશિ બંને
મલ્લોનો ત્યાં કવલ કરતો કાળ દુષ્કાળ કોપે.
યુદ્ધો સંધી જય અજય સૌ ઝૂમતાં હોળિ એક,
બંને બાજૂ મરદ મડધા રોઈ રહેતી હજારો,
સંસ્કારોફુલ્લ વાડી સુભગ ફરિ ફરી વેડતું બર્બરત્વ.
સંસ્કારોજ્જ્વલ એ વાડી હતી 'વાડી'જ જ્યાં લગી,
સંસ્કૃતિધર સૌ એનાં કૃતિપ્રમુખ રાજતાં,
ત્યાં લગી એ વિજિતો એ વિજેતા યે પતનથી
પુનરુત્થાન કરતા, પેઢિ બેચ્ચણુચારમાં.
ગુમાવેલ ફરી પામી બસતી રિદ્ધિ સંસ્કૃતિ
તાજા માતા ગુમાની ને વઢકણા ય બનતા,
એ જ કે કો'ક બીજા શું હોડ ઊપાડતા વળી. ૧૫

૨

યંત્રો ઊગ્યાં; બળકદ વધી ફૂટિ શાખા પ્રશાખા.
'કાચા માલો' દગગિરિ સમા મૂલ ખોદી ઉપાડી
યંત્રો પ્રૌઢ નગર ખડકે, 'જીન' શું હોય જાણે
વર્ણ્યા વાર્તાકિતાબે 'અરબરજનિહજાર' નામે પ્રસિદ્ધ,
એવી જાદુ-ઈ ઝડપે સિફતે, સૌ બને ઢંગ એમ.

પ્રૌઢ શ્હેરે મજુર-કટકો રાતદી જાત ગાળી
બીજાં યંત્રો અવર 'જિન' શાં યોજિ સંયોજિ ખાંતે
લાકખો "નંગો" સુહાતાં દિનદિન બનવે, સૌ બને ઢંગ એમ.

એ લાખકોટિ 'નંગો'ને યંત્રો સાંમી સફરમાં
દૂર સુદૂર દેશોમાં પ્હોંચાડે ખપવી દિયે.
કૃષિસંસ્કૃતિ આ રીતે યંત્રસંસ્કૃતિ થૈ ગઈ,
લાકખો નર અને નારી તણાં લોહી ચુસી જતી,
કોટિધ્વજો ગણુંતરી નફાપુંજે નવાજતી,
કૃષિસંસ્કૃતિખંડોમાં નિરુદ્યમ પ્રસારતી,
ભૂમિભૂખે દિગંતોને ખાવા ધાતી અહર્નિશા. ૩૦

૩

ને આ યંત્રી યુગ યુગ જુનાનાં બધાં અસ્ત્રશસ્ત્રો
બુઠ્ઠાં જૂઠ્ઠાં બનવિ નવલાં સર્જતો હોંસ સોરે.
યુદ્ધો ખોમે 'દધિનદસપાટી પરે શૂં, હવે તો
વ્યાપે વ્યોમે ઉદધિભિતરે, અસ્ત્ર વર્ષે નભોથી
ફૂટે, અસ્ત્રો જલભિતરથી ઊડતા કાળગોળા,
ફાટે, ફેંકી પથરઈ જતા વામ સો ચોગમે, ને
આખાં પ્રૌઢાં શહેરો અરધદિવસમાં બાળતા દાટ વાળે,
હજારોનાં કબંધો ધડ શિર પગ બાહુ પડે ક્યાં ય ને ક્યાં!
વિરુદ્ધો આ અતિરૌદ્ર થયા છે બે પૃથાવ્યાપી

વીશ વર્ષ તણે ગાળે, બીજો પ્હેલા થશે ઠારી.
શસ્ત્રાસ્ત્રયંત્રબળના સોગણા ઘોર સંયોગે.
બીજા બેત્રણ આવા ભાવિ જો આસુરી તાણી
એકેકથી ધમસાણે અસહ્ય ચડિયાતા,—તો
માનવજાતિ આખીનું સદાકડૂં નિકંદનમ્ !
જ્ઞેયં જ્ઞાનં ચ જ્ઞાતા ચ કેરૂં સત્યબ્ધિસ્થાપનમ્ ! ૪૫

૧૦-૧૦-૪૪

બળવંતરાય ક. ઠાકોર

## એ અપૂર્વ સુંદરા !

ગઝલ

એ અપૂર્વ સુંદરા ! વખાણ શાં કરાય તુજ ?
છે ન શબ્દની મજાલ, વર્ણવે અદા ય તુજ :
ધર્મ આથિકો તણો ન બોલતું લગાર પણ;
જીભ તાળવે જતી—જકી નહીં ખમાય તુજ !
સૂર્ય ના પ્રકાશતો હતો શશી ન રાજતો,
નીકળ્યો સવાર જ્યોહરે તજી જગા ય તુજ :
કામ છે ન દીપનું તું હોય જે સભા મહીં,
મિત્ર સેંકડો સદા ય આદરે વડાય તુજ :
નાયકો પ્રજાતણા, નરેન્દ્ર દેશદેશના,
ચર્ણની રજે કરી કૃતાર્થ થાય, થાય તુજ :
હમનશીન તેમ યાર દેશબાંધવો હજાર
આખરે ન એક સંગી સાહરો વિના ય તુજ.
તું જ હિમાલય અને તું ગંગ ને યમન વળી,
નર્મદા તણો પ્રવાહ નિત્ય ગાન ગાય તુજ.

છે તું કાશ્મીરમાં, પૂજાય છે પકસેસરે;
'લાલ' શબ્દ નામ સાથ માહરા લખાય તુજ :
હો પતીલની જગા ન ગોખરે ભુલાયલા
ભેટ જાનની કરું હું સંમુખે સદાય તુજ ![1]

: પતીલ :

૧. મારી એક ફારસી ગઝલનું ભાષાન્તર.

## ચાર મુક્તકો

[ નવ-પ્રકાશિત 'જંપમાળા 'માંથી ]

### શાર્દૂલવિક્રીડિત

આંસુડાં અમ કૈં જુગોથી વહતાં, તેના જ જાણે બન્યા,
સાતે સિંધુ અગાધ; ક્રન્દનરવો અશ્રાંત ઊંચે ચઢ્યા;
આવી શું સુણી તે અહીં તું જનની! પીયૂષના પિંડમાં,
કે આંખે અમ અશ્રુ યે દરશને આનંદથી ઉલ્લસે?

### વસન્તતિલકા

આ દૂર દૂર થકી આતુર આંખડીઓ,
આવી સમુત્સુક ખડી તવ દર્શનાર્થે;
તે જોઈ જો હૃદય મારું ય ના દ્રવે તો
મા! વજ્રપાતમય દાખવજે દયા તું.

### વસન્તતિલકા

દુઃખાશ્રુઓ, દુરિત, ગાઢ મળો હઠીલા
ને અંધકાર ઘન કોટિક કૈં યુગોના;

નૈવેદ્ય એ જ અમ, તે પણ મીઠડી તેં
સ્વીકારી પ્રેમલ પ્રસાદ જ દિવ્ય દીધા !

**શાર્દૂલવિક્રીડિત**

તારા નામતણી અમી—નિગળતો પ્રત્યેક ઉચ્ચાર, મા !
ઊંચા ઉજ્જ્વલ દિવ્ય ધામ મુજને પ્હોંચાડનારી રૂડી
સીડીનું શુભ થાય છે પગથિયું, જેની પરે પ્રેમનું
ગાતો ગાન ગભીર ધીર પગલે આત્મા ચઢે માહરો.

પૂજાલાલ

## બે કાવ્યકણિકા

૧

છલો ઢેંચેઢેંચે લહરલહરો સિંધુસુખની
ધસી વેગે દોડી છલકી છલકી પૂર જ બની;
ભલે ઓટે સૌયે જલલહરી લીલા શમી જતી,
નહીં કલ્લોલોના કલકલ તરંગો ઘૂઘવતા
જજો રે ભુલાઈ.
કે ના જજો ભુલાઈ ભરભર ભરતી કે હજુ આવનારી.

૨

મધુરપ વસી જેની હૈયામાં મ્હેંકતી રહી,
અધીરપ હજો તેની, ના અધૂરપ કે હજો.

ઉપેન્દ્ર ૭. પંડ્યા

# એશિયાખંડની કલા[1]

જગતની પ્રાચીનમાં પ્રાચીન સુવિદિત સંસ્કૃતિઓ પાંચ ગણાય છેઃ (૧) મિસર યાને ઇજિપ્તની, (૨) એસિરિયાની, (૩) ચીનની, (૪) હિન્દની અને (૫) ગ્રીસની. આમાંની મિસર અને એસિરિયાની સંસ્કૃતિઓ અસલ સ્વરૂપે આજે નથી. મિસર ગ્રીક સંસ્કૃતિ દ્વારા અને ગ્રીક સંસ્કાર આધુનિક યુરોપની સંસ્કૃતિના મૂળમાં હોઇ ગ્રીસની સંસ્કૃતિ તે દ્વારા જીવે છે. ચીન અને હિંદનું સાંસ્કારિક સાહિત્ય અનેક તડકાછાંયડીઓ જોઇને પણ આજ સુધી અખંડ જળવાયેલું છે. સંસ્કૃતિના આદિકાળથી માનવ-માનવ વચ્ચે સંસ્કારિતાનો વિનિમય તો થતો આવ્યો છે પરંતુ એ વિનિમયનાં પરસ્પર કાર્યપ્રતિકાર્ય અને તેને પરિણામે વિકારો તથા ફેરફારો થતાં રહ્યાં હોવા છતાં પ્રત્યેક સંસ્કૃતિની પોતાની વિશિષ્ટતા, લાક્ષણિકતા, એનું પોતાનું વ્યક્તિત્વ સુસ્પષ્ટ ગણાય તેવું છે. કલાની સૃષ્ટિ સંસ્કૃતિની અભિવ્યક્તિનો અગત્યનો ભાગ ગણાય છે. પ્રત્યેક પ્રાચીન સંસ્કૃતિની કલાસૃષ્ટિ અનોખી છે. મિસરનું કૌશલ્ય એસિરિયાનું મૂર્તિવિધાન કે ઇરાનની ચિત્રકલા અન્ય સંસ્કૃતિની તે તે કલાથી જુદાં પડી આવે છે. હિંદની કલાનો કોઇ પણ નમૂનો સહસા ગ્રીક કે મિસરની કલા ગણાવાનો ભય ન જેવો જ છે. પરંતુ વર્તમાન જગત ભૌતિક વિદ્યાઓની શોધખોળોના-સફળ પ્રયોગો કરીને એટલું તો વેગ સાધ્યે જાય

1. પંદરમા સાહિત્યસંમેલનમાં (વડોદરા : ડિસે. '૪૩) રજૂ કરાયેલો નિબંધ.

માનસી

વર્ષ ૯, અંક ૪] [ ડિસે. '૪૪

# ધર્મ એટલે સાક્ષાત્કાર

[ આ. રાધાકૃષ્ણન : 'ધર્મોનું મિલન,' પૃ. ૧૭૯–૮૧ ]

હિંદુઓ પોતાના વિચારોનો બીજાઓની પાસે બળજબરીથી સ્વીકાર કરાવવા નથી મથતા, ... ... [તેમની] આ વૃત્તિના મૂળમાં જીવનની એક ચોક્કસ ફિલસૂફી રહેલી છે. તે માને છે કે ધર્મનો અર્થ આધ્યાત્મિક અનુભવ કે સાક્ષાત્કાર હોઈ, એ દરેક માણસે જાતે સિદ્ધ કરવાની વસ્તુ છે. સંપ્રદાયો ને મતો, પ્રતીકો ને મૂર્તિઓ તો કેવળ એ ધ્યેયની પ્રાપ્તિમાં સાધનરૂપ છે. તેમનું કામ તો એ છે કે જે કાર્ય કેવળ વ્યક્તિગત પુરુષાર્થથી જ સિદ્ધ થાય એવું છે તેને માટે ટેકો આપીને આત્મવિકાસમાં મદદ કરવી. આત્મા શુદ્ધ, બુદ્ધ, સ્વતંત્ર છે; અને માયાના પાશ તોડીને છૂટી જવું ને પોતાના સાચા સ્વરૂપનું દર્શન કરવું એમાં એનો ખરો પુરુષાર્થ રહેલો છે. આત્માના નિરાકાર જ્યોતિનું મનુષ્યની ભાષામાં વર્ણન કરવું અશક્ય છે. આપણે એટલી પાતળી ને આછી હવા પર ચાલીએ છીએ કે નજરે દેખાય એવાં પગલાં મૂકી જતા નથી. જેણે સત્યનું દર્શન કર્યું છે તે ઉન્નત બનીને જગતની સર્વ સંકુચિતતા, સાપેક્ષતા ને અનિશ્ચિતતાની પાર જાય છે. આપણું નાવ જ્યારે આત્મામાં નાંગરે છે

ત્યારે, [ ટોમસ આ કેમ્પિસ(૧૩૭૯–૧૪૭૧)કૃત 'ઇમિટેશન ઑફ ક્રાઈસ્ટ'-માંના શબ્દોમાં] આપણે બહુવિધ મતમતાન્તરની જાળમાંથી છૂટી જઈએ છીએ... ...ઋષિઓ ને ભગવદ્‌ભક્તો ઈશ્વરનો અપરોક્ષ અનુભવ યા સાક્ષાત્કાર કરે છે; અને પરમાત્માને પોતાના અન્તરાત્મારૂપે હૃદયમાં વસતો જોઈ તેમને જે અપાર આનન્દ થાય છે, તેને લીધે તે સંસારના સર્વ પ્રશ્નો વિશે ઉદાસીન બની જાય છે. મનુષ્યનું સાન્ત મર્યાદિત મન સહિષ્ણુતા ધારણ કરીને તે વાટે અનન્ત ને અપ્રમેય પરમાત્મા આગળ પોતાની અલ્પતા ને ક્ષુદ્રતા કબૂલ કરે છે.[1]

1. ભાષાન્તર રા. ચન્દ્રશંકર પ્રા. શુક્લકૃત; પ્રકાશન, ભારતીય વિદ્યાભવન.

## યોગીની સ્થિતિ

સૂર્યની સમક્ષ જેમ ઝાકળ પીગળી જાય છે તેમ ઈશ્વરપ્રસાદીના તેજથી દુઃખમાત્ર ભાગી જાય છે, અને આવો માણસ તે સ્થિરબુદ્ધિ કહેવાય... ... આવા યોગીની તો એવી સ્થિતિ હોય છે કે નદીનાળાંનાં પાણી જેમ સમુદ્રમાં શમી જાય છે તેમ વિષયોમાત્ર આ સમુદ્રરૂપ યોગીમાં શમી જાય છે; અને એવો માણસ સમુદ્રની જેમ હંમેશા શાન્ત રહે છે. તેથી જે માણસ સર્વ કામનાઓ તજી, નિરહંકાર થઈ, મમતા છોડી, તટસ્થપણે વર્તે છે તે શાન્તિ પામે છે. આ ઈશ્વરપ્રાપ્તિની સ્થિતિ છે અને એવી સ્થિતિ જેને મરણ પર્યન્ત ટકે છે તે મોક્ષ પામે છે.

( ગાંધીજીકૃત 'ગીતાબોધ' પૃ. ૧૫ )

૨

યંત્રો ઊગ્યાં; બળાઢ્ય વધી ફૂટિ શાખા પ્રશાખા.
'કાયા માલો' દૃગગિરિ સમા મૂલ બોંથી ઉપાડી
યંત્રો પ્રૌઢ નગર ખડકે, 'જીન' શું હોય જાણે
વર્ણ્યાં વાર્તાકિતાબે 'અરેબિયન/નિદિત્માર' નામે પ્રસિદ્ધ,
એવી જાદુ-ઈ ઝડપ સિફતે, સૌ બને દંગ એમ.
પ્રૌઢ શ્હેરે -મજુર-કટકો રાતદી જાત-ગાળી
બીજાં યંત્રો 'અંબર' 'જિને' શાં 'પૌંજિસંપોંજિ' ખાંતે
લાકખો "નંગો" સુહાતાં દિનદિન બનવે, સૌ બને દંગ એમ.

એ લાખકોટિ 'નંગો'ને યંત્રો સામી સફરમાં
દૂર સુદૂર દેશોમાં પ્હોંચાડે ખપવી દિયે.
કૃષિસંસ્કૃતિ આ રીતે યંત્રસંસ્કૃતિ થૈ ગઈ,
લાખો નર અને નારી તણાં લોહી ચુસી જતી,
કોટિધ્વજો ગણતરી નફાપુંજે નવાજતી,
કૃષિસંસ્કૃતિખંડોમાં નિરુદ્યમ પ્રસારતી,
ભૂમિભૂખે દિગંતોને ખાવા ધાતી અહર્નિશા. ૪૦

૩

ને આ યંત્રી યુગ યુગ જુનોનાં બધાં અંગશસ્ત્રો
બૂઠાં જૂઠાં બનવિ નવલાં સંજતો હોંસ તોરે.
યુદ્ધો ભોમે 'દધિનદસંપાટી' પરે શું, હવે તો
વ્યાપે વ્યોમે ઉદધિભિતરે, એમ્બ વર્ષે નભોથી
છૂટે અસ્ત્રો જલભિતરથી ઊડતા કાળગોળા,
ફાટે, ફેલી પથરઈ જતા વામ સૌ ચોગમે, ને
આખાં મોટાં શહેરો અર્ધદિવસમાં બાળતા દાટ વાળે;
હજ્જારોનાં કબંધો ધડ શિર પગ બાહુ પડે ક્યાં યં ને ક્યાં!
વિગ્રહો આ અતિરૌદ્ર થયા છે બે પૃથ્વીવ્યાપી

વીશ વર્ષ તણું ગાળે, બીજો પ્હેલા થકી કારી
શસ્ત્રાસ્ત્રયંત્રબળના સોગણા ઘોર સંયોગે.
બીજા બેત્રેવું આવાં ભાવિ જો આણશે તાણી
એકેકથી ધમસાણો એમ ચડિયાતાં,—તો
માનવજાતિ આખીનૂં સિદ્ધવડું નિકંદનમ્ !
જ્ઞેયં જ્ઞાનં ચ જ્ઞાતા ચ કેરું શલ્યબિધશાયનમ્ ! ૪૫
૧૦-૧૦-૪૪

બળવંતરાય ક. ઠાકોર

## ઓ અપૂર્વ સુંદરા !

ગઝલ

ઓ અપૂર્વ સુંદરા ! વખાણ શાં કરાય તુજ ?
છે ન શબ્દની મજાલ, વર્ણવે અદા ય તુજ :
ધર્મ ઓશકા તણો ન બોલવું લગાર પણ;
જીભ તાળવે જતી—જરા નહીં ખમાય તુજ !
સૂર્ય ના પ્રકાશતો હતો શશી ન રાજતો,
નીકળ્યો સવાર જ્યાંહિરે તજી જગા ય તુજ :
કામ છે ન દીપનું તું હોય જે સભા મહીં,
મિત્ર સેંકડો સદાય આદરે વહાય તુજ :
નાયકો પ્રજાતણા, નરેન્દ્ર દેશદેશના,
ચર્ણની રજે કરી કૃતાર્થ થાય, થાય તુજ :
હમનશીન તેમ યાર દેશબાંધવો હજાર
આખરે ન એક સંગી મંદિરો વિના ય તુજ.
તું જ હિમાલય અને તું ગંગ ને યમન વળી,
નર્મદા તણો પ્રવાહ નિત્ય ગાન ગાય તુજ.

છે તું કાશ્મીરમાં, પૂજાય છે દક્ષેસરે;
'લાલ' શબ્દ નામ સાથ માહરા લખાય તુજ :
હો પતીલની જગા ન, ગોખશે ભુલાયલા,
ભેટ જાનની કરું હું સંમુખે સદાય તુજ ![1]

: પતીલ :

૧. મારી એક ફારસી ગઝલનું ભાષાન્તર.

## ચાર મુક્તકો

[ નવ-પ્રકાશિત'' જપમાળા 'માંથી ]

### શાર્દૂલવિક્રીડિત

આંસુડાં અમ કૈં જુગોથી વહતાં, તેના જ જાણે બન્યા,
સાતે સિંધુ અગાધ; ક્રન્દનરવો અશાંત ઊંચે ચઢ્યા;
આવી શું સુણી તે અહીં તું જનની ! પીયૂષના પિંડમાં,
કે આંખે અમ અશ્રુ યે દરશને આનંદથી ઉલ્લસે ?

### વસન્તતિલકા

આ દૂર દૂર થકી આતુર આંખડીઓ,
આવી સમુત્સુક ખડી નવ દર્શનાર્થે;
તે જોઈ જો હૃદય મારું ય ના દ્રવે તો
મા ! વજ્રપાતમય દાખવજે દયા તું.

### વસન્તતિલકા

દુઃખાશ્રુઓ, દુરિત, ગાઢ મળો હઠીલા
ને અંધકાર ઘન કોટિક કૈં યુગોનાં;

નૈવેદ્ય એ જ અમ, તે પણ મીઠડી તેં
સ્વીકારી પ્રેમલ પ્રસાદ જ દિવ્ય દીધા !

શાર્દૂલવિક્રીડિત

તારા નામતણો અમી—નિગળતો પ્રત્યેક ઉચ્ચાર, મા !
ઊંચા ઉજ્જ્વલ દિવ્ય ધામ મુજને પ્હોંચાડનારી રૂડી
સીડીનું શુભ થાય છે પગથિયું, જેની પરે પ્રેમનું
ગાતો ગાન ગભીર ધીર પગલે આત્મા ભડે માહરો.

પૂજાલાલ

## બે કાવ્યકણિકા

૧

છલો હૈયેહૈયે લહરલહરો સિંધુમુખની
ધસી વેગે દોડી છલકી છલકી પૂર જ બની;
ભલે ઓટે સૌયે જલલહરી લીલા શમી જતી,
નહીં કલ્લોલોનાં કલકલ તરંગો ઘૂઘવતા
જજો રે ભુલાઈ.
કે ના જજો ભુલાઈ ભરભર ભરતી કેં હજુ આવનારી.

૨

મધુરપ વસી જેની હૈયામાં મ્હેંકતી રહી,
અધીરપ હજો તેની, નાં અધૂરપ કેં હજો.

ઉપેન્દ્ર છ. પંડ્યા

# એશિયાખંડની કલા[1]

જગતની પ્રાચીનમાં પ્રાચીન સુવિદિત સંસ્કૃતિઓ પાંચ ગણાય છેઃ (૧) મિસર યાને ઇજિપ્તની, (૨) એસિરિયાની, (૩) ચીનની, (૪) હિન્દની અને (૫) ગ્રીસની. આમાંની મિસર અને એસિરિયાની સંસ્કૃતિઓ અસલ સ્વરૂપે આજે નથી. મિસર ગ્રીક સંસ્કૃતિ દ્વારા અને ગ્રીક સંસ્કાર આધુનિક યુરોપની સંસ્કૃતિના મૂળમાં હોઇ ગ્રીસની સંસ્કૃતિ તે દ્વારા જીવે છે. ચીન અને હિંદનું સાંસ્કારિક સાહિત્ય અનેક તડકાછાંયડીઓ જોઇને પણ આજ સુધી અખંડ જળવાયલું છે. સંસ્કૃતિના આદિકાળથી માનવ-માનવ વચ્ચે સંસ્કારિતાનો વિનિમય તો થતો આવ્યો છે પરંતુ એ વિનિમયનાં પરસ્પર કાર્યપ્રતિકાર્ય અને તેને પરિણામે વિકારો તથા ફેરફારો થતાં રહ્યાં હોવા છતાં પ્રત્યેક સંસ્કૃતિની પોતાની વિશિષ્ટતા, લાક્ષણિકતા, એનું પોતાનું વ્યક્તિત્વ સુસ્પષ્ટ ગણાય તેવું છે. કલાની સૃષ્ટિ સંસ્કૃતિની અભિવ્યક્તિનો અગત્યનો ભાગ ગણાય છે. પ્રત્યેક પ્રાચીન સંસ્કૃતિની કલાસૃષ્ટિ અનોખી છે. મિસરનું કૌશલ્ય એસિરિયાનું મૂર્તિવિધાન કે ઇરાનની ચિત્રકલા અન્ય સંસ્કૃતિની તે તે કલાથી જુદાં પડી આવે છે. હિંદની કલાનો કોઇ પણ નમૂનો સહસા ગ્રીક કે મિસરની કલા ગણાવાનો ભય નં જેવો જ છે. પરંતુ વર્તમાન જગત ભૌતિક વિદ્યાઓના શોધખોળોના સરળ પ્રયોગો કરીને એટલું તો વેગ સાધે જાય

---

[1] પંદરમા સાહિત્યસંમેલનમાં (વડોદરા : ડિસે.'૪૭) રજૂ કરાયેલો નિબંધ.

છે કે સો વર્ષ પૂર્વે જે કાર્યો અસાધારણ મુશ્કેલીથી ભર્યાં લાગતાં તે આજે સરલ અને સુલભ બની ગયાં છે. વોટરલુની લડાઈની ખબર કહે છે કે હિંદમાં પાંચ મહિના પછી આવી હતી ! વચગાળાનાં સો-સવાસો વર્ષમાં કેટલો ફેર ? આજે જગતયુદ્ધને ખૂણેખૂણે બનતી નાનામાં નાની ઘટના આપણે ઘેર બેઠા વગરવિલંબે જાણીએ છીએ એટલું જ નહિ, પરંતુ ચર્ચિલ કે રૂઝવેલ્ટના શબ્દો બોલાતા થયા તેવા જ, તેની સમીપના શ્રોતાઓની પેઠે, હજારો માઈલ દૂર આપણે પણ સાંભળીએ છીએ. રાષ્ટ્રના નેતાઓ પૂર્વે ન કલ્પાય એટલી ઝડપે વિચારની આપ-લે કરી શકે છે એટલું જ નહિ પરંતુ દુનિયાના કોઈ પણ ખૂણામાં અણધારી ઝડપે મુલાકાતો લઈ શકે છે. વાયરલેસ, તાર, ટેલીફોન, રેડિયો, હવાઈ જહાજ વગેરે દુનિયાના કદને સંકુચિત બનાવ્યે જાય છે તથા કાળને એક બાજુ ટુંકાવે છે તો બીજી બાજુ વિસ્તારે પણ છે.

ભૌતિક વિદ્યાની આ પ્રગતિનું એક પરિણામ એ થશે કે પહેલાં દુનિયાની પ્રજાઓમાં જે સ્થાનિક વિશિષ્ટતાઓ જળવાઈ રહેતી તે ધીમે ધીમે અદૃશ્ય થશે. વિવિધ સંસ્કૃતિઓ વચ્ચે રૂઢિના, વેષભૂષાના, ખાનપાનના, આચાર-વિચારના તથા દૃષ્ટિભેદોના, પ્રજાઓ વચ્ચેના પૂર્વગ્રહો, સત્ય અને અસત્ય ખ્યાલો દૂર થઈ જશે. માનવ માનવને વધારે ઓળખતો થશે, પોતાના સિવાયની સંસ્કૃતિને તે વધારે સારી અને સાચી રીતે પિછાનશે. પ્રશ્ન એ થાય છે કે જુદી જુદી સંસ્કૃતિઓનાં તત્ત્વોમાં જે તાત્ત્વિક અને ચિન્તનના બંધારણના ભેદો છે તે પણ બધા દૂર થઈ જશે ખરા ? એટલું તો લાગે છે કે જુદી જુદી સંસ્કૃતિઓનો સુમેળ સધાઈને સમગ્ર માનવજાતિની એક એવી સંસ્કૃતિનાં પગરણ મંડાશે.

આ વલણની અસર કલાના ક્ષેત્રમાં પણ થઈ છે, થતી રહી છે. પ્રત્યેક દેશની કલાની અનોખી લાક્ષણિકતાઓ ભૂંસાઈને આજે માનવમાત્રની સામાન્ય કલા ઉત્પન્ન થવા તરફ ઝોક છે. એમ પણ કહેવામાં આવે છે "અમુક *સંસ્કૃતિની કલા" વગેરે ખ્યાલો જરીપુરાણા કાલના અવશેષો છે.* છેલ્લાં ૫૦ વર્ષની જાપાનની કલા જુઓ કે ફ્રાંસની, હિંદની ચિત્રકલા, આધુનિક યુરોપની, કલકત્તાનું સ્થાપત્ય તપાસો કે ન્યુયોર્કનું—તો તમને સ્પષ્ટ જણાશે કે એક આયોજન, એક પદ્ધતિ અદ્યાપ સામાન્ય કલા તરફ માનવજાતિ ગતિ કરી રહી છે. માનવ સંસ્કૃતિઓની એકતા, અને ખરું જોતાં, તેમના સમન્વય પ્રત્યેનો આ

એક આવકારપાત્ર છે તેમ ભયસ્થાનોથી અને ગંભીર જોખમોથી મુક્ત નથી. સંસ્કૃતિ અને કલાની પોતાની ઉન્નતિ માટે જેમ એકતા આવશ્યક છે તેમ વિવિધતા પણ જોઇશે. એકરૂપતા તો મૌલિક લાક્ષણિકતાની વિઘાતક નીવડવાનો ભય પણ છે. એવી એકરૂપતા તો સહૃદયના રસાસ્વાદમાં મંદતાની એકવિધતાની નિર્જીવતા અને ઉપરતિની લાગણી પેદા કરે એ પણ સંભવિત છે. વધારે ગંભીર જોખમ તો એ છે કે બાહ્ય શૈલીની એકતા સાધવા જતાં કલાની પ્રવૃત્તિના હેતુમાં પણ એક પ્રકારનું છીછરાપણું પ્રવેશ કરે. માનવ સંસ્કૃતિસમસ્તના આ સંભવિત સમન્વયમાં રાજકીય વર્ચસ્વવાળી યુરોપીય પ્રજાઓના આદર્શો પર અયોગ્ય પ્રભાવ પણ પડે અને એ પ્રજાઓના કલાના આદર્શો ગૌણ ગણાય. પાશ્ચાત્ય કલાની શેહમાં તે પ્રજાઓના કલાસર્જકો તણાય એ પણ અશક્ય નથી. માનવતાના સામાન્ય ગુણો સર્વત્ર એકસરખા હોવા છતાં પ્રત્યેક વ્યક્તિના માનસબંધારણમાં જેમ વિશિષ્ટતા હોય છે તેમ જુદા જુદા પ્રજાસમૂહોના માનસમાં પણ એવા ભેદ વિવિધતાની ભાત પૂરી શકે. લાક્ષણિક્તા ભેદ પ્રગટાવે એ ઇષ્ટ લાગે છે.

## પરિવર્તન-જીવનનો મહાનિયમ

પરિવર્તન, વિકાર એ જીવનનો એક મહાન નિયમ છે પ્રવૃત્તિના પ્રત્યેક ક્ષેત્રમાં જમાને જમાને અનેક કારણોને લઇને મૂલ્યપરિવર્તનો થયા કરે છે તેમ કલાનાં ક્ષેત્રોમાં પણ થયાં કરે છે. ૧૯૧૪-૧૮ના પ્રથમ જગદ્યુદ્ધ પછી યુરોપની કલાના મૂલ્યાંકનમાં પણ ભારે પરિવર્તનો થઇ ગયાં છે, જેને પરિણામે અદ્યતન કલા અપરિચિત જ નહિ પરંતુ વિચિત્ર રૂપો ધારણ કરવામાં પોતાનું સાર્થક્ય માને છે તથા પોતાના આયોજન ( Technique )માં એક પ્રકારની નવીનતા અને રસિકતાને પ્રતિભાનું લક્ષણ ગણે છે. પરંતુ એ આધુનિક ગણાતી કલાની સમીક્ષા કરવાનું આ સ્થાન નથી; ફક્ત એટલું નોંધવું આવશ્યક છે કે કલાના ક્ષેત્રમાં ગંભીર, ઉચ્ચ અને આધ્યાત્મિક મૂલ્ય ગૌણ થઇ પડ્યાં છે. વળી સમગ્ર રીતે જોતાં આજના જીવનમાં કલા ગૌણ સ્થાને ને પૈસા પેદા કરવા, ઉદ્યોગો તથા ભૌતિક શોધખોળોનાં વ્યવસ્થિત સંગઠ્ઠનો કરવાં વગેરે પ્રવૃત્તિઓ જ આજકાલ લગભગ બધી પ્રજાઓમાં આગળ પડતી જણાય છે. શક્તિ જ જીવનમાં ઉચ્ચમાં ઉચ્ચ મૂલ્ય થઈ પડ્યું છે.

ઉપર આપણે વિવિધ સંસ્કૃતિઓના સમન્વય સાથે પ્રત્યેકની લાક્ષણિકતાની અગત્ય જણાવી તેની વિરુદ્ધ "કલા એટલે વિશ્વમાન્ય ભાષા," "મહાન કલા તે જે માનવમાત્રને પોતાનો સંદેશો પહોંચાડી શકે" "રાજકીય ઘટનાઓ કરતાં કલાપ્રવૃત્તિ પ્રજાનો સાચો ઇતિહાસ રજૂ કરે છે" વગેરે સર્વમાન્ય દેખાતાં સૂત્રો આપણે સાંભળીએ છીએ. એ સૂત્રોમાં સત્યાંશ જરૂર છે, પરંતુ એ સત્ય પ્રથમ નજરે જેટલું સાદું વ્યાપક અને સ્વતઃસિદ્ધ દેખાય છે તેટલું ખરું જોતાં નથી. કલા એટલે વિશ્વમાન્ય ભાષા એ સૂત્ર સ્વીકારાય તો પણ તેને સમજનારા અધિકારીઓ વિરલ ગણાવા જોઇએ. વિશ્વવિરલ ને સમજી શકે તેનું હૃદય, તેની બુદ્ધિ, તેની દૃષ્ટિ વગેરે વિશ્વ જેટલાં વિરાટ અને સર્વસદ્‌ભાવી હોવાં જોઇએ. વિશ્વભાષા એટલે ગમે તે સમજી શકે એવી ભાષા નહિ, ખીલું, સ્થાપત્ય, મૂર્તિવિધાન, ચિત્ર, નૃત્ય વગેરે કળાઓની પોતપોતાની વિશિષ્ટ ભાષા પણ હોય છે. ઉચ્ચમાં ઉચ્ચ કલાસર્જનની ભાષા બધા સમજી શકે જ એવું બનતું નથી.

વળી જાતિભેદ, સંસ્કારભેદ, ભૌગોલિક પરિસ્થિતિ વગેરે અનેક કારણોને લઈને અત્યેક ખંડની અને વિકાસ પામેલ પ્રત્યેક રાષ્ટ્રની માનવતામાં કેટલીક વિશિષ્ટતાઓ એવી પ્રગટે છે કે એ રાષ્ટ્ર-માનવતાની કદર કરવા માટે એની જીવનદૃષ્ટિનો, એની વિશિષ્ટ સંસ્કારિતાનો, એનાં મૂલ્યોનો પરિચય આવશ્યક થઈ પડે છે. ઉદાહરણ તરીકે, યુરોપની આધુનિક સંસ્કૃતિના ઉપર--અને માનવજાતિના મોટા ભાગના ઉપર પણ—ભૌતિક વિદ્યાની શોધખોળોની અને ઔદ્યોગિક સંગઠનની છાપ પડેલી છે. એટલે જીવનસમગ્રતાની યા તો જીવનમાત્ર એક જ છે એ મૌલિક અનુભૂતિની અભિવ્યક્તિ તેના જીવનવ્યવહારમાં ભાગ્યે સ્થાન પામે છે. જગત પ્રત્યે યુરોપ મુખ્યતઃ કામના-સંતોષના કાચ વડે જોતો જણાય છે. જીવન એ સત્તા મેળવવાની સ્પર્ધાનું ક્ષેત્ર છે. આ દૃષ્ટિ સંકુચિત અને એકતરફી છે તો હિંદમાં-અને એશિયાસમસ્તમાં-માનવની એકતા, જીવનમાત્ર સાથે માનવની અવિભાજ્યતા અને પરિણામે સહાનુભૂતિ વગેરે પ્રજામાનસમાં આગળ પડતું સ્થાન લે છે. સંસ્કૃતિનો આ ભેદ કલાસૃષ્ટિમાં થયા વિના રહેતો નથી. એટલે એ કલાની સાચી કદર કરનારાઓને એ દૃષ્ટિબિંદુઓનો પરિચય હોવો આવશ્યક છે.

એક પેઢી પૂર્વે ઘણાખરા યુરોપીઅનો અને યુરોપના વિચારોની અસર તળે આવેલા હિંદીઓ પણ વર્ષો સુધી એમ માનતા હતા કે ગ્રીક કલાનાં ધોરણો એ જ કલામાત્રનાં ધોરણો હોઈ શકે અને હોવાં જોઈએ. એ ખરું છે કે ગ્રીક કલા દ્વારા માનવ આત્માએ મહાન અને ભવ્ય ગણાય એવી સિદ્ધિઓ પ્રાપ્ત કરી બતાવી છે; બુદ્ધિને અને કલ્પનાને સર્વોપરી સ્થાને મૂકીને ગ્રીક કલાએ માનવનો પૂર્ણ આદર્શ કલ્પ્યો છે, અને મૂર્ત કર્યો છે. પરંતુ ગ્રીક કલા કંઈ માનવ મૂલ્યાંકનનો માનદંડ નથી. માનવતા એનાથી વિશાળ અને અંકુશ છે. ગ્રીક કલામાં પ્રકૃતિની પ્રતિકૃતિ છે—રૂપાંતર નથી; એમાં ધાર્મિકતા, કે પરાત્પરની ખોજ કે પ્રાપ્તિ નથી. પૂર્ણ માનવરૂપો એણે મૂર્ત કર્યાં છે. પરંતુ પૂર્ણ દેવત્વ-પ્રભુત્વની અભિવ્યક્તિ એને સાધ્ય નથી. સદ્‌ભાગ્યે આજનું જગત ગ્રીક કલાનું યોગ્ય સ્થાન સ્પષ્ટપણે જોઈ તથા સમજી શકે છે.

## એશિયાની એકતા

એશિયા સમગ્ર એક છે. કાંઇ નહિ તો કલાના ક્ષેત્રમાં એશિયાના જુદા જુદા દેશો વચ્ચે રહેલ એકતા આશ્ચર્ય પમાડે તેવી છે. એમાં ય દેશદેશની કલા વચ્ચે ભેદો જરૂર છે, પરંતુ એશિયાના કોઇ પણ દેશની કલાકૃતિ—આધુનિક કલાના નમૂનાઓ બાદ કરતાં—સહસા યુરોપીઅન તરીકે ગણાઈ જવાનો સંભવ ઘણો જ ઓછો છે. આ મુદ્દો એશિયાની ચિત્રકલામાં આગળ પડતાં કેટલાંક સામાન્ય લક્ષણો પરથી વધારે સ્પષ્ટ થશે.

૧. ઈરાનથી જપાન સુધીનાં ચિત્રોમાં રેખાનું પ્રાધાન્ય જણાય છે.

૨. ચિત્રોમાં પડછાયો બતાવવામાં આવતો નથી.

૩. પદાર્થના બાહ્ય સ્વરૂપનું કે આકારનું હૂબહૂ અનુકરણ તે ચિત્રમાં જોવામાં આવતું નથી.

૪. માનવ શરીરના આલેખનમાં શરીરરચનાશાસ્ત્ર પ્રમાણે તેને દોરવામાં આવતું નથી.

૫. એશિયાની કલામાં પ્રતીકોનો ઉદ્‌ભવ ધ્યાન ખેંચે છે.

૬. પ્રકૃતિની રજુઆતમાં—Landscape પ્રકૃતિદશ્યોનાં ચિત્રોમાં, એશિયા અને યુરોપની કલાના હેતુઓ અને પ્રવૃત્તિઓ જુદાં પડે છે.

૭. ધાર્મિક વિષયની રજુઆતમાં પણ યુરોપ અને એશિયાની આ યોજના પદ્ધતિમાં ફેર પડે છે.

રેખા વડે રૂપ પ્રગટે છે. એશિયાના મધ્ય કાલીન વિધાયકોની રેખા સજીવ-પ્રાણવાન હોય છે. રેખા વડે તેઓ રૂપની ઘનતા અને ગતિ સુદ્ધાં દર્શાવે છે.

પ્રકૃતિમાં સર્વત્ર તે રેખાને જુવે છે. વનેવને, નદીને તીરે તીરે, રેખાનું પ્રાધાન્ય તેને દેખાય છે. આકાશમાં ઊડતી બકપંક્તિ પણ વાંકીચૂંકી રેખામાં ઊડે છે. જલસ્રોત, વિદ્યુત અને વર્ષાની ધારાઓ રેખાની વિવિધતા આંકે છે, કેવળ સ્થૂળ આકૃતિ કે રૂપ માત્ર નહિ પરંતુ ભાવ પણ રેખા વડે વ્યક્ત થઈ શકે છે. હાસ્ય, આનંદ કે શોક ઓઠની કે નેત્રની રેખાઓમાં પ્રગટાવાય છે. સુકુમારતા, કાઠિન્ય કે ક્રૂરતા પણ રેખા વ્યક્ત કરે છે. રેખા ઉદાસીન કે ઉન્માદિની હોઈ શકે છે. કેવળ રેખા વડે કેટલે સુધી અભિવ્યક્તિ થઈ શકે તે જાણવું હોય તો પદ્મપાણિ અવલોકિતેશ્વરનું (અજંતા) રેખાચિત્ર જુઓ. જપાનના ચિત્રકારો પાણીના મોજાઓ અને વાદળાંઓ પણ રેખાથી આબાદ દર્શાવે છે. ચીનના ચિત્રકારો કાળી લીટીની રેખા વડે પૃથ્વી, અંતરિક્ષ અને આકાશ રજૂ કરે છે. રૂપસર્જનની વિદ્યાનો સારો વિકાસ થયા વિના રૂપના આલેખનમાં, મૂળમાંથી રેખાને આ પ્રમાણે પકડવી શક્ય નથી.

ચિત્રોમાં છાયા નથી બનાવાતી એ એશિયાની કલાના સામાન્ય આદેશ સાથે બંધબેસતું છે. પદાર્થના આલેખનમાં પણ પ્રકૃતિનું અનુકરણ તેનો હેતુ નથી હોતો. પદાર્થ સ્થૂલ સ્વરૂપે જેવો હોય તેવો નહિ પરંતુ કલાસર્જકની સૌન્દર્યદૃષ્ટિને જેવો દેખાય તેવો રજૂ કરવો એ તેનો હેતુ હોય છે.

ચિત્રકારને પદાર્થમાં રસ હોય છે, તેની છાયામાં નહિ. પદાર્થ, પ્રકૃતિ કે માનવશરીરનાં આલેખનમાં આપણને સ્થૂલનું અનુકરણ એશિયાની કળામાં જણાતું નથી. ચિત્રોમાં કે મૂર્તિઓમાં જ્યાં જ્યાં માણસો દર્શાવવા માગે ત્યાં ત્યાં કોઈ એક 'મોડેલ'—નમૂનારૂપ વ્યક્તિને જુદી જુદી સ્થિતિમાં રાખીને કલાસર્જકે કામ કર્યું છે, એવો ભાસ આપણને મુદ્દલે થતો નથી. એશિયાના કલાકારો માનવદેહનું કે અમુક વ્યક્તિનું ચિત્ર દોરે છે ત્યારે પણ વ્યક્તિને નજર આગળ રાખીને નહિ પરંતુ પોતાની સ્મરણશક્તિનો આશ્રય

મદદને કામ કરે છે. એક ચીનાઈ શિલ્પી તો કહે છે કે "માણસને બેસાડીને તેનું ચિત્ર કદી દોરવું નહિ; કારણ કે એ રીતે માણસ પોતાના વ્યક્તિત્વને ખોટા, બહુરૂપી જેવા વેશની પાછળ છુપાવે છે."

સ્મરણશક્તિ ઉપર આધાર રાખવાનો લાભ એ છે કે સ્થૂલ ઇન્દ્રિયો પર વધારે અસર કરનાર સ્થૂળ દેહનાં આકસ્મિક તત્ત્વો અને ગુણો ભુલાઈ જાય અને વ્યક્તિની વિશિષ્ટતાને પ્રગટ કરનાર સ્થાયી આંતર તત્ત્વો વધારે અસરકારક રીતે કલાસર્જકના માનસમાં તરી આવે.

પદ્મપાણિ બોધિસત્ત્વનું ચિત્ર જુઓ. તમને જણાશે કે રાજકુમાર ગૌતમ–શાક્યસિંહ એ ચિત્રમાં રહ્યો નથી. એમાં સ્થૂલદેહની વીગતો રજૂ થયેલી નથી. અનેક જન્મજન્માંતરોની તપસ્યાને પરિણામે નિર્વાણમાં પ્રવેશ કરવાનો અધિકાર મેળવી ચૂકેલ એ બોધિસત્ત્વ સમગ્ર માનવજાતિ જ્યાં સુધી નિર્વાણમાં પ્રવેશ કરવાની અધિકારી થાય નહિ ત્યાં સુધી તેમાં પોતે પ્રવેશ કરવાનો ઇન્કાર કરે છે. ચિત્રકાર કે મૂર્તિવિધાયક એના સૌમ્ય રૂપમાં કેટલું આભિજાત્ય પ્રગટાવે છે? અને એની દૃષ્ટિમાં તો જાણે સમગ્ર વિશ્વની કરુણાને ભરી શકે છે, તો ધ્યાની બુદ્ધમાં તે નિર્વાણની અગાધ શાંતિ પણ પ્રગટાવે છે, (અને એની દૃષ્ટિમાં તો)–ગૌતમનું વ્યક્તિત્વ, એના સ્થૂલ દેહની હૂબહૂ રજુઆતનો ખ્યાલ શું કલાકારને આવ્યો લાગતો નથી! એટલે માનવશરીરના આલેખનમાં મજબૂત માંસપિંડીઓ યાને નરદેહ નહિ પરંતુ અંગોનું સુકુમાર, કમનીય સૌંદર્ય અને કોમલતા દર્શાવવાનો પ્રયત્ન જોવામાં આવે છે.-બુદ્ધની જાતકકથાઓમાં ચિત્રો આલેખાય છે ત્યારે હંસ, હરિણ કે હાથી રૂપે બુદ્ધના પૂર્વાવતારો આપણે જોઈએ છીએ. એ પ્રાણીઓનાં ચિત્રોમાં પણ બુદ્ધની સૌમ્યતા. ઉદારતા અને વિશ્વવિશાળ કરુણા આપણને જણાય છે એટલે કે આપણને જુદાં જુદાં પ્રાણી-પંખીઓનાં હૂબહૂ ચિત્રો આપવાને બદલે વિવિધ દેહોમાં અનેક રૂપોમાં પ્રગટ થતા એક આત્માને કલાસર્જક દર્શાવે છે. કલાનો આ આદર્શ આજે પણ આપણા ચિત્રકારોમાંથી જેઓ સમજે અને અનુસરી શક્યા છે તેઓ પણ Portraitમાં, વ્યક્તિચિત્રોમાં વીગતો રજૂ કરવાની ભૂલમાં પડ્યા વિના પોતાનો હેતુ સાધી શકે છે. એના ઉદાહરણ તરીકે શ્રી ગગનેન્દ્રનાથ ટાગોરે પાડેલું રવીન્દ્રનાથનું એક ચિત્ર આપી શકાય.

## પ્રતીકસર્જન-એક વિશિષ્ટતા

પ્રતીકોનું સર્જન એ એશિયાની કલાની એક મહાન વિશિષ્ટતા છે. વિશ્વમાં સર્જન અને સંહારરૂપે નૃત્ય કરી રહેલ વિરાટ શક્તિને હિંદના શિલ્પીઓએ નટરાજના સ્વરૂપમાં મૂર્ત કરી છે. લાકડાંમાં ગૂઢ રહેલ અગ્નિની પેઠે એ શક્તિ મનમાં, પ્રાણમાં તથા સ્થૂલ પદાર્થોમાં વ્યાપી રહેલી હોઈ તે સર્વેને નચાવી રહી છે. એ વિરાટ-શક્તિનો (પડકારનાર અસુરને) અતિરેક તેની આજુબાજુના પ્રભાચક્રમાં રેલાય છે. વિશ્વમાં એ શક્તિને પડકારનાર અસુરને પગતળે કચરીને એ દિવ્યશક્તિ પોતાના તાલબદ્ધ સૌંદર્યના છંદયુક્ત નૃત્ય વડે અનંતકોટિ વિશ્વોનું સર્જન કરે છે. નટરાજની મૂર્તિમાં આપણને અનંત શક્તિની સક્રિયતા અને અદ્ભુત સમતુલાનો ભવ્ય સમન્વય દેખાય છે. અનંતશક્તિના નૃત્યની એ સમતુલા જ જાણે વિશ્વસમસ્તને ટકાવી રહી છે, ધ્યાની બુદ્ધ, અવલોકિતેશ્વર, દુર્ગા, ભૈરવ વગેરે પણ હિંદની કલાનાં પ્રતીકો ગણી શકાય. આ પ્રતીક-સર્જન હિંદમાં એટલું આગળ વધ્યું હતું કે મૂર્તિના હાથની મુદ્રાઓ પણ અર્થ અને ભાવની સૂચક બને છે.

હિંદની પેઠે જપાન અને ચીનની કલામાં પણ પ્રતીકોનો પ્રચાર જણાય છે. ચીની કલામાં ગતિનથી એવી ફરિયાદ કેટલાક પાશ્ચાત્ય વિવેચકો કરતા હતા પણ એ તો જ્યારે એમને ચીનની કલાનો મર્મ માલૂમ ન હતો ત્યારે. વિશ્વવ્યાપી સતત ગતિમાન તત્ત્વને મહાન રાક્ષસી મકર Dragonના રૂપમાં ચીનના કલાકારોએ આલેખ્યું છે. ચીનનો એ રાક્ષસી મકર જળ, સ્થળ અને આકાશમાં રહેલ સદાવિકારી તત્ત્વનો મૂર્ત સ્વરૂપ છે. જળના મહાનાશમાંથી પૃથ્વીને વ્યાપીને આકાશસમસ્તને ભરી દેતો એ રાક્ષસી મકર આખરે આકાશમાં વળાંક લઇને પાછો પોતાના મુખ તરફ પુચ્છને ફેલાવી વર્તુલ પૂરું કરતો જણાય છે. વિશ્વના આદિમાં અને સમુત્ક્રાંતિનાં ઉચ્ચતમ પગથિયાંમાં વ્યાપેલી શક્તિની એકતાને તે સૂચવે છે. પદાર્થમાત્રમાં વ્યાપી રહેલ અનંતતનું પ્રતીક એ મકર બને છે. કેટલીક વાર કલાકાર એને જળધોધરૂપે પણ રજૂ કરે છે, કારણ કે તે સતત ગતિમાન-ક્ષણે ક્ષણે વિકારી -છતાં એક ને એક રહે છે. ચીનના કલાકારો ગતિમાં, પ્રાણના આવિર્ભાવમાં જે આનંદ લેતા તે આ રાક્ષસી *Dragon* મકર ઉપરથી જણાઈ આવે છે. જપાનીઝ ક્વાનોન-દયાની દેવી પણ એવું પ્રતીક છે.

ઇરાનની કળામાં આધ્યાત્મિક તત્ત્વ નજીવું છે. એ જો કે તદ્દન ગેરહાજર તો નથી અને એમાં પ્રતીકસર્જન ઓછું થયેલું જણાય છે છતાં ઇરાનમાં પણ સુફી—અગમ્યવાદીઓ પ્રભુને માશુકરૂપે ભજે છે અને તેના મિલનના આનંદની મસ્તી સાકીની પ્યાલીના પ્રતીક રૂપે રજૂ થાય છે. આમ પ્રભુ સાથેની એકતાનો આનંદ નશાની મસ્તી બને છે.

### ચીન-જપાન ચઢી જાય

વિશ્વપ્રકૃતિમાં દશ્યોની રજુઆતમાં તો ચીન અને જપાનની કલા હિંદની કલા કરતાં ચઢિયાતી છે., હિંદના કલાકારો પ્રકૃતિ સાથેનો સંવાદ પોતાના અંતર તરફ દષ્ટિ કરીને સાધે છે, જ્યારે ચીન અને જપાનના સર્જકો મુખ્યત્વે પ્રાકૃતિક દશ્યોમાંથી એ સંવાદ પામે છે. આ બન્ને પ્રકારો પાશ્ચાત્ય લોકો સહેલાઇથી સમજી શકે તેવા નથી કારણ કે એમની કલાની પ્રેરણા એવા સંવાદની શોધમાંથી જન્મતી નથી.

યુરોપની દષ્ટિએ માનવ વિશ્વરચનાના કેન્દ્રમાં છે. એટલે પ્રાકૃતિક દશ્યો મોટે ભાગે કોઈ ' સીન ' કે પ્રસંગને ઉઠાવવા માટે, કોઈ પરિસ્થિતિની પૂર્તિ કરવા માટે ચીતરાય છે. આ રીતે જોતાં એમ કહી શકાય કે શુદ્ધ પ્રાકૃતિક ચિત્રો યુરોપીઅન કળામાં અતિ વિરલ છે. અંગ્રેજ ચિત્રકાર ટર્નરને બાદ કરતાં બીજા ચિત્રકારો પ્રકૃતિને જીવન તરીકે જ જુવે છે. હિંદમાં અને ચીનની તથા જપાની સંસ્કૃતિમાં વિશ્વસમસ્તમાં માનવનું સ્થાન વધુ યોગ્ય રીતે અને સપ્રમાણતાપૂર્વક કલ્પાયેલું છે. જીવનને—અચેતન પ્રકૃતિ જેવી વસ્તુ જ એ કલાકારો જાણતા નથી. વિશ્વસમસ્તમાં અનંત જીવન વ્યાપી રહેલું છે, અને તેની સાથે પ્રકૃતિ તથા માનવ બન્નેની એકતા છે. પ્રકૃતિ અને માનવ વચ્ચે જીવનનો સંવાદ છે. આ સંવાદની અભિવ્યક્તિ એશિયાની કલાનું પ્રેરકબિંદુ છે. ૧૯મી સદી સુધી તો યુરોપના કલાકારોને મન પ્રકૃતિ માનવથી ભિન્ન જ નહિ પરંતુ તેની વિરોધી હતી. માનવે તેના પર વિજય મેળવવાનો; અને એવા વિજયને પરિણામે વિજેતા માનવ વિશ્વના કેન્દ્રમાં બિરાજે અને પ્રકૃતિ તો તેની મહત્તામાં ઉમેરો કરનાર પશ્ચાદ્‌ભૂમિ—એવી કાંઇક માન્યતા પણ એ કલાકારોની હતી. આમ યુરોપનો કલાકાર બુદ્ધિના કુતૂહલથી કે પોતાની સૌંદર્યગ્રાહકતાથી પ્રેરાઇને પ્રકૃતિને જુવે છે—મુખ્યત્વે ચર્મચક્ષુ વડે; અને એ રીતે તે જે જુવે છે તેને કળામાં રજૂ કરે છે.

એશિયામાં પ્રકૃતિ માનવથી નિમંતીયા કે તેની વિરોધી નથી. બન્ને વચ્ચે ઊંડી સહાનુભૂતિ, ઐક્ય અને સુમેળનો સંબંધ છે. માનવ જડ જણાતી પ્રકૃતિ ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપિત કરી શકે છે. એનું કારણ એ છે કે બન્ને વચ્ચે અદષ્ટ સજીવ સંબંધની સાંકળ રહેલી છે એટલે ચીન અને જપાનનાં પ્રાકૃતિક દશ્યોમાં અનંતની રચના હોય છે. એકાકી મૌન પર્વતો અને ભૂમિના અફાટ પ્રદેશો તેને અર્થગૌરવમય લાગે કે સમસ્ત વિશ્વ અવિભાજ્ય એકમ છે–દિશા અનંત છે. ચીનમાં પ્રાકૃતિક દશ્યને "પર્વત–પાણીનું ચિત્ર" કહેવામાં આવે છે.

પ્રકૃતિ અને માનવ વચ્ચેની એ સજીવ એકતાની અભિવ્યક્તિમાં એક પ્રકારની કૃત્રિમતા અને મિથ્યાત્વ આવવાનો ભય કેટલાકને લાગે એ સંભવિત છે, પરંતુ એશિયાની પ્રજાઓમાં જીવનમાત્ર માટે જે ઊંડી ધાર્મિક લાગણી છે તેનું જ્ઞાન ન હોય તેને જ એવો ભય લાગે. ચીનમાં પ્રચલિત "ઝેન" સંપ્રદાયમાં અહંતામાંથી મુક્તિ મેળવવાના સાધન તરીકે પ્રકૃતિના વિશાળ જીવન ઉપર એકાગ્રતા કરવાનો ઉપાય પ્રચલિત છે. ચીન અને જપાનમાં પ્રાકૃતિક દશ્યોના જે લાંબા પટા હોય છે તેની બરાબરી કરી શકે એવું યુરોપમાં કાંઇ નથી. કેવળ કાળી શાહીનો પ્રયોગ કરીને ચીનના ચિત્રકારો નક્કર પૃથ્વી, વચમાંનું વાતાવરણ અને અંતરની વધઘટ દર્શાવે છે. અને આપણને એ ચિત્રો પૂરતી વાસ્તવિકતાવાળાં પણ લાગે છે. યુરોપનાં પ્રાકૃતિક ચિત્રોની વાસ્તવિકતા કરતાં એની વાસ્તવિકતા કોઈ પણ પ્રકારે ઊતરતી નથી. અહંમાંથી મુક્તિ મેળવવા માટે એટલે જીવનમાંથી છૂટકારો શોધવા માટે એ કલાકારો પ્રકૃતિનો આશ્રય લેતા એમ માનવું પણ બરાબર નથી, કારણ કે તેઓ પ્રકૃતિને માનવની સહોદર ગણીને તેનો આશ્રય લેતા પરંતુ પ્રકૃતિની તેમની રજુઆતમાં નર્યો સ્થૂલ વાસ્તવિકતાનો જ આવિર્ભાવ ન હતો. એ લોકો તો એટલે સુધી કહેતા કે પ્રાકૃતિક દશ્યને પણ અંતરથી દોરો, પ્રકૃતિનો આત્મા સાથે એકતા સાધીને, તેના ભાવનું આલેખન કરો. કેટલાંક પ્રાકૃતિક દશ્યોમાં રેખાનું તો કેટલાકમાં રંગનું પ્રાધાન્ય હોય છે. સારામાં સારાં દશ્યો તે ગણાય છે જેમાં આપણે વાસ કરીએ યા તો કરી શકીએ. વોશીંગ્ટનની ફ્રીયર ગેલેરીમાં માયુઅન નામના ચિત્રકારની એક કૃતિ છે. એ

લાંબા પ્રાકૃતિક ચિત્રપટમાં તમે દિવસો ને દિવસો સુધી રખડી શકો છો. પર્વત ઉપર ચડીને તેની ટેકરીઓ વટાવો એટલે તમે હવામાં ઊડશો, અને સામે કિનારે આવેલી માળીઓની ઝૂંપડીઓમાં પહોંચશો. એ વટાવતા પર્વતની ઊભી ધારોની સામે અથડાશો. મહામુશ્કેલીએ તેની ઉપર ચડીને થોડું ચાલશો એટલામાં તો જળધોધની જોડે નીચે આવી પડશો. પહેલું પાણી અને ખાલી જગો વટાવશો એટલામાં નાની સરખી લાલ ટેકરીઓ અને તે પર ઊડતી હંસોની હાર જોડે તમે દૂર અસ્પષ્ટ જણાતા પર્વતના ખડકોમાં થઈને આકાશમાં ઉડશો—અને સાત સદીઓનું કે હજારો માઈલોનું અંતર તમને એ ચિત્ર સાથે એકતા કરતા અટકાવી શકશે નહિ.

## દૃષ્ટિભેદનું એક વધુ ઉદાહરણ

પંખીઓ, પ્રાણીઓ અને પુષ્પોનું આલેખન જપાનની અને ચીનની કલામાં થાય છે. તે જોવાથી પણ પ્રકૃતિની રજુઆતમાં યુરોપ અને એશિયા વચ્ચેના દૃષ્ટિભેદ સ્પષ્ટ થશે. કમળનું ચિત્ર જુઓ. કલાવિધાયકને મન તે જીવંત છે—માનવના કરતાં કોઈ રીતે ઊતરતું કે ઓછું નથી. જમીનમાંથી જે રીતે એ પત્રો ઊંચે આવે છે, જે રીતે સ્થિર થાય છે, જે પ્રકારે ઝૂલે છે—એ સર્વ ક્રિયાઓમાં આપણને લાગે છે કે એ કમળો બહારની પરિસ્થિતિ પ્રત્યે સુકુમાર સંવેદનવાળાં છે. ચિત્રકાર એનો રંગ, એની પાંદડીઓનું પોત તથા કુમાશ ચીતરતો હોતો નથી પરંતુ એક સચેતન વસ્તુના અજ્ઞાત જીવનને તે આલેખે છે એમ આપણને લાગે છે. ચીન જપાનની કલામાં બગલા, ઘુવડ, ઘોડા વગેરેનાં યા તો હિંદના હંસ, હરણ કે હાથીનાં ચિત્રો જોશો તો પણ જણાઈ આવશે કે ચિત્રકારના માનસની કોઈ પ્રવૃત્તિ એના ચિત્રમાં ઊતરી છે. સંસ્કારિતાના આરંભની પ્રાથમિક દશાની કલાના જે નમૂનાઓ આજે મોજૂદ છે-( એનાં પ્રાણીઓનાં આલેખનચિત્રો છે )-તેની સાથે એશિયાખંડની પ્રાકૃતિક દૃશ્યોની કલા વધારે મળતી આવે છે તે એ અર્થમાં કે બંનેમાં વિશ્વ-પ્રકૃતિ જીવંત છે. વિશ્વમાં માનવનું સ્થાન અને અન્ય પ્રાણિઓ સાથેનો તેનો સંબંધ હિંદના ઋષિઓના તત્ત્વદર્શનમાં તેમ આ કલામાં વધારે સાચો કલ્પાયલો છે.

પ્રાકૃતિક દૃશ્યોનાં ચિત્રોમાં હિંદ કરતાં ચીનજપાન ચડે છે એ આપણે

આગળ કહી ગયા છીએ. હિંદની કલાની અંતર્મુખ વૃત્તિ તેને બાહ્ય પ્રકૃતિ પ્રત્યે પૂરતા સામર્થ્યપૂર્વક કે ભાવપૂર્વક વધવા દેતી નથી. જ્યારે જ્યારે હિંદની કલા પ્રકૃતિની રજુઆત કરે છે ત્યારે ત્યારે તે તેની વિપુલતા-સમૃદ્ધિના સૌંદર્યને આલેખીને રચે છે. હિંદની પ્રાકૃતિક દૃશ્યોની કલામાં એક પ્રકારનો સ્વાભાવિક સંવાદ વડે સ્ફુરતો પ્રાણ જોવામાં આવે છે—એની રૂપસમૃદ્ધિ અખૂટ છે—એની દ્રાક્ષની લૂમો પણ ભરીભરી લાગે છે—પરંતુ ચીનજપાનનાં પ્રાકૃતિક દૃશ્યોમાં જે અંતર્મુખ વૃત્તિ છે, એ કલામાં ખાલી જગા—શૂન્ય દિશા પણ—અનંતનું સૂચન કરવામાં જે અગત્યનો ભાગ ભજવે છે તે આ દેશમાં નથી. ૭મીથી ૧૨મી સદી સુધી ચીનમાં પ્રાકૃતિક દૃશ્યોનાં ચિત્રોનું જ પ્રાધાન્ય હતું ! હિંદના કલાના ઇતિહાસમાં એવો યુગ જાણ્યામાં નથી.

ઈરાનની કળામાં ખાસ કરીને અને સામાન્ય રીતે એશિયાની કળામાં—પરિપ્રેક્ષણ-perspective-નો નિયમ પશ્ચિમમાં છે તે કરતાં જુદો છે. 'રીનેસન્સ' પછીના યુરોપમાં વસ્તુ દેખાય છે તેવી; તેના અંતરના પ્રમાણમાં નાનીમોટી, ચીતરવાનો રિવાજ છે, પરંતુ ઈરાન અને એશિયાસમસ્તમાં તો એમ મનાય છે કે કલા કલા છે કારણ કે તે પ્રકૃતિ નથી. એશિયાનો કલાકાર પોતાનાં કથયિતવ્યને રસપૂર્વક છટાપૂર્વક સચોટતાથી કહેવા માગે છે. એટલે દૂરની વસ્તુ કે વ્યક્તિમાં તેને રસ હોય તો પાસેની વસ્તુ કે વ્યક્તિના જેટલી જ મોટી તે તેને આલેખે છે.

હવે વિષય એક છતાં તેની રજુઆતમાં કેવો ફેર પડે છે, તેના ઉદાહરણ તરીકે ઇટાલીઅન, રોમના કેથોલિક ધર્મ અને હિંદમાં બુદ્ધધર્મપ્રેરિત કલાની સરખામણી કરો. ખ્રિસ્તી ધર્મની કલામાં માનવો કે પ્રતીકો હોય છે તે ઘણુંખરું ક્રિયાશીલ હોય છે, જ્યારે બૌદ્ધ કલાની મૂર્તિઓ અને ચિત્રો શાંત હોય છે. ઇટાલીઅન કલાસર્જકોનાં ચિત્રોમાં રૂપોની પરસ્પર વ્યવસ્થા પરસ્પર સંબંધ, વાતાવરણને પોષક રંગઆયોજન પર લક્ષ અપાય છે. એમાંનાં પાત્રો પોતાની ક્રિયાશીલતા વડે દ્રષ્ટાના માનસ પર અસર ઉત્પન્ન કરવા પ્રયત્ન કરતાં લાગે છે. ટીન્ટોરેટોનું સ્વર્ગ—પરમાની અંદર આલેખાયલું—જુઓ. એ ચિત્રમાં એક પ્રકારની ચંચલ સજીવનતા છે પરંતુ છંદ નથી, તથા ધાર્મિક વિષયને માટે આવશ્યક ઉન્નત ભાવની ગેરહાજરી છે. એની સરખામણીએ, અવલોકિતેશ્વર કે ધ્યાની બુદ્ધને જોતાં આપણે કોઇ અપાર્થિવ વાતાવરણમાં અજાણ્યે જ

ખેંચાઈએ છીએ. યુરોપના કલાકારોએ સર્જેલા સંતો અને મહાત્માઓ આપણી નજર ને દૃષ્ટિના ઉપર અસર ઉત્પન્ન કરવા પ્રયત્ન કરતા હોય એમ લાગે છે. અહીં અમુક કળા ચઢિયાતી કે ઊતરતી છે એમ બતાવવાનો હેતુ નથી પરંતુ બન્ને પ્રકારમાં આયોજનનો ભેદ કર્યો છે અને તે ભેદ કળા-દૃષ્ટિના મૂળમાં રહેલા ભેદને કેવો રજૂ કરે છે તે દર્શાવવાનો છે.

એશિયાની કળાની વિશિષ્ટતાઓ એટલા ખાતર નથી દર્શાવી કે એ કલા જેવી ને તેવી અનુકારી શકે પરંતુ સમગ્ર માનવજાતિની જે સામાન્ય કલાદૃષ્ટિ જાગ્રત થવામાં છે તેમાં એશિયાની—અને હિન્દની—કલા યોગ્ય સક્રિય ભાગ લઈ શકે અને કલાના આદર્શો, હેતુઓ તથા આયોજનપદ્ધતિઓના નવીન ઘડતરમાં પોતાનો ફાળો આપી શકે તથા અન્ય તરફથી મળતો લાભ પોતે લઈ શકે. ભાવિ કલાસર્જકોને રાષ્ટ્રીય નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પ્રત્યે પ્રતિકાર્ય કરવાનું હશે એ હકીકત તેઓના ધ્યાનમાં આવે એ આવશ્યક છે.

ભાઈલાલ પ્ર. કોઠારી

# ચિકિત્સાસંકટ

સંધ્યા થવા આવી હતી. નંદબાબુ હોગ સાહેબના બજારમાંથી ખરીદી કરી ટ્રામગાડીમાં પાછા ફરતા હતા. બીડન સ્ટ્રીટ પસાર કર્યા પછી ગાડી ધીમે ધીમે ચાલવા લાગી. આગળ એક બળદગાડી જતી હતી. નંદબાબુની ગલીનો વળાંક પણ પાસે જ હતો. એટલામાં બાજુની ગલીમાંથી તેમના મિત્ર બંકુબાબુ આવતા હતા. નંદબાબુએ હર્ષાવેશમાં બૂમ પાડી, " બંકુ, ઊભો રહે. આ હું ઊતર્યો. " બાબુજીની બન્ને બગલમાં બે બંડલ હતાં. તે લઈ ચાલતી ટ્રામે તેઓશ્રી ઊતર્યા ન ઊતર્યા ત્યાં તો તેમના પગ ધોતિયામાં અટવાયા અને પોતે પૃથ્વીમાતાને ભેટી પડ્યા.

ટ્રામમાં કોલાહલ થઈ રહ્યો. ધચાંગ—ટ્રામ અટકી. કેટલાક ઉતારુઓ નીચે ઊતર્યા અને નંદને બેઠો કર્યો. અંદર બેઠેલા ઉતારુઓ બજાર ડોકાં

કોઈ નાના પ્રકારે સહાનુભૂતિ બતાવવા માંડ્યા, "ઓહોહો, કેટલું બધું વાગ્યું બિચારાને — થોડું ગરમ દૂધ પીવડાવો એને — શું બંને પગ કપાઈ ગયા?" એક જણે તો ખાત્રીપૂર્વક કહી નાખ્યું કે, આ તો ફેફરું છે ફેફરું, તો વળી બીજાએ કહ્યું, 'નહિ નહિ એને ચક્કર આવ્યાં છે.' કોઈએ એને પીધેલો ઠરાવ્યો તો કોઈએ અબુધ ગામડિયો.

ખરી રીતે તો નંદબાબુને જરા સરખી પણ આંચ આવી ન હતી. પણ એ બિચારાનું કોણ સાંભળે? 'શું કહો છો? વાગ્યું નથી? ભલા, આટલું તો વાગ્યું છે! એ તો હવે બે મહિનાનો ખાટલો સમજો. હજી તો ઘેર જશો ત્યારે કેટલું વાગ્યું છે તેની ખબર પડશે.' નંદબાબુએ હાથ જોડીને સૌને નિવેદન કર્યું કે આપ સૌ કહો છો તે ખરું હશે પણ ખરેખર મને કાંઈ જ ઈજા થઈ નથી.

એક ઉશ્કેરાયલા વૃદ્ધજન બોલ્યા, "અરે મૂર્ખ! આટલું વાગ્યા છતાં ય લાગ્યું નથી કહે છે? ભલું કરવા જતાં ય તને ખરાબ લાગે છે? કેવો બેવકૂફ છે?"

પણ એટલામાં બંકુબાબુ નંદબાબુની વહારે આવી પહોંચ્યા અને ક્ષુબ્ધ થયેલા યાત્રીગણને લઈને ટ્રામ આગળ ચાલી.

બંકુબાબુ બોલ્યા, "એ તો તને જરા ચક્કર આવી ગયાં, પણ હવે પગે ચાલીને ઘેર જવાનું નથી. એઈ રિક્ષાઆ.... ....!"

નંદબાબુ રિક્ષામાં ગોઠવાયા. બંકુબાબુ પાછળ પગે ચાલવા લાગ્યા.

નંદબાબુ ચાળીશેક વરસના હશે. શ્યામ વર્ણ, કાંઈક બેઠા ઘાટનું શરીર અને ગોળમટોળ ચહેરો. પિતા પશ્ચિમ હિંદમાં લશ્કરી કોઠારની નોકરીમાં ખૂબ કમાયા હતા. પોતાની પાછળ સંતાનમાં એકના એક નંદબાબુ, કલકત્તામાં મોટું આલિશાન મકાન, ખૂબ ફર્નિચર તથા સરકારી જમિનગીરીઓનો સારો જથ્થો મૂકતા ગયા હતા. નંદબાબુનું લગ્ન નાની વયમાં થયું હતું પણ એક વર્ષમાં જ તે વિપત્નીક બન્યા હતા. પણ ત્યાર પછી તેમણે બીજા લગ્નની જરાય ચિંતા કરી ન હતી. મા તો ઘણાં વર્ષો પહેલાં મૃત્યુ પામી હતી. ઘરમાં સ્ત્રીવર્ગમાં એક બુઢ્ઢી ફોઈ માત્ર હતી. તે આખો દિવસ સેવાપૂજામાં ગરકાવ રહેતી. એટલે સઘળાં ગૃહસંસારી કાર્યો નોકર-

ચાકરને હાથે જ ચાલતાં. નંદબાબુને બીજી વાર પરણવા માટે કશી હરકત ન હતી પરંતુ હજી સુધી એમનો કાંઈ જોગ ખાધો ન હતો. એનાં મુખ્ય કારણોમાં આળસને પ્રથમ સ્થાન મળે. એ સિવાય થિયેટર, સિનેમા, ફૂટ-બોલ મેચ, રેસ તથા દોસ્તો સાથેની મોજમજામાં કોઇ પણ જાતની હરકત સિવાય દિવસો પસાર થતા હતા તેમાં વિવાહની ચિંતા કરવાની ફુરસદ પણ ક્યાં હતી? અને આમ વર્ષોના વહેવા સાથે નંદબાબુની ઉંમર પણ વધતી જતી હતી અને હવે તો એ લગ્ન ન કરે તે જ ઠીક હતું. પોતે એક અતિ સૌજન્યશાળી, આરામપ્રિય અલ્પભાષી અને ભલા માણસ હતા.

નંદબાબુને ઘેર દોસ્તોનો સંધ્યા–અડ્ડો જામ્યો હતો. નંદ આજે કંઇક થાકેલો લાગતો હતો, એટલે તે કામળ ઓઢીને એક બાજુએ સૂતેલો હતો. રસોડામાંથી આવતાં ચહા-પાપડ પછી પાન-સિગારેટના વિધિને અંતે રોજની જેમ ગામગપાટાનો પ્રવાહ શરૂ થયો હતો.

ગોપી બાબુ બોલ્યા, " અં...હં, શરીર વિષે તું આટલો બધો બેદરકાર રહે એ તો ખોટું! શિયાળાની ઠંડીમાં તને ચક્કર આવે એ લક્ષણ કાંઈ સારાં નથી લાગતાં."

નંદબાબુ– નહિ જી, મને ચક્કર આવ્યાં જ નથી. મારા પગ ધોતિયામાં ભરાવાથી જ—

ગોપી– ના રે ભાઈ ના. તને ચક્કર જ આવ્યાં હતાં. તારું શરીર તો જો કેટલું સુકાઇ ગયું છે! આપણી પાડોશમાં ડૉક્ટર તફાદાર રહે છે. આખા શહેરમાં એના જેવો ફિઝિશયન બીજો કોણ મળવાનો હતો! કાલે સવારે તું એને જ મળી આવને?

બંકુ– મને લાગે છે કે નેપાલબાબુને બતાવીએ તો ઠીક. એમના જેવો વિચક્ષણ હોમિયોપેથ બીજો કોઈ નથી. બુઢ્ઢાનો મિજાજ જરા તેજ છે પણ એની વિદ્યા અસાધારણ છે.

પશીબાબુ એક ખૂણામાં આખા શરીરે ગરમ શાલ લપેટી ટૂંટિયું વાળીને પડ્યા હતા. માથે ગરમ શાલ, વાંદરા ટોપી અને ગળે લાંબી દાઢીનેય ગરમી આપતું મફલર તેમની રક્ષા કરતાં હતાં. તે બોલ્યા, " અરે બાપરે! આટલી કડકડતી ઠંડીમાં તે વળી ટ્રામની મુસાફરી કોઈ કરતું હશે? પછી તો

હાડકાં જકડાઇ જાય જ અને પડી જવાય એ પણ ચોક્કસ. નંદબાબુ, શરીરને જરા ગરમ રાખતા જાઓ.

નિધુ– નંદ દા, આ પુરાણી ઘેડિયા ટેવો છોડો મારા ભાઈ. વિરંચીના સમયના આ ગાદી તકિયા. હુક્કા–પિકદાની, પાલખીગાડી અને પક્ષીરાજ ઘોડા એ હવે આ જમાનાની ચીજો નથી રહી. પરમેશ્વરે તમને એ પૈસે સુખી રાખ્યા છે તો રાજ્જા શરીરને ફૂર્તિ કેમ આપવી તે જરા શીખો.

એકંદરે મિત્રમંડળીએ ઠરાવ્યું કે નંદબાબુએ ડૉક્ટર તક્ષાદારને મળવું.

શે સ્ટ્રીટના એક ચળકતા બોર્ડ પર લખ્યું હતું:

" ડૉક્ટર તક્ષાદાર, M. D., M. R. A. S."

પોતે એક આલિશાન બંગલો, બબ્બે મોટર અને એક લેન્ડોગાડી ધરાવતા હતા. તેમનો ધંધો ખૂબ જામેલો હોઈ તેમની મુલાકાત પણ સહેલાઇથી થતી નહિ.

પાસેના ઓરડામાં કલાક દોઢ કલાક રાહ જોયા પછી નંદબાબુના નામનો પોકાર થયો. નંદે અંદરના ઓરડામાં પ્રવેશ કર્યો. ડૉક્ટર ફૂટપટી લઇ એક સ્થૂળકાય મારવાડીની વિરાટ દુંદનો પરિઘ માપતા હતા. તે બોલ્યા, "બસ, સવા ઈંચ બઢ ગયા." રોગી ખુશ થતો બોલ્યો, "પણ સાહેબ નર્ઝ તો જુઓ." ડૉક્ટર સાહેબે રોગીના કાંડા પર મોટરકારનો સ્પાર્કિંગ પ્લગ લગાડ્યો અને બોલ્યા, "બહુત મઝેસે ચલ રહા હૈ." રોગી બોલ્યો, "સાહેબ જીભ જુઓને." ડૉક્ટરે ઑપેરા ગ્લાસથી રોગીની જીભ તપાસી અને બોલ્યા, "થોડીસી કસર હૈ. કલ ફિર આના."

મારવાડી ગયો એટલે ડૉક્ટરે નંદ તરફ ફરીને અભિનય કર્યો, "વેલ (well)?"

નંદ બોલ્યો. "જી, હું બહુજ મોટી વિપત્તિમાં છું. કાલે ટ્રામમાંથી ઉતરવા જતાં અકસ્માત—"

ડૉક્ટર–કંપાઉન્ડ ફ્રેક્ચર? હાડકું તૂટી ગયું છે?

નંદબાબુએ પોતાની તબિયતનું અથઇતિ વર્ણન કર્યું. "સાહેબ, મને

દુખાવો નથી, તાવ આવતો નથી, પેટમાં ગડબડ; શર્દી દમ કશું જ થતું નથી. માત્ર કાલે જરા ઓછું ખવાયું છે. રાત્રે થોડાં ખરાબ સ્વપ્નો આવેલાં. મન જરા અસ્વસ્થ છે."

ડૉક્ટરે તેનાં છાતી, માથું, પેટ, હાથ, પગ, નાડી વગેરે તપાસ્યાં. છેવટે ખૂબ ગંભીર પણે બોલ્યા, 'જીભ બહાર કાઢો.'



જીભ બહાર કાઢો.

નંદબાબુએ યંત્રવત્ જીભ બહાર કાઢી.

ડૉક્ટર તે સામે થોડીવાર જોઈ રહ્યા અને હાથમાં કલમ પકડી. પ્રિસ્ક્રિપ્શન લખ્યા પછી તે બોલ્યા, "હવે આપ જીભ અંદર બેસી શકો છો, અને જુઓ, આ દવા રોજ ત્રણ વાર લેવાની છે.'

નંદબાબુએ ડરતાં ડરતાં પૂછ્યું, 'કેવું લાગે છે?'

તફાદાર-(મોં બગાડી) ઘેરી બેડ!

નંદે ભયભીત સ્વરે પૂછયું, 'પણ મને શું થયું છે!'

તફાદાર—બે ચાર દિવસ તમારા કેસ ધ્યાનપૂર્વક જોયા સિવાય કશું કહી શકાય નહિ. મને ડર છે કે તમને Cerebral tumour with strangulated ganglia છે. પડવાથી તમારા મગજના નર્ઝ ગૂંચવાઈ ગયા છે; એટલે ઓપરેશનથી ખોપરીમાં કાણું પાડવું અને ગળાનો પાછલો ભાગ ચીરીને બધા નર્ઝને ફરી ગોઠવવા પડશે. તમારા નર્ઝની શોર્ટ સર્કિટ થઈ ગઇ છે, સમજ્યા?

નંદબાબુ—(ધ્રૂજતાં) પણ જિવાશે ખરું?

તફાદાર—(રોફથી) ગભરાવ નહિ. ગભરાશો તો આરામ નહિ થાય. સાત દિવસ પછી તમારે ફરી અહીં આવવું પડશે. માય ફ્રેન્ડ મેજર ગોસાઈ સાથે તમારા કેસનું કન્સલ્ટેશન કરવું પડશે. જુઓ બહુ ભાત-દાળ ખાશો નહિ. એગ્ઝ, એગફ્લિપ, બોનમેરો સૂપ, ચિકન-સ્ટ્રૂ આ સૌ ચીજો વાપરવા માંડો. સાંજે બર્ગન્ડી પણ લ્યો. હાં, બરફવાળુ પાણી ખૂબ પીઓ. અચ્છા બત્રીસ રૂપિયા. થેંક્સ. ફી આપી નંદબાબુ ધ્રૂજતા પગે બહાર આવ્યા.

સંધ્યાકાળે બંકુબાબુએ કહ્યું. "મેં તને કાલે જ ના પાડી હતી પણ તું શાનો માને? તું જાણે છે કે એ ડાકટર આ મારવાડીઓને લૂંટીને જ જીવે છે? સાલો ખોપરીમાં સારડી મૂકવા માગે છે? ઉફ!

પટીબાબુ—અરે ભાઈ, આપણા તારિણી કવિરાજને બતાવી જોઓ તો કેવું?

ગોપીબાબુ—નહિ, નહિ, નહિ. નંદના મગજમાં ઊલટાસૂલટી જ થઈ ગઈ હોય તો પછી એ ઊંટવૈદનું કામ નથી. હોમિયોપથી જ વધારે સારી.

નિધુ—અરે જરા મારું તો સાંભળ બાબા! અલ્યા તને કહું છું તો ખરો કે આ ડાકટરી તને નથી ફાવવાની. થોડી વૈદગીરી શીખ વૈદગીરી. જો તને કહું: આપણા દરવાનજીએ તાજી ઘૂંટેલી સિદ્ધિ બનાવી છે; તારી મરજી હોય તો એક લોટો માંગી લાવું.

પણ-અંતે હોમિયોપથીનો જ નંબર લાગ્યો.

બીજે દિવસે સવારે નંદબાબુ નેપાળબાબુ હોમિયોપેથને ઘેર ગયા. બહાર દરદીઓનીભીડ હજી શરૂ થઈ ન હતી એટલે વિના વિલંબે તેમના નામનો પોકાર થયો. એક વિશાળ ખંડમાં શેત્રંજી પાથરેલી હતી. અને તે પર ચારે બાજુએ પુસ્તકોની દીવાલો રચાઇ હતી. તેની વચમાં પેલી વાર્તામાં આવતા લુચ્ચા શિયાળ જેવા વૃદ્ધ નેપાળબાબુ બિરાજ્યા હતા. તેમના હુક્કાનો ધૂમાડો આખા ય ખંડમાં ફ્લાયો હતો.

નંદબાબુ તેમને નમસ્કાર કરી ઊભા રહ્યા. નેપાળબાબુએ તેના તરફ એક વેધક દૃષ્ટિ ફેંકી. થોડીવારે તેઓશ્રી બોલ્યા, " આ બેસવાની જગા છે."

યંત્રવત્ નંદ બેઠો.

નેપાલ—કેમ, શ્વાસ ઊપડ્યો છે ને ?

નંદ ( કાંઈ ન સમજવાથી )—જી ?

નેપાલ—રોગી છેવટની અવસ્થાએ ન પહોંચે ત્યાં સુધી તમને લોકોને અહીં આવવાનું સૂઝતું નથી માટે પૂછું છું.

નંદે સવિનય નિવેદન કર્યું કે આ કેસમાં તો પોતે જ રોગી હતો.

નેપાલ—પેલા ડાકુઓના પંઝામાંથી તમે કેવી રીતે છટક્યા ? અને શું થયું છે તમને ?

નંદે સર્વ હકીકત જણાવી.

નેપાલ—તફાદાર શું કહે છે ?

નંદ—કહે છે કે મારા માથામાં ટ્યુમર છે.

નેપાલ—તફાદારના માથામાં શું ભર્યું છે તે જાણો છો ? છાણાં ! અને એની હેટની અંદર શિંગડાં છે શિંગડાં ! એના જોડામાં ખરી હોવી છે અને એના પાટલૂનમાં પૂંછડી સંતાડેલી છે પૂછડી ! સમજ્યો ! નંદબાબુ ચકિત થઈ સાંભળી રહ્યા.

નેપાલ—ભૂખ લાગે છે કે !

નંદ—કેટલા બે દિવસથી નથી લાગતી.

નેપાલ—ઊંઘ આવે છે ?

નંદ—ના જી.

નેપાલ—માથું દુખે છે?

નંદ—કાલે સાંજે દુખતું હતું.

નેપાલ—ડાબી તરફનું?

નંદ (અસ્વસ્થતાપૂર્વક)—જી....હાં.

નેપાલ—કે પછી જમણી તરફનું?

નંદ (એ જ સ્થિતિમાં)—જી....હાં.

નેપાલ (ચિડાઈને)—બરાબર બોલો.

નંદ—જી, મધ્ય ભાગે દુખે છે.

નેપાલ—પેટમાં ચૂંકબૂંક આવે છે કે?

નંદ—જી પેલે દિવસે આવી હતી. નિધુએ કાબુલી મટર આપ્યા હતા તે ખાવાથી.

નેપાલ—પેટમાં આંકડી આવે છે કે પછી ગૂંચળાં વળે છે?

નંદ (શો જવાબ દેવો ન સૂઝવાથી) જી, પેટમાં ઢગળડખળ થાય છે.

ડૉક્ટરે પોતાની બાજુમાં પડેલા કેટલાય મહાગ્રંથો ઉથલાવ્યા, ખૂબ વિચારમાં પડી ગયા અને છેવટે બોલ્યા, 'હં....આજે એક પડીકી આપું છું, તે લઈ લે. પહેલાં શરીરમાંથી એલોપેથિક ઝેર કાઢવું પડશે. હું પાંચ વરસનો હતો ત્યારે આ ખૂની ડાક્ટરોએ મને બે ગ્રેન ક્વિનાઇન આપ્યું હતું. પણ હજી ય તેને લીધે મારા માથામાં ક્યારેક આછી વેદના થયા કરે છે. હાં, તમારે સાત દિવસ પછી ફરી આવવું પડશે. પછી જ ખરી ચિકિત્સા શરૂ થશે.

નંદ—બિમારીની બાબતમાં આપ શું ધારો છો?

ડૉક્ટરનાં ભવાં સંકોચાયાં. નેત્રો વિસ્ફારિત બન્યાં. નંદ તરફ એક તીક્ષ્ણ નજર નાખી તે બોલ્યા, "એ જાણવાથી શું તને બેના ચાર હાથ થવાના છે? ધાર કે હું તને કહું કે તારા પેટમાં Differential Calculus થયું છે તો તું શું સમજવાનો હતો? જો હવે ભાત-દાળ ખાવાનાં બંધ. બે વખત રોટી રોટી. અને મચ્છી-માંસ બંધ.સ્નાન પણ બંધ. હાં, શરીરે ગરમ પાણીનું પોતું ફેરવી શકાય. અને તમાકુ પીશ તો દવાનો ગુણ જરા પણ નહિ લાગે સમજ્યો? તને એમ થતું હશે કે હું તમાકુ પીઉં છું એટલે આ આલમારીમાંની દવાઓ

ખપી નકામી થઇ ગઇ હશે પણ તેવો કાંઈ વાંધ છે જ નહિ. મારી તમાકુમાં ત્રીસ પાવરનો સલ્ફર નાખેલો છે. મારી ફી કેટલી છે તે પણ કહેવું પડશે? જોતા નથી સામેની નોટિસ પર બત્રીસ રૂપિયા લખ્યા છે તે? દવાના ચાર રૂપિયા જુદા.

નંદબાબુ ફી આપી વિદાય થયા.

☆

નિશુ—અરે બાવા, શું કામ એના પૈસા બગાડાવો છો? એટલી રકમમાં તો આપણે પાંચ વાર બોક્સમાં બેસી નાટક સિનેમા જોઈ શક્યા હોત. એ નેપલો બુઢ્ઢો તે નવી શી દવા આપવાનો હતો? પ્રશ્નોત્તર કરી કરીને બિચારા નંદનો દમ કાઢી નાખ્યો! મારા પંજામાં એ સપડાયને તો એ કેટલો મોટો હોમિયોપાથ છે તે હું એને બતાવું. અરે રાજ્જા, એનું આખું દવાખાનું એક શ્વાસે પી જાઉં. બંદાને કાંઈ થાય તો નાક કપાવી નાખું નાક. હવે કાંઈ કહેવું છે?

ગોપી—આજે મારી ઑફિસમાં વાત થતી હતી કે ફરુકાબાદથી એક ગોરો હકીમ આવ્યો છે. રાજા મહારાજાઓ પણ એની પાસે ચિકિત્સા કરાવે છે. એક વાર બતાવી જુઓ તો?

ષષ્ઠી—અરે બાપ રે! શીતકાલમાં હકીમી ઔષધ! અરે ભાઈ, આ તો શરબત પીને મરવાનો ધંધો છે. એના કરતાં આપણા તારિણી કવિરાજ શો ખોટા?

અંતે કવિરાજની ચિકિત્સાનું જ નક્કી થયું.

બીજે દિવસે સવારે નંદબાબુ તારિણી કવિરાજને ત્યાં પહોંચ્યા. વૈદ્યરાજની વય સાઠેક વર્ષની હતી. ખેડેલાં ડાચાં, દાઢી મૂછ સાફ અને જર્જરિત કાયાવાળા વૈદ્યરાજ આખા શરીરે તૈલાભ્યંગ કરી ટૂંકી પોતડી પહેરી હુક્કો પીતા એક તૂટેલી ખુરશી પર બિરાજ્યા હતા. રોજ દરદીઓને પણ તેઓશ્રી આજ લિબાસમાં મળતા. ઘરમાં ફર્નિચરમાં એક તૂટેલી પાટ હતી. તેના પર તેલથી ચમકતી સાદડી અને પસીનાનાં કાળાં ધાબાંવાળા તકિયા પડ્યાં હતાં. બાજુ પરના એક ખૂણામાં દવાનાં બે કબાટ જેમ તેમ ખડકાયાં હતાં.

નંદબાબુ નમસ્કાર કરી પાટ પર બેઠા એટલે વૈદ્યરાજે પૂછ્યું, "બમ, ક્યાંથી આવો સો?"

નંદે પોતાનું નામ તથા ઠેકાણું કહ્યાં.

તારિણી—રોગીને કિયો મરજ થયો છે?

નંદે જણાવ્યું કે પોતે જ રોગી છે અને સાથે આખો વૃત્તાંત જણાવ્યો.

તારિણી—તે માથામાં કાંણુ બાંણું પડાયુ સે કે?

નંદ—જી નહિ. નેપાલબાબુએ પથરી છે એમ કહ્યું એટલે ઓપરેશન કરાવ્યું નથી.

તારિણી—નેપાલ? એ હહરો કિયો પાકયો સે?

નંદ—કેમ? ચોરે બાગાનના નેપાલચંદ્ર રોય, M. B., F. T. S. ધુરંધર હોમિયાપેથને આપે ના ઓળખ્યા?

તારિણી—ઓ...હો! નેપલો! એમ કહેને તારે! એ વળી દાકતર ક્યાં'નો થયો? ભલા માણસ, તમારા મહોલ્લાના વૈદ્યને છાંડીને એ છોકરવાદ પાસે તે હું કામ દોડો સો?

નંદ—જી, મારા મિત્રોએ સલાહ આપી કે શસ્ત્ર-ચિકિત્સા કરવી હોય તો ડૉક્ટરની સલાહ પહેલાં લેવી.

તારિણી—પેલા ઝન્તીબાબુને તો તું ઓળખે ને? પેલો ખુલનામાં વકીલાત કરતો હતો તે ઝન્તી?

નંદે નકારમાં ડોકું ધુણાવ્યું.

તારિણી—તેના મામાને ઉરસ્તંભ થયો હતો. સિવિલ સર્જને પગ કાપી નાખ્યો! બચારો ત્રણ દિવસ બેભાન રહ્યો. ભાન આવ્યું તારે કે' કે મારો પગ ક્યાં ગયો? તારિણી સેનને બોલાવો. આપણે તો બસ જઈને ચ્યવનપ્રાશનો એક ગોળો ઠોક્યો. પછી હું થયું જાણો છ?

નંદ—શું બીજો પગ ઊગી નીકળ્યો?

'અરે કાલલા એઈ કાબલા! જો જો પણે બિલાડી પેલું છાગલાદ્યઘૃત ખાઈ ચાલી!' બોલતા બોલતા કવિરાજ મહાશય તેની પાછળ ઓરડામાં દોડ્યા. થોડી વારે પાછા આવી ખુરસી પર બેઠા. 'જોઉં તારી નાડી?' કહી તેમણે નંદની નાડી તપાસવા માંડી.

તારિણી—હં અં! મેં ધાર્યું હતું તેમ જ છે! પહેલાં કોઈ મોટી બિમારી

ગઈ હતી ?

નંદ—આઠ વરસ પહેલાં ટાઇફોઇડ થયો હતો.

તારિણી—બરાબર મારા અંદાજ પ્રમાણે જ. પાંચ વરસ થયાં ને ?

નંદ—જી, સાડાસાત થયાં.

તારિણી—બિલકુલ બરાબર. પાંચ કે સાડાસાત. વારુ. રોજ સવારે ઊલટી થાય છે ને ?



રોજ સવારે ઊલટી થાય છે ને ?

નંદ—જી, નહિ.

તારિણી—થતી જ હશે. તને ખબર નહિ હોય. ઊંઘ આવે છે ?

નંદ—બરાબર નહિ.

તારિણી—ક્યાંથી આવે ? તને પેટમાં ઊધ્ર્વવાયુ છે. ઠીક, દાંતમાં કસતર થાય છે ને ?

નંદ—જી, નહિ !

તારિણી—થતી જ હશે. તને ખબર નહિ હોય. કોઈ ફિકર નહિ. હું દવા

આપું છું તેનાથી આરામ થયો હમજ્ને.

વૈદ્યરાજે કબાટમાંથી એક શીશી બહાર કાઢી અને તેમાંની ગુટિકાએને ઉદ્દેશીને બોલ્યાં, "થોભો, થોભો. આમ કુદમ કુદા ના કરો."

તારિણી—આ ગોળાઓ જીવંત છે. હું બોલાવું છું ત્યારે તે સાંભળી શકે છે. આ પડીકી સવાર સાંજ એક વાર લેવાની. ત્રણ દિવસ પછી ફરી આવવાનું, હમજ્યા ?

નંદ—જી.

તારિણી—હમજ્યો ચૂલામાંની. દવાનું અનુપાન જોઈશે ને ? જો, ખાટા લીંબુનો રસ અને મધમાં ઘૂંટીને લેવાની. ભાત ખાવાનો નહિ. સૂરણ, ગાંઠો વગેરે ખવાય. માગુરમચ્છીનો સૂપ ખાંડ નાખીને લેવો. અને ગરમ પાણી ઠંડુ કરીને પીવાનું.

નંદ—જી, બિમારી શી હશે ?

તારિણી—જળોદર. ઊર્ધ્વશ્લેષ્મા. પણ કહી શકાય.

નંદબાબુ કવિરાજની દર્શની (ફી) અને ઔષધના પૈસા આપી વ્યગ્રચિત્ત વિદાય થયા.

*

નિધુ—કેમ નંદ–દા ! બકરાંવૈદ્યનો સ્વાદ ચાખ્યો ને ?

ગોપી—નહિ, નહિ. મને લાગે છે કે આવા રોગમાં આવી ટિનપાટ ચિકિત્સા - ફિકિત્સા કાંઈ કામની નથી. નંદને હવાફેરની ખાસ જરૂર છે.

બંકુ—હું તો માનું છું કે નંદ હવે તો ફરીથી ગૃહસંસારી બને તો સારું. આમ એકલ સાંઢની જેમ રહેવાનો કાંઈ અર્થ નથી.

નંદે શરમાતાં શરમાતાં કહ્યું, "અરે પરિવાર ને ફરિવાર. આજ છે ને કાલે નથી. આટલી ઉંમરે પારકી છોકરીને ઘરમાં લાવવી એ એક મિથ્યા જંજાળ છે."

નિધુ—આપણે તો કહીએ છીએ રાજ્જા કે બે દિવસ મોટરમાં હવા ખાવાથી તબિયત ફૂલપાવર બની જશે. એક સેવનસીટર હડસન લઈ નાખો

અને જુઓ પછી લહેર આવે છે તે. દેવીની કૃપાથી આપણે પાંચ જણા તો બેસનારા છીએ!

પષ્ઠી—અરે ભાઈ મારે મન તો મોટરકાર અને વહુ બંને સરખાં. બંનેને લાવવામાં કશી હરકત નથી પણ બંનેની મરામતના ખરચાથી તો તોબા! આજ તો મોટરનું ટાયર ફાટયું તો કાલે ઘરવાળીના પેટમાં ચૂંક ઊઠી તો વળી પરમદિ બેટરી ખરાબ થવાની અને ચોથે દિવસે છોકરાને શરદીનો તાવ આવ્યો જ સમજો. નંદ, મારું માને તો આ લગનિયા મૂર્ખાઇ તો કરીશ જ નહિ. આવી શિયાળાની રાતમાં ગરમ ધાબળાની હૂંફમાં આરામથી લેટ્યા હોઇએ ત્યાં પણ આ બચ્ચાં કચ્ચાંની પેં પેં ટેં ટેં હેરાન હેરાન કરી નાખવાની.

નિધુ—પષ્ઠી કાકા બહુ હિસાબી માણસ છે. એકાદ મોટાં રોમવાળી રીંછડી સાથે એમનું લગ્ન કર્યું હોત તો એમને બિચારાને ગરમ ધાબળાનો ખરચ થાત નહિ.

ગોપી—હવે ભાઈ સાડ ત્યારે સિત્તેર પૂરા કરો. કાલે સવારે નંદ હકીમ સાહેબને મળી આવે. પછી શું કરવું તેનો આપણે સૌ નિર્ણય કરીશું.

નંદે ઘણી અનિચ્છાએ હા પાડી.

☆

હાજીક-ઉલ-મુલ્ક બિન લુકમાન નુરલ્લા ગઝન ફરુલ્લા અલ્ હકીમ યુનાની પોતે લોઅર ચિત્પોર-રોડ ઉપર એક ભાડાના મકાનના ત્રીજા મજલા પર ઊતર્યા હતા. નંદબાબુ ત્રીજે માળ પહોંચ્યા એટલે લુંગી અને ફેઝ ટોપી પહેરેલો એક માણસ આગળ આવ્યો. "આઇએ બાબુ સાહબ, હું હકીમ સાહબનો મીર મુનશી છું. આપને શી બિમારી છે તે જણાવો એટલે તે લખી હું હુઝુરને પેશ કરું."

નંદ—અરે બાપુ, બિમારી શું છે એ જાણવા તો હું અહીં આવ્યો છું.

મુનશી—તો ભી કુછ તો બોલો. નાતકિત, બુખાર, ચાંદી, ગરમી, ભગંદર, રતાંધળાપણું—

નંદ—એ તો હું કાંઇ સમજતો નથી બાપુ. મારો તો જીવ ધડક ધડક થયા કરે છે.

મુન્શી—તો પછી એમ કહોને કે છગ તડપે છે? હાં, મહોર લાવ્યા છો?

નંદ—મહોર?

મુન્શી—હાં. હાં. હકીમ સાહેબ ચાંદીને અડકતા નથી. એમનું નજરાણું છે બે મહોર. આપની પાસે ન હોય તો હું આપીશ. પિસ્તાલીશ રૂપિયા મહોરના, બે રૂપિયા વટાવના અને બે રૂપિયા રેશમી રૂમાલના. અને જુઓ, હકીમ સાહેબના દરબારમાં 'બંદગી જનાબ' કહી રૂમાલ પર મહોર મૂકી સામે ધરવાની, સમજ્યા ને?

મુન્શી નંદબાબુને તાલીમ આપી દરબારમાં લઈ ગયો. એક વિશાળ ખંડમાં એક મોટો ગાલીચો બિછાવવામાં આવ્યો હતો. એક બાજુએ મસનદ ઉપર તકિયાને અઢેલીને હકીમ સાહેબ ફરશીથી ધૂમ્રપાન કરતા બેઠા હતા. તેમની વય પંચાવનની આસપાસ હશે. વાંકડિયા છૂટા વાળ, ઝીણી કાપેલી મૂછો, પ્રથમ ધોળો મધ્યમાં લાલ અને અંતે ભૂરો રંગ ધારણ કરતી ત્રિરંગી પ્રલંબ દાઢી, સોટિનની ચુડીદાર ઇજાર, કિનખાબનો જામો અને માથે જરીનો તાજ—આ તેમનું સ્વરૂપ હતું. સામે ધૂપદાનમાં મુસબ્બર અને રૂમી મસ્તકીની સુવાસ મહેકતી હતી. પાસે જ પિકદાન, પાનદાન, અત્તરદાન વગેરે પડયાં હતાં. ચાર પાંચ જણા ઉઘાડે પગ ઘાલીને પાસે ટાળું વળીને બેઠા હતા. અને હકીમ સાહેબ જે કાંઈ કહે તેના જવાબમાં 'કરામત' શબ્દનો ઉચ્ચાર કરતા હતા. દૂરના એક ખૂણામાં એક જણ સિતાર લઈ પિડિંગ પિડિંગ કરતાં વિકટ અંગભંગી રજૂ કરતો હતો.

નંદબાબુએ હકીમ સાહેબને કુર્નિશ કરી નજરાણું ધર્યું. હકીમ સાહેબે સહજ સ્મિત કર્યું અને થોડું રૂ લઈ બાજુની અત્તરદાનીમાં બોળી નંદના કાનમાં ખોસ્યું મુન્શીએ કહ્યું, "બાબુ સાહેબ, તમે તમારે બંગાળીમાં બોલો એટલે હુઝુરને હું તે સમજાવી દઈશ."

નંદે સઘળી હકીકત કહી. હકીમ સાહેબ બેસાસુરી અવાજે બરાડ્યા, "સિર લાઓ!"

નંદબાબુ ગભરાટથી એકદમ ધ્રૂજી ઊઠ્યા. મુન્શીએ આશ્વાસન આપ્યું, "ડરો નહિ મહાશય, એ તો હુઝુરને તમારું માથું તપાસવું છે."

હકીમે નંદનું માથું ચારે તરફથી દબાવી જોયું. તે બોલ્યા "હડ્ડી પિલપિલા ગયા."



હડ્ડી પિલપિલા ગયા.

—સાંભળ્યું ? તમારા માથાનાં હાડકાં બિલકુલ પોચાં પડી ગયાં છે.

હકીમે નિરંગી દાઢીમાં આસ્તેથી આંગળી પસાર કરી અને બોલ્યા, "સુરમાં સુર્ખ."

એક જણે નંદની આંખોમાં લાલ પાવડર લગાડ્યો. મુન્શીજી બોલ્યાઃ "બાબુજી આનાથી આપની આંખ ઠંડી પડશે અને સરસ ઊંઘ આવશે."

એટલામાં હકીમજી-પીજી વાર જોરથી બરાડ્યા.

"રોગન બાબ્બર !"

મુન્શીએ હાંક પાડી, "એઈ જી બાલબર જરા અઆ જાના."

નંદબાબુ "હાં, હાં, તમે કરો છો શું આ" કહેતા રહ્યા ત્યાં તો

હજામે નિર્ભયમાનમાં તેમના માથા વચ્ચે બે ઇંચનો એક સમચતુષ્કોણ બનાવ્યો અને એક જણે તે ઉપર દુર્ગંધથી માથું ફાડી નાખતો લેપ પણ લગાડી દીધો.

મુન્શી બોલ્યા, "ગભરાશો નહિ મહાશય. આતો બબ્બરી સિંદણના માથાનું ઘી છે. બહુ જ કીમતી! એનાથી આપના માથાનાં હાડકાં મજબૂત થઈ જશે."

નંદબાબુ કેટલીક ક્ષણો સુધી ભ્રમિત અવસ્થામાં બેસી રહ્યા. સ્વસ્થ થયા એટલે ઓરડામાંથી જીવ લઈને નાઠા. પાછળ મુન્શીજી દોડ્યાઃ "બાબુજી, અમારી દસ્તુરી?"

નંદે ગજવામાંથી એક રૂપિયો કાઢી ફેંક્યો અને દાદર પરથી ત્રણ કૂદકે નીચે આવી ઘોડાગાડીમાં બેસી કોચમેનને કહ્યું, "ચલાઓ."

☆

સંધ્યાકાળે મિત્રગણે જોયું તો નંદબાબુના ઘરનાં બારણાં બંધ. નોકર "બાબુ સાહેબની તબિયત ઠીક નથી" કહી સૌને વિદાય કરતો હતો.

આખી રાત નંદે પથારીમાં પાસાં ઘસ્યાં કર્યાં. અંતે સવારના ચાર થતાં તેમણે ભીષણ પ્રતિજ્ઞા કરી કે હવે પછી પોતે મિત્રોની સલાહ કદી પણ લેશે નહિ પણ પોતાની જે તે વ્યવસ્થા પોતે જ કરશે.

વહેલી સવારે નંદબાબુ બહાર નીકળી પડ્યા. મોટા રસ્તા પર આવી એક ટેકસીમાં બેસી તે બોલ્યા, "સીધા ચલો."

તેમણે નિશ્ચય કર્યો હતો કે મિટર પર એક રૂપિયો આવે એટલે ઊતરી પડવું અને એટલામાં પાસે જે કોઈ ચિકિત્સક હોય તેની સલાહ લેવી, ભલે પછી તે હોય એલોપેથ, હોમિયોપેથ, કવિરાજ (વૈદ્ય), ઊંટવૈદ, અવધૂત, મદ્રાસી કે પછી ચાંદસીર ડૉકટર.

બો બઝારની એક પાસેની ગલીમાં પેસતાં સામે જ પાટિયું હતુંઃ "ડૉકટર મિસ બી. મલ્લિક." નંદબાબુને "મિસ" નો ખ્યાલ રહ્યો ન હતો નહિ તો તે કદાચ ત્યાં ન ગયા હોત. પગથિયાં ચઢી તુરતજ તેમણે ખંડ આગળનો પરદો દૂર કરી પ્રવેશ કર્યો.

મિસ વિપુલા મલ્લિક બહાર જવાની તૈયારી કરતાં ખભે સાડીને સેફ્ટી

પીન લગાડવાની ખટપટમાં પડ્યાં હતાં. નંદને જોઈ તેમણે મૃદુસ્વરે પૂછ્યું;

"શું જોઈએ આપને ?"

નંદબાબુ પ્રથમ તો જરા ખંચકાયા પણ છેવટે તો તેમણે એક મરણિયો નિશ્ચય કર્યો કે ભલે ને હોય લેડી ડોકટર, ડંખ શું કયા ? તે બોલ્યા, "હું મોટી આપત્તિમાં આવી પડ્યો છું એટલે આપની પાસે આવ્યો છું."

મિસ મલ્લિક—પેન શરૂ થઈ ગયું છે ?

નંદ—જી, પેન તો કાંઈ જણાતું નથી !

મિસ મલ્લિક—ફર્સ્ટ કન્ફાઈનમેન્ટ ?

નંદ—જી ?

મિસ મલ્લિક–આ પહેલી વારની સુવાવડ છે ?

નંદ—(કાંઈક વધારે અસ્વસ્થ બનીને) જી, હું મારી પોતાની ચિકિત્સા માટે આવ્યો છું.

મિસ મલ્લિકના મુખ પર આશ્ચર્ય ફરક્યું. તે બોલ્યાં, "તમારી ચિકિત્સા ? એ વળી શું ભેદ છે ?"

નંદબાબુનું ઇતિવૃત્ત સાંભળ્યા પછી મિસ મલ્લિકે નંદબાબુને તેમના સ્વાસ્થ્ય સંબંધે બે ચાર પ્રશ્નો પૂછ્યા. છેવટે તેમણે પૂછ્યું." આપનું નામ પૂછી શકું મહાશય ?"

નંદ—શ્રી નંદલાલ મિત્ર.

મિસ મલ્લિક—આપના ઘરમાં કોણ કોણ છે ?

નંદે જણાવ્યું કે પોતે ઘણા વખતથી વિપત્નીક હોઈ ઘેર વૃદ્ધ ફોઇ સિવાય કોઇ નથી.

મિસ મલ્લિક—બીજો વ્યવસાય ધંધો કોણ કરે છે ?

નંદ—કોઇ જ નહિ. પૈત્રિક સંપત્તિ ઉપર ચાલે છે.

મિસ મલ્લિક—મોટર બોટર રાખો છો ?

નંદ—ના, પણ લેવાનો વિચાર ચાલે છે.

મિ. મલ્લિકે આ ઉપરાંત બીજા ઘણા પ્રશ્નો પૂછ્યા અને અંતે હોઠ પર આંગળી મૂકી થોડી ક્ષણો સુધી વિચારમાં પડી જઇ ડોકું આમથી તેમ ધુણાવતી રહી.

આ જોઇ નંદબાબુએ વ્યાકુળ થઈ પૂછ્યું, "સત્ય હકીકત મને ન જણાવો તો તમને આણ છે. ખરું કહોને મને શું થયું છે? ટયુમર, પથરી, ઉદરી, કાલા આઝાર કે પછી હાઇડ્રોફોબિયા?"

મિસ મલ્લિકે હસીને પૂછ્યું: "શા માટે તમે આટલા ગભરાઓ છો? તમને આમાંનું કશું નથી. તમારે માત્ર સંભાળ રાખનાર માણસની જરૂર છે."

નંદે વધારે કાતર સ્વરે પૂછ્યું,

"એટલે? હું ગાંડો તો થઇ ગયો નથી ને?"

મિસ મલ્લિક મોઢે રૂમાલ રાખી ખડખડાટ હસી પડી. તે બોલી: "ઓહ ડિયર ડિયર નો. તમે ગાંડા શા માટે થાઓ? મારું કહેવું એમ છે કે આપની યોગ્ય સેવા ઉઠાવવા માટે ઘેર કોઇ યોગ્ય વ્યક્તિની જરૂર છે."

નંદ—કેમ, મારાં વૃદ્ધ ફોઇબા છે જ ને?

મિસ મલ્લિક ફરીથી હસી પડી. તે બોલી, "ધી આઇડિયા! ફોઈ માસીનું આ કામ નથી. ઠીક, હાલ તો હું તમને આ દવા આપું છું—મીઠી છે અને એમાં એલાયચીની ગંધ પણ છે. એક અઠવાડિયા પછી મને મળવાનું."

※

સાત દિવસ પછી નંદબાબુ મિસ મલ્લિકને ઘેર ગયા. પછી દર બે દિવસે અને પછી તો રોજ જવા લાગ્યા.

તે પછી થોડા વખત પછી એક દિવસ નંદે ફોઇબાને કાશીનિવાસ માટે રવાના કર્યાં. સ્ટેશનથી પાછા વળતાં તેમણે બજારમાંથી ટોપલો ભરીને લોબ્સ્ટર, ટોપલો ભરીને મટન અને તે જ પ્રમાણે ઘી, મેંદો, મરઘી, દહીં, સંદેશ વગેરેની ખૂબ મોટી ખરીદી કરી. મિત્રવર્ગને મોટી મિજબાની મળી. જરીની કિનારીવાળા બારીક ધોતિયાં પર પંજાબી રેશમી પહેરણ પહેરી નંદબાબુ સજ્જ, સસ્મિત મુખે સર્વને આનંદ આપી રહ્યા હતા.



વિપુલાનન્દ !

મિસિસ વિપુલા મિત્રે પોતાના સ્વામી સિવાય હવે બીજા કોઈ રોગીની ચિકિત્સા કરવાની છોડી દીધી છે. નંદની તબિયત પણ હવે ખૂબ સરસ પણ હવે આવી ગઈ છે. દુઃખની વાત એટલી જ છે કે પેલો સાંધ્યઅડ્ડો રહે છે. મોટરકાર હવે સદંતર બંધ થયો છે.*

* મૂળ બંગાળી લેખક શ્રી પરશુરામરચિત "ગડ્ડલિકા"માંથી અનુવાદિત. અનુવાદક શ્રી ડૉ. બી. ભટ્ટાચાર્યની સહાય માટે તેમનો ઋણી છે.

પ્રા. વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી

## પદ્યપ્રયોજન અને દ્વિજોત્તમ કવિતાજાતિ

**કવિતાતત્ત્વ** ગદ્યમાં પ્રગટ થઈ શકે ને એવી વિશિષ્ટ પદાવલિ ને એવા વિશિષ્ટ લયમાં કે કૃતિને કાવ્ય કહેવા યોગ્ય રીતે લલચાઈએ. ગોવર્ધનરામ ને નાનાલાલ વારંવાર, મુનશી, ધૂમકેતુ ને કાલેલકર ક્વચિત્‌ક્વચિત્‌ કાવ્યકૃતિઓ કે કાવ્યપરિચ્છેદો કહેવાય એવી નિર્મિતિઓ આપે છે; પણ અવકાશમાં પ્રસરી ને જોતજોતામાં ઓસરી જતું ઉષાનું સૌન્દર્ય મેઘધનુષ્ય કે નદીના સૌન્દર્ય જેવું નિયમિત વ્યવસ્થા, ગતિ ને સાતત્યવાળું નથી રહેતું તેથી પદ્યરચના એ કવિતાનું યોગ્ય વાહન છે એમ સ્વીકારીએ.

કલ્પનને* યોગ્ય ઘાટ આપવા માટે શક્ય તેમાંથી સૌથી ઉચિત—કલ્પનની ઝીણામાં ઝીણી વીગત માટે તેમ લાંબા આયુની દૃષ્ટિએ ઉચિત—માધ્યમ પસંદ કરવાનો કારીગરને અધિકાર છે. તેને નાજુક રચના સારુ લાકડાને બદલે હાથીદાંતનું વાહન પસંદ કરવાનો હક છે. ગદ્ય કરતાં પદ્યનું વાહન વધારે મુલાયમ, અનુનેય, અને છતાં વધારે ટકાઉ છે. પણ હાથીદાંત પસંદ કરી તેમાંથી બાળકને ચાવવાને જ યોગ્ય અડોળ ઢિંગલીઓ બનાવવાની હોય તો હાથીદાંતના માધ્યમથી ન છેતરાવાની આપણી ફરજ છે. જોનારની દૃષ્ટિએ ચીંથરાની ને હાથીદાંતની આવી ઢિંગલીઓ સરખી છે. કવિતામાં પદ્યની સપ્રયોજનતાનો આમ વિચાર કરવો ઘટે. એક નાજુક કે સુન્દર ભાવ કે ભાવસ્પૃષ્ટ વિચાર ગદ્યમાં અટવાઈ જવા ઘણો સંભવ છે; પદ્યમાં તે વિચાર સ્પષ્ટતા, સુરેખતા અને જાણે પરિપૂર્ણતાથી ઊતરી જશે.

* કલ્પન—કૃતિમાં ઊતરે તે પહેલાં અનુભવે જે ઘાટ કલ્પનાશક્તિમાં લીધો હોય તે.

પરિપૂર્ણ એટલે પૂરેપૂરો જ નહિ, પણ બીજી કોઈ વસ્તુની આકાંક્ષા ) કોઈ લયની અપેક્ષા વગરનો, સ્વાયત્ત, સ્વસંપૂર્ણ. આથી પદ્યને કવિતાનું ઉત્તમ માધ્યમ ગણવામાં બાધ નથી.

લાગણી કે ચેતનાની શક્તિવાળા વિચારો અને ભાવો સ્વ-ભાવથી જ કોઈ લયની વિશિષ્ટ વ્યવસ્થા અર્થાત્ છંદ પસંદ કરે છે એ મત વિશેષ ચિન્ત્ય છે. રમણીયતાની તૃષાએ લયના પુષ્કળ આકારો સર્જ્યા છે અને અમુક ભાવાદિ માટે એ બહુ બંધબેસતા થઈ જાય છે એ સાચી વાત છે. પણ ભાવની વિવક્ષા અને રમણીયતાની સિસૃક્ષા એટલાં નિકટ થઈ જાય છે, પ્રવૃત્તિહેતુઓ તરીકે એકમેકમાં એવાં ભળી જાય છે, કે પદ્યરચનાને કવિતાનું સહજ વાહન ગણીએ તોપણ ચાલે. પણ અમુક પ્રયોજન માટે સ્વાભાવિક રીતે પ્રાપ્ત વસ્તુનો બીજા પ્રયોજન માટે આપણે ઉપયોગ કયાં નથી કરતા? પદ્યવાહન મળ્યા પછી તેનો ઉપયોગ, રોલ્સરૉઇસમાં બાજરીના કોથળા ભરીએ તેમ, કવિતા નામને લજવે તેવી વસ્તુના વહન માટે થાય છે. સામી બાજુ, વાસ્તવિક જીવનથી ઉત્તર ભૂમિકાએ કાવ્યવસ્તુ પદ્યદ્વારા મુકાય છે.. પણ આમાં પદ્યનું પ્રયોજન લોકોત્તર વસ્તુ વાસ્તવિક જીવન જેવું નમાલું, અનપૂર્વ ન લાગે તે છે, નહિ કે હીન કે ક્ષુલ્લક વસ્તુને પદ્યને વાઘા પહેરાવી નાગરત્વ ( elegance ) અર્પવું.

છંદ અને દૃષ્ટાર્થના સંબંધના કૂટ પ્રશ્નનો વિચાર કવિતાના પ્રભવ કે કવિના અધિકારની દૃષ્ટિએ નહિ પણ વાચકની દૃષ્ટિએ થોડોક કરીએ. 'કવિતા'નાં આવિર્ભૂત સ્વરૂપોમાં, એટલે કે પ્રત્યક્ષ કાવ્યોમાં, છંદ શું કાર્ય સાધે છે એ વિચારીએ. સામાન્ય વાતચીતના કે ગદ્યના વાહન કરતાં આ વાહનને લીધે વાચકના માનસિક પ્રતિભાવમાં ( reaction )શો ફેર પડે છે તે જોવું જોઈએ. કાવ્યોદ્ભવની દૃષ્ટિએ પદ્યરચનાનો સ્વાભાવિક ધર્મ અને પ્રત્યક્ષ કાવ્યોમાં તેનાં વાચકના માનસ ઉપરનાં પરિણામ એકરૂપ હોવાનો અવ્યભિચારી નિયમ નથી.

પદ્યરચનાનું એકેએક ઘટક એકમ, એકેએક દલ વા મોજો, પ્રાસ હોય વા નહિ, એની ચોક્કસ આકૃતિનાં આવર્તનોને લીધે, ગદ્યનાં વાક્યો કે વાક્યખંડો કરતાં વધારે ધ્યાન રોકે છે, વધારે ધ્યાન ખેંચવા ને ખેંચી રાખવા સર્જાયાં છે. પ્રત્યક્ષ કાવ્યને અંગે ત્યારે પ્રશ્ન એ થાય કે એવા

અનેકાનેક કાવ્યોમાં આ સામંજસ્ય નથી. આમાં એક પ્રકારના કાવ્યને અપવાદ ગણવું પડશે. છંદના આડંબર અને વિષયની વાસ્તવિક હીનતાનો વિરોધ હાસ્ય કે હાસ્યકરુણને, સુન્દરમના 'બાનો ફોટોગ્રાફ'માં છે તેમ, પોષતો હોય તો છંદનું અસ્તિત્વ સપ્રયોજન ગણવું જોઈએ. બાકી, મુશાયરા અને પાદપૂર્તિના તમાશામાં કવિતાની સુવર્ણરજ શોધવી એ ધૂળધોયાના વૈતરા કરતાં વિશેષ આદરપાત્ર નથી. ઠાકોર આદિએ કવિતાની કારીગરીને ઘેર ઘેર આથિયા જેમ પ્રચલિત કરી, જે વસ્તુ અંતે ઇષ્ટસિદ્ધિ ગણાય, તેનું તેમણે ન ઇચ્છેલું, ન ધારેલું, આ આડકતરું દુષ્પરિણામ આવ્યું છે તે આપણા શિષ્ટ સમાજનું ભોળપણ જ સૂચવે છે.

પદ્ય કિંવા મેળવાળી રચના સ્વયમેવ કાંઈ આનંદની લહેર આણે છે, વાચક એ લહેરને વશ થઈ કવિતાતત્ત્વના અભાવ પ્રતિ અંધ થઈ જાય છે અને કવિ એ લહેરો ઉત્પન્ન કરવાની અપેક્ષાએ એક ને એક વાત ઘૂંટઘૂંટ કરી કવિતાના નામે ખપાવવા માગે છે. કવિતાના આનંદને છંદ દ્વારા ટકાવ આપવો એ એક વસ્તુ છે, એક જ વાત નિષ્પ્રયોજન ઘૂંટી કવિ તરીકે રળિયાત થવું બીજી વસ્તુ છે. એથી એક સામાન્ય સિદ્ધાંત તરીકે સ્વીકારવું જોઈએ કે પદ્યદલનાં આવર્તનમાં અર્થનો પ્રવાહ હોવો જોઈએ. કોઈ ગીતમાં, કોઈ કાવ્યમાં ઇષ્ટ અર્થની, રહસ્યની કે રસની પુષ્ટિ કે દીપ્તિ અર્થે એક વાત અનેક રૂપે કહેવાય છે, રંગરાગી કવિનું આવું વલણ સ્વાભાવિક હોય છે, છતાં અર્થવહનને, પૃથગર્થતાને ઉત્તમ કવિતાનો એક અગત્યનો ગુણ ગણવો આવશ્યક છે.

અર્થવહનની અપેક્ષા એ વિચારપ્રધાનતાની અપેક્ષા નથી; પણ તરંગની હવાઈઓ અને પોચટ લાગણીઓના લપેડાને અટકાવવાને, અજાણનાં, સામે પાટલે બેસી, પ્રો. ઠાકોરે વિચારપ્રધાન કવિતા તે ઉત્તમ કવિતા એવો ઉદ્‌ઘોષ કર્યો. એમણે જ એ વિધાનનું પૃથક્કરણ કરીકરી સ્પષ્ટ કર્યું છે કે ઊર્મિસ્પૃષ્ટ વિચારપ્રધાનતા જ કવિતાને ઇષ્ટ છે, ફક્ત રંગરાગવિનાની વિચારપ્રધાનતા નહિ. બીજી રીતે કહીએ તો કવિતાને કવિતોચિત વિચારપ્રધાનતા ખપે. આમ છે તો 'વિચાર' શબ્દ જે કેવળ ધ્યેય (thought), કેવળ બુદ્ધિના વિષયને સૂચવે છે તેને બદલે 'ચિંતન' શબ્દનો ઉપયોગ વિશેષ ઉચિત ગણાશે. કાવ્યમાં વિચાર પ્રગટ થાય છે અને કાવ્યતત્ત્વ જળવાતું હોય છે

ત્યારે વિચાર નકરા વિચાર તરીકે નહિ પણ જે સંસ્થિતિમાં, જે અનુભવમાં વિચાર સ્પષ્ટ આકાર ધરે છે તે અનુભવસમેત પ્રગટ થાય છે. કડીબદ્ધ તર્કશ્રેણીના વિચાર કરતાં અનુભવના પ્રકરણમાં, અનુભવના ક્ષેત્રમાં ઊગી આવતો વિચાર અહીં અભિપ્રેત છે. એવો અનુભવસમેત વિચાર રજૂ ન થયો હોય તો કવિની પ્રતીતિ વાચકની થાય નહી અને અનુભવસમેત કહ્યું એટલે કમમાં કમ હૃદયના એક ગુણ ઉત્સાહ વા ઉમંગથી વિચાર મિશ્રિત થવો જોઇએ. આવા ભાવ–અને કલ્પનામિશ્ર પદાર્થ માટે વિચાર કરતાં ચિંતન શબ્દ વિશેષ યુક્ત છે. ' ચિંતન ' શબ્દથી બુદ્ધિના વ્યાપારની પ્રધાનતાવાળો છતાં સમગ્ર ચિત્તનો વ્યાપાર સૂચવાય છે તેથી આપણે કરવી હોય તો ચિન્તનપ્રધાન કવિતાની પ્રતિજ્ઞા કરવી રહી.

કલામાત્રનું તેમ કવિતાનું સાક્ષાત્ પ્રયોજન આનંદ છે. કાવ્ય વાંચતાં વાંચતાં, આસ્વાદ લેતાં લેતાં કાવ્યને અંતે નિરતિશય આનન્દ અનુભવાય એ કાવ્યનું પ્રયોજન છે અને રમણીય કાવ્યો એ પ્રયોજન પૂર્ણપણે સાધે છે. કાવ્યવાચનનું સાક્ષાત્ પરિણામ આસ્વાદ ને આનન્દ છે; પણ બીજી કોઈ કલા કરતાં કવિતા આપણા જીવનમાં વધુ ફરી વળે છે. જીવન સાદું કે સંકુલ, ઝીણું કે વિરાટ, વ્યક્તિનું કે લોકલોકનું હોય છતાં સૂર્ય પેઠે તેને પ્રગટ કરવાની કાવ્યમાં શક્તિ છે. કવિતા કિંવા સાહિત્યના ઉપાદાન શબ્દની એ ખાસ અનુકૂળતા છે. એટલે રસાનુભવ કે આનન્દાનુભવની ક્ષણ પછી કોઇ સત્યના દર્શનરૂપ કે સૂચનરૂપ કાવ્યનું વ્યવહિત પરિણામ રહે છે. આ સત્ય ક્વચિત્ એવું ઊંડું અને વ્યાપક હોય છે કે તે ખાતર પણ આપણે કાવ્યને ફરીફરી વાંચીએ. ચિન્તનપ્રધાન કવિતામાં આનન્દઅનુભવ પછી આ સત્યદર્શનના વિશિષ્ટ પરિણામનો વિશેષ સંભવ છે અને એટલાપૂરતી જ તેની કવિતાજાતિમાં ઉત્તમતા ગણાય.

ગંભીર સત્યનું લોકોત્તર દર્શન અન્ય કવિતાપ્રકારમાં નથી થતું ? સીધી રીતે ચિન્તન આપ્યા વગર ચિન્તનની દશામાં જ શું, સત્યદર્શનની દશામાં કોઇ કાવ્ય વાચકને નથી મૂકતું ? મહાન કવિઓએ પ્રતિભાની ઉચ્ચ સ્થિતિમાં સીધા ચિન્તનને બદલે વાચકની વૃત્તિઓને અમુક વલણ આપી કવિને ઇષ્ટ ચોકસ સત્યનું દર્શન સ્વયં કરવા પ્રેરતાં કાવ્યો લખ્યાં છે; પાત્રો અને ઘટનાની

આ શરમ વિદારવાને એક જ મંચ ઉપર મળવાનું હવે અનિવાર્ય છે?

સાવ અનોખી રીતે હું ભારતીય સંગીતનો ઉપાસક છું-અભ્યાસી છું-રસિયો છું, સંગીતને મેં મારા જીવનનિર્વાહનું સાધન બનાવ્યું છે, સંગીતની દુનિયાનો ભલે હું શિષ્ટ પ્રયોજક નહિ હોઉં, છતાં જેવો છું તેવો રહીને ભારતીય સંગીતમાં ગુજરાતી સંગીતનું સ્થાન સ્થાપવું એ મારી અનેક ઝંખનાઓમાંની એક છે.

૨

મને લાગે છે કે બીજી ભાષાઓની સરખામણીમાં ગુજરાત પાસે ગેયગીતો ઓછાં છે. જે છે, જે લખાય છે, તેમાંનાં ઘણાંખરાં સરખી રીતે ગાઇ શકાય એવાં નથી. કદાચ ગાઈ શકાય એવાં હશે તો કર્ણપ્રિય થાય એવાં બહુ જ ઓછાં છે.

હું જે ગેયગીતોની વાત કરું છું એ ગેયગીતની વ્યાખ્યા, સામાન્ય રીતે કરવામાં આવતી ગેય ગીતોની વ્યાખ્યાથી નિરાળી છે. અને એટલે તો હું માનું છું કે ગેયગીતોની વ્યાખ્યા સંગીતકારોના સહકારથી નક્કી થવી જોઇએ.

હું જે રીતે ગેયગીતને સમજું છું તે રીતે ગેયગીતની વ્યાખ્યા નીચે મુજબની હોવી જોઇએ. અલબત્ત એમાં કેટલાક અપવાદ હશે કે કેટલીક વાત રહી જતી હશે.

(૧) પ્રથમ તો ગીત ગાઈ શકાય એવા કોઈ પણ રાગ, ઢાળ કે ચાલમાં લખાવું જોઈએ.

(૨) સ્વરની વિવિધતા રહે એટલા માટે અસ્તાઇ અને અંતરાની રચનાને ગીતમાં પ્રાધાન્ય મળવું જોઈએ.

(૩) કાવ્યના શબ્દોની પસંદગી સંગીતની દૃષ્ટિએ કર્ણપ્રિય નીવડે એવી સુંવાળી હોવી જોઈએ. ભાષાની દૃષ્ટિએ પણ શબ્દ ફૂલ સમાન હલકો અને ભાવસભર હોવો જોઇએ.*

---

*સ. ૧૯૦૭ના બીજી ગુજરાતી સાહિત્ય પરિષદના રિપોર્ટમાં હરગોવિંદ ભોળાનાથ દિવેટીયા પોતાના 'સંગીત' વિશેના નિબંધમાં આ પરત્વે આવો ઉલ્લેખ કરે છે. The best words to music are those which contain fewest of thoughts and greatest number of emotions.

(૪) આપણે જેને ટેક કહીએ છીએ, એની દરેક અંતરાને અંતે આવતી અરતાઈનો મૂળ અરતાઇ સાથે પ્રાસ મળવો આવશ્યક છે. એટલું જ નહિ પણ અંતરામાં પણ કડી કડીનો પ્રાસ સચવાવો જ જોઇએ. પ્રાસાનુપ્રાસ એ ગીત કે કાવ્યની ગેયતાનું મુખ્ય અંગ છે. એથી ગીતની લય અને તાલની અમુક જગ્યાઓને જોર મળે છે.

(૫) ત્રણ કે ચાર અંતરાથી વધારે લંબાયેલું ગીત, એની ગેયતાને જોખમાવે છે.

આ પાંચ મુદ્દા સિવાય બીજા ઘણા મુદ્દાઓ રહી જવા પામ્યા હશે.* ગીતની ગેયતા સાચવવા માટે આ પાંચ મુદ્દાઓ તો જરૂર અગત્યના છે જ. કેટલીક વાર ગીતમાં ગાંભીર્ય કે કવિતાના ઊંડાણ માટે અમુક પ્રકારનો કઠિન શબ્દ-પ્રયોગ હોવો જોઈએ એવી ધૂનમાં ગીતના ગેયત્વને જોખમાવવામાં આવે છે. બારોબાર વિચારોની ગૂંચમાં કે રહેલાર્થથી ના સમજી શકાય એવી કલ્પનામાં ગીત કે કાવ્યને વધારે Weighty કરી મૂકવામાં આવે છે. પરિણામે ચોપડીમાં એવાં ગીતો ફક્ત વાંચનાર્થે રહે છે.

હું કવિવરોની કવિતાની ટીકા કરવા માગતો નથી-મારું એ કામ નથી. નથી હું જનતાની નીચી કોટિની રંજકવૃત્તિને પોષવાના મતનો. પણ શિષ્ટ કળાનું ને ઊંચી કક્ષાનું ધોરણ સાચવીને સીધા સરળ રસને આપણે આપણું કામ જરૂર કરી શકીએ. ગાંધીયુગના આગમને આપણને આટલું તો જરૂર શીખવ્યું છે.

ગીતનું ગાંભીર્ય ભલે રહે-ગગનગામી કલ્પના ભલે રહે-તત્ત્વજ્ઞાનનું ઊંડાણ ભલે રહે-અસ્પષ્ટતા ભલે રહે, પણ કવિતાને કંઠમાં રાખી ગાળીએ ગાળીએ

*સંબંધ ગીતોના ગુણદોષો શાસ્ત્રમાં નીચે મુજબ જણાવ્યા છે.

व्यक्तं, पूर्णं, प्रसन्नं च सुकुमारमलंकृतम् ।
समं, सुरक्तं, श्लक्ष्णं च विकृष्टं मधुरं तथा ॥
दशैते स्युर्गुणा गीते..............(१७४)

જે ગીત વ્યક્ત, પ્રસન્ન, સુકુમાર, અલંકૃત, સમ (સમતાળું અને લયવાળું), સુરક્ત (વીણા બંસી અને કંઠના અવાજની સાથે ગાઈ શકાય તેવું), શ્લક્ષ્ણ, વિકૃષ્ટ (ઊંચેથી ગાઇ શકાય) અને મધુર આ પ્રમાણે દશે ગુણવાળું હોય તે ગીત ગાવા માટે ઉત્તમ ગણાયું છે.

ટહુકારની કોઈ કોયલ સમી ગીતની ગેયતાના જોખમે તો આ બધું ન જ શોભે ને ?

હું કવિવર ન્હાનાલાલની વાત કરું.

એમની કવિતામાં તમે જેને grandeur કહો છો, તમે જેને Sublimity કહો છો, તમે જેને Beauty કહો છો–વગેરે વગેરે બધું યે દેખાય છે. પણ એથી યે વધારે એમનાં ઘણાંખરાં ગીતોમાં ગળામાં રમી રહેલી ગેયતા દેખાય છે. શિષ્ટવર્ગના વર્તુળમાં ન્હાનાલાલના નાનાનાના રાસ ગવાય છે, મધ્યમ વર્ગને માંડવડે એમના રાસ રમાય છે. કેળવાયેલો વર્ગ એમનાં ગીતો ગાય છે; સમજે છે. આમ છતાં યે મેઘાણી જેટલા લોકગમ્ય છે એટલા ન્હાનાલાલ છે ખરા ? આમવર્ગને ઉંબરે ન્હાનાલાલના ગીતો કેમ ગવાતાં નથી ? ગવાતાં હશે તો સમજાયે છે ખરાં ? હું માનું છું કે ન્હાનાલાલનાં જે ગીતો કવિતાની દૃષ્ટિએ Weighty છે તે જનત.ને અડી શક્યાં નથી. ગેયતાની દૃષ્ટિએ એટલાં એ દોષિત હશે ખરાં ?

ઉમાશંકરની કવિતામાં જ્યારે ને ત્યારે મેં તંબુરાનો રણકાર સાંભળ્યો છે. કોઈ વિલંબિત કાની લયથી દ્રુત લયની ત્વરિત ગતિની માફક એમની કવિતામાં ગેયત્વ લહેરાય છે.

ભો.મિયા વિના મ્હારે ભમવા'તા ડુંગરા

જેવું લખાયું—તેવું જ ગવાયું—તેવું જ ઝીલાયું—

મ.નસીના હૈયાને નંદવામાં વાર શી ?

આ કાવ્યનો શબ્દે શબ્દ ગેય છે. ઇન્દુલાલ ગાંધીની "ગોરસી" લઈએ. એમાં લગભગ પચાસ ટકા જેટલાં ગીતો ગાઈ શકાય, ઝીલી શકાય એવાં છે. બેટાઈની "ઇન્દ્રધનુ" લઈએ. "ઝાંઝરી" પણ ગાઈ શકાય એવી છે. બાદરાયણની "કેડી"માં પણ સુન્દર ગેય ગીતો છે. મોહિનીચંદ્રની "મંજૂષા"ને ગાવામાં પણ મઝા આવે છે. નન્દકુમાર પાઠકની 'સંવેદના' પણ સુંદર ગેયગીતોથી ભરેલી છે. સુંદરમનાં કેટલાક ગીતો ખરેખર ગેય છે જ. ખબરદાર તો જ્યારે ને ત્યારે મને ગેય લાગ્યા છે. નાથાલાલ દવેની "કાલિન્દી"માં પણ ગેય ગીતો જરૂર છે. આમ આપણા કવિઓ ગેય ગીતો લખી શકતા નથી, એવું તો નથી જ; છતાં છન્દોમાં કાવ્ય લખવાનું, તેઓ વધારે પસંદ

કરતા લાગે છે. જાણે છન્દમાં કાવ્ય લખવાનું કવિ બનવા માટે મોટામાં મોટું અને અગત્યનું પ્રમાણપત્ર હોય! કે છન્દમાં કાવ્ય લખે એ જ સાચો સાક્ષર કે કવિ કહેવાય! છેલ્લામાં છેલ્લું પ્રહ્લાદ પારેખનું "બારી બહાર" જોયું, એમાં ઘણાં ગેય ગીતો સુન્દર રીતે લખાયાં છે; છતાં કદાચ સાક્ષરતાની ટોચેથી સરી પડાશે એ બીકે અકબીઅકધ છન્દો પણ એમાં ભરેલા છે. જ્યારે આપણા કવિઓ ગેય ગીતો લખી શકતા હોય છે ત્યારે એમનાં પુસ્તકોમાં તેઓ વધારે છન્દકાવ્યો શા માટે લખતા હશે એ સમજાતું નથી. શું છન્દમાં કવિતા ન લખે તો તેઓ કવિ ન કહેવાય?

હું છંદનો વિરોધી નથી. પણ જે રીતે "છંદ"નો ઇતિહાસ આપણી સામે પડ્યો છે તે રીતે છંદમાં કાવ્યો લખવાનું હવે આવશ્યક છે ખરું? સ્વ. શ્રી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવના હાથે લખાયેલ લેખ "પદ્યરચનાના પ્રકાર" ૧૯૦૮ના 'બુદ્ધિપ્રકાશ'ના અનુક્રમે જાન્યુઆરીથી એપ્રિલના અંકોમાં પ્રગટ થયેલો છે—જેમાંથી આપણને છંદરચનાનો વિકાસક્રમ સમજાય છે.

૩

વેદકાળની પદ્યરચનામાં જે છંદો વપરાયા છે તે બધામાં ગાયત્રી, ત્રિષ્ટુભ્, અનુષ્ટુભ્ આ ત્રણ છંદો અતિ પ્રાચીન મનાય છે. આ કાળમાં સ્વરોની શોધખોળ, એનાં સાત નામો યોજાયાં હશે ખરાં પણ વિધવિધ રાગોનું વર્ગીકરણ અને જુદી જુદી જાતની સ્વરરચનાઓની શોધખોળ થઈ નહોતી. કારણ કે પ્રથમ એક જ સ્વરમાં જુદા જુદા છંદ ગવાતા હતા. જેમ કે ગાયત્રીનો સા, ઉષ્ણિકનો રિ, અનુષ્ટભૂનો ગ, બૃહતીનો મ, પંક્તિનો પ, ત્રિષ્ટુભ્નો ધ અને જગતીની ની, આમ જુદા જુદા સ્વર ઉપર છંદો બોલાતા હતા.

આ રીતે શરૂઆતમાં છંદો એક જ સ્વરમાં ગવાતા હતા, ત્યારપછી સમયના વહન સાથે બે, ત્રણ, ચાર એમ જુદા જુદા સ્વરોમાં છંદો બંધાવા માંડ્યા, સાથે સાથે તાલ અને લયની પણ યોજના થઈ.* આમ સામવેદથી વૈદિકગાનની શરૂઆત થઈ. યજ્ઞ અને દેવતાઓને સંતુષ્ટ કરવા માટે વેદમંત્રો ઊંચા ઊંચા અને જુદા સ્વરોમાં લલકારીને ગાવાની શરૂઆત થઈ.

*એક સ્વરમાં ગાવું તે આર્ચિકગાન, બે સ્વરમાં ગાવું તે ગાથિક, ત્રણ સ્વરમાં ગાવું તે સામીક અને ચાર સ્વરમાં ગાવું તે સ્વરાંતર ગાન.

આ ઉપરથી એક નિર્ણય બાંધી શકાય છે કે જ્યારે વિધવિધ રાગો અને સ્વરરચનાઓનું અસ્તિત્વ નહોતું ત્યારે છંદોબદ્ધ કાવ્યો લખાતાં હતાં. એટલે જોઈએ તેવી સ્વરરચનાની ઊણપે છંદોનું અસ્તિત્વ પોષાયું હતું, પણ હવે જ્યારે સંગીત સોળે કળાએ વિકસ્યું છે, જ્યારે આપણી પાસે કેટલા યે રાગોનાં બંધારણ પડ્યાં છે; જ્યારે આપણી પાસે કેટલી યે સ્વર-રચનાઓ પડી છે ત્યારે છંદોમાં કાવ્ય લખવાનો હેતુ શો હશે? કોઈ કદાચ એમ દલીલ કરે કે જેને સંગીત ના આવડતું હોય તે કેવી રીતે સંગીતમય ગેય ગીતોમાં કવિતા લખે?

આ પ્રશ્નનો પણ જવાબ છે. દાખલા તરીકે આપણે વસંતતિલકા છંદ લઈએ. કોઈ પણ છંદનું પિંગળનું માપ ગમે તે હોય પણ આખરે એનું સ્વરબંધારણ તો હશે જ ને? જુઓ વસંતતિલકાનું પિંગળનું માપ આ પ્રમાણે છે.

ત ભ જ ગ ગ
SSI SII ISI S S

ઉદાહરણ:— થાશે વસંતતિલકા ત ભ જ જ ગા ગે
હવે વસંતતિલકામાં લખાયેલું કોઈ છંદ કાવ્ય લઈએ.

નિદ્રા મહીં નહી હતું તનભાન જ્યારે

આ લીટી વસંતતિલકામાં છે. પિંગળનું એનું માપ આપણે જોઈ લીધું. હવે એનું સ્વરબંધારણ જોઈએ.

નીસારેરેડરેગુરે સારેગ મમરેરેગુ રેડડડસા

હવે જેવી રીતે વસંતતિલકાનું સ્વરબંધારણ આપણે શોધ્યું, એવી રીતે કોઈ રાગ કે સ્વરરચનાનું સ્વરબંધારણ લઈ, એનું પિંગળનું માપ નક્કી કરવામાં આવે તો સંગીતના અજ્ઞાત કવિઓને રાગ અને નવી સ્વરરચનાનું પિંગળનું માપ સાંપડે ને? અને એ રીતે આપણા બધા રાગો અને સ્વરરચનાઓનું એક નવું પિંગળશાસ્ત્ર ગુજરાતને સાંપડે.*

*મને મારા મિત્રો શ્રી ગુલાબદાસ બ્રોકર, શ્રી. કરશનદાસ માણેક અને શ્રી. ધનસુખલાલ મહેતાએ કહ્યું કે આપણી છન્દરચના જેટલી અક્ષરમાત્રામેળ ઉપર આધાર રાખે છે એટલી સ્વરબંધારણ ઉપર આધાર રાખતી નથી. છન્દોમાં 'શબ્દ' અનિવાર્ય છે. સંગીતમાં "સ્વર" અનિવાર્ય છે. આમ હોય તો પણ હું એના

આપણે આ પ્રશ્ન ઉપર ગંભીર બનીએ તો જરુર યોગ્ય ફેરફાર સાથે આપણે નવો માર્ગ શોધી શકીએ. આ નવા પિંગળથી જૂનું જતું રહેવાનું નથી કે નથી આપણા છન્દો ભૂંસાઇ જવાના, એટલું જરૂર થશે કે આપણને આપણા શ્રેષ્ઠ કવિઓની કવિતા ગાઈ શકાય, ઝીલી શકાય એવી થઇને સાંપડશે.

સંસ્કૃત કવિઓને બાદ કરીએ તો આ વચગાળાના સમયમાં ગુજરાતને છન્દકાવ્યોનું જ ઘેલું લાગ્યું છે. ગુજરાતના જૂના કવિઓની કવિતા આપણા આધુનિક કવિઓ કરતાં વધારે સારી રીતે ગાઈ શકાય એવી લખાઈ છે. એટલું જ નહિ પણ ગુજરાતી સંગીતનાં રામગ્રી, વૈરાડી, દેશાખ, બિહાગડાની દેશી, ધન્યાશ્રી, મારુ, સીન્ધુડો, આઢ, પ્રભાત, ગોડી, સારંગ, કાલેરો, સામેરી, તટીની દેશી, મેવાડો ઇત્યાદિ ગુજરાતના પોતાના કહીએ તેવા ભૂંસાઇ ગયેલા રાગોમાં; નરસિંહ મહેતાએ, પ્રેમાનંદે, ભાલણે, પ્રીતમદાસે, મુક્તાનંદે, બ્રહ્માનંદે, ગોવિંદદાસે, રણછોડ ભક્તે, ઇત્યાદિ કેટલાયે ગુજરાતના ગત સમર્થ કવિઓએ ગેય ગીતો જ લખ્યાં છે. આપણા આધુનિક કવિઓએ એ રાગોમાં, એમની ચાલોમાં, કેમ લખવાનું યોગ્ય નથી ધાર્યું ?

૪

ગેય ગીતોની આટલી બધી તરફેણ કરી મારો હેતુ, વેદકાળથી ચાલ્યા આવતા છંદોને ઉતારી પાડવાનો નથી. પણ આપણી આ ઉણપને લીધે ગુજરાતી સંગીત અને ગુજરાતના સંગીતકારોને બહુ સહન કરવું પડ્યું છે અને અત્યારે પણ સહન કરવું પડે છે. મારા અનુભવમાં ગુજરાતના એવા ગાયકો છે કે જે ગુજરાતી ગેય ગીતોની ઊણપે બંગાળી કે હિન્દી ગીતો જ ગાય છે અને ગુજરાતી ગીત તો ગાતા જ નથી. Radio અને Records ઉપર એવા ઘણા ગુજરાતી સંગીતકારો આવે છે ત્યારે એ લોકો શરમ સાથે

---

પણ ઉકેલ લાવવો અશક્ય તો નથી જ. આપણા સંગીતના જે તાલો છે એની માત્રા અનુસાર, ગેયગીતોના પિંગળનું નવું માપ નક્કી ના કરી શકાય? અને શબ્દ તથા સંગીતના આલિંગનથી આપણે કોઇ નવું ના જન્માવી શકીએ. શું? શબ્દ અને સંગીતનું સમાધાન આપણને નવો ચીલો ના દાખવે શું? ગમે તેમ એક વાત ચોક્કસ છે કે—આ વિચાર પરત્વે આપણા સાહિત્ય અને સંગીતના સ્વામીઓએ એકઠા મળી ગંભીર ચર્ચા કરવી ઘટે છે. હું પોતે આશાસ્પદ છું કે આ ચર્ચાને અંતે ગુજરાતને ગેય ગીતોનું એક નવું પિંગળ સાંપડશે.

એમ કહે છે કે "અમને હિન્દી આવડે છે, બંગાળી આવડે છે પણ અમે ગુજરાતીમાં શું ગાઇએ ?"

પરિણામે કોઇ પગારુ કવિઓને હાથે ગમે તેવાં અશ્લીલ ગુજરાતી ગીતોનાં જોડકણાં તેમને ગાવાનાં સાંપડે છે.

આપણે સમજીએ તો આ શરમ કાંઇ ઓછી નથી.

આ પુસ્તકનો પહેલો વિભાગ લગભગ સાડેક જેટલા ગરબા અને રાસથી ગુંથાયો છે. ગરબા અને રાસ સાથે મારું નામ ગમે તેવું પણ જોડાયું છે. એટલે એને વિષે ઉપસ્થિત થયેલી ચર્ચામાં રસ લઇ મારું દૃષ્ટિબિન્દુ મારે રજૂ કરવાનું રહે છે. આપણામાંના કેટલાકોએ ગીત અને ગરબા વચ્ચે તફાવત શોધી એ દિશામાં નીચેની શંકાઓ ઊભી કરી છે.

(૧) ગરબાનો બંધ જ અમુક રાગમાં જ શોભે છે. એટલું જ નહિ પણ ખાસ કરીને 'દીપચંદી'માં જ ગરબો ગવાવો જોઈએ.

(૨) ગરબામાં આધુનિક નવા રાગોના ઢાળ દાખલ થવાથી જૂના ઢાળો ભુલાઇ જાય છે. પરિણામે ગુજરાતનું પોતનું Traditional કહી શકીએ એવું સ્વરૂપ સચવાતું નથી.

(૩) Radio અને Records ઉપર જે ગવાય છે તે ગરબા કહેવાય નહિ: કારણ કે ગરબો એ નૃત્ય છે. અને એથી Microphone ઉપર તે (Intransmissible) રજૂ કરી શકાતો નથી.

(૪) ગરબામાં ફિલ્મી ટ્યુનો અને બંગાળી સ્વરો આવે છે.

આ પ્રશ્નોનો આપણે ઊકેલ કરીએ તે અગાઉ ગરબાનો સંગીત સાથેનો સંબંધ ચર્ચીએ. પ્રથમ તો આપણને જ પ્રશ્ન થાય છે, કે 'ગરબો' એ કોઇ અમુક રાગ છે ખરો ? અમુક વાદી, અમુક સંવાદી, અમુક કોમળ કે તીવ્ર, અમુક વર્જ્ય કે આવું કોઇપણ પ્રકારનું અન્ય રાગો જેવું સ્વરનિયમન ગરબામાં છે ? ગરબો એ કોઇ સ્વતંત્ર રાગ છે ? જવાબ મળે છે "ના." હવે બીજો પ્રશ્ન તાલનો છે. 'ગરબો એ કોઇ સ્વતંત્ર તાલ છે ? બીજા તાલની માફક એના અનોખા બોલ છે ?' આનો જવાબ પણ આપણને નકારમાં મળે છે. દીપચંદી કે ખેમટાના છુટ્ટા બોલોને આપણે ગુજરાતીઓ ગરબા તરીકે ઓળખીએ છીએ. એટલે વાસ્તવિક રીતે ગરબો એ સ્વતંત્ર તાલ પણ નથી. આપણામાંના કેટલાક ગરબા અને ગીત વચ્ચે મોટો તફાવત જુએ છે. ત્યારે

જ્યારે કોઈ ગરબાસમારંભમાં કોઈ નવીન સ્વરરચનાનો ગરબો તેઓ સાંભળે છે ત્યારે તેઓની પ્રથમ દલીલ એ હોય છે કે "આ તો ગીત છે, ગરબો નથી." આપણા શાસ્ત્રે ગીતની જે વ્યાખ્યા આપણી સામે મૂકી છે એ જોતાં સંગીતના શાસ્ત્રીય રાગો પ્રથમ તો ગીત છે, અને પછી રાગ છે. ગીતની વ્યાખ્યા આ રહી :

सुस्वरैर्गीयमानत्वाद् गीतमित्यभिधीयते ।

રંજન કરે એવા સ્વરોના સમૂહોથી જે વાણી ગાઈ શકાય તે ગીતઃ આ રીતે જૂનો કે નવો કોઈપણ ગરબો પ્રથમ ગીત છે અને પછી ગરબો છે. ગીત વિના ગરબો તો-શું, કંઈ પણ "ગાવું" અશક્ય છે. હવે આપણે ગરબાની સામે પ્રગટ થયેલા પ્રશ્નોની છણાવટ કરીએ. પહેલો પ્રશ્ન એ છે કે ગરબો તો અમુક બંધેજમાં જ શોભે છે, અને ખાસ કરીને ઠુમરીમાં જ ગવાવો જોઈએ.

આ પ્રશ્નના જવાબમાં આપણે પ્રથમ ગુજરાતનો એક જૂનામાં જૂનો ગરબો જોઈએ.

રઘુપતિ રામ હ્રદેમાં રહેજે રે

મિશ્રિત રાગે બંધાયેલો આ જૂનો ગરબો છે. હવે એનો તાલ જોઈએ. જે પ્રમાણે એ ગવાય છે એ મુજબ એનો તાલ દીપચંદી છે. હવે દીપચંદી વધારે પ્રમાણમાં મંદિરમાં હોરી અને ભજનમાં ગવાય છે. હિન્દુસ્તાનમાં ઘણીખરી ઠુમરીઓના બંધેજ દીપચંદીમાં હોય છે. હવે આ હિસાબે ગરબાનો અમુક જ તાલ ક્યાં રહ્યો ?

બીજો ગરબો જોઈએ—

મા પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળી રે

આ ગરબો ભીમપલાસમાં છે; તાલ છે ખેમટો, જેને વિષે આપણે એમ માની બેઠા છીએ કે આ તો ગરબાનો જ તાલ છે. હવે આપણે જેને ગરબા માટેનો ખાસ તાલ માનીએ છીએ એ તાલમાં હિન્દનાં ગીતો પણ ઘણાં છે. દાખલા તરીકે—

ઘરઘરમેં દિવાલી હય મેરે ઘરમેં અંધેરા

આ ગીત પણ ખેમટામાં છે. હવે આપણે જો ખેમટાને ગરબા માટેનો

ખાસ તાલ કહીએ તો રશીનેમાના આવા અંગેજી બંધાયેલાં બધાં ગીતોને આપણે ગરબાથી જ સંબોધવાં રહ્યાં ! આ બાબતમાં પણ ઘણાખરા ખેમટા-ને હીંચથી જુદો પાડે છે. પણ જે લોકો સંગીતના જાણકારો છે તે સ્હેલાઈથી સમજી શકશે કે જુદા જુદા બાજે જુદા જુદા તાલ નથી થતા. ખેમટો આખા ભારતમાં પ્રચલિત છે. ગુજરાતમાં એના ખુલ્લા બોલને આપણે હીંચથી ઓળખીએ છીએ, આ સિવાય બન્નેમાં વજન અને માત્રાઓ સરખાં જ છે.

હવે બીજી વાત. આપણા જૂના ગરબાઓમાં હિન્દી ભાષામાં પણ આપણે ત્યાં ગરબા ગવાય છે.

મુગટ પર વારી જાઉં નાગર નંદા
સબ દેવોમાં શિવજી બડા હય
નદિયો મેં બડી ગંગા
મુગટ પર—

હું પૂછું છું કે હિન્દી ભાષામાં ગરબો ગાઇને, ગુજરાતની અસ્મિતા શી રીતે રાખશો ? ઉપરનો ગરબો કાંઇ નવો નથી. આજથી વીસ વર્ષ ઉપર મેં એને સાંભળ્યો છે અને બીજાઓએ પણ સાંભળ્યો હશે. એનો રાગ ભૂપાલી છે, તાલ કેરબો છે.

હજી એક વધારે દયારામભાઇનો ગરબો જોઇએ;

ક્યાં જઉં રે વેરણ રાતલડી.

આ ગરબાનો બંધેજ કાલિંગડામાં છે.

આમ જુદા જુદા ગરબાઓના જુદા જુદા રાગ અને તાલ બતલાવવાનું મારું કારણ એ છે કે ગરબો અમુક જ રાગમાં કે તાલમાં હોય એ કેવળ ખોટી માન્યતા છે. આપણા જૂના ગરબાઓમાં પણ જુદી જુદી જાતની સ્વરરચના અને અવનવાં તાલબંધારણ નજરે પડે છે. અલબત્ત આપણે એટલું જરૂર કહી શકીએ કે ગરબો-એ ગુજરાતની ઊર્મિઓનું એક સમૂહગીત છે. એટલે એનાં રાગ અને તાલની પસંદગી સમૂહને ગાતાં-ગવડાવતાં અનુકૂળ પડે એવી હોવી જોઇએ.

૫

અમુક પક્ષની એવી ફરિયાદ છે કે ગરબામાં નવા રાગ અને તાલનું

વૈવિધ્ય આવવાથી, જૂના રાગો અને બંધેજો ભૂંસાઈ જાય છે, અને પરિણામે ગુજરાતની Tradition સચવાતી નથી.

૧૯૦૭ની ગુજરાત સાહિત્ય પરિષદના રિપોર્ટમાં શ્રી. કૃષ્ણલાલ ભોળાનાથ 'સંગીત' ઉપરના પોતાના નિબંધમાં ગરબાનો ઉલ્લેખ કરે છે એની અંદર આ પ્રશ્નનો થોડો જવાબ જડી આવે છે.

તાલની ઉપયુક્તતા વિષે બોલતાં આપણા ગુજરાતમાં ચાલતા ગરબા ગરબી વિષે કંઈ બોલવાની આવશ્યકતા છે. ગુજરાતીય ગરબાની કેટલીક ચાલો પ્રમાણે મરાઠીમાં રચાયેલાં ગીતો કોઈ જોવામાં આવે છે પરન્તુ તે તો એમ રજ હશે, અને ગરબા ગાવાની પદ્ધતિ ફરતાં જઈ તાલી પાડતાં ગવું એ તો માત્ર ગુજરાતમાં જ છે. આ પદ્ધતિ ઘણી સુંદર અને મનોરંજક છે છતાં તેમાં કાંઈ ફેરફાર કરવાથી તેની સુંદરતા અને ચિત્તાકર્ષક શક્તિ વધવાનો સંભવ છે.

આગ વર્ષો ઉપર ગરબાના ઢાળોમાં ફેરફાર કરવાનું વિચારાયું હતું. સમયાનુસાર ગરબાના તાલ અને ઢાળમાં ફેરફાર કરવાનો આશય એવો નથી કે ગરબામાં ઝપતાલ, એકતાલ, તીલવાડા, ટપ્પો, ધ્રુપદ કે શુદ્ધ રાગદારી ગાવી, પણ સમૂહને ગાતાં ફાવે એવી દરેક સ્વર અને તાલની રચનાને ગરબામાં આવકાર મળવો જ જોઈએ.

ગરબામાં નવીન રાગોના ઢાળ દાખલ થવાથી આપણા જૂના ઢાળો ભૂલી જવાશે અને પરિણામે ગુજરાતનું જૂનું સ્વરધન ખોવાઈ જશે એમ બીક રાખવાની જરૂર નથી. ગરબામાં નવીન રાગોની હિમાયત કરવાનો આશય જૂના રાગોને ફગાવી દેવાનો નથી. નવા અને જૂનાની સરખામણીમાં જૂનાની કિંમત ઉપર આપણને વિશ્વાસ કેમ આવતો નથી ?

આપણી ગુજરાતણોના કંઠમાં ભલે ગરબાના આપણા જૂના રાગો રમ્યા કરે, ભલે એ ગવાયા કરે પણ એથી નવા રાગોનાં સર્જન શા માટે બંધ થવાં જોઈએ ? વડીલોએ વારસામાં આપણને જૂના રાગો આપ્યા, આપણી ભાવી પ્રજાને વારસામાં આપણે શું આપશું ?

નવું આવે જૂનું ખોવાઈ જવાનું નથી. કાળજામાં આપણે આટલી વાત જરૂર કોતરી રાખીએ કે જૂનું જાળવવું હોય તો નવું ગાવું જ પડશે, નહિતર જૂના અને નવાની તકરારમાં પારકું ઘૂસી જશે.

જ્યારે ને ત્યારે પ્રણાલિકા—*Tradition*—ની વાત કરી આપણે

એના કલાકારો જેવીજ
તાજી અને તેજીલી કથા
મૃદુલા • દિલીપ કુમાર.

# જ્વારભાટા

નિર્માતા અને દિગ્દર્શક
અમીય ચક્રવર્તી




મેજેસ્ટિક સીનેમામાં

દરરોજ ૪ ૭ અને ૧૦ વાગે
એડવાન્સ બુકીંગ | સવાર ૯॥ થી ૧૨ અને
બપોર ૧ થી ૩॥ સુધી

આપણી નબળાઈ દાખવી રહ્યા છીએ. પ્રણાલિકા કાંઇ દેવનો દીધેલ વારસો નથી. એ પણ આપણું જ સર્જન છે ને? દરેક દેશ અને પ્રાંતની માફક ગુજરાતની પ્રણાલિકા અને રંગે રંગાતી આવી છે, ભલે હવે તે આધુનિક યુગના રંગે રંગાતી રહે.

કદાચ કોઇ એમ પ્રશ્ન કરશે કે એમ તો અનેક પ્રાંતમાં સમૂહગીતો હોય છે. ગુજરાતમાં પણ સમૂહગીતો છે, છતાં 'ગરબા' એ આખરે છે શું! એની વિશિષ્ટતા શી છે? અન્ય સમૂહગીતોથી ગરબો ક્યાં અને કેવી રીતે જુદો પડે છે?

આ પ્રશ્ન ખરેખર અગત્યનો છે. મારી માન્યતા મુજબ સમૂહમાં ગોળ કુંડાળામાં ફરતાં ફરતાં એક જણ ઉપાડે અને બીજા ઝીલે એવી રીતે સૌને ગાતાં અનુકૂળ પડે એવા તાલ અને સ્વરના બંધેજવાળાં ગીતો ગાવાં એ કેવળ ગુજરાતની જ પ્રથા છે. મધ્યમાં ગર્ભદીપ, છિદ્રોવાળી મટુકી મૂકી અંદર દીવડો પ્રગટાવી ઉપર કહ્યું તેમ વર્તુળમાં ફરી ગાવું, એને આપણે ગરબો કહીએ છીએ. આપણું આ સમૂહગીત 'ગરબો' નામ ધારી અન્ય પ્રાંતના સમૂહગીતોથી આવી રીતે અનોખું પડે છે. આપણે જરૂર એ પ્રથા જાળવી રાખીએ. ગોળ કુંડાળાને બદલે સીધી કતારમાં કે અન્ય કોઇ આકારમાં ઊભા ના રહીએ, એક ઉપાડે અને બીજા ઝીલે, તાળિઓ પાડવાનું ચાલુ રાખીએ, વચ્ચે ગર્ભદીપ જરૂર રાખીએ; પણ આ બધું—આ આપણી ખાસ વિશિષ્ટતા ચાલુ રાખીને, ગરબામાં નવા રાગો કેમ દાખલ ના કરીએ?

૬

Radio અને Records ઉપર ગવાતા ગરબાનો પ્રશ્ન આ પ્રશ્નની સાથે જ ઊભો થાય છે. અમુક વૈજ્ઞાનિક કારણસર ઉપર મુજબ ગોળ કુંડાળું કરીને વચ્ચે દીવો રાખી ગરબો ગાવાનું Radio કે Records ઉપર અશક્ય છે. આને લીધે કેટલાક એમ કહે છે કે Radio કે Records ઉપર આવતા 'ગરબા' ગરબા નથી. Garaba is intransmissible on the mice. આ દલીલ કેવળ હાસ્યાસ્પદ છે. Records ઉપર ગવાતાં ગીતો એ એક રીતે આપણા અવાજનો Photo છે. આપણે આપણા પોતાના કે આપણા સ્વજનોના ફોટાઓ પ્રત્યે ઉત્સાહી રહીએ એવી જ રીતે અવાજની આ છબી પ્રત્યે આપણે કેમ ઉત્સાહી ના રહીએ? મારી તો માન્યતા છે કે સંગીતને

લાગેવળગે ત્યાં સુધી રેકર્ડ-સંગીતની દુનિમા ઉપર મોટો ઉપકાર કર્યો છે. સ્વરધન હઈ એ આપણે રેકર્ડઝની તીજોરીમાં સાચવી શકયા છીએ અને એ રીતે સ્વરલિપિની અપૂર્ણતા આપણે Records દ્વારા પૂરી કરી શકીએ છીએ.

જે લોકો એમ કહે છે કે Radio કે Records ઉપર ગોળ કુંડાળામાં વચ્ચે ગર્બાદીપ રાખીને ગરબા ગાઈ શકાતા નથી, અને એથી એ દેખી શકાતા નથી—માટે એ ગરબા નથી; એમને હું પૂછીશ કે ફિલ્મમાં ગોળ કુંડાળામાં વચ્ચે ગર્બાદીપ રાખીને ગરબો ગવાતો હશે તો એને તમે transmissible ગણશો ?

ઘણા એવો ચોક્કસ મત ધરાવે છે કે Garba, in fact, is a dance "ગરબો ખરી રીતે તો નૃત્ય છે." અને એથી Microphone દ્વારા એની રજુઆત શકય નથી. Microphone ઉપર વૈજ્ઞાનિક અગવડતાને કારણે ગરબો સંપૂર્ણ રીતે કેમ રજૂ થઈ શકતો નથી એ પ્રશ્ન આપણે ચર્ચી લીધો. હવે અગત્યનો પ્રશ્ન એ ઊભો થાય છે કે "ગરબો એ નૃત્ય છે?"

ગરબાનો ઇતિહાસ જે રીતે આપણી સામે પડયો છે એ રીતે આપણે એટલું સહેજે સમજી શકીએ એમ છીએ કે ગરબાને નૃત્ય કહેવું એ અર્થહીન અને હાસ્યાસ્પદ છે. થાડુ જ હળવા અભિનયને ગરબામાં અવકાશ મળે અને કેવળ એ જ કારણે આપણે ગરબાને નૃત્ય તરીકે ન પસાર કરી દઈએ.

ભરતનાટ્યમ્, કથક, કથકલી, મણિપુરી ઈત્યાદિ સમસ્ત ભારતની અન્ય નૃત્યપદ્ધતિ માફક ગુજરાતની અનોખી નૃત્યપદ્ધતિ છે નહિ. હશે તોયે અત્યારે એનું અસ્તિત્વ નથી—આ હાણપને કારણે જે લોકો ગુજરાત તરફથી 'ગરબા'ને "ગુજરાતનું નૃત્ય" કહી ઓળખાવે છે એ લોકો જ આપણી પ્રણાલિકાનો ભંગ કરે છે.

ગરબો એ ગુજરાતની સ્ત્રીઓનું એક રુન્દગીત છે. એમાં જુદી જુદી સ્વરરચનાને અવકાશ છે પણ વધારે પડતા અભિનયને એમાં જરૂર સ્થાન નથી. આપણી સામે એમ દલીલ કરવામાં આવે છે કે ગામડામાં અને કાઠિયાવાડમાં જે ગરબા થાય છે તે જ ખરા ગરબા છે; શહેરોમાં રંગમંચ ઉપર જે ગરબા થાય છે તે બનાવટી છે. હું પૂછું છું કે ગરબો જો નૃત્ય હોય તો ગામડામાં અને કાઠિયાવાડની ગરબે ઘૂમતી બહેનોનૂં ઘુંઘટમાંથી

મોઢું કે પગની પાની સરખી આપણે દેખી શકતા નથી. આ લોકો એક સરખી લયમાં અને સુરીલા બુલંદ અવાજે લેશ પણ અભિનય કર્યા વિના ગોળ કુંડાળામાં ફરીને ગરબા ગાય છે. એ ગરબાઓમાં તો લેશ પણ નૃત્ય દેખાતું નથી, છતાં આપણે એને 'સાચા' ગરબા તરીકે કેમ ઓળખીએ છીએ?

વગર વિવાદે આપણે એટલું કબૂલ કરવું જ પડશે કે રંગમંચ ઉપર ગરબાને 'નૃત્ય' તરીકે પસાર કરવા માટે ગરબામાં જે નૃત્યની મુદ્રાઓ અને વધારે પડતા અભિનયને સ્થાન મળે છે, ત્યાં જ ગરબાનું ખૂન થાય છે.

૭

હવે આપણે બહુ જ અગત્યના પ્રશ્ન ઉપર આવીએ. હમણાં હમણાં આપણા ઉપર બંગાળની છાયા ખૂબ પડી છે. ગરબામાં પણ આપણી બહેનો બંગાળી ઢબે ગાવાનું પસંદ કરે છે. ગુજરાતી શબ્દોને મોટા પહોળા ઉચ્ચારમાં ગાવામાં આવે છે, અમુક સ્વર ઉપર વધારે મુકામ કરવામાં આવે છે. આવી રીતે આપણને બંગાળનો પાસ લાગ્યો છે. બંગાળનાં ગીતો પ્રત્યે મને જરૂર માન છે. પણ આપણું ખરાબ અને પારકું સારું એવી માન્યતા સેવતાં આપણાં યુવકયુવતીઓ આવાં અનુકરણ કરી એક પ્રકારનો 'આપઘાત' કરે છે.

આ શરમભરી સ્થિતિ માટે ફરીથી આપણી સંકુચિત મનોદશા કારણભૂત બને છે. નીચેનાં ત્રણ કારણો એ માટે અગત્યનાં છે.

(૧) આપણે આપણા પોતના કહી શકીએ એવા નવા ગુજરાતી ઢાળોના નવઘડતરને ઉત્તેજન નથી આપતા, પરિણામે નવું શોધતાં આપણાં યુવકયુવતીઓ પારકા તરફ મીટ માંડે છે.

(૨) આધુનિક વિજ્ઞાનયુગમાં, એક પ્રાંત બીજા પ્રાંતની લૌકિક અસરથી વિમુક્ત રહી શકતો નથી. Modern Science has annihilated space and time.

(૩) બંગાળથી અભ્યાસ કરીને પાછાં ફરેલાં આપણાં બાઇબહેનો પોતાનું ગુમાવી પારકું લઈ આવે છે, એટલું જ નહી પણ ઘેરઘેર તેનો પ્રચાર કરે છે.

આ સિવાય ગરબામાં ફિલ્મના ટયુનોની નકલ કરવામાં આવે છે એવો આરોપ છે. કોઈપણ ચીજની નકલ કરવી એના જેવું દયાજનક બીજું શું હોઈ શકે? છતાં ફિલ્મના ટયુનોથી આપણે ભડકીએ છીએ એટલા ભડકવાની જરૂર નથી. શાસ્ત્રીય સંગીતકારોની ફરિયાદ છે કે ફિલ્મે શાસ્ત્રીય સંગીતને વર્ણસંકર બનાવી દીધું છે. રૂઢિચુસ્ત પક્ષ કહે છે કે ફિલ્મી સ્વરો ગરબામાં પણ ઘૂસી ગયા છે. આ બધી દલીલો કરવાનું વિષયાંતર જેવું લાગશે છતાં ફિલ્મના સંગીતનો પ્રશ્ન આખરે ઢાલની બે બાજુવાળો પ્રશ્ન બને છે. ગેરફાયદાઓ સાથે એના ફાયદા પણ ઓછા તો નથી જ.





ફિલ્મી સંગીતે આપણા શાસ્ત્રીય સંગીતની વ્યાવહારિક બાજુ રજૂ કરી છે, એ વાત આપણે વટના માર્યા કબૂલ કરતા નથી પણ ઉપભોગીએ છીએ જરૂર. દાખલા તરીકે એકતાલ કે ખ્યાલમાં ગવાતો કેદાર રાગ, ફેરવામાં ઓછી તાનબાજી અને મુલાયમ, જરૂર જેટલી હરકતો, અને મીંડોથી સજાઇને, હળવો બનીને, વાતાવરણને યોગ્ય થઈને ફિલ્મ ઉપર આપણે સાંભળીએ છીએ, ત્યારે જલસામાં કરતા આપણે એને વધારે સારી રીતે સમજી શકીએ છીએ. આ રીતે આપણું classical music પડદા ઉપર Applied music થઈને કામ કરી જાય છે. આ સિવાય ફિલ્મના સંગીતને આપણે ઘણીવાર ખોટી રીતે વગોવીએ છીએ. હું પૂછું છું કે ભૈરવી રાગ પડદા ઉપર કોઇ પાત્રના ગળામાંથી ગવાય એટલે શું ભૈરવી, ભૈરવી મટીને ફિલ્મનો કોઈ ટયુન થઈ જાય છે?

દાખલા તરીકે પૃથ્વીરાજ કે સાયગલ ફિલ્મમાં સિકંદર કે દેવદાસની ભૂમિકા ભજવે એટલે પૃથ્વીરાજ કે સાયગલ મટી જતા નથી. એક સીધી વાત આપણે જરૂર યાદ રાખીએ કે સંગીત એટલે રાગોનો ભંડાર કે ટયુનોની તીજોરી નથી. સંગીત એટલે સ્વર, ષડ્જ, કદી અભડાતો નથી, કદી વટલાતો નથી, કદી વિકૃત થતો નથી. ધરતીને ખોળે પેદા થયેલી માટી જેટલી એ જૂનો છે, એ માટી સાફ થઈ પાણીમાં પલાળાઇ, ખુંદાઈ કુંભારને હાથે અનેક સ્વરૂપ ધારણ કરે છે, અનેક જાતના વાસણ, અનેક જાતની વસ્તુઓ એમાંથી બને છે, અને છતાં તે 'માટી' તો રહે છે જ. સંગીતની વાત એવી જ છે અને એવી જ રહેશે.

આપણે આપણા ગરબામાં જરૂર ફિલ્મના રાગોની આંખમીંચી નકલ ના કરીએ, પણ જે રીતે ફિલ્મમાં શબ્દ અને પ્રસંગને અનુકૂળ જનતાને ગમે તેવી રાગની બાંધણી કરવામાં આવે છે, આપણા જૂના લોકઢાળોને, આપણાં જૂના લોકગીતોના રાગોને સ્વચ્છ કરી, શણગારી આપણી સામે અમુક નૌતિક રીતે મૂકવામાં આવે છે, શાસ્ત્રીય રાગદારીને હળવી કરી, પડદા ઉપર કર્ણપ્રિય બનાવવામાં આવે છે, તે રીતે આપણા ગુજરાતના સંગીત અને શબ્દના સ્વામીઓ, આપણા જૂના લોકઢાળો સાફ કરે, શણગારે, કે નવીન સ્વરરચનાઓ જન્માવે એથી ખોટું શું થવાનું છે? પછી ભલે એ રાગો ફિલ્મમાં આવતા રાગો જેવા લાગે, એથી કાંઇ ફિલ્મી ટયુનોની નકલ કરી કહેવાય નહિ, આપણે જરૂર કોઇનું 'ખાધેલું', એઠું ના ખાઇએ પણ

Simply because, Garba is changing under outside influence or evolving a new order it cannot be said that it is being murdered. The Gujarati Garba is also influencing art of other provinces. Garba is now sung also in Maharashtra and Bengal and other provinces.

અને આપણી પ્રણાલિકા, ગુજરાતની પ્રણાલિકાને માટે તો કંઈ કહેવાનું રહેતું જ નથી. ગરબામાં જેઓ પ્રણાલિકા સાચવવાની વાત કરે છે એમને આપણે નમ્રભાવે પૂછીશું, કે સંગીતની સૃષ્ટિમાં "આ અમારા ગુજરાતનું છે, આ અમારું છે" એમ આંગળી ચીંધી શકાય એવું કાંઈ કરી બતાવવાની આપણી રૂઢીએ, આપણી પ્રણાલિકાએ આપણને છૂટ આપી છે!

સંગીતને આપણે ક્યારે આદર્યું છે? ભર્તૃહરિના કાળથી નટ, વિટ અને ગાયકને સમાજના અધમ જંતુઓ ગણનાર, સંગીત એટલે દારૂની બાટલી, ગાંજનો ધૂમાડો, ક્ષુદ્ર તબલચીની બીભત્સ ગાળ, એમ આપણી પ્રણાલિકા આપણને શિખવતી આવી છે. પિયરમાં ગરબામાં ઘૂમતી કુમારિકાને સાસરામાં વહુ બન્યા પછી, સાસરિયાંઓએ ગઈકાલ સુધી તો ગરબામાં ઘૂમવા દીધી નથી, છોકરાને ભણાવ્યા પછી બહુબહુ તો સ્ટેશનમાસ્તર કે બહુબહુ તો પેઢીનો ગુમાસ્તો કે કચેરીમાં કારકુન કરવાનું આપણે બહેતર માન્યું છે, પણ છોકરાને સંગીતકાર બનાવવાનું અશુભ માન્યું છે. જો આવી જ આપણી પ્રણાલિકા ઉપર આપણને જીવવાનું કહેવામાં આવતું હોય, આવી કોઈ પ્રણાલિકા ગરબાને અમર બનાવવા આગળ આવતી હોય તો બહેતર છે કે એ પ્રણાલિકાના ચૂરેચૂરા થઈ જાય.

ગરબાને, ગુજરાતના ગરબાને યુગયુગ સુધી ચિરંજીવ રાખવા માટે આપણે સંગીતને આદરવું પડશે, સંગીતના સ્વામીઓએ નવી નવી સ્વરરચનાને ગરબામાં રમતી મૂકવી પડશે, સાહિત્યના સ્વામીઓએ નવીન વિચાર અને શબ્દનાં સર્જનો ગરબામાં ઘૂમતા કરવા પડશે. અને માત્ર પ્રેક્ષક બનીને બેસનારે આ પુનરુત્થાનને નમવું પડશે. પુનરુત્થાનને પામવા જૂની પ્રણાલિકાની પાર જઈને નવું શોધી લાવવું પડશે.

તો જ આ દોડતા વિશ્વમાં આપણે આપણા રહીને દોડી શકીશું. એવું બનવા પામ્યું હશે કે મારાથી લખવાનું નહિ લખાયું હોય અને નહિ લખવાનું લખાયું હશે, ગમે તેમ આજે હું મારા વિચારો ગુજરાતને ચરણે ધરીને સંતોષ અનુભવું છું.

નવો મોર બંગલો, સાંતાક્રુઝ. ૨૦-૧૨-૪૪.

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# ભા વ ન ગ ર
## વિશે વધુ

[ 'સંભારણાં' લેખાંક ત્રીજો : અનુસંધાન જુન ૧૯૪૪થી ]

આ પ્રમાણે આજથી ( સને ૧૯૪૪ ) છપન વરસ પર ભાવનગરમાં વધારે શિક્ષણ લેવાની સગવડ ન હોવાથી ભાવનગરને ઉંડી સલામ કરી આગળ ભણવા–LL. B., તથા M. A. ની પરીક્ષાઓ માટે અભ્યાસ કરવા મુંબઈ જવાની ફરજ પડી. ગગા ઓઝા ને પરસીવલ સાહેબની રાજદ્વારી તથા બીજી કુનેહથી તે વખત ભાવનગર કાઠીઆવાડનાં દેશી રાજ્યોમાં સર્વશ્રેષ્ઠ ગણાતું. શિક્ષણ, પ્રજાનું આરોગ્ય, વેપાર માટે સગવડ, વગેરે સાર્વજનિક શ્રેયની એક પણ એવી દિશા ન હતી, કે જેમાં ભાવનગર અગ્રસ્થાને ન ગણાતું હોય. રાજ્યદ્વારી કાર્યમાં આગળપડતી જ્ઞાતિ નાગરોની હતી. તેઓ પોતાની જ્ઞાતિ તરફ પક્ષપાત બતાવતા. રાજ્યદ્વારી ખાતાંઓમાં તેમને નીમવા તત્પર રહેતા. તેમનામાં એક મોટો એ ગુણ હતો કે વસૂલાતી કે જકાતખાતામાં કે રાજખરચ જેવા ખાતામાં પોતાના જ્ઞાતિબંધુઓને ઉંચે હોદ્દે નીમતા ખરા પરંતુ જે બીજાં ખાતાં, કે જેમાં તેમણે ચંચુપ્રવેશ પણ નહિ કરેલો, તે ખાતાં તેઓ તે તે ખાતાના નિષ્ણાત પરદેશીઓના હાથ તળે મૂકવા સંકોચ રાખતા નહિ : તેઓ સમજતા હતા કે તેમ કરવાથી જ રાજ્યની શ્રેષ્ઠતા જળવાઈ રહેશે. ન્યાયખાતાના ઉપરી પરદેશી, વૈદકખાતાના ઉપરી પરદેશી, મ્યુનિસિપાલીટીના ઉપરી પરદેશી, જાહેર બાંધકામખાતાના ઉપરી પરદેશી; જ્યારે રેલવે આવી ત્યારે તે ખાતાના ઉપરી પરદેશી, કેળવણીખાતાના ઉપરી પરદેશી, એ પ્રમાણે વિના સંકોચે પરદેશીઓની આવડતનો લાભ લઈ, તેમણે ભાવનગરની શ્રેષ્ઠતા જાળવી રાખી.

દરબારગઢ છોડી રાજ્યકુટુંબ બહાર આવ્યું હતું. ઘોઘાનો દરવાજો, રૂવાપરીનો દરવાજો, ખારનો દરવાજો, વરતેજનો દરવાજો, એ ચાર દરવાજા વચ્ચે વસેલી વસ્તીએ પણ ધીમે ધીમે બહાર આવવા માંડ્યું હતું. હીરાનંપરા અને રાણીકાનાં પરાં, સુંદર મકાનો વડે શણગારાયાં હતાં. ઘોઘાને દરવાજેથી મોતીબાગ જતી પીપરની સડક, ને ગંગાજળીઆ તળાવ શહેર બહારની રચનાનાં સુંદર અંશ ને અંગ હતાં અને છેવટ પીલગાર્ડને ભાવનગરને વાડી, બગીચા, ઉદ્યાન વાટિકાની શોભા બક્ષી, એક નગર તરીકે સુંદર બનાવી મૂક્યું હતું. છગનલાલ લાઈબ્રેરી ને બાર્ટન લાઈબ્રેરી, તેમજ સ્વ. વજેસભાઈ સાહેબ તરફથી ચાલતું પુરાતત્ત્વ ખાતું, એ ભાવનગરની તે સમયની culture—સંસ્કાર પ્રત્યેની ભાવના—attitudeના પ્રતીકરૂપે હતું. આલફ્રેડ હાઈસ્કૂલ, માજીરાજબા કન્યાશાળા અને પાછળથી શામળદાસ કૉલેજની સ્થાપના. મતલબ કે પ્રાથમિક તેમજ ઉચ્ચ શિક્ષણ લેવાનાં સાધનોની સગવડનું કેન્દ્ર આખા કાઠીઆવાડમાં તે વખતે ભાવનગર જ બન્યું હતું. મી. સીમ્સ ( Sims ) તો સ્થાપત્ય સંબંધે સુંદર પબ્લીક મકાનો બાંધી ભાવનગરને ઊંચે દરજ્જે ચઢાવ્યા જતા હતા. દાક્તરી મદદ સંબંધે પણ તેમજ હતું. જુવાનસિંહજી ડીસ્પેન્સરી અને તખ્તસિંહજી હોસ્પીટાલ પ્રજાનું આરોગ્ય જાળવવા સ્થાપવામાં આવ્યાં હતાં. ભાવનગરમાં મ્યુનિસિપાલીટી હતી. ફરવા હરવાનાં સાધન હતાં. બોરતળાવ સુધી ફરવા જનાર ત્યાં જઈ પાસેના મહાદેવના મંદિરમાં દર્શન કરી Picnic (વનભોજન) કરતા. ભાવનગરમાં મિલ હતી. ભાવનગરમાં બરફનું કારખાનું હતું. ભાવનગરનો રૂનો વેપાર—રૂની ગાંસડીને બોકડાં—કહેતા, દરિયા અને રેલ મારફતે ધમધોકાર ચાલતો. વોલકર્ટ બ્રધર્સ જેવી રૂની મોટી વેપાર કરનાર કંપનીના યૂરોપીઅન એજન્ટ ભાવનગરમાં રહેતા. દીર્ઘદૃષ્ટિવાળા રાજ્યના સંચાલકોએ વઢવાણ અને ભાવનગર વચ્ચે રેલવે બાંધી ભાવનગરની જાહોજલાલીમાં ઓર વધારો કર્યો. ભાવનગરમાં, માતાનાં નહોરતાં—નવરાત્રી—ના દિવસોમાં ભવાઈ જોઈ સંતોષ પામતું યા ખવાસણોના રાસડા જોઇ રાજી થતું તે ભાવનગરમાં નાટકમંડળીઓ આવતી થઈ. એવી એક શરૂઆતમાં આવનાર મંડળીએ ઘોઘાના દરવાજા બહાર શ્રીમાળીની વાડી( વંડા )માં મુકામ નાંખ્યો

ત્યાં નાટક કરવામાં માંડ્યાં. એ મંડળીમાં એક સ્ત્રી–નટી–હતી તેથી ભાવનગરના લોકોમાં બહુ કુતૂહલ પેદા થયું હતું.

સર ભંમેરજી ભાવનગરીથી માંડી, સાધારણમાં સાધારણ પારસીએ તે વખતની ભાવનગરની આબાદીમાં અગત્યનો ફાળો અને તે પણ સર્વાંગ આપેલો. હાઈસ્કૂલના હેડમાસ્તર જમશેદજી ઉનવાળા, ( મુંબઈ ); વૈદકખાતાના ઉપરી દાક્તર બરજોરજી બેરામજી ( સૂરત ); મિલના માલિક તથા રૂના મોટા વેપારી દીનશા વકીલ ( ભરૂચ ); સુધરાઈખાતાના ઉપરી ખરશેદજી મર્ઝબાન, ( મુંબઈ ); ( મુંબઈ મ્યુનિસિપાલીટીના માજી એક્ઝીક્યૂટીવ એન્જીનીયર મી. મર્ઝબાનના ભાઈ ), દરબારગઢનો ક્લોક ટાવર બનાવનાર તથા બરફના કારખાનાના માલિક મીરઝા કુટુંબ ( મુંબઈ ), યૂરોપ શોપનો પાયો નાખનાર અને ભાવનગરના વતની થઈ રહેનાર, ઉમરીગર કુટુંબ ( મુંબઈ ), રાજ્યના પ્રિન્ટિંગ પ્રેસના ઉપરી બીખાજી મોતીવાલા, બંદરના ડ્રેજરના કપ્તાન ફીરોજશાહ મીરઝા, ( મુંબઈ ), એ તે વખતના આગળ પડતા થોડા પારસીભાઈઓનાં નામ છે. કોચબીલ્ડર અને સીનોર કુટુંબોની પણ એમાં ગણતરી થાય. પાછળથી રેલવે આવવાથી તેમ જ કોલેજ ખુલવાથી એ સંખ્યામાં વધારો થતો ગયો અને આજે તો ભાવનગરમાં ઘણાં પારસીભાઈઓ ઊંચે હોદ્દે આવી બેઠા છે.

ન્યાયખાતામાં વિદ્યારામભાઈ ( સૂરત ), ઇજનેરી ખાતામાં કનૈયાલાલ ધ્રુવ ( અમદાવાદ ), વૈદકખાતામાં દા. શિવનાથ રામનાથ ( સૂરત ); પાછળથી ગોવર્ધનરામ ત્રિપાઠી ( નડીઆદ ) એઓ પણ પરદેશી હોવા છતાં ભાવનગરને તે સમયે પ્રતિભામાં સમૃદ્ધ બનાવવામાં તેમણે ફાળો આપેલો.

ટૂંકામાં, તે વખતના રાજ્યના ચાલકો માત્ર એક જ દષ્ટિબિન્દુથી દોરાતા: તે એ કે, ગમે તે રીતે ભાવનગરને અદ્યતન બનાવવું, અને સુધારાની હરોળમાં, ગમે તેટલો ખરચ કરવો પડે, ગમે તેટલો ભોગ આપવો પડે તો પણ, રાખવું. અને તેમાં તેઓ ફતેહમંદ થયા એવો મારો નમ્ર અભિપ્રાય છે.

આ ચિત્ર ભાવનગરની રાજ્ય તરીકેની સ્થિતિનું છે, સામાજિક સ્થિતિનું નહિ. સામાજિક સ્થિતિ રીતરિવાજો વગેરે બાબતમાં ઝાઝો ફેર

પડ્યો નથી. વડનગરા નાગરોની રાજ્યસત્તા આથમતાં અને પ્રશ્નોરા નાગરોની સત્તા જામતાં વડનગરા નાગરોને ઉદરનિર્વાહનાં સાધનો અર્થે તેમ જ બીજાં કારણો અર્થે ભાવનગર છોડવું પડ્યું, ભાવનગરની બહાર રહેતી વ્યક્તિઓના સમાગમમાં આવવું પડ્યું, એટલે નછૂટકે નાગર તરીકેનો ગર્વ શિથિલ થતો ગયો. અને બહારની દુનિયાના રીતરિવાજોના સંપર્કમાં આવવાથી પોતાના રીતરિવાજોમાં પણ સુધારાવધારા કરવા પડ્યા. વાણિયા વગેરે જ્ઞાતિઓમાં પણ તેમ જ થયું. ગરાસીયાઓને પણ એ સ્થિતિમાંથી પસાર થવું પડ્યું અને પડે છે, પરંતુ એ ફેરફાર એટલા ધીમા અને વગર ધામધૂમે ( Imperceptibly ) થતા આવે છે કે તે વિશે અત્રે વિવેચન કરવું જરૂરનું નથી.

એકંદર મારા જીવનનો પાયો સુદૃઢ રીતે ભાવનગરમાં રચાયો તે બદલ હું ભાવનગરનું ઋણ મુક્ત કંઠે સ્વીકારું છું.

ગિરધરલાલ શેઠ

# સાધકની દૃષ્ટિએ : ૫

જીવનના ભીષણ સંગ્રામે,
જે નર પર્વતરોમ ખેલે,
આત્માના મુલકમાં પેઠો,
તે નર જીતવાનો.

ગગનમાં ઘૂમવું છે? તો સ્થૂલરૂપ ભેટો ના બનતો.

ઉચ્ચપદ પ્રાપ્ત કરવું છે? તો એકરાર ના ચૂકતો.

મિલનથી કામ કર્યે સિદ્ધપદ નહિ મળે.

સિદ્ધપદે મળતાં મિલન નહિ કરવી પડે.

ગગન ઘૂમવાં છે? ઉચ્ચપદ પ્રાપ્ત કરવાં છે? તો એ રસ્તેના નિયમ શીખી લો. કાંચનજંઘા પર જાંપ ખરેખર મોટેથી લેસવું જેમ તે

એ ઊંચાઈએ બરાબર શ્વાસ લેવાની કળા શીખી લે.

આપણા પ્રાચીન પૂર્વજો અધ્યાત્મરત હતા. આપણા નિકટના પૂર્વજો અધ્યાત્મભક્ત હશે. પણ આપણે આધ્યાત્મિક હોવાનો દાવો કરીએ તો તે હડહડતું જુઠ્ઠાણું છે. આપણે આજે તો હજુ અધ્યાત્મવિમુખ છીએ.

પશ્ચિમના લોકોને અન્નમાંથી આત્મા નીપજતો જોવો છે. પણ એમને ક્યાં જોવું છે. જોવા માટે તેઓ ગડમથલ કરે છે.

આપણી જીભને આત્મા પોકારવો મીઠો લાગે છે. પણ જીભને જેમ ચીકટ અડતી નથી તેમ આ આત્મા પણ અડતો નથી.

આપણે કશું શોધતા નથી. કશી ગડમથલ કરતા નથી. અન્નના ભક્તો નથી, આત્માના ભક્તો છીએ એમ બોલીએ છીએ. પણ બરાબર કેડ સુધી અન્નના અને એક અન્નના જ વિચારમાં દટાયેલા છીએ.

પૃથ્વીવાદીઓ કરતાં આત્મવાદીઓ આપણે પૃથ્વીમાં ઊંડા ખુંપેલા છીએ.

બાપદાદા આવા હતા એમ નહિ—અમે આવા છીએ, અમને ખપ-ડાવી લો, એમ બોલવું હશે તો આપણે બહુ બદલાઈ જવું પડશે.

હિમાચળ અચળ છે, તાજુબ કરે છે, પણ અચળતાની તાજુબીનો એ અજોડ નમૂનો નથી.

એ અચળતામાં કંઈ નવીન નથી. કંઈ ચમત્કૃતિ નથી.

કેવળ એક તત્ત્વનો અનહદ જમાવ છે.

હિમાચળને હરાવે એવો એક બીજો અચળ છે વેદ. એની અચળ-તાની તાજુબી હિમાચળને તાજુબ કરે છે.

શાથી ?

જેની ગતિ થંભાવવી બ્રહ્માને ય ભારે પડે એવી પ્રવાહી વાણી એમાં અવિચળ પદને પામી છે.

વેદે ચળતત્ત્વને અચળરૂપે બાંધ્યું છે.

હિમના અચળની જાત્રા કરી ના અટકશો. બુદ્ધિતત્ત્વની પારની જ્યોતિ-ના આ પરમાચળની જાત્રા કરજો.

હા. શરીર ત્યાંની હવા સહન કરે તો.

અહીંની હવા જુદી. હિમાલયના શિખરની હવા જુદી. દરિયાના તળની હવા જુદી.

જેને કાંચનજંઘા પર વાસો કરવો હોય કે દરિયાને તળિયે ડેરા તંબુ ઠોકવા હોય તેણે ત્યાં જીવવા માટે ખાસ હવાની જોગવાઈ કરી લેવાની અગર એ હવામાં જીવી શકે તે માટેની કળા શીખી લેવાની.

આત્મમગ્ન યોગીઓ હિમાલય પસંદ કરે છે, તો શ્રીકૃષ્ણ જેવા પૂર્ણ યોગી દરિયા તળે સોનાની દ્વારિકા પણ બંધાવે છે.

પણ યોગીના હિમાલય પર કે શ્રીકૃષ્ણની દ્વારકામાં શ્વાસ લેવાની કળા જુદી.

વગરતૈયારીએ ત્યાં જઈ ચઢીએ તો તરત જ શ્રમ થઈ પડીએ. એ યાદ રાખવાનું.

વિધવિધ રંગનાં કુંડાં કોઈ આપણી ભીંત પર જેમ ફાવે તેમ છાંટીએ તો ભીંત બગડે.

પણ એ જ રંગ અજંતાના કારીગરો સરખા કારીગરોને ગરણે ધરીએ તો!

જેમ પ્રત્યેક રંગને તેમ પ્રત્યેક માણસને એની પોતાની ભાત છે.

આપણો સંસાર હજુ બગડેલી ભીંત જેવો છે.

પ્રતિભાશાળી કારીગરોના હાથમાં આવી સ્થૂલ રંગોએ અજંતાની ભીંતો તો અમર બનાવી. તેમ આપણાં પૌરુષ અને પ્રકૃતિના રંગો જેમ તેમ ભીંત પર છંટાતા મટાડી અમર કારીગરી માટે વાપરનાર કોઈ નહિ પાકે!

અનંત રંગ વાપરી એક અદ્ભુત ચિત્ર કોઈ નહિ ઉપજાવે?

સરજનહાર! કોઈ મનુષ્ય એ ના કરી શકે તો માટીનું મુખ ધરી તું પોતે પાછો અહીં નહિ આવે?

જ્યારે મારે કશું જોઈતું નથી ત્યારે વિશ્વનાથ પોતે આખું વિશ્વ સેવા આપવા મારી સામે ખડા થાય છે.

જ્યારે મારે જોઈતું હતું ત્યારે ટચ્ચુ પણ મને સાત સલામ બતાવતો.

દુનિયાં પર સમૃદ્ધિનો અભાવ કોઈ કાલે નહોતો; આજે નથી. અને આવતી કાલે નહિ હોય.

"જોઈએ છે" ના ફૂમળાથી આંખો મીંચાય છે. તેથી સમૃદ્ધિ સભર ભર્યા છતાં ગરીબાઈ પીડે છે: મબલખ માલ પૃથ્વી પેદા કરે છતાં "જોઈએ છે"ના આપણા રોગથી એનાં હાથ પગ દોરડી ને પેટ ગાગરડી રહે છે.

પ્રા. હીરાલાલ રસિકદાસ કાપડિયા

# દુહો, દોહા અને દોહરો

## એ શબ્દોની નિષ્પત્તિ

જે એક જાતના છંદને ગુજરાતીમાં ' દુહો ' તેમ જ ' દોહરો ' કહેવામાં આવે છે તેને રાજસ્થાનીમાં અને હિન્દીમાં ' દોહા ' કહે છે. **જોગીચંદે ( યોગિચન્દ્રે )** જેને સામાન્ય રીતે ' અપભ્રંશ ' કહેવામાં આવે છે એ ભાષામાં ' દેશી ' ભાષામાં **જોગસાર ( યોગસાર )** નામે કૃતિ રચી છે. એના ત્રીજા અને ૧૦૮મા ( અંતિમ ) પદ્યમાં એમણે 'દોહા' શબ્દ વાપર્યો છે. આ **જોગિચંદ** તે જ [1]**પરમપ્પપયાસ**ના કર્તા **જોઇન્દુ** છે એમ મનાય છે. પ્રા. **ઉપાધ્યે** આ કૃતિની પ્રસ્તાવના( પૃ. ૬૭ )માં કહે છે કે તેઓ ઇ. સ.ના છઠ્ઠા સૈકામાં થઈ ગયા છે. કેટલાક વિદ્વાનો આ સમયને સાચો ન માનતાં તેમને આ કરતાં દોઢેક સૈકા જેટલા અર્વાચીન ગણે છે. [2]**રામસિંહે** રચેલી અને પ્રા. **હીરાલાલ જૈને** સંપાદિત ' પાહુડદોહા ' કે જેનું વાસ્તવિક નામ **દોહાપાહુડ** જણાય છે તે સમગ્ર કૃતિ ' દોહા 'માં રચાયેલી છે અને એથી તો ' દોહાનો ઉપહાર ' એવું એનું સાન્વર્થક નામ છે. આ ઉપરથી દેશી ભાષામાં ' દુહો 'ને દોહા કહેવાતું એ જોઈ શકાય છે. આને માટે પાઇયમાં તેમ જ સંસ્કૃતમાં કયા કયા શબ્દ છે તે હવે આપણે વિચારીશું.

**ઉદ્દ્યોતનસૂરિ** ઉર્ફે **દાક્ષિણ્યચિહ્ન** દ્વારા જાલણ મરહટ્ટીમાં રચાયેલી અને શકસંવત્ ૭૦૦( વિ. સં. ૮૩૫ )માં એક દિન ઓછો હતો ત્યારે પૂરી કરાયેલી **કુવલયમાલા**માં દુવહય શબ્દ વપરાયેલો છે. પ્રા.

---

૧. આમાં એકંદર ૩૪૫ પદ્યો છે. તે પૈકી ૩૩૭ ' દોહા 'મા છે.

૨. આ ગ્રન્થકાર જોઇન્દુ પછી પરંતુ હેમચન્દ્રસૂરિ કરતાં પહેલાં થયાનું મનાય છે.

વેલનકરના મત મુજબ ઇ. સ.ના નવમા સૈકામાં થઇ ગયેલા [3]વિરહાંકે વિત્તજાઇસમુચ્ચય(૪,૨૭)માં દુવહલ શબ્દ વાપર્યો છે. એ બંને સ્થળે એનો અર્થ 'દુહો' કરાય છે.

વિ. સં. ૯૯૦માં દંસણસાર રચનારા દિગંબર આચાર્ય દેવસેને નયચક્ર નામની કૃતિ દોહા છંદમાં રચી હતી, પણ એમના શિષ્ય માઇલ્લ ધવલે એ ગાથામાં ફેરવી નાખી. આ વાત નીચે મુજબની ગાથામાં સ્પષ્ટ દર્શાવાઈ છેઃ—

"सुणिऊण दोहरत्थं सिग्घं हसिऊण सुहंकरो भणइ।
एत्थ ण सोहइ अत्थो गाहाबंधेण तं भणह ॥
दव्वसहावपयासं दोहयबंधेण आसि जं दिट्ठं।
तं गाहाबंधेण रइयं माइल्लधवलेण ॥"

રત્નશેખરસૂરિએ વિ. સં. ૧૪૨૮માં સિરિસિરિવાલકહા રચી છે. એમાં (૧૦૮ આ પત્ર) 'દુહો' એ અર્થમાં દૂહય શબ્દ વાપર્યો છે, અને સાથે સાથે એક દુહો પણ રજૂ કર્યો છે. પ્રસ્તુત પંક્તિઓ નીચે મુજબ છેઃ—

" कइ कइ वि पेरिऊणं जाव समुट्ठाविया निरुच्छाहा।
तो तीए सविसायं दूहयमेगं इमं पढियं ॥ ९६१ ॥[4]
कहिं मालण कहि संखउरि, कहिं बब्बर कहिं नट्ट।
सुरसुंदरि नच्चाविइइ, दइविहिं दलवि मरट्ट ॥ ९६२ ॥"

૩. 'દુહા'નું લક્ષણ આપનાર એઓ પ્રથમ હોય એમ મનાય છે. એ લક્ષણ નીચે પ્રમાણે છેઃ—

" तिण्णि तुरंगा छेहरओ वि-पाइक्का कण्णु।
दुवहअ-पच्छद्धे वि तह वर लक्खणउ ण भण्णु ॥"

તુરંગ એટલે ચાર માત્રા, છેઉર એટલે એક ગુરુ, પાઇક્ક એટલે ચાર માત્રા અને કણ્ણ એટલે બે ગુરુ. આમ દોહામાં પહેલી લીટીમાં-પૂર્વાર્ધમાં ૧૪-૧૨ માત્રા હોય છે. બીજી લીટીમા-ઉત્તરાર્ધમાં પણ તેમ જ છે.

૪. આ અવતરણગત દુહય માટે પાઇઅસદ્દમહણ્ણવમાં પાઇય શબ્દ દોધય અને સંસ્કૃત શબ્દ દોધક સૂચવાયેલ છે.

આની વિ. સં. ૧૮૬૯માં **ક્ષમાકલ્યાણે** અવચૂર્ણિ રચી છે. એમાં "द्वमेकं 'दोहा 'नामकं छन्दः पठितम्" એવો ઉલ્લેખ છે.

**જ્ઞાનવિમલસૂરિએ** વિ. સં. ૧૭૩૮ પછી કેટલાંક વર્ષ બાદ સંસ્કૃતમાં રચેલા **શ્રીપાલ**–ચરિત્રમાં નીચે મુજબ નિર્દેશ છે :—

"सविषादा दोधकं चैकं भणति, दुहो"

આ ઉપરથી એ જોઈ શકાય છે કે 'દુહા' માટે એમણે સંસ્કૃતમાં *દોધક* શબ્દનો પ્રયોગ કર્યો છે.

**પરમપ્પપયાસની** પ્રસ્તાવના(પૃ. ૨૬)માં દોહાનું સંસ્કૃત રૂપ *દ્વિધા ઉપરથી આવ્યું હશે એવો ઉલ્લેખ છે. એના સમર્થનમાં 'દોહા'ની લીટી બે વિભાગમાં વિભક્ત કરાય છે અથવા તો એકની એક લીટી બે વાર* આવે છે એમ કહી **વિરહાંક**ની કૃતિમાંથી "दो पाआमा मण्णइ दुवहउ" (૨, ૪) એ પંક્તિ અવતરણરૂપે રજૂ કરાયેલ છે.

**માઇલ્લધવલની** કૃતિમાંની ઉપર્યુક્ત ગાથામાં દોહર અને દોહય શબ્દ છે. એમાં દોહય શબ્દ તો દ્વિધા ઉપરથી નિષ્પન્ન થઈ શકે, પણ દોહરનું શું? મને એમ લાગે છે કે એ બંને શબ્દો તેમ જ દૂહય અને દોહય એ પાઇય શબ્દો તેમ જ ઉપર્યુક્ત ત્રણે ગુજરાતી શબ્દો માટેનો સંસ્કૃત શબ્દ દોધક છે કે જેનો ઉલ્લેખ **જ્ઞાનવિમલસૂરિએ** કર્યો છે. વળી સ્વ. પ્રા. **દિવેટિયાનું** પણ માનવું એ જ છે. એ હકીકત **ગુજરાતી ભાષા અને સાહિત્ય**(પૃ. ૯૩, ટિપ્પણ ૪૨)ની નીચે મુજબની પંક્તિ કહી રહી છેઃ—

"વિદેશીયોના પક્ષમાં એટલું કહેવું જોઈશે કે r–rh અને ડ–ઢ વચ્ચે કાંઈક અંશે વાગ્વ્યાપારગત સામ્ય છે, જે હેનાં સ્થાન અને પ્રયત્નની સરખામણી કરતાં જણાશે, અને સંસ્કૃત पुरः (र અને विसर्गनो હકાર મળીને[1] ૪ તુલ્ય થતાં) મરાઠીમાં पुढें બને છે. તે પરથી તેમજ दोधकः નો दोहडो–दोहरो બને છે તે પરથી જણાશે. (माधवानलदोधकप्रबंध સર્વાંશે દોહરાનો બનેલો છે. કાવ્ય–મૂળમાં दोधक શબ્દ છે."

૧. આ અશુદ્ધ છે, મૂળ પુસ્તક (પૃ. ૯૪) જોતાં એ ઢ (rh) છે એમ જણાય છે.

આ બંને કૌસમાંનું લખાણ મૂળ લેખકનું છે. વિશેષમાં "Gujarat and its Literature" (પૃ. ૧૫૩)માં માધવાનલદોગ્ધકપ્રબંધ એવો નિર્દેશ છે. આ ઉપરથી દોગ્ધકના દોહરો, દૂહો વગેરે દીકરીના દીકરા થતા હોય એમ અનુમાન કરી શકાય.

- આમ પાઇયમાં दोहय, दोहर, दोहा, दुवहअ અને दुवहय શબ્દ છે, જ્યારે સંસ્કૃતમાં दोधक, दोग्धक અને द्वेधा છે, એમ કહી શકાય. આ પૈકી द्वेधा શબ્દને હું ઉચિત ગણતો નથી. કેમ કે અર્થદૃષ્ટિએ એ સૂચક છે એમ સ્વીકારીએ તો પણ એ દ્વારા 'દોહરો' શબ્દની નિષ્પત્તિ સાધવી બાકી રહી છે. વળી द्वेधा એ **અવ્યય** 'દોહો' રૂપ **નામનો** જનક સંભવે ખરો? શું આ બંને એક કુળના હોઈ શકે? द्वेधा કરતાં दोधक ચડે છે અને તેમ કહેવામાં બીજલાઘવ અને અવતરણાદિનું બળ કારણ છે. દુહો, દોહો અને દોહરો એ ગુજરાતી શબ્દોને दोधक એ સંસ્કૃત શબ્દના અને दोहय જેવા પાઇય શબ્દના કુળના ગણી શકાય. પાઇય ભાષાની છત્રછાયા હેઠળ दोधक શબ્દે નવનવાં રૂપો ધારણ કર્યાં છે.

અહીં એ હકીકત ઉમેરીશ કે दूहयના જનકરૂપ જણાતા दुवहअ (य)-થી 'દુહો' જ સમજવાનો હોય તો એનો दोधक સાથે કેવી રીતે મેળ ખાય છે? એ એમ તો दोग्धक સાથે ખાઈ શકે એટલે એ દૃષ્ટિએ दोधक કરતાં दोग्धक વધારે પસંદ કરવા લાયક છે પણ એ પસંદગીમાં પણ એક વાંધો આવે છે અને તે એ છે કે જો દોહરાના લક્ષણમાંના 'બે' અર્થ-સૂચક અંશને જતો કરાય તેમ ન હોય તો दोग्धक( તેમજ दोधक )માંથી એ અર્થ કેવી રીતે ધ્વનિત થાય છે?

વિશેષ વિચાર કરતાં द्वेधाની સાફ ના પાડી અને दोधकને પદભ્રષ્ટ કરી दोग्धकને એની ગાદી ઉપર બેસાડવા લલચાયા બાદ અંતે એને પણ ઉઠાડી મૂકવાનું મને મન થાય છે; કેમ કે ઉપર મેં જે પ્રશ્ન ઉઠાવ્યા છે તેનું સંતોષકારક સમાધાન થઈ શકે એવો કોઈ અન્ય જ શબ્દ હોવો જોઈએ એમ લાગે છે. એ આગળ ઉપર કોઈ સૂઝવશે કે મને સૂઝશે એવી આશા છે, પણ અત્યારે તો મારે એની રાહ જોવાની જ રહે છે ને?

ડૉ. હસમુખ ધીરજલાલ સાંકળિયા

# ગુજરાતમાં પ્રાગૈતિહાસિક માનવ

[ અનુસન્ધાન જૂન ૧૯૪૪ના અંકથી ૫૭ ]

## ૧૯૪૧-૪૨ની નવી શોધો

ફૂટનું માનવું ખરું હતું કે ખોટું તે જાણવાને અને આવા બીજા હથિયારો મળે છે કે નહિ તેની શોધ કરવાને એક શોધકજૂથ ૧૯૪૧-૪૨-માં ગોઠવવામાં આવ્યું હતું. બે-અઢી મહિનાની સતત શોધ પછી ઉત્તરમાં, ગઢવાડા સંસ્થાનમાં હાડોલથી માંડી દક્ષિણમાં વિજાપુર તાલુકામાં રામપુર, પેઢામલી, હીરપુરા, કોટ-સાડોલિયા અને વડસોમા સુધી સાબરમતીના પ્રાચીન પટમાંથી આવા ૨૫૦ હથિયારો શોધ્યાં બધાં હથિયારો મોટે ભાગે નદીના પ્રાચીન પટના Gravel કે એની ઉપરના ઝીણી માટીના-કાંપના થરોમાંથી યથાવત્ મળ્યા હતા. એટલે હવે સહેજ પણ શંકાને સ્થાન નથી કે આ હથિયારો હજારો વર્ષ પર માનવ જ્યારે આદ્ય સાબરમતીના પટ પર વસતો હશે, નદીના મોટા મોટા પાષાણ પત્થરોમાંથી, ઝાડો કાપવા અને પ્રાણીઓને મારવા, જુદા જુદા હથિયારો ઘડતો હશે, તે સમયના છે. તે બીજા કોઇ પણ પુરાવાને અભાવે ગુજરાતમાં "પ્રથમ માનવ,"-ના 'પ્રથમ' કારણ કે, આ કાળ પહેલાં ગુજરાતમાં જ્યાં હાલ જમીન છે ત્યાં દરીઓ હતો-અસ્તિત્વનો પુરાવો આપે છે. જેમ કે હાલમાં અમુક સ્થળે નદીમાં અતિશય પૂર આવે અને આપણી હાલની સંસ્કૃતિની કોઈ ચીજો આ પૂરને લીધે નદીના હાલના પટ કરતાં એકદમ ૧૦ થી ૨૦ ફૂટ ઊંચે જઇને નદીના કાંઠા પર પડે અથવા દટાઇ જાય અને પછી ખોદતાં કે શોધ કરતાં પૂર આવેલું તે સમયની આ ચીજો પૂરનો પુરાવો આપે એટલું જ નહિ, પણ તે સમયે થયેલા અમુક કાર્યનો પણ પુરાવો આપે આ જ રીતે હાલમાં પુના કે એવા કોઈ સ્થળે જ્યાં હમણાં ચાલતી લડાઇના સાધનો

Shell, Bomb, Tank વગેરે બને છે, તે નદીમાં પૂરને લીધે કે બીજા કોઇ કારણોને લીધે જમીનમાં દટાઇ જાય અને સેંકડો વર્ષો પછી આ સ્થલ ખોદાતાં, આ લડાઇનાં સાધનો મળી આવે તો હાલના સમયની આપણી ભૌતિક સંસ્કૃતિનો કંઈ ખ્યાલ ભવિષ્યના લોકોને આવે.

આવાં હથિયારો કેવળ સાબરમતીની ખીણમાં નહિ પણ મધ્ય ગુજરાતમાં ઓરસંગ અને હિરણની ખીણમાં શોધકજૂથ( Expedition )ને મળી આવ્યાં છે. મળી આવેલાં હથિયારોના અભ્યાસ પરથી અને યુરોપનાં, આફ્રિકાનાં, દક્ષિણ હિંદ અને પંજાબના આવા હથિયારો સરખાવતાં એમ લાગે છે કે યુરોપના તદ્દન પ્રાથમિક અવસ્થાના માનવ કરતાં ગુજરાતનો માનવ હથિયાર બનાવવાની કળામાં આગળ વધેલો; અને દક્ષિણ હિંદ અને આફ્રિકાનાં હથિયારો ને એના હથિયારોમાં એટલું સામ્ય છે કે તેથી તથા બીજાં પણ કેટલાંક કારણોને લીધે એમ માનવાને સ્થાન છે કે ગુજરાતમાં પ્રથમ માનવ કાં તો દક્ષિણમાંથી આવીને વસ્યો હતો અથવા તો એને દક્ષિણ હિંદ અને આફ્રિકા સાથે સંબંધ હતો.

ક્ષુસ ફૂટ ને બીજા પ્રકારનાં જે હથિયારો મળી આવ્યાં હતાં તે પહેલાં કરતાં બહુ જ નાનાં–ત્રણ ઇંચથી મોટાં નહિ–રંગ રંગીન અકીક, chelcedony, carpelion, chert, bloodstone, Quirty અને એવા Silicaના, પ્રથમ જાતના Quartziteના પત્થર કરતાં વધારે કઠણ જાતના પથ્થરોમાંથી બનાવેલાં હતાં. વળી આ હથિયારો આદ્ય કે હાલની નદીના પટમાં નહિ પણ જમીનની સપાટી પર, ખાસ કરીને ટીંબાઓ પર મળી આવ્યાં હતાં. ઉત્તર ગુજરાતમાં જેમણે પગપાળા મુસાફરી કરી હશે તેમને માલૂમ હશે કે આ આખો પ્રદેશ રેતાળ છે. એમાં એક પણ પત્થરનો ટુકડો મળતો નથી ત્યારે આ રેતાળ પ્રદેશમાં આવા ઘડેલા પથ્થરોની પતરીઓ આવી ક્યાંથી? જવાબમાં આપણે અનુમાન બાંધવું જ રહ્યું કે કોઇ માનવો આ અકીક અને એની જાતના પથ્થરો રાજપીપળા કે કપડવંજ જ્યાં આવા પથ્થરોની ખાણ છે ત્યાંથી લાવીને, તેમને ઘડીને, આપણે જેમ કેરી કે જમરૂખમાંથી ચીરીઓ કાઢીએ છે, તેમ ચપ્પુ Scrapar, Awl, કોદાળીના પાના જેવી, લાંબી, અર્ધગોળ, crecent વગેરે આકારની

સુંદર, તીક્ષ્ણ, ધારવાળી અને અણીદાર પતરીઓ પાડતા હોવા જોઈએ. ઘણીવાર, આ પતરીઓ ઉપરાંત જે પાંચેક પથ્થરમાંથી આ પતરીઓ પાડેલી અને પછી કેરી કાપતાં ગોટલા જેવો ગર રહી જાય છે, તેવો પથ્થરનો core અથવા ગર પણ મળી આવે છે. એને તપાસતાં સુંદર ઘડતર અને અસલ એમાંથી પાડેલી પતરીઓનાં પાસાં પણ દેખાય છે. આવાં નાનાં હથિયારો આખા ઉત્તર ગુજરાત, મધ્ય અને દક્ષિણ ગુજરાતમાં છેક સુરત પાસે કામરેજ અને વેડછા સુધી, અને કાઠિયાવાડમાં અમરેલી પ્રાંતમાં ઘણી જગાએ મળી આવે છે.

આ હથિયારો નાનાં, અને જમીનની સપાટી પર અને આરંભમાં કરેલાં હથિયારો મોટાં અને નદીના પ્રાચીન પટમાંથી મળી આવ્યાં હતાં, એટલે ફૂટને સહજ થયું કે પહેલાં હથિયારો આદિમાનવનાં, જૂના પાષાણ-યુગના **Palaeolithic** અથવા **Old stone Age** નાં અને નાનાં હથિયારો—જેમની સાથે માટીના ઠીકરાં પણ આવ્યાં હતાં તે—ત્યારપછીના માનવના—એટલે નવા પાષાણયુગના—**Neo-lithic** અથવા **New stone Age** નાં—હશે. સપાટી અને થરોના અન્તરના આટલા બધા તફાવતને લીધે ફૂટને એમ લાગ્યું કે ગુજરાતમાં જૂના અને નવા પાષાણયુગો વચ્ચે બહુ અંતર પડયું હશે.

## એ શોધકજૂથની કામગીરી

ફૂટનું આ અનુમાન કેટલે સુધી ખરું હતું તે પણ તપાસવાનો પ્રથમ શોધકજૂથનો એક હેતુ હતો. આ કારણથી પહેલાં તો એ લોકોએ પગે ચાલીને વડોદરા રાજ્યના વિજાપુર, મહેસાણા, કલોલ તાલુકાઓમાંથી અને ઉત્તર ગુજરાતની હદ પર આવેલા ગદવાડા સંસ્થાનના હાડોલ પાસેથી અને મધ્ય ગુજરાતમાં મહી, ઓરસંગ અને હિરણ નદીઓના કાંઠેથી આવાં સેંકડો હથિયારો મેળવ્યાં. તે ઉપરાંત વિજાપુર તાલુકામાં આવેલા હીરપુરા ગામ પાસે અને મહેસાણા તાલુકામાં આવેલા લાંઘણજ ગામ પાસે આવેલા ટીંબાઓ પર ખોદકામ કર્યું. આ ખોદકામમાંથી મળી આવેલી વસ્તુઓ પરથી એટલું સાબિત થયું કે નાનાં હથિયારોને ઠીકરાંઓ સાથે ખાસ સંબંધ નથી. તેથી આ હથિયારો નવા પાષાણયુગનાં નહિ, પણ કદાચ

એની પૂર્વેના યુગનાં હોય. બીજું, આ યુગને જૂના પાષાણયુગ સાથે કંઈ સંબંધ નથી.

આ ઉપરાંત એટલું પણ માલૂમ પડ્યું કે આ નાનાં હથિયારોના યુગના માનવો, પથ્થરના હથિયારો જ નહિ પરંતુ પ્રાણીઓનાં લાંબાં હાડકાં ભાંગીને, તેમાંથી પણ નાના પથ્થરો જેવાં જ હથિયારો બનાવતાં.

આમ બે યુગોના માનવોના અસ્તિત્વના નિઃશંક અવશેષો એ પ્રથમ જૂથને ઉપલબ્ધ ગયા. આ માનવો કોણ હતા, કઈ જાતિના હતા વગેરે પ્રશ્નો તો ત્યારે જ ઉકેલાય કે જ્યારે આ માનવોના પોતાના અવશેષો-હાડપિંજર કે ખોપરી-મળી આવે.

આ શોધવાને દ્વિતીય શોધકજૂથ ૧૯૪૪ના ફેબ્રુઆરીમાં ગોઠવવામાં આવ્યું હતું. સમય બહુ ન હતો. એક જ સ્થળે ખોદકામ કરવાનો વિચાર હતો. આ ખોદકામને માટે ઉપર નિર્દેશ કરાયેલા લાંઘણજ ગામ પાસેના ટીંબાઓ પસંદ કરવામાં આવ્યા. આ પસંદગીનું કારણ એટલું જ કે અહીં એક ટીંબામાં ૧૯૪૧-૪૨ના ખોદકામમાંથી સેંકડો નાનાં પથ્થરના હથિયારો, હાડકાનાં હથિયારો અને મોટાં fossilized, પ્રાણીઓનાં હાડકાં મળ્યાં હતાં; તેથી સંભવ હતો કે જો આ ટીંબા પર વિસ્તીર્ણ ખોદકામ થાય તો આ સમયના માનવોના પણ અવશેષો મળે.

ઠરાવ મુજબ આ ટીંબા પર અને લાંઘણજમાં બીજા ટીંબાઓ પર ખોદકામ કરતાં, સેંકડો પથ્થરનાં અને હાડકાનાં હથિયારો, ઘણાં પ્રથમ જૂથને મળ્યાં હતાં તેના કરતાં વધારે મોટાં સુંદર અને જુદી જુદી જાતનાં અને તે સિવાય હાડકાના અને પથ્થરના નાના, માળાના મણકાઓ પણ શરૂઆતમાં મળ્યા. એટલે આ યુગના માનવની ભૌતિક સંસ્કૃતિ વિષે થોડુંક અમને વધારે જાણવા મળ્યું. પણ જ્યાં સુધી માનવના પોતાના અવશેષો ન મળે ત્યાં સુધી જૂથનો હેતુ સફળ થયો ગણાય નહિ. એટલે ધીરજથી કામ ચાલુ રાખ્યું. ૧૯૪૨વાળા જ ટીંબામાં લગભગ એની મધ્યમાં ખોદતાં, આશરે ૫ ફુટ પર પહેલાં એક માનવની ખોપરી મળી અને તેની નજદીક જ એક હાડપિંજર. વધારે ખોદતાં બીજું એક હાડપિંજર નીકળ્યું. આ માનવોના અવશેષો, જે પડમાંથી નાના પથ્થરનાં અને હાડકાંનાં હથિયારો અને પ્રાણીઓનાં પથ્થર જેવાં

થઇ ગયેલાં હાડકાં મળ્યાં હતાં તેમાંથી મળ્યાં હતાં, અને પથ્થર જેવા ભારે થઇ ગયા હતા, એટલે ખાતરીથી કહેવાય કે આ અવશેષો અને હથિયારો એક જ સમયનાં છે.

આ હાડપિંજરો સંપૂર્ણ નથી. છાતીની પાંસળીઓ અને કરોડના ભાગ બંને હાડપિંજરોમાં નથી. તેથી એમ લાગે છે કે માનવનું આખું શરીર દાટવાનો રિવાજ તે સમયે નહિ હોય. છતાં પ્રશ્ન તો સહજ થાય છે કે છાતીનાં અને કરોડનાં હાડકાંઓ ગયા કયાં ?

હમણાં કેટલીક જંગલી જાતો ખાય છે અને પ્રાગૈતિહાસિક યુરોપ અને આફ્રિકાની કેટલીક જાતો આ અવયવોને ખાતી એમ ગુજરાતના માનવો એ ખાતા નહિ હોય ?

આ તો નિઃશંક છે કે આ માનવ જાતજાતનાં પ્રાણીઓનો શિકાર કરતો, તેમનું માંસ ખાતો એટલું જ નહિ પણ તેમનાં લાંબાં હાડકાં ચીરતો અને તેમાંથી મેદ કાઢતો; વળી તે ચીરેલાં હાડકાંઓનો હથિઆર બનાવવામાં ઉપયોગ કરતો. આમ ન હોય તો ટોપલા ભરાય એટલાં ઢગલાબંધ કાપેલાં-છૂંદેલાં થઇ ગયેલાં નહિ-હાડકાંઓના બારીક અને મોટા કટકાઓ એક નાના ખોદકામમાંથી મળે નહિ.

ગુજરાતમાં તો આવા સેંકડો ટીંબા છે. આમાંના ઘણા પરથી નાનાં હથિયારો (microliths) ગળી આવ્યાં છે. એટલે સંભવિત છે કે એનો યુગ હતો કે જ્યારે જંગલી, રખડતો, કવચિત્ ટીંબાઓ પર રહેતો, માંસાહારી અને હાડકાંઓ ભાંગતો માનવ આખા ગુજરાતમાં વસતો. ઉપલબ્ધ પુરાવા પરથી આ સંસ્કૃતિ પ્રાગૈતિહાસિક સમયની લાગે છે, કે જે મોહેન્જો દડો અથવા સિંધુસંસ્કૃતિ કરતાં બહુ પ્રાચીન, પણ જૂના પાષાણયુગ પછીની હતી. હજી તો આવી શોધખોળની ગુજરાતમાં તો શું-પણ આખા હિંદમાં શરૂઆત થઇ છે, પરંતુ એટલું કહેવાય કે ભવિષ્યમાં શાસ્ત્રીય પદ્ધતિએ જો વધારે શોધખોળ ગુજરાતમાં થાય તો આખા હિંદનો પ્રાગૈતિહાસ ગુજરાત દ્વારા જાણી [1]શકાય.

શ્રીઅરવિંદાશ્રમ, પોંડીચરી. તા. ૧૧-૫-૪૪.

૧. આ લેખ લખવામાં શ્રીયુત અંબાલાલ પુરાણીએ મને બહુ ઉપયોગી સૂચનાઓ આપી છે, જેને માટે હું એમનો આભાર માનું છું.

# નિ ક ષ

## પાંડિત્યમંડિત રસિકતા

**સાહિત્ય અને વિવેચન, ભાગ ૧ અને ૨: કેશવલાલ હ. ધ્રુવ.** [ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ; પૃ. ૧૨ ૩૦૪; ૧૦ ૩૫૨. કિંમત રૂા. ૧-૦-૦ દરેક ભાગના, પ્રકાશિત ઈ. સ. ૧૯૩૯ અને ૧૯૪૧. ]

**આ** બે ગ્રન્થોમાં, સ્વ. કેશવલાલ ધ્રુવના છૂટક છપાએલા લેખોનો સંગ્રહ કરાયો છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ આ કામ હાથ ધરીને, પોતાના ભૂતપૂર્વ પ્રમુખનું શ્રાદ્ધ, ખરેખર, યોગ્ય રીતે કર્યું છે. અલબત્ત, આમાં સંગ્રહાયા છે તેના ઉપરાંત, સ્વર્ગસ્થના બીજા લેખો-તેમનાં ભાષાન્તરોની પ્રસ્તાવના રૂપે મૂકાએલા લેખો—પણ આટલા જ કે આથી પણ વધુ કીમતી છે અને એ બધાનો સંગ્રહ પણ એક જ સ્થળે ગ્રન્થસ્થ બને તો અભ્યાસીઓને બહુ ઉપયોગી નીવડવાનો સંભવ છે. પણ આ બે ગ્રન્થોમાં તો સંગ્રાહકોનો આશય, એમના છૂટક પ્રસિદ્ધ થએલા લેખોનો સંગ્રહ કરવાનો જ છે. કેશવલાલ ધ્રુવ ગઈ પેઢીના ગુજરાતી વિદ્વાનો-માં અનેક રીતે જુદા તરી આવે તેવા હતા, તેથી એમની સાહિત્યસેવાનું અવલોકન નિષ્ફળ નીવડવાનો સંભવ નથી.

પહેલા ભાગના આરંભમાં, એમણે કરેલા કેટલાક છૂટક અનુવાદો સંગ્રહાયા છે, તે આ પ્રમાણે : મેઘદૂત, છાયાઘટકર્પર, ચિત્રદર્શન, ઉત્તર-રામચરિત, પંચરાત્ર, માલવિકાગ્નિમિત્ર અને મૃચ્છકટિકમાંથી છૂટક શ્લોકો તથા મૃચ્છકટિકનો ત્રીજો અંક આખો. ઉપરાંત ભરતભૂમિ, ઉમંગી સિપાઇ, પોલકાંની પચીસી અને મંગલાષ્ટક એમ ચાર સ્વતંત્ર કાવ્યો પણ આ ભાગમાં છપાયાં છે. આમાંથી મેઘદૂતનો અનુવાદ અપૂર્ણ છે. પ્રેમાનન્દશૈલીને અનુ-સરીને કડવામાં રચવા માંડેલો આ અનુવાદ પૂર્વમેઘના બારમા શ્લોકે અટકે છે, અને એટલા શ્લોકો માટે પણ અનુવાદકને કુલ ૩૧ કડીનાં બે કડવાં રચવાં પડ્યાં છે. પ્રયોગ તરીકે આ અનુવાદ ઠીક છે. પ્રાચીન કડવાં-શૈલીમાં

એમણે, નરસિંહરાવે (બુદ્ધચરિત) અને સુન્દરમે (ઉત્તરસુદામાચરિત અથવા લોકલીલા.) પ્રયોગો અજમાવી જોયા છે[1] અને મને પોતાને લાગે છે કે આ ત્રણેમાં સફળતાના અંશો ઠીક ઠીક પ્રમાણમાં છે છતાં એ શૈલીની પરમ્પરા આપણે ત્યાં ચાલી નથી તે બતાવે છે કે પ્રેમાનન્દની સફળતા એની શૈલીને જેટલી આભારી હતી તેના કરતાં પણ વધારે એ આખ્યાનો સમાજની વચ્ચે ગવાતાં તે પ્રથાને વધુ આભારી હતી. છાયાઘટકર્પરના અનુવાદમાં કેશવલાલ ધ્રુવનાં અનુવાદક તરીકેનાં બધાં જ ઉત્તમ લક્ષણો બહાર તરી આવે છે. એમના અનુવાદોની, અહીં સંગ્રહાયા છે તેની તેમ જ સ્વતંત્ર કાવ્યનાટકાદિનો ગ્રન્થરૂપે છપાયા છે તેની, સફલતાનો મુખ્ય આધાર એમનાં અલંકારપ્રિય માનસ ઉપર છે. અલંકારમંડિત અને તેમાં યે શબ્દાલંકારમંડિત કાવ્યમાં એમની પ્રતિભા પૂરી ખીલી નીકળતી. એ અર્થના કવિ હતા તેના કરતાં વધુ તો શબ્દના કવિ હતા, અને તેથી જ છાયાઘટકર્પર એમના ઉત્તમ અનુવાદોની સાથે બેશક ઊભું રહી શકે તેવું થયું છે. ત્રેવીશ શ્લોકનું આ નાનું પ્રાચીન કાવ્ય યમકકાવ્ય છે અને કર્તાની પ્રતિજ્ઞા જ એ છે કે જો યમકની રસિક યોજનામાં એ કોઇથી હારી જાય તો 'તે ધેર નીર ઘટકર્પરથી ભરું હું :' આવાં શબ્દાલંકારપ્રધાન અને શ્લોકે શ્લોકે છન્દ બદલતાં જતાં કાવ્યમાં આપણા આ વ્યુત્પન્ન આલંકારિકની અને છન્દઃશાસ્ત્રીની પ્રતિભા પૂરેપૂરી ખીલી નીકળે એમાં નવાઇ શી ! અહીં છપાએલા બીજા અનુવાદો અભ્યાસપૂરતા ઠીક છે. આ ભાગમાં ઇશાવાસ્યોપનિષતનો એમનો પદ્યાત્મક અનુવાદ પણ છપાયો છે તે સુવાચ્ય છે.

અહીં છપાએલાં એમનાં ચાર સ્વતંત્ર કાવ્યો એમની કીર્તિમાં કોઇ રીતનો વધારો કરે એવાં નથી. તેમાં પણ કેશવલાલભાઈ જેવા સૌમ્ય અને શિષ્ટ અભ્યાસકને 'પોલકાંની પચીશી' જેવા વિષય ઉપર કાવ્યનું છમકલું રચતા જોઈએ છીએ ત્યારે માત્ર એક જ પ્રશ્ન થાય છે કે અત્યુત્સાહમાં કેટલાંક માનસો બન્ને તરફની મર્યાદાઓ ઓળંગી જતાં હશે કે શું ?

સત્યવાદ અને પક્ષવાદ નામના લેખમાં, હવે તો સારી પેઠે જાણીતી થઈ ગઇ છે તે વનવેલીની તેમણે સોદાહરણ ચર્ચા કરી છે. પણ આ વૃત્ત-

૧. નવલરામનો મેઘદૂતનો અનુવાદ પણ આ જ કક્ષામાં આવે.

રચના ખાસ કવિપ્રિય બની નથી તેનું કારણ મને તો એ જ લાગે છે કે કોઈ પણ જાતની પ્રયત્નતત્ત્વ ઉપર રચાએલી કાવ્યકૃતિ આપણા કાનને શ્રવણ-પ્રિય તેમ જ પરિચિત લાગવાનો સંભવ ઓછો છે. એનાં અંતરતત્ત્વ પરત્વે નજર રાખીએ તો રા. વિ. પાઠકની પેઠે એટલું કહેવું જોઈએ કે નાટકના સંવાદોમાં કદાચ આ રચના સફળ નીવડે.

ભાષાશાસ્ત્ર અને એને લગતા વિષયો ઉપર આ બે ગ્રન્થોમાં નીચેના લેખો સંગ્રહાયા છેઃ આર્યવાણીનો વિકાસ, વાગ્વ્યાપાર, મુગ્ધાવબોધઔક્તિક, ગૂજરાતી ભાષા અને સાહિત્ય, 'જોઈએ' અને જૂની ગુજરાતી ગદ્યકથાસંગ્રહ. તેમાં છેલ્લા લેખમાં તો માત્ર નમૂનાઓ આપ્યા છે, જે પ્રાચીન ગદ્યના અભ્યાસકોને ઉપયોગી નીવડે એવા છે.

'આર્યવાણીના વિકાસ'માં આપણે ત્યાં થએલો સંસ્કૃત અને અપભ્રંશનો વિકાસ બતાવ્યો છે. તેમના મતે વેદનું સંસ્કૃત તે અતિસંસ્કૃત છે અને એ અતિસંસ્કૃત, તે કાળે વ્યવહારમાં બોલાતાં સંસ્કૃતથી જૂદું નહોતું. આ મત તેમ જ આ લેખમાં પ્રતિપાદિત થએલા બીજા કેટલાક મતોનો નિરુપાધિક સ્વીકાર થઇ શકે તેમ નથી, પરન્તુ એની ચર્ચા અહીં અસ્થાને છે. આપણામાંથી ઘણાને એવો ભ્રમ છે કે પ્રાકૃત શિષ્ટસંસ્કૃતમાંથી જન્મ્યું અને અપભ્રંશ શિષ્ટપ્રાકૃતમાંથી જન્મ્યું. પણ ખરું તો એ છે કે વેદના પહેલાંના કાળથી જે વ્યવહારમાં વપરાતી બોલી હતી તે જ કાળે કાળે વાઙ્મયિક સ્વરૂપ ધારણ કરતી આવી છે. વ્યવહારની પ્રાથમિક બોલીમાંથી વેદાદિની વાઙ્મયિક ભાષા ઉપજી છે અને એ વાઙ્મયિક ભાષાની અસરથી સમૃદ્ધ બનેલી વ્યવહારની બોલીમાંથી શિષ્ટપ્રાકૃતાદિ વાઙ્મયિક ભાષા ઉપજી છે; એવો ક્રમ મને વધુ દૃષ્ટ લાગે છે, પણ આની સ્વતંત્ર ચર્ચા હું ભવિષ્યમાં કરીશ.

'મુગ્ધાવબોધઔક્તિક'નો લેખ આપણા એ જૂની ગુજરાતીના વ્યાકરણ-ગ્રન્થનાં અવલોકનરૂપ છે, છતાં એમાં વપરાએલી ભાષા જૂની ગુજરાતી જ છે એવું સિદ્ધ કરવા માટે અવલોકનકારે, એમાં વપરાએલા નામાખ્યાતનાં જુદા જુદા પ્રત્યયોનાં ઉત્પત્તિ અને વિકાસની ચર્ચા કરી છે તે મહત્ત્વની છે.

'જોઇએ'ના લેખમાં એ રૂપ કર્મણિપ્રયોગનું છે એમ તેમણે સિદ્ધ કર્યું છે.

એમનાં 'ગુજરાતી ભાષા અને સાહિત્ય' ઉપરનાં ભાષણમાં ગુજરાતી ભાષાના વિકાસના એમણે પાડેલા ત્રણ યુગો, થોડા ફેરફાર સાથે આજે પણ સ્વીકાર્ય બને તેવા છે. હું ધારું છું કે આટલાં સ્પષ્ટ ઉદાહરણો આપીને ગુજરાતી ભાષાનાં મૂળને બતાવનાર કેશવલાલ ધ્રુવ પહેલા જ હતા.

શુદ્ધ ભાષાશાસ્ત્રને લગતા જે ગણ્યાગાંઠ્યા લેખો આપણી ભાષામાં આજ સુધી લખાયા છે તેમાં 'વાગ્વ્યાપાર' જેવો પ્રમાણભૂત લેખ બીજો કોઇક જ હશે. ઉચ્ચારણમાં થતાં જુદા જુદા વાગ્વ્યાપારોનું પૃથક્કરણ આપણા આ પંડિતવરે અતિ ઝીણવટથી અને સ્પષ્ટતાથી કરી બતાવ્યું છે. આપણા સ્વરવ્યંજનોના ઉચ્ચારો અને એને લગતાં ઉચ્ચારણસ્થાનોના વ્યાપારો સમજવા માટે આ લેખ એક ઉત્તમ સાધન છે, પણ લેખમાં માત્ર સુન્દર પૃથક્કરણ અને સ્પષ્ટ સમજૂતી જ છે એમ નથી. એમાં ઊંડું અન્વેષણ પણ છે અને એને લીધે એમાં કેટલાક મૌલિક નિર્ણયો પણ અપાયા છે.

એ લેખમાં એમણે કરેલી એક ચર્ચા ઘણી ઉપયોગી છે. વૈદિક કાળના ત્રણ વ્યંજનો આપણે આજે ખોઇ બેઠા છીએ. આ ત્રણ વ્યંજનો તે પ્રાતિશાખ્યમાં મળતા જિહ્વામૂલીય, ઉપધ્માનીય અને ળકાર છે. એની ચર્ચા એમણે ખરેખર તુલનાત્મક ભાષાશાસ્ત્રને દૃષ્ટિમાં રાખીને કરી છે. અને એ ત્રણે વ્યંજનો વિશેનું એમનું પૃથક્કરણ ઘણું જ વજનદાર છે એમાં શંકા નથી. મૂળ જિહ્વામૂલીયમાંથી (કંઠ્ય ઉષ્મવ્યંજનમાંથી) ષ્ અને ખ્ ઊતરી આવ્યા હશે એવી કલ્પના સફળ છે. અલબત્ત, એ મૂળ જિહ્વામૂલીય, હું ધારું છું ત્યાં સુધી, ફારસી 'કાફ' જેવો નહીં પણ આપણા ક્ષ જેવો હશે. એક રીતે ક્ષને, જો તેનું સંયુક્તાક્ષરનું તત્ત્વ ગાળી નાખીએ તો, જિહ્વામૂલીય કે કંઠ્ય ઉષ્મવ્યંજન કહી શકાય. એવા ક્ષના ઉચ્ચારમાંથી જ, હું ધારું છું, ષ્ અને ખ્ ઊતરી આવ્યા હશે. પણ આ બન્ને ઉચ્ચારો, પહેલાં ષ્ અને પછી ખ્ એવા ક્રમે ઊપજ્યા હોય એવું માનવાને કંઇ ખાસ કારણ મને લાગતું નથી. મને લાગે છે કે મૂળ ક્ષ જેવા ઉચ્ચારનો અમુક જાતિમાં ષ્ ઉચ્ચાર થયો અને બીજીમાં ખ્ થયો એમ ધારવું વધુ

સંયુક્તિક છે, કેમ કે એ બન્ને ઉચ્ચારો એક કાલે સમકાલીન હોવાનો પણ સમ્ભવ છે. એવું જ ઉપધ્માનીયનું લાગે છે. આ બન્નેને લગતી કેશવલાલ ધ્રુવની ચર્ચા સબળ છે. એટલી જ સબળ ચર્ચા ળ અને 'લ'ને લગતી છે.

છન્દઃશાસ્ત્રી તરીકે કેશવલાલ ધ્રુવની કીર્તિને ચિરકાળ મંડિત કરે એવો નિબંધ 'પદ્યરચનાના પ્રકારો'નો છે. એના પછી તો એમણે એ જ નિબંધનો વિસ્તાર કરીને 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના' નામે ગ્રન્થ રચ્યો છે. આ ગ્રન્થ તરફ આપણા અવલોકનકારોની દૃષ્ટિ જોઇએ તેટલી વળી નથી એ દુઃખનો વિષય છે, પણ, જે કાર્ય બીજી કોઈ ભાષામાં એ વખતે થયું નહોતું, તે કરી આપીને આપણા આ વ્યુત્પન્ન છન્દઃશાસ્ત્રીએ ગુજરાતી ભાષાની એક અપૂર્વ સેવા કરી છે. પદ્યરચનાનું આટલું બારીક અને વિસ્તૃત ઐતિહાસિક અન્વેષણ બીજે ક્યાં ય થયું જાણ્યું નથી. એટલા માટે એ લેખ આપણાં લલિતેતર વાઙ્મયમાં એક મહામોલાં રત્નસમો છે. એમાં ઋગ્વેદથી માંડીને આજસુધીના આપણા છન્દોનો વિકાસ એમણે તપાસ્યો છે. અને એમ કરીને એક જ છન્દના નિર્દોષ કે સદોષ વપરાશ ઉપરથી અથવા એક જ છન્દના વપરાશના વિકાસનાં જુદાં જુદાં સ્થિત્યન્તરો ઉપરથી તેમ જ જુદા જુદા છન્દોના વપરાશનાં વધતાં ઓછાં પ્રમાણ ઉપરથી એમણે સમયાનુક્રમને ( chronology ) લગતાં કેટલાંક અનુમાનો બાંધ્યાં છે. આ અનુમાનો બધાં ય કંઈ સ્વીકાર્ય બને તેવાં નથી, (કેમ કે પ્રાચીન સંસ્કૃત સાહિત્યનું તેમ જ પ્રાચીન ગુજરાતી સાહિત્યનું સંશોધન હજુ ચાલુ જ છે અને કોણ જાણે ક્યારે ન ધારેલી કડી મળી આવે અને બાંધેલાં અનુમાનને ઊંધું વાળી નાખે એવી સ્થિતિ છે) છતાં છન્દો પણ સમયાનુક્રમના નિર્ણયમાં અનુમોદક ( corroborative ) પ્રમાણો બની શકે એટલું તો આ નિબંધ ઉપરથી જરૂર પુરવાર થાય છે.

## એકનિષ્ઠ સંશોધક

કેશવલાલ ધ્રુવ ભાષાશાસ્ત્રી હતા, આલંકારિક હતા, છન્દઃશાસ્ત્રી હતા પણ એ બધા કરતાં એ એકનિષ્ટ સંશોધક અને ઐતિહાસિક હતા. પુરાતત્ત્વમાં અને ઇતિહાસના ખોવાએલા અંકોડા શોધવામાં એમને અખૂટ રસ હતો. ભાષાશાસ્ત્રમાં અને છન્દઃશાસ્ત્રમાં પણ એમની દૃષ્ટિ મુખ્યત્વે ઐતિ-

હાસકની હતી. ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસમાં કોઇ પણ ગુજરાતીએ સહૃદયતાપૂર્વક સંશોધન કરીને મૌલિક નિર્ણયો બાંધ્યા હોય તો એમાં કેશવલાલ ધ્રુવ મુખ્ય હતા. પ્રાચીન ભારતીય ઇતિહાસના આપણા એ એકપૂરા અભ્યાસક હતા. તેથી એમની એ પ્રવૃત્તિનું સરવૈયું કાઢ્યા વગર એમની ખરી મહત્તા આપણે આંકી શકીએ નહીં. આ બે ભાગમાં પુરાતત્ત્વ અને સંશોધનને લગતા એમના લેખો નીચે મુજબ છે. ગ્રીક અને સંસ્કૃત નાટકો, ચક્રવર્તિકવિ હર્ષને નામે ચડેલાં સ્તોત્ર, લલિતેન્દુગુપ્તનો લેખ અને કુમારપર્વત, કવિ ધોયી અને તેનું કાવ્ય, એશિયાઈ હૂણો, નાટકની પ્રાચીનતાનું દિગ્દર્શન, સ્વપ્નવાસવદત્તા ઉપર નવો પ્રકાશ, પ્રતિમાનું લુપ્ત અંગ, સમુદ્રગુપ્તનો ક્રમપ્રાપ્ત ઉત્તરાધિકારી, યુગપુરાણનાં ઐતિહાસિક તત્ત્વ, ઉષાહરણનો રચનાકાળ, માર્કંડેયપુરાણનું કર્તૃત્વ, રખીદાસનું વંશવૃક્ષ અને કવિ દયારામ વિશે કંઈક. આ બધા લેખોમાં તેમ જ એમના ગીતગોવિન્દાદિનો અનુવાદોમાં મૂકેલા પ્રાસ્તાવિક લેખોમાં એમણે ઘણા, ખરેખર બહુ હિમ્મતભર્યા સ્વતંત્ર નિર્ણયો બાંધ્યા છે.[1] એ બધા નિર્ણયો બાંધવામાં એમની અભ્યાસરતતા, વિષયનું ઊંડું પરિશીલન, બહુશ્રુતતા અને તર્કની પ્રગલ્ભતા સતત દેખાયા કરે છે. એમની વિદ્વત્તા માટે, એમની બહુશ્રુતતા માટે કે એમની સહૃદયતા માટે કોઇને કશું જ કહેવાનું હોય નહીં, છતાં એટલું નોંધવું પ્રાપ્ત થાય છે કે આવા આ બહુશ્રુત, વ્યુત્પન્ન અને સહૃદય સંશોધકે તર્ક ઉપર સંયમ (ખાસ કરીને પાઠસંશોધનમાં), ઘણી વાર, રાખ્યો નથી; ઘણી વાર તે શાસ્ત્રપૂત તર્કમાં નહીં પણ કુતૂહલોત્સાહપ્રેરિત તર્કવિલાસમાં લપસી પડ્યા છે, અને તેથી કરીને એમના ઘણાક નિર્ણયો ભવિષ્યમાં અસ્વીકાર્ય બને એમ લાગે છે. એમના મનમાં અમુક પૂર્વગ્રહ બંધાઈ ગયો, પછી એનાં સમર્થનમાં કોઇ પણ કૃતિની વાચનાને કે બીજાં કોઇ પણ પ્રમાણને ઊલટસૂલટ કરવામાં એમને જરા પણ સંકોચ રહેતો

---

૧. એમણે કરેલા બધા વિષયના બધા જ મહત્ત્વના નિર્ણયોની એક સૂચિ બનાવીને મેં અન્યત્ર પ્રસિદ્ધ કરી છે. [જુઓ 'ઊર્મિ,' ચ૬ ૩જું, કિરણ ૭મું, આંક૫૬, ૧૯૯૦] એ સૂચિ એ એમના લેખસંગ્રહના અન્તમાં સમાવાય અથવા પૂર્તિ રૂપે જુદી છપાવાય તો અભ્યાસકોને ઉપયોગી નીવડવાનો સંભવ મને લાગે છે.

નહીં. પણ એમણે બતાવ્યો છે તેવો બેલગામ તર્કવિલાસ શાસ્ત્રીય સંશોધનમાં ચાલી શકે નહીં. હું જાણું છું કે લબ્ધકીર્તિ વિદ્વાનને વિશે આવાં વચનો લખવામાં પ્રાગલ્ભ્ય છે, પણ એમની તર્કપદ્ધતિ અને તેનાથી બંધાએલા એમના નિર્ણયોનાં ચિરપરિશીલન પછી મારે આ મત જ ઉચ્ચારવો પડે છે કે જ્યાં જ્યાં એમનો તર્ક સંયમમાં રહ્યો છે ત્યાં પરિણામ સુન્દર આવ્યું છે, પણ જ્યાં જ્યાં એ તર્કવિલાસમાં ઊતરી પડ્યા છે ત્યાં પરિણામ અસુન્દર જ આવ્યું છે.

ઉપર યાદી કરી છે તેમાંથી 'એશિયાઈ હૂણો' અને 'કવિ ધોયી અને તેનું કાવ્ય' એ બે લેખોમાં તો પ્રાપ્ત સાધનો ઉપરથી સુસંબદ્ધ નિબંધો તૈયાર કરાયા છે, તેથી સંશોધનની દૃષ્ટિએ એનું ખાસ મહત્ત્વ નથી. 'એશિયાઈ હૂણો'માં નોંધપાત્ર સ્વતંત્ર નિર્ણય એક જ છે કે મ્હેરૌળી લોહસ્તમ્ભનો ચન્દ્ર તે પહેલો ચન્દ્રગુપ્ત (બીજો નહીં) હતો અને એમાં ઉલ્લેખેલ બાહ્લિક તે પંજાબ નહીં પણ બલ્ખ. આ લેખનો ચન્દ્ર કોણ છે તેના વિશે તો હજી પણ મતભેદ પ્રવર્તે છે. 'ચક્રવર્તિકવિ હર્ષને નામે ચડેલાં સ્તોત્ર,' 'લલિતેન્દુગુફાનો લેખ અને કુમારપર્વત,' 'ઉપાહરણનો રચનાકાળ,' 'રખીદાસનું વંશવૃક્ષ,' 'માર્કંડેયપુરાણનું કર્તૃત્વ' અને 'કવિ દયારામ વિશે કંઈક'—એટલા લેખો ગૌણ મહત્ત્વના છે એટલે એની વીગતોમાં અહીં નહીં ઊતરું. 'ગ્રીક અને સંસ્કૃત નાટકો'ના લેખમાં ગ્રીક નાટકની અસર સંસ્કૃત નાટક ઉપર થઈ નથી એવો નિર્ણય તેમણે બાંધ્યો છે[2] તેમ જ 'નાટકની પ્રાચીનતાનું દિગ્દર્શન'માં સંસ્કૃત નાટકનો ઉદ્ભવકાળ ઈ. સ. પૂ. ૮-૯મા સૈકામાં હતો એવો મત બાંધ્યો છે. ગ્રીક નાટકનું તાત્ત્વિક સ્વરૂપ તેમ જ સંસ્કૃત નાટકનું તાત્ત્વિક સ્વરૂપ તપાસીને એ બન્નેને સરખાવીને એમણે

---

૨. એ નિર્ણય, સંસ્કૃત નાટકની ઉત્પત્તિ પરત્વે તો મને પણ ખરો લાગે છે પણ સંસ્કૃત નાટકના વિકાસના કોઈ પણ કાળે એના ઉપર પરદેશી અસર થઈ નહીં હોય એમ કહેતાં પહેલાં જરા વિચારવું પડે એમ છે. દા. ત. ઍરિસ્ટૉટલ ટ્રૅજડીની વ્યાખ્યા imitation of action આપે છે અને ધનંજય નાટ્યની વ્યાખ્યા अवस्थानुकृतिः આપે છે [ અહીં અવસ્થા એટલે action જ છે. ] તેને આકસ્મિક જ ગણવું કે કેમ?

એવો નિર્ણય આપ્યો છે કે ગ્રીક નાટકમાં નથી મળતાં એવાં કેટલાંક અગત્યનાં તત્ત્વો સંસ્કૃત નાટકોમાં મળે છે તેથી સંસ્કૃત નાટક ગ્રીક નાટકની અસર તળે-ઉદ્દભવ્યું એમ કહી શકાય નહીં. આવી જાતની તાત્ત્વિક તુલના કરીને આવો નિર્ણય બાંધનાર એ પહેલા જ હતા. હવે આજે તો લગભગ બધા જ એમ માને છે કે બન્ને નાટકોનો ઉદ્દભવ સ્વતંત્ર હતો. સંસ્કૃત નાટકની પ્રાચીનતા બતાવતાં આપણા આ સંશોધકે આખ્યાનદર્શનનો (એટલે કે દૃશ્ય નાટકનો) સમય આખ્યાનશ્રવણના (એટલે કે શ્રવ્ય કાવ્યના) સમય પછી એક સદીએ મૂક્યો છે અને બન્ને વચ્ચે કાર્યકારણભાવ કલ્પ્યો છે. મને પોતાને એ બન્ને કલાઓનો ઉદ્દભવ સ્વતંત્ર લાગે છે, પણ એ મતભેદનો વિષય છે, સંશોધકના પદ્ધતિદોષનો નથી.

આ બે છેલ્લા લેખોમાં એમનો તર્ક જરા કલ્પનાએ ચડે છે ખરો પણ અન્તિમ નિર્ણયોને સદોષ બનાવે એટલી હદ સુધી એ પહોંચતો નથી. પણ 'સ્વપ્નવાસવદત્તા ઉપર નવો પ્રકાશ,' 'પ્રતિમાનું લુપ્ત અંગ' અને 'યુગપુરાણનાં ઐતિહાસિક તત્ત્વ'–એ ત્રણ લેખોમાં એમનો તર્કવિલાસ પૂરબહારમાં ભભકી ઊઠે છે અને એમના નિર્ણયોને સદોષ બનાવે છે. માત્ર હકીકત ઉપર જ જેનું મંડાણ છે એવા ઇતિહાસસંશોધનના વિષયમાં તર્કને પણ અવકાશ છે, પણ એને મર્યાદા છે; તો પ્રાચીન પુસ્તકોની વાચનાની પુનર્ઘટના કરવામાં તર્કને જે અવકાશ છે તેની મર્યાદા તો એથી યે વધુ છે. પરન્તુ આ મર્યાદાને સદ્દગતે ઘણી જ ધૃષ્ટતાપૂર્વક હંમેશાં ધુત્કાર્યા કરી છે.[1] એમની સંશોધનપદ્ધતિનું આ એક મોટું દૂષણ છે. કોણ જાણે કેમ, પણ એમણે પ્રતિપાદિત કરેલાં બધાં જ પુસ્તકોનાં પાઠસંશોધનમાં એમણે તર્કના

[1] રાધહરિકાસત્યસામાખ્યાનની એક પણ હાથપ્રત મળતી નથી છતાં પણ મુદ્રિત વાચનાનું સંશોધન કરવાનું તો એમને જ સૂઝે. જ્યાં એક પણ પ્રત મળતી નથી ત્યાં પાઠાન્તરની તો વાત જ ક્યાંથી હોય ? છતાં પોતે ધાર્યું કે મૂળ પાઠ આમ હોય, તેથી એની આખી વાચના પુનર્મુદ્રિત કરવી એમાં વાઙ્મયિક વિવેચનની દૃષ્ટિએ કદાચ યોગ્યતા ગણાય, પણ સંશોધનની દૃષ્ટિએ તો એ નરી ધૃષ્ટતા જ છે. આવાં માનસવાળા આપણા કોઇ ઉત્સાહી સંશોધકે જ પ્રેમાનન્દદશમાદિની સંશયાસ્પદ કૃતિઓ રચીને આપણું ગૌરવ ઊજળવાનું ધારી ધાર્યું હશે.

ઘોડાને છૂટલગામ ધસવા દીધો છે, અને પરિણામ કોઈક જગ્યાએ સુન્દર આવ્યું હશે પણ ઘણીખરી જગ્યાએ તો, શુદ્ધ તર્ક પાસે એમના નિર્ણયો ન ટકી શકે એવું જ આવ્યું છે.

## સ્વપ્નવાસવદત્તા

'સ્વપ્નવાસવદત્તા ઉપર નવો પ્રકાશ' લઈએ. આમાં સ્વપ્નવાસવદત્તાની વાચનાની બે સ્થળે સ્વતંત્રે પુનર્ઘટના કરી છે. જુદા જુદા પ્રાચીન આલંકારિકોએ પોતાના કાવ્યાલંકારના ગ્રન્થોમાં સ્વપ્નવાસવદત્તામાંથી કેટલાક અવતરણો આપ્યાં છે; તેમાંના કેટલાક શ્લોકો મૂળની વાચનામાં હોય એ સંભવિત છે એમ એમનું માનવું છે. એટલે સુધી તો ઠીક છે. પણ નાટ્યદર્પણમાં અવતારેલ પાદાક્રાન્તાનિ૰ વાળો શ્લોક જે સ્થળે સંભવિત છે તે સ્થળ બતાવતાં એમણે ત્યાંની ઉક્તિઓનો ઘણો મોટો વ્યુત્ક્રમ કરી નાખ્યો છે તે નિષ્પ્રયોજન છે એમ મને લાગે છે. પૃ. ૨૧૨–૧૩ ઉપર તેમણે મૂળમાંથી નવ ઉક્તિઓ ઊતારી છે, અને પછી એ શ્લોકનું સ્થાન નક્કી કરવાને માટે એને અવળસવળ કરી નાખી છે. લંબાણભયે અહીં એ ભાગ ઉતારતો નથી પણ મારે કહેવું જોઈએ કે મૂળ વાચના જેમ છે તેમ રાખીએ તોપણ પાદાક્રાન્તાનિ૰ શ્લોક રાજાની अहो विचित्रता कुसुमस्य वसन्तकस्य વાળી ઉક્તિ પછી ખુશીથી મૂકી શકાય તેમ છે. પણ એમને ઉક્તિઓ અવળસવળ કરવાનું મુખ્ય કારણ, વિદૂષક બેઠા પછી તરત જ ઊઠે છે અને એટલી એક ક્ષણમાં એને એટલો બધો તાપ ન લાગી જાય કે એ સ્થાનાન્તર કરવાનું કહે તે છે. પણ उपविश्योत्थाय જેવી નાટ્યસૂચિથી જ કાલવહનનું સૂચન થાય છે. અને નાટકકાર એવી ભૂલ ન કરે એવું પણ નથી. આપણી દૃષ્ટિએ જે ભૂલ લાગે તે બીજાને સૂઝે પણ નહીં એવો સંભવ છે. અહીં જે વસ્તુસ્થિતિનો વાંધો લેવાયો છે તે તો પ્રાચીનકાળમાં વ્યવસ્થિત નાટ્યગૃહનો અભાવ હતો તેને આભારી લાગે છે.[1] એવી જાતની વિચિત્રતા પ્રાચીન સંસ્કૃતમાં બીજે પણ નજરે પડે છે. એટલે, હાથપ્રતના આધાર વગર કલ્પનાથી જ આ ઉક્તિઓને અવળસવળ કરવામાં કોઈ પણ જાતની યોગ્યતા નથી, એવો જ

---

૧. મારા The Types of Sanskrit Drama નામે પુસ્તકમાં સંસ્કૃત નાટકની આવી વિચિત્રતાના દૃષ્ટાન્તો આપ્યા છે. જુઓ, પૃ. ૭૯–૮૦ પાદનોંધ.

દાપ. પૃ. ૨૧૬-૧૭ ઉપર આવેલી ઉક્તિઓની પુનર્ઘટના કરવામાં થયો છે, પણ એની વીગતમાં અહીં નહીં ઊતરું.

'પ્રતિમાનું લુપ્ત અંગ'ના લેખમાં તો સંશોધક તર્કવિલાસે નહીં, કલ્પનાવિલાસે ચડ્યા છે. એમાં તર્કનો પાયો પણ નથી. ભાસનાં પ્રતિમાનાટકનો સૂક્ષ્મ અભ્યાસ કરતાં અભ્યાસકને એમ લાગ્યું કે એના પાંચમા અંકના આરમ્ભ પહેલાં ભાસે એક પ્રવેશક વિષ્કમ્ભક મૂકયો હશે, પણ મુદ્રિત વાચનામાં કે એનાં જાણીતાં પાઠાન્તરોમાં કયાં ય એ પ્રવેશક કે વિષ્કમ્ભક માટે આધાર મળતો નથી છતાં એમને તો ખાતરી જ થઈ ગઈ હતી કે ત્યાં એ પ્રવેશક કે વિષ્કમ્ભક જોઈએ જ. એનાં જ રટણમાં એક દિવસ એ સ્વપ્નસ્થ થયા. સ્વપ્નમાં મેડીનાં પગથિયેથી હાથ લંબાવીને એમને કોઈએ એક ઊધાઈ ખાઈ ગએલ પાનું આપ્યું. બરાબર એ જ પાનામાં એમને જોઈતો હતો તે પ્રવેશક અક્ષરશઃ લખેલો હતો. એ પ્રવેશક માગધીમાં હતો અને તેમાં દશ ઉક્તિઓ હતી. હાંસિયામાં તેની સંસ્કૃત છાયા પણ હતી, પણ એ છાયા એ વાંચે તે પહેલાં જ એમની નિદ્રામાં ભંગ પડ્યો. સદ્‌ભાગ્યે જાગતાવસ્થામાં પણ એમને એ દશે પ્રાકૃત ઉક્તિઓ યાદ રહી ગઈ. તેને એમણે કાગળમાં ઉતારી લીધી, અને બહુ જ ગંભીર ભાવે એ સ્વપ્ન-પ્રવેશકને એઓ આપણી પાસે મૂળ પ્રવેશક તરીકે રજૂ કરે છે. પ્રતિમાના પાંચમા અંક પહેલાં કવિએ પ્રવેશક મૂકયો હોય તો એ સંભવિત છે, પણ એ ન યે મૂકયો હોય. કેશવલાલ ધ્રુવે પોતે જ નોંધ્યું છેઃ "અંકની સરખામણીમાં આ અર્થોપક્ષેપક ગૌણ છે અને ગૌણ છે માટે જ તે ખોવાયો તે હેવામાં આવ્યો નથી. રામકથા જેવા જગજાણીતા મહાખ્યાનના આધારે રચાયલા નાટકમાં નાટકકાર પોતે જ વસ્તુનો સમન્વય સાચવી ઉપકથા ખુશીથી છોડી દે છે, સમગ્ર પ્રયોજ્ય વસ્તુ અંકોમાં વ્હેંચી દીધું હોય છે, એટલે સૂચ્ય વસ્તુના દર્શનનો અર્થોપક્ષેપક લહિયાએ સરતચૂકથી તજી દીધો હોય, તો અંકો ઉપર લક્ષ રાખનારના જાણ્યામાં આવતું નથી." અર્થોપક્ષેપક ગૌણ છે તેથી જેમ લહિયાએ તજી દીધો હોય તેમ લેખકે એ લખ્યો પણ ન હોય. રામાયણ જેવા અતિપ્રસિદ્ધ ગ્રન્થની સામાન્ય બધી જ વીગતો તે કાળના સમાજને જાણીતી હોય જ. એમાં એમ લાગે કે અમુક

પ્રસંગનું સૂચન અર્થોપક્ષેપક દ્વારા કર્યા વગર પ્રકરણસમ્બન્ધ પ્રેક્ષકોથી સમજી શકાશે નહી, ત્યાં જ આવા સૂચ્ય પ્રવેશો નાટકકાર રચે છે. અર્થોપક્ષેપકમાં હોય તે સૂચ્ય વસ્તુ છે; પણ સંસ્કૃત નાટ્યશાસ્ત્ર મુજબ જેમ વસ્તુ પ્રયોજ્ય અને સૂચ્ય હોય તેમ અભ્યૂહ્ય કે ઉપેક્ષ્ય પણ હોય. અને ભાસે આ અર્થોપક્ષેપકમાં કેશવલાલ ધ્રુવે કલ્પેલી વીગતોને અભ્યૂહ્ય ગણી તજી દીધી હોય તો તે તદ્દન સંભવિત છે. મનોવિશ્લેષણના અભ્યાસીઓને તો એ જાણીતું જ છે કે જે બાબતનું રટણ કરતા હોઇએ તે બાબત સ્વપ્નમાં કે તંદ્રામાં ઘણી વાર આપણી પાસે પ્રત્યક્ષ થાય છે. આવી વાતોને સિદ્ધ ગણી કાઢવામાં કોઈ પણ જાતની શાસ્ત્રીય પદ્ધતિ રહી જ નથી.

## યુગપુરાણનું ઐતિહાસિક તત્ત્વ

આવી અશાસ્ત્રીય અને કેવળ તર્કવિલાસી પાઠનિર્ણયપદ્ધતિથી ઉપરના દષ્ટાન્તોમાં બહુ મોટી હાનિ થઈ નથી પણ ' યુગપુરાણના ઐતિહાસિક તત્ત્વ '-માં તો આ પદ્ધતિથી ઘણું જ અનિષ્ટ પરિણામ આવે એવું થયું છે. અલબત્ત, એ લેખ અંગ્રેજીમાં લખાયો નથી એટલે ગુજરાત બહાર એના નિર્ણયો બહુ જ ઓછાને જાણીતા થયા હશે, પરંતુ વખતસર ચેતવણી ન મળે તો ખોટો સિક્કો ચલણી થઈ જવાનો ભય છે તેથી તથા એની મૂળ વાચના હિન્દના પ્રાચીન ઇતિહાસ ઉપર બહુ જ મહત્ત્વનો પ્રકાશ નાખે છે તેથી કંઇક વીગતમાં ઊતરીને વિસ્તારદોષ વહોરીને પણ અહીં હું એની ચર્ચા કરું છું.

ગર્ગસંહિતા નામે જ્યોતિષગ્રન્થના છેડે યુગપુરાણ નામે એક પ્રકરણ આવે છે. એ મૂળ અધ્યાય તો લાંબો છે, પણ એમાંથી જેટલો વિભાગ ઐતિહાસિક છે. તેને સ્વ. કાશીપ્રસાદ જાયસ્વાલે મૂળ બે હાથપ્રતો ઉપરથી પ્રસિદ્ધ કર્યો હતો. જાયસ્વાલે પ્રસિદ્ધ કરેલી વાચનામાં કુલ ૧૧૫ શ્લોકાર્ધો છે. એના વિશે કેશવલાલ ધ્રુવ લખે છે: " મૂળ વાચના એકસો પંદર શ્લોકાર્ધની બનેલી છે, તેમાંની બાર જ પંક્તિ શુદ્ધ છે. બીજી બધી ભ્રષ્ટ છે! એમાં અનેક પદો, અનેક ચરણો અનેક શ્લોકાર્ધો અવળસવળ થયેલાં જોવામાં આવે છે. " આવાં મન્તવ્યથી એ વાચનાને એ શુદ્ધ કરવા માંડે છે અને પરિણામે નીચે મુજબ વાચના ગોઠવે છે. મૂળના શ્લોકાર્ધ ૧ થી ૨૧ સુધી એમ ને એમ પછી મૂળનો શ્લોકાર્ધ ૪૧, પછી ૮૦ થી ૮૨, પછી ૪૨ થી

પર, પછી ૮૩-૯૩, પછી ૧૦૬ થી ૧૦૯, પછી ૬૧ થી ૬૯, પછી ૧૧૦, પછી ૭૧ થી ૭૮, પછી ૫૩ થી ૫૫, પછી ૫૬, પછી ૫૭, પછી ૧૦૪ ને ૧૦૫, પછી ૬૪, પછી ૫૮ થી ૬૦, પછી ૯૪ થી ૧૦૩, પછી ૨૭-૩૩, પછી ૩૬-ને ૩૭, પછી ૭૫, પછી ૪૧, પછી ૩૮, પછી ૪૦, પછી ૧૧૩ થી ૧૧૫ અને પછી ૧૧૧ ને ૧૧૨. મૂળના ૧૧૫ શ્લોકાર્ધને એમણે આવી રીતે ગોઠવ્યા છે. મૂળની આવી વિકૃતિ કરવાને માટે કોઈ પણ હાથપ્રતનો આધાર નથી. આજના જાણીતા ઇતિહાસના ક્રમથી મૂળ વાચનામાં વર્ણવેલો ક્રમ થોડોક જુદો છે એ કારણને લીધે આજના જાણીતા ક્રમની સાથે બરાબર ગોઠવાઈ જાય એવી ગોઠવણી એમણે કરી છે. પણ હાથપ્રતના આધાર વગર પાઠયોજનામાં આટલી બધી છૂટ લઈ શકાય જ નહીં. એમ પણ કેમ ન બને કે આજના ઐતિહાસિકોએ ગોઠવેલો ક્રમ ખોટો હોય અને યુગપુરાણનો ક્રમ સાચો હોય?

જાયસ્વાલે પોતાની વાચના બે હાથપ્રતો ઉપરથી નિરધારી છે. એક હાથપ્રત એશિયાટિક સોસાયટી ઓફ બેંગાલની હતી અને બીજી ગવર્મેન્ટ સંસ્કૃત કૉલેજ બનારસની હતી. આ બન્ને ઉપરથી નિર્ધારેલી વાચના જાયસ્વાલે છાપી છે. જાયસ્વાલની છાપેલી વાચના મેં જોઈ નથી પણ એ વાચનાને કેશવલાલ ધ્રુવે પુનર્મુદ્રિત કરી છે. એ પુનર્મુદ્રિત મૂળ વાચનાને હું મારી પાસે એક બીજી હાથપ્રત છે તેની સાથે સરખાવી ગયો છું. મારી પાસે વૃદ્ધગાર્ગી નામે એક જ્યોતિષગ્રન્થની હાથપ્રત છે. તેમાં કુલ ૧૯૬ અધ્યાય છે. તેના ૧૧૩ મા અધ્યાયનું શીર્ષક સ્કન્દપુરાણ છે. આ સ્કન્દપુરાણ અને ઉક્ત ગર્ગસંહિતાનું યુગપુરાણ એક જ છે. મારી પાસેની હાથપ્રતમાં સ્કન્દપુરાણના કુલ ૧૧૫ આખા શ્લોકો અને એક શ્લોકાર્ધ એટલે કુલ ૧૧૫½ શ્લોકો છે. તેમાંથી પહેલા ૩૭ અને છેલ્લા ૨૫ એમ કુલ ૬૨ શ્લોકો જાયસ્વાલે તજી દીધા છે. વચલા ૩૭ થી ૯૦ શ્લોકો જાયસ્વાલે છાપેલા શ્લોકો જ છે. આ ૩૭ થી ૯૦ શ્લોકોના એટલે કે ૫૪ શ્લોકોના ૧૦૮ શ્લોકાર્ધો થાય તે જાયસ્વાલની વાચનામાં મળે છે, જ્યારે સાત શ્લોકાર્ધો જાયસ્વાલની વાચનામાં વધારે મળે છે. આ વધારાઓ જાયસ્વાલના શ્લોકાર્ધ સંખ્યાંક ૧૮, ૧૯, ૩૦, ૩૧, ૩૯, ૬૫ અને ૬૬ છે. આ વધારાઓમાંથી

ખાસ અગત્યના ૬૫ અને ૬૬ એ જ છે. પણ મારે કહેવું જ જોઇએ કે મારી પાસેની પ્રતની વાચના કેટલીક જગ્યાએ જાયસ્વાલની વાચના કરતાં વધુ સારી છે, છતાં એકંદરે જાયસ્વાલે મુદ્રિત કરેલા પાઠો મારી હાથપ્રતના પાઠો કરતાં ઘણી જગ્યાએ વધારે સારા છે, પણ આ વાત ભવિષ્યમાં હું એ આખો યે અધ્યાય પ્રસિદ્ધ કરીશ ત્યારે ચર્ચીશ. હમણાં મારું કહેવાનું એ છે કે આવી રીતે બંગાલમાંથી, સંયુક્તપ્રાન્તમાંથી અને કાઠિયાવાડમાંથી મળતી જુદી જુદી હાથપ્રતોની વાચના શ્લોકોના ક્રમ પરત્વે . સત્વ મળતી આવે છે; છતાં કોઇ પણ જાતના લેખિત આધાર વગર માત્ર પૂર્વપ્રસિદ્ધ મતનાં સમર્થન અર્થે ઉપર મેં દર્શાવ્યો છે તેવો પાઠવ્યુત્ક્રમ કરી નાખવો એને કુતૂહલોત્સાહજનિત મર્યાદાતિક્રમ સિવાય બીજું શું કહેવાય ? પણ આ વાતને જરા વધુ સ્પષ્ટ કરું.

યુગપુરાણમાં નીચેના ક્રમમાં ( જાયસ્વાલે પ્રસિદ્ધ કરેલી મૂળ વાચનાના ક્રમ પ્રમાણે ) નીચેની ઐતિહાસિક વીગતો મળે છે.

( ૧ ) પરિક્ષિત્ અને જનમેજયની વાત લખ્યા પછી પુરાણકાર નોંધે છે કે કલિયુગમાં શિશુનાગવંશનો ઉદાયી થશે તે પુષ્પપુરની સ્થાપના કરશે.

( ૨ ) એ પુષ્પપુરમાં પછીથી શાલિશૂક નામે રાજા થશે તે દુષ્ટાત્મા અને અધાર્મિક રાજા પછીથી પોતાના જ્યેષ્ઠ ભાઈ કેતાને ( સંપ્રતિને ? ) રાજ્ય ઉપર સ્થાપશે.

( ૩ ) પછી યવનો સાકેત, પાંચાલ અને મથુરા ઉપર આક્રમણ કરશે અને ઠેઠ કુસુમધ્વજ ( પુષ્પપુર ) સુધી પહોંચશે ત્યારે બધો મુલક આકુલવ્યાકુલ થઈ જશે. પ્રજા વર્ણસંકર બનશે અને ઠેર ઠેર અનીતિ પ્રવર્તશે.

( ૪ ) પણ આતર્વિગ્રહને લીધે આ યવનો મધ્યદેશને લાંબો વખત પોતાના કબજામાં રાખી શકશે નહીં.

( ૫ ) આ યવનોના પરિક્ષય પછી, સાકેતમાં સાત રાજાઓ થશે. એમના અમલ નીચે પૃથ્વી આખી દુઃખ પામશે અને રક્તની નદીઓ ચાલશે.

આ બધા રાજાઓ અગ્નિવૈશ્યો સાથે (?) લડતાં યુદ્ધમાં ક્ષય પામશે.

( ૬ ), પછી એક શકરાજા થશે, પણ એ શકો બધા કોઈ એક રીતે તો કોઈ બીજી રીતે, હણાઇ જશે

( ૭ ) એ શકરાજાના નાશ પછી પુષ્પપુર શૂન્ય અને બીભત્સ બનશે, પછી

ધનને માટે મોટું યુદ્ધ થશે અને પછી પુષ્પપુરમાં અમ્લાટ રાજા થશે. એના પછી નીચે મુજબ રાજાઓ થશે. અમ્લાટ પછી ગોપાલ, પછી પુષ્પક, પછી સવિલ કે સવિપુલ પછી વિકુયશા કે વિદ્વકયશા (બ્રહ્મણરાજ) એમ રાજાઓ થશે.

અને પછી વળી પુષ્પપુરની પડતી થશે.

( ૮ ) પછી ભદ્રાયક કે ભદ્રપક નામે દેશમાં અગ્નિમિત્ર નામે રાજા થશે. અને એ રાજા કન્યા માટે બ્રાહ્મણો સાથે ઘોર વિમર્દ કરશે. પછી એક અગ્નિવૈશ્ય રાજા થશે, એ વીશ વર્ષ રાજ્ય કરશે. પછી વળી બીજો અગ્નિવૈશ્ય રાજા થશે, તે શકો સાથે લડશે.

( ૯ ) અને પછી પૃથ્વી સ્ત્રીપ્રધાના બનશે, કેમ કે સમસ્ત ક્ષય તે વખતે થશે. સ્ત્રીઓ જ બધો વ્યવહાર કરશે અને પુરુષો બધા રક્તવસ્ત્ર ધરીને ગૃહકર્મ કરશે.

પછી એક સત્તુવર (?) નામે શક પૃથ્વીનો રાજા બનશે. તે દશ વર્ષ રાજ્ય કરશે.

( ૧૦ ) અને પછી શકો વળી પાછા પૃથ્વી ઉપર ફરી વળશે.

બનાવોના ઉપર આપેલા ક્રમને તપાસતાં યુગપુરાણ પ્રમાણે નીચેના બનાવો નીચેના ક્રમમાં બન્યા હતા.

પહેલાં શૈશુનાગો ( ઉદાયી[1] ), [ પછી નન્દની વાત તો લખી જ નથી ], પછી મૌર્યો ( શાલિશૂક અને સંપ્રતિ ); પછી યવનો પછી સાકેતના સાત રાજાઓ, પછી એક શકરાજા, પછી અમ્લાટ વગેરે મ્લેચ્છ રાજાઓ, પછી અગ્નિમિત્રાદિ શુંગો અને શુંગો પછી એક રાજા અને તેના પછી વળી પાછા શકો. યુગપુરાણ મુજબ, આ રીતે મૌર્યો પછી મરણાર્યા શુંગો નથી આવતા, પણ મૌર્યો અને શુંગોની વચમાં યવનો શકરાજા અને મ્લેચ્છોનું આધિપત્ય સ્થપાય છે. આ યવનાદિના નાશ પછી શુંગસામ્રાજ્ય આવે છે. પણ શુંગો પછી તરત જ કાણ્વો નથી આવતા. શુંગો પછી, યુગપુરાણ મુજબ એક રાજા અને પછી શકો આવે છે અને પછી કદાચ કાણ્વો આવે પણ એના વિશે યુગપુરાણમાં કંઇ ઉલ્લેખ નથી. આવો યુગપુરાણનો ક્રમ છે, પરંતુ જાણીતાં બધાં પુરાણોમાં મૌર્યો પછી તરત જ શુંગો અને શુંગો

[1] જાયસ્વાલની બન્ને પ્રતોમાં 'ઉદધી' એવું નામ મળે છે છતાં એ નામ "ઉદાયી" હોવું જોઇએ એવો કેશવલાલ ધ્રુવનો તર્ક સાર્થક છે, કેમ કે મારી હાથ-પ્રતમાં 'ઉદાયી' એવું નામ મળે છે.

પછી તરત જ કાણ્વો આવે છે, જ્યારે યુગપુરાણ મુજબ તો મૌર્યો અને શુંગો વચ્ચે તેમ જ શુંગો અને કાણ્વો વચ્ચે પરદેશી સત્તા આવી જાય છે. આવો ક્રમ આપણા ઇતિહાસવિદોને માન્ય નથી તેમ જાણીતો પણ નથી. તેથી જાણીતા ક્રમને લક્ષમાં રાખીને એને અનુકૂળ થાય તેવી રીતે કેશવલાલ ધ્રુવે આ ૧૧૫ શ્લોકાર્ધોને ઊલટસૂલટ કરી નાખ્યા છે. એટલે કે યવનાદિનાં આક્રમણો શુંગરાજ્યકાળ અને કાણ્વરાજ્યકાળ દરમ્યાન આવી ગયાં હતાં એમ બતાવવાને માટે એમણે આ પાઠવ્યુત્ક્રમ કર્યો છે.

આજનાં આપણાં પ્રમાણિત ઇતિહાસજ્ઞાનનાં ચોકઠામાં યુગપુરાણમાં આપેલો ક્રમ બંધબેસતો નથી એટલા જ કારણે એની વાચનાને ઊલટસૂલટ કરી નાખવી એ તો પાઠસંશોધનના તાત્ત્વિક નિયમોનું ઉલ્લંઘન જ છે. આવા પ્રસંગોએ જવાબદાર સંશોધક પાઠ તો એનો એ જ રાખે અને બહુ તો ટિપ્પણાદિમાં નોંધે કે આ નવો ક્રમ બીજે ક્યાંય જાણીતો નથી; પરન્તુ આપણા આજના ઐતિહાસિકોને જાણીતો નથી તેમ જ પુરાણોમાં એ મળતો નથી છતાં, યુગપુરાણનો ક્રમ સાચો છે એમ મારું ધારવું છે. ગ્રીક પ્રવાસી એરિયનના એક ઉલ્લેખ પ્રમાણે પ્રાચીન ભારતીય ઇતિહાસમાં, સિકંદરની ચડાઇ પહેલાં ત્રણ 'રિપબ્લીકન' ગાળા આવી ગયા છે. આ રિપબ્લીકનનો અર્થ પ્રજાસત્તાક રાજ્ય નથી, પણ એ ગાળા દરમ્યાન મુખ્ય રાજ્યસત્તા પરદેશીઓના હાથમાં ચાલી ગઈ હતી એમ છે. મેં અન્યત્ર[2] બતાવ્યું છે કે આ ત્રણ ગાળાને આપણાં પુરાણો પણ સૂચક રીતે સ્વીકારે છે અને એ ગાળાઓ અનુક્રમે ૩૫૦, ૩૦૦ અને ૧૨૦ વર્ષના હતા. વળી મેં એમ પણ સૂચવ્યું છે કે આ ત્રણ ગાળામાંથી પહેલો ૩૫૦ વર્ષનો ગાળો શૈશુનાગો અને નન્દો વચ્ચે આવી ગયો હતો, અને બીજા બે ગાળાઓ વિશે હું ત્યાં કંઇ નિશ્ચિત કહી શકયો નથી છતાં મેં ત્યાં સૂચન કર્યું છે કે એ બે ગાળા મૌર્યો અને કાણ્વોના અંત સુધીના સમયમાં આવી ગયા હોવા જોઇએ.

---

૨. પુના ઓરિએન્ટાલિસ્ટના ઓકટો-જાન્યુઆરી(૧૯૪૨-૪૩)ના અંકમાં મેં કલિયુગોના રાજવંશો વિશે એક લેખ છપ્યો છે તેમાં મેં આ વાતને ખૂબ વીગતવાર સમજાવી છે, તેથી જેમને એમાં રસ હોય તેમને એ લેખ જોઇ લેવા વિનંતિ છે.

આ ઉક્ત્રી વાતને યુગપુરાણનો ઉપરનો ક્રમ પુરવાર કરે છે. યુગપુરાણ મુજબ મૌર્યો અને શુંગો વચ્ચે યવનાદિનો ગાળો હતો અને શુંગો અને કાણ્વો વચ્ચે શકાદિનો ગાળો હતો. યવનાદિનો ગાળો તે એરિયનનો ૩૦૦ વર્ષનો ગાળો અને શકાદિનો ગાળો તે એરિયનનો ૧૨૦ વર્ષનો ગાળો એમ હવે સ્પષ્ટ થાય છે. આથી વધુ આ વિષયને અહીં ચર્ચવો ઇષ્ટ નથી. પણ આમ છે તેથી યુગપુરાણની વાચનાનો ક્રમ ખોટો નથી એમ સિદ્ધ થાય છે; ઊલટું, એ ક્રમ તો આપણા પ્રાચીન ઇતિહાસની ખોવાએલી બે કડીઓ બહુ જ યથાર્થ રીતે સાંકળી આપે છે. હાથપ્રતના જરા ય આધાર વગર, આટલો જબરો પાઠવ્યુત્ક્રમ કરવો તે પાઠસંશોધનની કોઇ પણ પદ્ધતિને માન્ય ન હોય એટલું જ મારે બતાવવું છે અને હું ધારું છું કે આ વાત ઉપરની ચર્ચાથી બરાબર પુરવાર થાય છે. આવી સ્વૈરવિહારી વાક્સંશોધનપદ્ધતિ એમનાં લખાણમાં એક મોટા દૂષણરૂપ છે અને એથી એમના ઘણાક નિર્ણયો વ્યભિચરિત ( vitiated ) બન્યા છે.

## રીતિતંત્ર અને પદ્ધતિ

કેશવલાલ ધ્રુવ પંડિત હતા, પણ એમનું પાંડિત્ય શુષ્ક નહોતું, રસિક હતું એટલું કહેવામાં એમનું આખું રીતિતંત્ર સૂચવાઇ જાય છે. અલંકારમાં કે કાવ્યમાં, ભાષાશાસ્ત્રમાં કે છન્દઃશાસ્ત્રમાં, ઇતિહાસમાં કે સંશોધનમાં એમની દૃષ્ટિ બધે જ પંડિતની છે. પંડિતની પેઠે એ કોઇ પણ વિષયનો અભ્યાસ સાંગોપાંગ કરે છે અને પંડિતની પેઠે જ પૂરા પાંડિત્યથી એના વિશે નિર્ણયો બાંધે છે. એથી કરીને સામાન્ય પરંપરાગત પાંડિત્યના જે ગુણદોષ છે તે એમનામાં પણ દેખાય છે. પંડિતમાં હોય તેવી વ્યુત્પત્તિ અને પોતાના નિર્ણયો વિશેનું તેનું સંપ્રતાન એમનામાં હતાં. સાથે જ પંડિતમાં હોય તેવો આત્મભાનપૂર્વકનો મર્યાદાતિક્રમ પણ એમનામાં હતો. ઘટકર્પરનાં ( કે અમરુશતકનાં ) ટિપ્પણમાં તેઓ, નાયિકાપ્રકાર, રસભાવાદિ અલંકારભેદાદિ તેમ જ વૃત્તાદિની ઝીણવટમાં ઊતરી પડે છે ત્યારે કોઇ પ્રખર સંસ્કૃત પંડિત ઉત્તમ કાવ્યને સટીક કરતો હોય તેવી જ એમની રીતિ બની જાય છે. કાવ્યના રસ સમજવામાં અને સમજાવવામાં એમની રસિકતા પદેપદે વ્યક્ત થાય છે, પણ એ રસિકતા પાંડિત્યમંડિત છે એટલે કે, એ

રસિકતા પણ પંડિત જ સમજે એવી છે.

એમને કોઇ પણ વિષયમાં મૌલિક સિદ્ધાન્તો સ્થાપવાનો શોખ લાગતો નથી, પણ પ્રચલિત સિદ્ધાન્તોને વ્યવસ્થિત કરવાનું અને એની પુનર્ઘટના કરતાં જરૂર પડે તેવા નિર્ણયો બાંધવાનું એમનાં માનસને ખાસ પ્રિય છે. વિષયના ભેદપ્રભેદો પાડીને એ દરેકનાં લક્ષણો બાંધીને આખા વિષયને મર્યાદિત કરવાની અને વ્યવસ્થિત કરવાની એમની પદ્ધતિ મમ્મટાદિ પંડિતો-ને સ્મરાવે તેવી છે. વાગ્વ્યાપારનો નિબંધ જુવો કે પદ્યરચનાના પ્રકારોનો નિબંધ જુવો—એ બન્ને વિષયની એમણે એવી તો વ્યવસ્થિત માંડણી કરી દીધી છે કે હવે પછીના એ વિષયના અભ્યાસકોને પરિભાષાની અંધાધુંધી-માં અટવાવું નહીં પડે. ગુજરાતમાં અભ્યાસનાં અનેક ક્ષેત્રોનાં પરિભાષાની અરાજકતા અભ્યાસકોને ખૂબ નડે છે, તેવા વખતમાં કોઈ પણ વિષયની પરિભાષાને નિશ્ચિત કરી વિષયનું વ્યવસ્થિત સ્થાપન કરનારનો ઉપકાર કંઇ જેવો તેવો ન કહેવાય. કોઇ પણ વિષયમાં મૌલિક પ્રમાણભૂત સિદ્ધાન્તો સ્થાપનારનું જેટલું મહત્ત્વ છે તેટલું જ કે કદાચ તેથી પણ થોડું વધુ મહત્ત્વ એ સિદ્ધાન્તને પ્રભેદાદિથી તેમ જ લક્ષણાદિથી વ્યવસ્થિત કરનારનું છે. કાવ્યશાસ્ત્રમાં જેટલું મહત્ત્વ આનન્દવર્ધનનું છે તેટલું જ મમ્મટનું છે. નિશ્ચિત અને સર્વપ્રમાણિત પરિભાષાના અભાવે વિવેચન પાંગળું બની જાય છે. તેથી જ કેશવલાલ ધ્રુવ જેવા તેમ જ નરસિંહરાવ જેવા પંડિતોની જરૂર છે. નરસિંહરાવે જેમ ભાષાશાસ્ત્રમાં ઉત્સર્ગાદિ વ્યવસ્થિત કર્યા તેમ કેશવલાલે વાગ્વ્યાપારના ( phonetics ) ઉત્સર્ગાદિને તેમજ છન્દઃશાસ્ત્રના મૂળભૂત પારિભાષિક શબ્દોને વ્યવસ્થિત કર્યા છે. આપણી ભાષા ઉપરનો એમનો આ ઉપકાર નાનોસૂનો નથી.

કોઇપણ વિષયનાં નિરૂપણની એમની રીતિ ઐતિહાસિકની છે. વાગ્વ્યાપારની વાત કરતા હોય કે પદ્યરચનાની, એ તો વેદકાળથી શરૂઆત કરીને તે તે વિષયનો ક્રમિક વિકાસ તપાસે છે અને પછી જ બાંધવા હોય તે નિર્ણયો બાંધે છે. આથી કરીને વિષયનિરૂપણના મોટા ભાગમાં એમની રીતિ સ્પષ્ટ, અર્થદ્યોતક અને આવશ્યક લાઘવયુક્ત હોય છે. વાગ્વ્યાપારનો આખો યે નિબંધ સચોટ લાઘવયુક્ત રીતિનો સુન્દર નમૂનો છે. અલબત્ત

બળવન્તરાય જેટલી ચયબંધન એમની રીતિ નથી, પણ સાથે જ નરસિંહરાવની રીતિમાં જે એક જાતની શિથિલતા અને દીર્ઘસૂત્રીપણું જણાય છે તે પણ એમની રીતિમાં જણાતું નથી. એમની વાક્યરચના સામાન્ય રીતે સ્પષ્ટ વાચ્યાર્થવાળી, બહુ લઘુ નહીં તેમ બહુ દીર્ઘ નહીં એવાં વાક્યોવાળી, પ્રાસાદિક છે. એમનામાં ઓજસ કે માધુર્ય સ્પષ્ટ રીતે વ્યક્ત થતું નથી, તેમ એનો અભાવ એમનામાં છે એવું સાલતું પણ નથી, કેમ જે એમના વિષયને સ્પષ્ટ તરી આવે એવાં ઓજસ કે માધુર્યની જરૂર જ નથી. વિષયાનુરૂપ પ્રસાદ તો એમની રીતિમાં સાર્વત્રિક છે. બાકી તો, રીતિપુરતા એ આલંકારિક છે, એટલે આલંકારિક રીતિ એમનાં સામાન્ય લખાણમાં પણ ઠીક ઠીક ડોકિયાં કરી જાય છે. એમની શબ્દપસંદગી એક કાળે અતિસંસ્કૃતમય ગણાતી હોય તો ભલે, પણ આજે તો એમના શબ્દો અપ્રયુક્ત કે અપરિચિત ક્વચિત જ લાગે તેમ છે. એમનું શબ્દભંડોળ શિષ્ટ શબ્દોનું જ, સાધારણ રીતે, બનેલું છે. પ્રયોગશીલતા[1] કે પ્રયોગખોરી, શું શબ્દપસંદગીમાં કે શું વાક્યરચનામાં કે શું વિષયનિરૂપણમાં, એમનામાં ખાસ દેખાતી નથી. એમનું સમસ્ત માનસ શિષ્ટતાપ્રિય છે, તેથી એમની રીતિ પણ શિષ્ટ છે. વિષયનિરૂપણના અત્યન્તાવેશમાં પણ એમની વાક્યરચનામાં અંગોનો વ્યત્યય થએલો ક્વચિત જ દેખાશે. સ્વારસ્યપૂર્ણ શિષ્ટ નિરૂપણરીતિ એમનું વિશિષ્ટ લક્ષણ છે.

એવા શિષ્ટ સજ્જનના અને પ્રખર પંડિતના લેખોનો આ સંગ્રહ આપણા અભ્યાસકોને જરૂર ઘણો ઉપયોગી નીવડશે. એવા ઉપયોગી સંગ્રહને પ્રગટ કરીને સોસાયટીએ ગુજરાતી વાઙ્મયની અમૂલ્ય સેવા કરી છે એમાં શંકા નથી.[2]

ડોલરરાય રંગીલદાસ માંકડ

---

૧. મેઘદૂતનું પ્રાચીન શૈલીમાં ભાષાન્તર કર્યું છે તેને અને એવી બીજી બાબતોને પ્રયોગશીલતાના નમૂના તરીકે ગણાવી શકાય, પણ અહીં મુખ્ય વક્તવ્ય એ છે કે બીજામાં દેખાય છે તેવી ઉત્કટ પ્રયોગશીલતા એમનામાં નથી, પ્રયોગખોરી તો નથી જ.

૨. આ સમીક્ષાલેખનું 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા'માં (પૃ. ૨૬૮) આપેલું અવતરણ અભ્યાસીઓએ, "માનસી: ડિસેંબર-૧૯૪૪" એ શબ્દો ત્યાં છાપીને હવે સુધારી લેવું રહ્યું.—સં. માનસી.

## 'જીવનના સાવધાન વૈજ્ઞાનિક'

ગાંધીજીની આત્મકથા ( ૭મી આવૃત્તિ ). રૂ. ૬

લેખક અને વાંચકવર્ગ બન્નેને નજરમાં રાખતાં "સત્યના પ્રયોગો અથવા આત્મકથા"ની નવી આવૃત્તિનું પ્રકાશન બહુ અવસરને [illegible] અનુરૂપ. આજે જ્યારે અક્ષુન્ન નેતા અને પ્રજા બન્ને નૈરાશ્યના અંધકારમાં પ્રસાર થયે જાય છે ત્યારે નૈરાશ્યને કદી ન ઓળખનાર, હારને જીવનમાં સ્થાન જ નથી એવો પેગામ પહોંચાડનાર સત્યવીરની આત્મકથા [illegible] તરફ ઢળતી ગુજરાતી પ્રજાને જરૂર પ્રેરણાદાયી થઈ પડશે. નવી આવૃત્તિ માટે સંઘરેલો વાંચકવર્ગ સ્વ. કસ્તુરબા અને સ્વ. મહાદેવભાઈ જેવા જીવનસાથીઓની તસ્વીરો દ્વારા એમના પ્રિય નાયકને જોઈ પોતાની આંખ ઠારશે. પ્રકાશકે આત્મકથાના બન્ને ભાગોને સળંગ પુસ્તકાકારે છાપી, ગાંધીજીના જીવનસાથીઓની છબીઓને તેમાં મૂકી, મોંઘવારીમાં પણ દેશ-વિસ્તરતા સુગમ્ય પ્રમાણમાં પુસ્તકની સસ્તી કિંમત રાખી પ્રકાશનાદિ કુશળતા દાખવી છે.

રૂસો પોતાની આત્મકથાની શરૂઆત અતિશ્રદ્ધાભર્યાં વાક્યથી કરે છે "I have entered upon a performance which is without example, whose accomplishment will have no imitator." એના આ વાક્યને નિરર્થક કરનાર તો ટૉલ્સ્ટોય જેવા પણ ચૂક્યા છે. રૂસોના આત્મચરિત્રમાં આત્મકથાના બધા ય ઉત્તમ ગુણો છે છતાં તેના આ સાહસી વચનને ગાંધીજીનું આત્મચરિત્ર આપોઆપ જવાબ આપતી રહે છે.

જગતનાં ઉચ્ચ આત્મચરિત્રોમાં આ આત્મકથાનું વિશિષ્ટ સ્થાન છે. રૂસો, ટૉલ્સ્ટોય, જવાહરલાલ જેવી વિલક્ષણ વ્યક્તિઓનાં વિરલ આત્મચરિત્રોમાં રહેલો પારદર્શકતાનો ગુણ તો આમાં છે જ પણ સાથે નિખાલસતા, સત્યનિષ્ઠા, આત્મપ્રતીતિ અને હૃદયવિશુદ્ધિનું પ્રતિબિંબ. પાનેપાને સતત

ને સચોટ સાહિત્યિક લેખનશૈલી પણ પ્રસ્તુત આત્મચરિત્રનું અધિમ લક્ષણ હોવાને કારણે ઉચ્ચકક્ષાનાં અન્ય આત્મચરિત્રોમાં તેને મૂકી શકાય તેમ છે, એટલું જ નહીં; કંઈક વધુ, કંઈક અનેરું પૂ. ગાંધીજીની આત્મકથામાં જોવા મળે છે. એમનું "સઘળું અન્ય સહુથી અનેરું જ છે."

પૂ. ગાંધીજીએ આત્મચરિત્રનું નામ 'સત્યના પ્રયોગો અથવા આત્મકથા" રાખ્યું છે. 'સત્યના પ્રયોગો' બહુ જ સૂચક અને અર્થભર્યું નામકરણ છે. એ નામકરણમાં જ નવા દર્શનનો મહિમા છૂપો પડ્યો છે. નવાં ખેડાણની દિશા અંકાઈ છે. 'પ્રયોગો' શબ્દશાસ્ત્રની યાદ આપે છે. એમણે પ્રયોગો કર્યાં અને તે સત્યના, સત્યની સાથે, અને તે જીવનક્ષેત્રમાં. આ રીતે એમણે જીવનને શાસ્ત્ર ગણવાનો પ્રથમતઃ પ્રારંભ કર્યો. "વિજ્ઞાનશાસ્ત્રી જેમ પોતાના પ્રયોગો અતિશય નિયમસર, વિચારપૂર્વક અને ઝીણવટથી કરે છે છતાં તેમાંથી નિપજાવેલાં પરિણામોને તે છેવટનાં ગણાવતો નથી, અથવા તો એ એનાં સાચાં જ પરિણામ છે એ વિષે પણ સાશંક નહીં તો તટસ્થ રહે છે, તેવો જ મારા પ્રયોગોને વિષે મારો દાવો છે. મેં ખૂબ આત્મનિરીક્ષણ કર્યું છે, એકેએક ભાવને તપાસ્યો છે, એનું પૃથક્કરણ કર્યું છે." જીવનશાસ્ત્ર શાસ્ત્રોનું પણ શાસ્ત્ર છે. આ બધાયના મૂળમાં છે Science of Sciences એ એમણે સિદ્ધ કર્યું.

જીવનશાસ્ત્રમાં એમણે સત્યના પ્રયોગો કર્યા અને એ પ્રયોગોનું સત્ય બયાન તે એમની આત્મકથા. જીવનનું ધ્યેય પરમસત્યની પ્રાપ્તિ, તેનું એકમાત્ર સાધન તે વ્યાપક અહિંસા જે સ્વયં સત્યના પ્રયોગોમાંથી જ જન્મેલ મહામૂલી શોધ છે. વ્યક્તિ અને સમષ્ટિના હિતનો એક સાથે વિચાર કરનાર પૂ. ગાંધીજીને સત્યના આગ્રહમાંથી સામુદાયિક હિતરક્ષણને અર્થે સત્યાગ્રહ અને અસહકાર જેવાં અનુપમ સાધનો હાથ લાગ્યાં. આ પ્રયોગવીરનાં કર્મપ્રધાન જીવનમાંથી જે જે સત્યો જડ્યાં, જે જે શોધો હાથ લાગી તેને વ્યક્તિ અને સમાજના જીવનોત્કર્ષ અર્થે તેઓ ઉપયોગમાં લેતા ગયા અને એ રીતે એક નવા અને નક્કર જીવનદર્શનનું સળંગ મંડાણ થયું.

એક બાજુ શાસ્ત્રની શાસ્ત્રીયતા જીવનમાં આણી તેમ બીજી બાજુ કલાનાં રસ, સુઘડતા તથા સમતાને પણ જીવનઘડતરમાં યથોચિત સ્થાન આપ્યું.

જીવનને કલા પણ ગણી. કલાનો સાચો રસ, શુદ્ધ રસ જીવનમાં પૂર્યો. કલા અને શાસ્ત્ર જીવનથી અલગ નથી પણ જીવનનાં અંગ છે, તેમાંથી જ તેઓ ઊગ્યાં હોય તેમાં ઓતપ્રોત છે એવું ભાન એમની આત્માર્થી ઝીણી દૃષ્ટિ વાંચ્યા પછી થતું નથી શું ? અલબત્ત કલાની એમની વ્યાખ્યા વિશાળ છે, ઉદાત્ત છે.

ગાંધીજીના સત્યના પ્રયોગોમાંથી ઘણું નિપજ્યું છે અને તે નિપજ પ્રયોગોની સાચી દિશા બતાવે છે. એમાંથી એક દર્શનનો પ્રાદુર્ભાવ થયો, એક ફિલસૂફી ઊભી થઈ; તે વડે એક વ્યવહાર માર્ગ ખૂલ્યો; એક અનુપમ હથિયાર સાંપડ્યું; અને જીવનનાં અનેકાનેક ક્ષેત્ર પર નવો પ્રકાશ પડ્યો. આમ છતાં એ બધાયની પાછળ રહેલા બીજરૂપ વિચાર તરફ જોઈએ તેટલું ધ્યાન નથી દોરાયું.

એક જગ્યાએ તેઓ લખે છે : “ પણ આ દ્વંદ્વમય જગતમાં પ્રતિપક્ષ પડેલો છે. બધા ધર્મો ઈશ્વરને નેતિનેતિ કહીને વર્ણવે છે, છતાં વ્યવહારમાં તો પ્રતિપક્ષથી જ કામ લે છે. એ પ્રતિપક્ષ કઠિન છે—એ રચનાત્મક પક્ષ છે. એની કઠિનતા જોઈ રહ્યો છું. એ પ્રતિપક્ષના વિચારમાં હું રોજ ને રોજ પ્રગતિ કરી રહ્યો છું ” ( લેખ—‘ હૃદયની જ્વાળા ’—કેળવણીનો કોયડો ). આ વિધાનમાંથી ગાંધીજીના વ્યાપક વ્યક્તિત્વ અને ફિલસૂફીને ઓળખવાની ચાવી જડે છે. એમની જીવનનિષ્ઠ ફિલસૂફીનું બીજ પણ ગુપ્તપણે રહેલું અહીં દેખાશે. તે કેમ તે હવે જોઈએ.

પ્રતિપક્ષ એટલે અસ્તિપક્ષ. વેદે પણ અસ્તિપક્ષનું સમર્થન કર્યું છે. અંતિમ સત્યની શોધ કરતાં, એની ઓળખ કરતાં, વૈદિક ઋષિઓએ અસ્તિપક્ષનું સ્થાપન કરતાં ભાષા તો વાપરી નકારાત્મક. ‘ નેતિ નેતિ ’ના ઉચ્ચારણમાં નેતિપક્ષનું નહીં પણ પરોક્ષ રીતે અસ્તિપક્ષનું પ્રતિપાદન છે. અંતિમ સત્ય ભાષાતીત છે અને તેથી અધૂરી માનવભાષાને અસ્તિપક્ષનું, સત્યનું સ્થાપન કરતાં નકારનો આશ્રય લેવો પડ્યો.

પરંતુ વ્યવહારમાં પ્રતિપક્ષનું અનુસરણ સત્ય અને રચનાથી જ શક્ય છે, તેથી તે રચનાત્મક પક્ષ બન્યો. રચનાને અર્થે અહિંસાને તેની સાથે ગાંધીજીએ જોડી. હિંસા અભાવાત્મક હોઈ રચના અર્થે તેનો સહજ ત્યાગ જ ઇષ્ટ મનાયો. અહિંસાની સાથે તેના પાલન અર્થે તેનાં આનુષંગિક

બ્રહ્મચર્યાદિક વ્રતો જોયાં અને એ રીતે એક સંપૂર્ણ ભાવાત્મક ફિલસૂફીનું ઘડતર ગાંધીજીના સત્યના પ્રયોગોમાંથી આપોઆપ થયું. અહિંસા આદિનું સંપૂર્ણતઃ પાલન વ્યવહારમાં અશક્ય હોઈ કઠિનાઈઓ તો ક્ષણેક્ષણે નડે છતાં જીવનધ્યેયને પહોંચવાનો માર્ગ તો અસ્તિપક્ષનો જ. એમણે અનુભવી છે એવી રોજ રોજ થતી પ્રગતિ તો આવા ઇતિપક્ષના આશ્રયથી જ શક્ય છે.

આ અસ્તિપક્ષના અનુસરણમાંથી જ સત્યાગ્રહનો જન્મ થયો. સત્યાગ્રહમાં બન્ને પક્ષોની જીત છે, બન્નેની ઉન્નતિ છે, કોઈને કશી આત્મિક હાનિ થતી નથી. એ રચનાત્મક પક્ષ હોઈ તેની સાથે એમણે સર્વોદયને સાંકળ્યો.

આ ઇતિપક્ષને એમણે સત્યઅહિંસાના માર્ગ તરીકે ઓળખાવ્યો છે. ત્યારે નેતિપક્ષનું શું ? નેતિપક્ષને આપણે તેના શબ્દાર્થ પ્રમાણે ભંજનાત્મક તરીકે યા અભાવાત્મક પક્ષ તરીકે ઓળખીએ છીએ. ગાંધીજી એને પણ પોતાની રીતે સમજાવે છે. 'નેતિપક્ષનું ધ્યેય બધી વિદ્યાપીઠનું ધ્યેય છે— સરકારનો અનાશ્રય." અહીં સરકારને ઠેકાણે અસત્ય, અનિષ્ટ યા દુષ્ટતાને મૂકો અને આપણને એમની નેતિપક્ષની સાધારણ વ્યાખ્યા મળી રહે છે, નેતિપક્ષ એટલે અસત્યનો યા દુષ્ટતાનો અનાશ્રય. તેની સાથે અસહકાર. આપણી આજુબાજુ સત્યાસત્ય, શુભાશુભ, ઇષ્ટાનિષ્ટ વ્યાપી રહ્યાં છે. એવી પરિસ્થિતિમાં સત્યનું જ સ્થાપન કરવું હોય, શુભ અને ઇષ્ટની જ રચના કરવી હોય તો તો અસત્ય, અશુભ અને દુષ્ટતાનો અનાશ્રય કરવો રહ્યો. તેનો અસહકાર કરી પરિસ્થિતિને અને પોતાને તેમાંથી મુક્ત કર્યા-બાદ જ સત્યનું મંડન શક્ય બને. આથી જ અસહકાર એટલે અનિષ્ટની શુદ્ધિ અને તેમાંથી મુક્તિ. આ ગાંધીજીનો નેતિપક્ષ અને એ ભંજનાત્મક પક્ષ નથી. એને પણ એમણે શુદ્ધ કરી, નવો અર્થ આપી અપનાવ્યો. આ દ્વંદ્વમય જગતમાં દ્વંદ્વોથી એકદમ છુટાય એમ નથી એમ એમની વ્યાવહારિક નજરે જોયું અને સત્યશોધક ચિત્તે પારખ્યું. નેતિપક્ષને પણ ન અપનાવ્યે ચાલે તેમ છે જ નહીં. એથી એને શુદ્ધ કરી સમજાવાય. નેતિપક્ષને શુદ્ધ કરવામાં ઇતિપક્ષના સિદ્ધાંતોએ એમને મદદ કરી ને અસહકાર હાથ લાગ્યો. આમ

અસહકાર એટલે શુદ્ધ નેતિપક્ષ અને સત્યાગ્રહ એટલે ઇતિપક્ષ. મૂળ દ્વંદ્વનું આ શુદ્ધ સ્વરૂપ બન્યું. જેમ દ્વંદ્વ સાથે જ રહે છે તેમ આ સત્યાગ્રહ અને અસહકાર એક સાથે જ વસે છે, તેનો એક સાથે જ ઉપયોગ કરવાનો રહે છે. આ જ એમની ફિલસૂફીનો યા દર્શનનો આધારભૂત સ્તંભ યા પાયો-દ્વંદ્વાતીત સ્થિતિને પહોંચવાનો એકમાત્ર વ્યવહારુ માર્ગ છે.

ગાંધીજીની આત્મકથાની સમાલોચના એટલે એમની ફિલસૂફીની સમાલોચના; કારણ એ એમના જીવનમાંથી ઊગી છે. " ઊગી છે" શબ્દપ્રયોગ સાર્થ છે—એમણે ફિલસૂફી રચવાનો અલગ પ્રયત્ન નથી કર્યો પરંતુ તે આપોઆપ પ્રાદુર્ભાવ પામી છે. આથી વ્યવહારુ ફિલસૂફી અને જીવનનું અધ્યયન કેટલું બધું લાભદાયી નીવડે ? એમના જીવન અને દર્શન પર ચિંતન અને મનન કરવું એ જીવન ઉત્કૃષ્ટ કરવાનાં ઉત્તમ સાધન છે.

પોતાના જીવનઘડતર અંગે ભક્તિને અપનાવી ભક્તિમાર્ગને,- વિચાર તથા વિચાર કરવાની કળાને અગ્રસ્થાન આપી જ્ઞાનમાર્ગને, કર્મને પ્રગતિનું વાહન બનાવી કર્મયોગને, સત્યની શોધકવૃત્તિને આ બધામનાં મૂળમાં રાખી વૈજ્ઞાનિક પદ્ધતિને જીવન બાંધવાની યોજનામાં એવી કુનેહથી વણી લીધાં છે કે તેમને કેવળ ભક્ત જ્ઞાની કે કર્મયોગી કહેવા તે અધૂરું કથન ગણાય ત્યારે શું સાચો ન્યાય આપવા મિ. કૈથનના સરળ શબ્દોમાં આપણે એમને 'જીવનના સાવધાન વૈજ્ઞાનિક' કહીશું ?

**શાંતિલાલ મગનલાલ દેસાઇ**

## સિન્ધુનો સેતુ

**કંસવધ** ( રામપાણિવાદ કૃત કંસવહોનો અનુવાદ ) કર્તા પ્રો. હીરાલાલ કાપડિયા. સુરત મૂલ્ય રૂ. ૧-૮-૦ પ્રકાશક ગાંડીવ મુદ્રણાલય, સુરત.

કૃષ્ણભક્તિ અને ભાષાભક્તિનો સુયોગ જે સહૃદયે સાધ્યો હશે તેને ચાર સર્ગના એક પ્રાકૃત ખંડકાવ્યનો ગુજરાતી કાવ્યદેહે થએલો આ અવતાર અવશ્ય આનંદનો અવસર છે. વસન્તતિલકા છન્દની અર્થાનુવાદી સુશ્રાવ્યતાને લીધે આ કાવ્યના કેટલાક સંવાદાત્મક તેમ જ વર્ણનાત્મક ભાગો

સવિશેષ મનોરમ્ લાગે છે, ને ત્યાં નિરપેક્ષ ગુજરાતી પદ્યતત્ત્વની દૃષ્ટિએ પણ અનુવાદકે મેળવેલી દુષ્પ્રાપ્ય સિદ્ધિનું દર્શન થાય છે. પ્રાસ્તાવિક નિવેદનમાં અત્યન્ત વિનમ્રભાવે પ્રો. કાપડિયાએ કરેલા એકરાર પછી અમારે આ કૃતિ પરત્વે એટલું જ કહેવાનું છે કે એમની પ્રવૃત્તિ ગુજરાતી સાહિત્યને ઉપકારક છે, અપકારક નથી.

દુર્બોધ ને ગહન પ્રાકૃતસિન્ધુ કેરા
જે સેતુ છે.
તેવો
આ ઈન્દિરાપતિ તણા શિશુત્વરૂપી
ભાષાનુવાદ રસિકકપજથી કરાયો,
તેને અમે ઊલટભેર આવકાર આપીએ છીએ.

પ્ર.

## પરિચય અને પરામર્શ

આ. આનન્દશંકર ધ્રુવ સ્મા.-ગ્રન્થ : ૬૧ વિવિધ લેખકો ( ૧૯૪૪ : ગુજ. વર્ના. સોસાયટી, અમદાવાદ રૂ. ૮ ) -આશરે ૪૫૦ મોટાં પાનાના આ સ્મારકગ્રન્થમા પાંચ હિંદી સિવાયનાં ( એટલે બાકીના ૫૬ ) લખાણો જે ગુજરાતીમાં છે તેના પહેલા વિભાગમાં આચાર્યશ્રીનાં સંસ્મરણો તથા પ્રસંગો છે, અને એમને વિશે કાવ્યો અથવા વિવેચનલેખો છે, જેમાંના કેટલાંક આજે તેમ ભાવિ વાચકો માટે એમની ભવ્ય વ્યક્તિમત્તા તથા ચારિત્ર્યવૈભવ પર અન્યત્ર અલભ્ય એવો પ્રકાશ પાડે છે; અને બીજામાં, સંશોધન, ભાષાન્તર કે સંપાદનનાં જે ઉત્તર - લખાણો છે એ, તે તે વિષયના લેખકોના અભ્યાસ-સામર્થ્યની છાપ પાડનારાં છે. જ્યાં સર્વ લેખકોએ ઊંડી આદરબુદ્ધિથી સદ્ગતનું અક્ષરશ્રાદ્ધ કર્યું છે, ત્યાં, એમનામાંથી અમુકનો નામોલ્લેખ કદાચ ન્યાયયુક્ત ન ગણાય; તો પણ વિવેચકધર્મ બજાવનારે કહેવું જ ઘટે તેમ છે કે સંસ્મરણાદિના લેખોમાંથી રાજેશ્રીઓ મૂળચંદ આ. શાહ, અતિસુખશંકર, રતિલાલ ત્રિવેદી, અનન્તરાય રાવળ, (ગુણદર્શન તેમ ન્યૂનતાસૂચન પણ કરનાર) રામચંદ્ર નરરાય, હરિપ્રસાદ દેસાઈ અને મનસુખલાલ ઝવેરીના, અને વિભાગ બીજામાંના ત્રણચાર સિવાયના સર્વ, લેખો સમગ્ર સંગ્રહમાં ઉત્તમ ગણાય તેવા છે. ગ્રન્થવિષયની સુસંકલિત ચરિત્રરેખા ને એમની કૃતિઓની સાલવાર યાદી : આવા સંપાદનનાં એ, આપણા વાચકો માટે આવશ્યક, અંગો કોઈ કારણે રહી ગયાં હશે ! આ મુકાબલે નાના દોષ સિવાય, ગ્રન્થ મૂલ્યવાન ને અભિનન્દનીય બન્યો છે.

ગુજરાતી ભાષાનો કોશ—૧ વર્ણ : કેશવલાલ હ. ધ્રુવ ( ૧૯૪૪, ગુ. વ. સો. અ'વાદ; રૂ. ૧૧ )—૧૯૧૨ ને '૨૧ની સોસાયટીની કોશપ્રવૃત્તિના સંપાદકે આરંભેલા પુનરીક્ષણ ( 'રીવિઝન' )ના ફળરૂપ અઢીથી પોણા ત્રણ હજાર શબ્દોનો સંગ્રહ, શબ્દોના પ્રકાર ને અર્થ સાથે તેમ જ કેટલેક સ્થળે અપાયેલી વ્યુત્પત્તિ તથા અવતરણો સાથે–તેમજ પાછળથી કરેલા વધારા સાથે પણ. હમણાં અભ્યાસીઓને અને હવેના કોશકારોને આમાંથી સારી મદદ મળશે એમાં તો સંદેહ નથી. સંક્ષેપાક્ષરોના વિસ્તારાક્ષર વગરઅપાયે પણ કેટલીક વાર તો મળી રહેય ( જેમ કે, સ. ચં. ને ન. મો. હી. ); પણ રા. સ. (પૃ. ૬૧) એટલે શું ? એવાં સ્થાન વિદ્યાર્થીને તો વધુ કનડવાના. કોરું રહેલ ૧ા (૦ા+૦ાા) પાનું, એની યાદી આપવામાં વાપરી શકાત.

નીલકંઠનું બાણ: ચુનીલાલ વ. શાહ ( ૧૯૪૪ : ગાંડીવ સા. મંદિર, સૂરત; રૂ. ૩ાા )—હજારેક વર્ષ પરના મૂળરાજપુત્ર ચામુંડરેવના ઉત્તરજીવનનો અમુક કથાક્ષમ સમય પસંદ કરી એ દ્વારા એના સાધનાલક્ષી છતાં હૈયે તો વિલાસરત, અન્તે વાસનામુક્ત બની ( જો કે આ પરિવર્તન ઝડપસેર થાય છે ) તથા સમાધિ લઇ દેહોત્સર્ગ કરનાર જીવનમાં " અસ્ફુટ રહેલો મનોવૈજ્ઞાનિક સન્દેશ " સ્ફુટ કરવાના સફળ થયેલા ઉદ્દેશથી રચાયેલી ઐતિહાસિક નવલકથા કર્તાના આ પ્રકારના બીજા સંવર્ધક વાર્તાપ્રયોગોની જેમ–અને, નાયક તથા એની બહેન વાવિણીનાં પાત્રો તો ખાસ સ્પષ્ટરેખ ને જીવન્ત બન્યાં છે—આમાં પણ સાદ્યન્ત રસપ્રવાહ અખંડિત વહે છે. તત્કાલીન ગુજરાતી જીવનનાં ચિત્રો વડે તેમ જ પ્રેમ, કલા, યોગવૈરાગ્ય જેવા વિષયો પરના પ્રસ્તુત ને પ્રસંગોચિત, તાજગીવાળા ચિન્તન વડે આ સ્વસ્થ શૈલીની મનોગમ નવલ અધિક આકર્ષક નીવડી છે.

બે મિત્રો. ગોવિન્દભાઇ રા. અમીન ( આર. આર. શેઠની કં. મુંબઈ; રૂ. ૩ાા )—નવલકથાની દિશાના કર્તાના આ પ્રથમ પ્રયાસમાં ત્રણ બાબત ગુણપક્ષે ધ્યાન ખેંચે છે: વાર્તાનો પ્રવાહ વેગભર્યો છે; સંભાષણો કુદરતી વાતચીતની સીમામાં રહીને પણ રસિક બની શક્યાં છે; અને, આખી વાર્તાના મૂળમાં જેમ એક સુસ્પષ્ટ જીવનદર્શન છે, તેમ, એમાં કેટલેક સ્થળે આવતી વાર્તાકારની વિચારમગ્નતા પણ આકર્ષક રીતે પ્રકાશે છે. એ જીવનદૃષ્ટિ અનુસાર નવલ–મૂર્તિ ઘડતાં, એનું ઉપાદાન એટલે વસ્તુ રૂઢિગત પ્રકારનું—પૈસાદારોની આપણને નિત્યપરિચિત જીવન ઢબનું–લેખણે લેવાનું થયું; વળી, તેમ કરતાં મિત્રદ્વયમાંથી ડૉ. નવનીતલાલના આલેખન પર ધ્યાન વિશેષ અપાયું પણ એ બુદ્ધિમંત પાત્રને પડછે, સંસ્કારાતુર તથા ભાવનાપ્રિય બલકે ભાવનાજીવી સુમનનું પાત્ર જેવું ઈચ્છીએ તેવું ઉઠાવદાર બની શક્યું નહિ. આ સ્થિતિને મર્યાદાઓ ગણીએ; પરન્તુ સાથે સાથે આટલું પણ

સમજીએ કે જે પ્રકારના વાસ્તવજીવનનો કર્તાનો પ્રત્યક્ષ અનુભવ નવલમાંથી જ છતો થાય છે, તે વિચારતાં લાગે છે કે એવી સ્થિતિ અનિવાર્ય હતી. સ્ત્રીપાત્રોમાં નવનીતની સ્નેહાળ, ઊર્મિલ પત્ની દુર્ગા અને સેવાકાર્યમાં સુમનની સહચારી બને છે એ યુવતી માલતી એ બંને સારાં આલેખાયાં છે. સમગ્રે લેતાં, કર્તાનો પ્રયાસ સફળ તેમ જ બીજા સફળતરની આશા આપનારો છે. એમની વાર્તાકલા સરલ તેટલી સહજ પણ છે. છઠ્ઠો ખંડ વધુ રસમય બન્યો છે એ એક વધુ વિશેષતા.

**કલાપી:** નવલરામ જ. ત્રિવેદી (૧૯૪૪: ગુ. વ. સો. અમદાવાદ; રૂ. ૦-૧૪-૦).—નવ પ્રકરણમાં, કલાપીનું આ પહેલું જ સળંગ ને વિસ્તૃત સવાસો પાનાંનું જીવનચરિત્ર છે, જે આત્મકથાનો પૃ. ૧૨૨મે ઉલ્લેખ છે, (જે હજી પણ કોઈક સરકારી ખાતાની તીજોરીમાં હોય તો હોય) તેથી સામગ્રીનો ઉપયોગ તો અશક્ય; અને, સારાંશ ને ઉતારારૂપે તો પ્રકાશિત પ્રા. ઠાકોરના વ્યાખ્યાન 'ઊર્મિમૂર્તિ કલાપી'માંની અમુક અગત્યની માહિતીનું તો નામ પણ દેવાયું નથી એ ત્રુટી આ વિષયની પહેલી પ્રમાણભૂત અગ્નિકામાં ગંભીર ગણાય. આમ છતાં, ચરિત્રકારે કલાપીનાં કાવ્યો ને પત્રોમાંથી (જો કે પ્ર. ૮માંનું 'ફેંકા'વિવેચન વિશિષ્ટતા વિનાનું કહેવું પડે તેવું છે) જે મળે છે તે ઘણુંખરું પ્રસ્તુત હોય તેવું સંકલિત કરવા ઉપરાંત એક અપ્રસિદ્ધ હિન્દી (ડાયરી) તેઓ વાપરી શક્યા છે એ બિના ગુણપક્ષે ગણાવી શકાય તેવી છે. તેમનાથી નહિ વાપરી શકાયલી "વધારે વીગતો" સાથે બીજો કોઈ લેખક બીજી આવૃત્તિ ભવિષ્યમાં આપશે તો ગુજરાતના આ આજન્મ કૌતુકપ્રિય કવિનાં જીવનકવનને વિશેષ ન્યાય થઈ શકશે.

**ઉત્તરા:** જયન્તી દલાલ (૧૯૪૪: પદ્મ પ્રકાશન લિ. મુંબાઈ; રૂ. ૩).—"વર્તમાન વિષે સામાજિક રીતે સંપ્રજ્ઞ" લેખકની ૨૦ નાની રચનાઓ. એ વર્તમાન એટલે ગયાં પાંચસાત વર્ષનો યુવકયુવતીઓ, દલિતો ઇત્યાદિનો સંકટગ્રસ્ત કે મન્થનમય જીવનકાળ. એ સમયમાંથી વસ્તુની યોગ્ય પસંદગી એ એક, અને એનાં પાત્રોનું સમભાવી આલેખન એ બીજી, વિશેષતા સંગ્રહની છે. મોટા ભાગની રચનાઓ અમુક મનોદશા કે અસરકારક ઘટનાનાં કેટલીક વાર ઊર્મિલ ('ઉત્તરા') તો કોઈ વાર સંયમ ને સુરેખતાવાળાં ('સવાલ') એકંદરે સંતોષકારક શબ્દ-ચિત્રો છે; 'હિસ્ટરી રિપિટ' માત્ર નોંધ છે પણ અમુક અમુક લીટીએ ભિન્ન ભાવો જગાડી શકે છે; અંગ્રેજી-સૂચિત 'સુતારો' તથા સ્વતંત્ર 'શોધ' જેવી ગોઠીમાં નવલિકાના અંશ પણ છે.

**અમારી ઇન્દુનું શિક્ષણ:** ગણેશરાવ શા. મોકરી (પુસ્તકાલય સ. સ. મંડળ, લિ. વડોદરા; રૂ. બે).—શિક્ષણના શાસ્ત્ર તથા એની કલાના એક અનુભવી મહારાષ્ટ્રી શિક્ષકકૃત પુસ્તકના આ ભાષાન્તરનાં ૨૭ રસિક પ્રકરણોમાં,

બાળકના જન્મથી માંડી તે સારા પ્રમાણમાં સમજણું થાય ત્યાં સુધીના એના શરીર-મન-હૃદયના વિકાસ તથા પરિપોષણને અંગે જે અસંખ્ય મોટા મધ્યમ ને નાના ( છતાં ગંભીર ) શિક્ષણવિષયક પ્રશ્નો ઊભા થાય તે કયા કયા છે, પોતે એને બરાબર સમજવા જોઈએ, " એવી શિક્ષકોને અને માબાપોને જિજ્ઞાસા થાય અને પ્રત્યક્ષ શિક્ષણશાસ્ત્રમાં ડોકિયું કરવાની ઇચ્છાથી " એમાં તેમનો પ્રવેશ સુગમ બને એ દૃષ્ટિથી અને મુખ્યત્વે વાર્તાપદ્ધતિથી, સર્વ લખાણ થયું છે. આ છેલ્લા ગુણને કારણે સામાન્ય વાચકને પણ એ સુપ્રિય થશે.

કાવ્યવિચાર: પ્રો. એસ. એન. દાસગુપ્તાકૃત : નગીનદાસ પારેખ ( ગુજ. સા. પરિ. ને ભારતીય વિદ્યાભવન, મુંબાઈ; રૂ. ૪ ).—આ નવમું પરિષદ્પ્રકાશન એટલે પરિષદ્ભવનની સ્થાયી સેવાઓમાંની એક અગત્યની સેવા. ગુજરાતી વિદ્વાનોનું સંસ્કૃતનું પરિશીલન હાલના કરતાં અધિક પ્રાણવન્ત-તેથી, વધારે કર્તવ્યનિષ્ઠ ને સક્રિય-બને ત્યાં સુધીમાં, સંગીન અભ્યાસના પરિપાકરૂપ, વિશાળ વિષયને પૂરતી સંક્ષિપ્તતાથી યોગ્યતયા સમાવી લેતાં સાત પ્રકરણોમાં, અહીં નિરૂપાઈ છે તેવી સંસ્કૃત કાવ્યચર્ચા બંગાળી પરથી ( અને મૂળ શ્લોકો સમગ્રપણે રજૂ કરીને ) આપણા થોડાક રહ્યાસહ્યા કાવ્યપ્રેમી શિષ્ટ વાચકોને-વિશેષત: ઉચ્ચ કક્ષાના વિદ્યાર્થીઓને-મળે છે એને, શાસ્ત્રીય વિદ્યાભ્યાસની દૃષ્ટિએ તો, મોટું સદ્ભાગ્ય લેખવું જોઈએ. આવા ગ્રન્થમાં " ભાષા જરા ભારે રહે " એ કબૂલ, પણ, " તેને અતિક્રમીને " (પૃ. ૩) અથવા " બાધા આવતી નથી " ( પૃ. ૨૨૦ ) જેવાં કોઈ કોઈ સ્થાનનો બંગીય રંગ એનો ઘેરો પટ ગુજરાતી લખાણને અકારણે નથી દઈ દેતો ! બીજી ગૌણ ખામી તે સર્વસામાન્ય વર્ણાનુક્રમણીનો અભાવ. પરન્તુ ઉપર્યુક્ત ગુણસંનિપાતનાં તેજમાં આ બે નાના દોષ ડૂબી જાય એટલું ખુશીથી સ્વીકારીશું.

ગ્રન્થ અને ગ્રન્થકાર, પુ. ૯; સં. ચુ. વ. શાહ, બ. રાવત, કે. કા. શાસ્ત્રી ( ગુ. વ. સો. અ. રૂ. ૩ ).—લાંબે વખતે પુનર્જન્મ પામતો ૩૭૫ પાનાંનો સારી રીતે ઉપયોગી આકરગ્રન્થ. પહેલા વિભાગમાં ૧૯૩૭-૪૧ના વાઙ્મય પર મુખ્યત્વે પરિચાયક દૃષ્ટિપાત છે; બીજામાં, ત્રીજા સંપાદકે વિદ્યાપીઠના જોડણીનિયમો તંત્ર કર્તવ્ય-ભાનપૂર્વક નવેસર વિચારી, આશરે ૭,૫૦૦ રોજરોજ ઉપયોગમાં આવતા શબ્દોની યાદી અકારાદિ ક્રમે ( ને એ જોડણીવિચાર મુખ્યત: "સ્વાભાવિક, વ્યાપક અને શિષ્ટ ઉચ્ચારણ" ને અનુસરીને થયો છે. ) આપી છે; અને ત્રીજા વિભાગમાં ૭૧ દિવંગત તથા ૪૬ વિદ્યમાન લેખકોની બહુધા હકીકત-કથનરૂપ જીવનરેખાઓ દોરી છે. અત્યાર સુધીના જોડણીવિચારને એક ડગલું આગળ ચલાવતો બીજો વિભાગ અભ્યાસીઓનું પૂરતું લક્ષ ખેંચી લે છે. એ પ્રકારના જુદા જુદા વિષયના નવા

નિબન્ધ અપાતા રહે, બીજાં પણ ( લેખવાર, દુર્લભ અભ્યાસપાત્ર લેખોનું પુનર્મુદ્રણ જેવાં ) જૂનાં અંગ ફરીથી નવેસર ચાલુ કરી શકાય, તો આ પ્રકાશન ( ભૂમિકામાં કહ્યું છે તેમ પંચવાર્ષિક નહિ પણ ) ત્રૈવાર્ષિક બની શકે—પ્રસ્તાવનાના પહેલા ભાગમાં રાજેશ્રીએ શાહ ને રાવત સૂચવે છે તેમ. ઉપરાંત, બે વાત સૂચનરૂપે : પુસ્તકો પર માત્ર દૃષ્ટિપાત કરી એમાં સંખ્યા વધુ સમાવાય તેના કરતાં ( એ વર્ષોના ગુજ. સા. સભાવાળા સમીક્ષક સિવાયના વિવેચકને હાથે) આનાથી ઓછાંનું પણ રીતસર ને વીગતે વિવેચન થવું જોઈએ; ચરિતાવલિમાં ઠીક સંખ્યા ત્રીજાચોથા વર્ગના 'ગ્રન્થકારો'ની છે એ દોષ ટાળવો જોઇએ. બંને સૂચન પ્રકાશક સંસ્થાની ઊંચી પ્રતિષ્ઠા ને તેણે રાખવા જોઇતા ધોરણની નજરે કર્યાં છે એટલું સ્પષ્ટ કરિયે.

**અનુભવબિન્દુ** : પ્રા. રવિશંકર મ. જોષી–સંપાદિત ( આનન્દ પ્રેસ, ભાવનગર; રૂ. ૧ ).—અખાનું તત્ત્વદર્શન નિરૂપતું આમુખ તથા વિસ્તૃત ટિપ્પણ બી. એ.ના વિદ્યાર્થીઓ તેમ જ મધ્યકાલીન કાવ્યરસિકોને મદદગાર ઘણાં થશે એ આ આવૃત્તિની વિશેષતા છે. ઉપરાંત, સંપાદકનો વાચના–વિચાર ( કે પાઠનિર્ણય ) વિદ્વચ્ચર્યાનો વિષય પણ બને તેમ છે. ઉદાહરણો: પહેલી જ કડીની છેલ્લી લીટીમાં તેમણે 'નહિ' લીધો છે "સ્તુતિ કરૂં"ની સાથે પણ એનો સ્વયંપ્રકાશ સંબન્ધ "સત્ય સત્ય પરમાતમા, હું નહિ"—એવો બહુમાન્ય રહેવા સંભવ અધિક અંશે છે. બીજી કડીમાંના ( ગુણને ) "આશે" (આપે) ને 'નરાળે' ( નિર્લેપ, કેવળ ) ના જે અર્થો તેમણે કે સ્વ. કેશવલાલ ધ્રુવે બેસાડ્યા છે તે દુરાકૃષ્ટ લાગે છે. વધારે સ્વાભાવિક અર્થો, સંદર્ભ પૂરેપૂરો વિચારતાં, ( વાતચીતમાં એક યુવાન પ્રાધ્યાપક મિત્રે આ લેખક ને કહેલું તેમ ) (ગુણનું) 'આલય' તથા 'નિરાલય' એમ એ બે શબ્દો સમજવાથી બેસી શકે. પરન્તુ આ બંને દાખલા એટલું જ બતાવે છે કે આ કૃતિ તેમ જ સમગ્ર અક્ષયસંહિતાનું પરિશીલન હજી સવિશેષ ઊંડાણથી ને મતનિર્લેપ શાસ્ત્રીયતાથી થવાની જરૂર ઘણી મોટી છે.

**જપમાળા** : પૂજાલાલ (૧૯૪૫ : એન. એમ. ત્રિપાઠી લિ., મુંબઇ; રૂ. ૦ાા). આ પુસ્તિકા એના નામ પ્રમાણે એક માળા છે, ૧૦૮ છન્દોબદ્ધ મુક્તકરૂપ મણકાની; અને પ્રત્યેક મુક્તકની વિશિષ્ટતા તે સર્વમાં અખંડ પ્રવાહે વહેતો ભક્તિરસ. એ ભક્તિ એટલે "જગદંબિકા પ્રતિ બાળકભાવે વળેલા જીવો"ની, "માના કૃપાપાત્ર અભીપ્સુ આત્માઓ"નાં અંતરમાં સ્ફુરતી અદ્ભુત પ્રેમશીલ તથા સર્વસમર્પણી માતૃભક્તિ. કાવ્યવિષય પ્રત્યેનો કવિનો અનુરાગ એટલો અવિચલ ને ઊંડો છે, એમના આન્તરજીવનને અવિરતપણે રસી રહેલો હોઈ એટલો તો પ્રાણ–ધબકતો ને વિધવિધ લીલાયુક્ત છે કે, કવિ નિવેદનમાં આશા વ્યક્ત કરે છે તેમ, "જેઓ,

કેવળ કાવ્યરસામૃતના ઉપાસકો હશે તેઓ પણ " (તેમણે સભા જુનના તથા આ અંકોમાંની વાનગી પરથી જોયું છે તે પ્રમાણે) પ્રેરણાથી છલકાતાં ને મૈત્રી વિતરતાં આ સુન્દર કાવ્યોને સત્કારશે જ.

કલાન્ત કવિ કે કલાન્ત કવિ? જહાંગીર એ. સંજના (૧૯૪૪: એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઈ; રૂ. ૧).—પ્રો. ઉમાશંકર સંપાદિત 'કલાન્ત કવિ બાલાશંકર'ની કાવ્યકૃતિઓ 'ના આ અનિવાર્યપણે "ન્યાયવિષ્ઠુર અને તર્કકર્કશ"[1] (તેથી, સ્વ. આનન્દશંકર જેને 'અણિયાળી' કહેતા તેવી ચમકતી ધારદાર શૈલી વડે સુવાચ્ય) વાર્તિકનો પરિચય તો હવે આપવાની જરૂર રહી નથી; અને પરામર્શ તરીકે પણ બેત્રણ લીટી લખતાં એટલું જ કહેવાનું રહે છે કે વાર્તિકકારની માફક "એક અપ્રિય ફરજ" તરીકે આપણા વિવેચનવાઙ્મયમાં આ ઉમેરો અમારે હાથે થવાં જેમ વાર્તિકના મુખ્ય વિષય સંબન્ધી તેમ સહીવાર, વિદ્વત્તાનો ખરો ઉચ્ચઆદર્શ, અર્વાચીન દેશી–વિદેશી કવિતા ઇત્યાદિ અનુષંગી વિષયો વિશે વાચકોને જે આપી શકાયું છે તેનાથી આપણે સૌએ ઘણો સંતોષ લેવા જેવું છે.

## સ્વીકાર અને નોંધ[2]

(1) The Glory that was Gurjaradesha. Part III. The Imperial Gurjaras by K. M. Munshi (Bharatiya V. Bhavan, B'ba:; Rs. 15).—(2) The Deliverance by Sarat-chandra Chattopadhyaya (Nalanda Pubcns. N. M. Tripathi Ld., B'bay: Rs. 3-4-0).—(3) To Europa by Raman Vakil (Padma Pubcns, B'bay: Rs. 0-12-0).—(4) The Jain Religion & Literature Vol. I. by Prof. H. R. Kapadia (M. B. Dass, Lahore: as. 10).—(5) History of Poland by W. R. (Padma Pub. B'bay: Rs. 1-8-0).—(6) Polish Literature by W. J. Rose.

આ છેલ્લી બંને પુસ્તિકાઓ, જે નાના સરખા દેશનું સ્થાન યુરોપી રાષ્ટ્ર

---

૧. પણ ઉમેરવું જોઈએ કે એવી શૈલીના વેગમાં અજાણ્યે તણાઈ, કર્તાએ શબ્દોનો અશક્ય અર્થ (પૃ. ૩: કર્તૃત્વ અને સંતર્પણ) કર્યો છે અથવા હકીકતની ભૂલ (પૃ. ૫: ઠક્કરની ચર્ચા) કરી છે: જો કે આવાં સ્થાન જૂજ છે એ ભૂલવું જોઈએ નહિ.

૨. આમાંનાં નં. ૧, ૨ તથા ૪ વિશે ભવિષ્યમાં આના કરતાં વિસ્તારથી લખાવાનું હોવાથી અહીં લેવાયેલી નોંધ તત્કાળપૂરતી છે.

વિકાસ તથા રાજ્યપ્રકરણમાં વિશિષ્ટ અથવા અસામાન્ય છે, તેના ઇતિહાસ ને સાહિત્યની ટૂંકી પણ પૂરતી માહિતી આપતી સુવાચ્ય પ્રવેશપોથીઓ છે. નં. ૫માં પાર્શ્વનાથ તથા મહાવીરના ઉપદેશાનુસાર, સંક્ષેપે, જૈનધર્મના સિદ્ધાન્તો, ક્રિયાઓ તથા પરિભાષા વીગતે ને વિદ્વત્તાપૂર્વક સર્વ જિજ્ઞાસુ વાચકો ને વિદ્યાર્થીઓને સમજાય તેમ, નિરૂપાયાં છે.

‘ હુ યુરોપા ’ સવા ચારસોથી ય વધુ પંક્તિઓનું મુક્ત ને પ્રવાહી, રા. ચક્રવર્તી રાજગોપાલાચાર્ય જેવા વિચારક સાહિત્યકારે જેને ‘ મિસ્ટાનિક ’ કહ્યું છે તેવા પદ્યમાં રચાયેલું ભાવનાલક્ષી કાવ્ય છે. જે યુરોપે આપણને એક વાર અપૂર્વ સ્વાતંત્ર્યભાવના પ્રબોધી તેના હવે થએલા પતનની કરુણતા તેમ જ અર્વાચીન યુદ્ધોની અકથ્ય ભીષણતા અહીં તેજસ્વી વાણીમાં આલેખાઇ છે. છેવટ, “ વિષાદ ઘનદલો વીખરાય છે પણ નીલાકાશ તો રહ્યાંથી રહે છે ” એવા આશાના સૂરે પૂર્ણ થતીને ઔચિત્યપૂર્વક ગાંધીજી સરખા વિશ્વશાન્તિના ઉપાસકને અર્પણ થએલી ગુજરાતી સાહિત્યકારની આ અંગ્રેજી કૃતિ અધિકારી વિવેચકોની પ્રશંસા પામી છે અને ૧૯૪૨-૪૪ દરમ્યાન ચાર વાર છપાઈ છે એ સ્વયંપ્રકાશ હકીકતો પણ ખાસ નોંધપાત્ર છે.

યોગ્ય રીતે કરેલાં ભાષાન્તરદ્વારા જગત સમક્ષ ધરવા જેવા ભારતીય સાહિત્યકારો બંગાળમાં થયા છે તેટલા અન્ય પ્રાન્તોમાં નથી થયા. તેમનામાંના એકની કૃતિ રા. દિલીપકુમાર રાયે ‘ ધ ડીલિવરન્સ ’ તરીકે અંગ્રેજીમાં ઉતારી છે. વરદ હિંદુ સંયુક્ત કુટુંબના સમરપાભર જીવનનું, સિદ્ધેશ્વરી જેવાં સત્પાત્રોના સર્જક શરદબાબુ સરખા, સ્ત્રીહૃદયના જાણે આર્ષદૃષ્ટિમન્ત કલાકાર અને તેમની અવલોકનશક્તિ તથા સમભાવશીલતાની કદર વિશદ વાણીમાં કરનાર શ્રીઅરવિંદ સરખાએ આ સુંદર ભાષાન્તરનું પુનરીક્ષણ (‘રીવિઝન’) કરી આપ્યું હોય, ત્યાં પરિણામ સર્વથા સુખદ આવ્યું હોય તેમાં આશ્ચર્ય નથી. પ્રત્યેક અંગ્રેજી વાંચી શકનાર એ વાંચવું ચૂકે નહિ.

પહેલા નંબરનું પુસ્તક એટલે મૂળરાજ-સહસ્રાબ્દી નિમિત્તે રચાવાનો હતો તે ગુજરાતના ઈતિહાસનો ત્રીજો ભાગ. ચાર ભાગોમાંનો પહેલો તથા આ, એમ બે પ્રકટ થયા છે. એ સમસ્ત ઇતિહાસગ્રન્થની યોજનાનુસાર, ભા. ૧લામાં ગુજરાતનો ભૂસ્તરવિકાસ, એ પ્રદેશમાં આદિમાનવ, ત્યાં પ્રાગૈતિહાસિક કાળમાં આવી વસેલ આર્યજાતિ તથા ‘ઇતિહાસદૃષ્ટિએ શ્રીકૃષ્ણજીવન એટલા વિષયો મુખ્યત્વે છે; અને ભા. ૨જા તથા ૪થામાં, અનુક્રમે, ઈ. સ. પૂર્વે ૧૦૦૦થી ઈ. સ. ૫૫૦નું તથા સામાજિક ને સાંસ્કારિક ઇતિવૃત્ત ( જુદા જુદા અભ્યાસીઓની કલમે લખાયલું ). આવશે. ગ્રન્થનામમાં વપરાયલા શબ્દ ‘ગુર્જરદેશ’થી નિર્દેશ જેનો થાય છે, તે

આધુનિક ગુજરાત છે એવું કોઈ માનશે નહિ માટે સ્પષ્ટતા કરવી જોઈએ કે હિંદના આપણા નકશાઓમાં માળવા, રાજપૂતાના તથા ગુજરાત મળીને જે પ્રદેશ સમાય છે તે છે એ ગુર્જરદેશ. તેમાં વસતી (કર્તાના મતે) અભિન્નત્વમય ( homogeneous ) પ્રજા પર ગુર્જર જાતિના (કેટલાક બીજા સંશોધકો જેને હિંદ બહારની કહે છે તેના) જે પ્રતિહાર, પરમાર તથા ચાલુક્ય રાજવંશોના મિહિર ભોજ આદિ સમ્રાટોએ સને ૫૫૦–૧૩૦૦ દરમ્યાન, ફ્રાંસનાં ' ફર્સ્ટ એમ્પાયર ' વગેરેની યાદ આપતાં મહારાજ્યો દ્વારા શ્રીમાળથી પાટણ સુધીનાં છ પાટનગરોમાં રાજ્ય કર્યું તે પ્રદેશના તે યુગોની પ્રાપ્ત સામગ્રી પરથી એના ઇતિહાસની પુનર્ઘટનાનો પ્રયાસ આ ગ્રામનાં ૧૧ પ્રકરણમાં બહુ પરિશ્રમપૂર્વક અને ઘણે સ્થળે પ્રોત્સાહક મળતાર રૂપમાં થયો છે.

## પ્રાપ્તિ–સ્વીકાર

ગુજરાતના ઐતિહાસિક લેખો, ભા.૩ ગિરજાશંકર વ. આચાર્ય ( ફાર્બસ ગુજ. સભા, મુંબઈ; રૂ. ૬ ).—ગીતામંથન: કિશોરલાલ ઘ. મશરૂવાળા (આ. ૨ જીનું પુનર્મુદ્રણ. નવજીવન પ્ર. મન્દિર, અમદાવાદ; રૂ. બે ).—ભોજ અને કાલિદાસ: સં. સ્વ. અંબાલાલ બુ. જાની; હ. મો. પંડ્યા. ૧હૃદયગંગા: અવિનાશ વ્યાસ ( એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ; રૂ. ૪॥ તથા ૩॥ ).—કંસવધ: પ્રા. હીરાલાલ ર. કાપડિયા ( ગાંડીવ સા. મંદિર સૂરત; રૂ. ૧॥ ).—વિક્રમાદિત્ય અને જૈન સાહિત્ય ( લેખક ઉપર મુજબ: ' શ્રી જૈન સત્ય પ્રકાશ 'માંથી પુનર્મુદ્રિત ). જનમટીપ : ઈશ્વર પેટલીકર ( પ્રજાબંધુ કાર્યા. અમદાવાદ; રૂ. ૩ ) —સમાજવાદની પુનર્વિચારણા: મીનૂ મસાની; જ. દલાલ ( પદ્મ પ્રકાશન, મુંબઈ; રૂ. ૧ ).—ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ: બબલભાઈ મહેતા (પુસ્તકાલય સ. સ. મંડળ, વડોદરા; રૂ. ૧॥ ).—હસ્તમેળાપ: મંજુલાલ સા. દેસાઈ (એન. એમ. ઠક્કર કં. મુંબઈ રૂ. ૪ ).—સર્પયજ્ઞ: મયૂર ( સરસ્વતી પ્રેસ, ભાવનગર રૂ. ૧).—ગુજ. વર્ના. સોસાયટીનો ૧૯૪૨–૪૩નો અહેવાલ.

પૂર્તિ: ભારતી સાહિત્યસંઘનાં: 'આલોચના' પ્રા. રા. વિ. પાઠક ( રૂ. ૩॥ ) તથા 'પ્રાચીના' પ્રા. ઉમાશંકર (રૂ. ૨॥).—'રંગભૂમિપરિષદ' ૧૯૩૭-૩૯: ગુજ. સા. સભા, અમદાવાદ (રૂ. ૨).—'ઊર્મિમાળા' પૂજાલાલ: શ્રી અરવિન્દ આશ્રમ, પોંડિચરી ( રૂ. ૦॥। ). નવજીવન પ્ર. મન્દિરનાં: સંકલિત ભગવદ્ગીતા: દ. બા. કાલેલકર ( રૂ. ૧ ); ' ચૂપ નહીં રહેવાય,' ટોલ્સ્ટોય કૃત ચન્દ્રશંકર પ્રા. શુક્લ ( રૂ. ૨ ) ' ખાદીવિદ્યાપ્રવેશિકા ' ( રૂ. ૧॥ ). જગતના ઇતિહાસનું રેખાદર્શન, પં. જવાહરલાલ નેહરુકૃત: મણિભાઈ ભ. દેસાઈ ( રૂ. ૫ ).

---

૧.' હૃદયગંગા 'ની પ્રસ્તાવના આ અંકમાં જ ' મંથના 'એ લેખરૂપે છપાઈ છે.

Nalanda Publications: Masaryk's path & policy; Czechoslovak Sokol; Bishop Grundtvig (N. M. Tripathi Ltd; Bombay; Rs. 1-4; as. 12 & 4).—The Indo-Polish Library: The Polish Eastern provinces; Free Poland; Socialists & the Polish Cause (Padma Pubens; Bombay; as. 12, 10 & 10).

# ધ્વનિ

## પૂર્ણયોગ

### શ્રીઅરવિન્દ વિશે રોમેં રોલાં

The greatest philosophical and religious mind of the India of to-day, Aurobindo Ghose...x x x The most noble representative of this great Neo-Vedantic spirit was—and still is—Aurobindo Ghose, the foremost of Indian thinkers, from whom intellectual and religious India is awaiting a new revelation.[1]

રોમેં રોલાં એટલે અર્વાચીન જગતના એક સમર્થ સંસ્કારનેતા. એ વિરલ ભાવનાભક્તનું મહાપ્રયાણ[2] ડિસેંબર ૧૯૪૪ના આખરદિનોમાં થવા સાથે પૃથ્વીપરથી એક એવી જ્યોત વિલાઇ ગઈ છે જેની પૃથ્વીની પ્રજાઓને

૧. રોમેં રોલાં: 'પ્રોફેટ્સ ઑફ ધ ન્યુ ઇન્ડિયા' (૧૯૨૮); પૃ. ૨૨૧ ને ૫૯૨. અવતરણમાંની અવટંક ('ઘોષ') હવે ઘણા વખતથી વપરાતી નથી; સૌએ 'શ્રીઅરવિન્દ' એમ જ લખવું જોઈએ.

૨. એ બનાવ નિમિત્તે ગુજરાતીમાં સારું કે સાધારણ વર્તમાનપત્રી લખાણ થયું છે પણ (સ્વ. નાથાલાલ દવેના એક ધ્યાન ખેંચે તેવા, મદાના 'પ્રસ્થાન'-માંના ટુંકા લેખ સિવાય) એથી ઊંચી કક્ષાનું કોઈ જ વિદ્વાને લખ્યું નથી એ આપણું અક્ષમ્ય સંસ્કાર-દારિદ્ર નહિ તો બીજું શું? (પણ, કદાચ, એક વહેપાર કૂચી ને વ્યવહારગંડુ પ્રજામાં તો આવું બને એ સ્વાભાવિક પણ ગણાવું જોઈએ હશે.)

આજને દહાડે તો અત્યન્ત જરૂર છે જ પણ આવતાં વર્ષોમાં એથી ય વધુ પડવાની છે. એમના આપણી વચ્ચેથી જવાથી પડેલી ખોટ જો કાંઈ અમુક અંશે પૂરી શકાય તે આ રીતે જ કે એમના સુભગ જીવનસંન્દેશને સમજવો, જીરવવો, આત્મસાત્ કરવો. વ્યક્તિ તેમ જ પ્રજાના ઊર્ધ્વગામી વિકાસ માટેની આ પ્રવૃત્તિ એમની ભાવનાતેજે સમુજ્જવલ કૃતિઓનાં પરિશીલન-થી જેટલી થઈ શકે તેટલી બીજી કોઇ રીતે નહિ. એ દિશા ભણી વાચકો વળશે એવી આશા સાથે, મોં. રોલાંની શ્રીરામકૃષ્ણ પરમહંસ તથા સ્વામી વિવેકાનન્દ વિશેની સુપ્રસિદ્ધ ચરિત્રજોડ પરથી, એ ચિન્તકના કાર્યનું જે સ્વરૂપ અન્ય પત્રોના કાર્યક્ષેત્રમાં—અવસાનનોંધ વખતે હજી જોવામાં આવ્યું નથી તે સ્વરૂપનું યતકિંચિત સ્મરણ વાચકોને અહીં કરાવીશું. એકવીસમી ફેબ્રુઆરી તથા ચોવીસમી એપ્રિલ એ બંને પોંડિચેરીના યોગાશ્રમમાં શ્રી અરવિન્દદર્શનના દિવસો, એ પણ આ નોંધનાં પ્રસંગપ્રાપ્ત નિમિત્ત ખરાં જ.

સ્વ. રોમેં રોલાંએ સોળસત્તર વર્ષ પર લખેલા ઉક્ત ચરિત્રગ્રન્થનાં છેલ્લાં પૃષ્ઠોમાંનાં કેટલાંક શ્રીઅરવિન્દની રાજકીય કારકિર્દી (૧૯૦૫–૧૦) તેમ જ ઉત્તર વયની યોગસાધનાને અપાયાં છે. ૧૯૦૨માં થએલા વિવેકાનન્દ-ના દેહવિલય પછી, એમની "ચિતામાંથી ઊઠેલી વાણી" તરીકે એ કાળના શ્રીઅરવિન્દને ઓળખાવીને એ સુધીર ચિન્તનશીલ ચરિત્રકારે 'આર્ય' માસિકમાંનાં તથા બીજાં (યોગાદિ-વિષયક તેમ આર્યસંસ્કૃતિવિષયક) લખાણો પરથી સ્પષ્ટ કર્યું છે કે ૧૯૧૦થી શ્રીઅરવિન્દે સ્વીકારેલો નિવૃત્તિ-નિવાસ (ખરી રીતે, માત્ર ચર્મચક્ષુને દેખાયા કરતી નિવૃત્તિવાળો પણ હકીકતે સૂક્ષ્મપ્રવૃત્તિમય નિવાસ) માનવજાતિના અન્તિમ અને સ્થાયી કલ્યાણને માટે જ છે. તેમને રાજ્યપ્રકરણી સંચલનો મધ્યમગુણી કે સામાન્ય-ભાવી ('મીડિયોકર') લાગતાં, ભારતવર્ષ પાસે જે થોડાઘણો કાટ ખાઈ ગએલી છતાં સાચી અધ્યાત્મજીવનરૂપી ચાવી છે અને જે ચાવીના જ પ્રભાવે માનવ માટે જ્ઞાન તથા શક્તિના નવા નિધિ ખોલી શકાય તેમ છે, તેના સંશુદ્ધ ને અદ્યાવત્ સ્વરૂપની શોધ કરી એની ભેટ જગતને ધરવા માટે જ આ દીર્ઘકાલીન એકાંતવાસ સ્વીકારાયો છે. આ સાધનાનાં પરિણામ ખુદ પશ્ચિમનાં ભૌતિકશાસ્ત્રોનું પણ જેમ શોધન એટલે શુદ્ધીકરણ કરશે તેમ



પૌરસ્ત્ય દેશોને પણ તેમની ઝંખવાઈ હતી તે આધ્યાત્મિક ઋદ્ધિસિદ્ધિનું ભાન કરાવી, પૂર્વપશ્ચિમનો તાત્ત્વિક સમન્વય સાધી, સમસ્ત જગતના સર્વદેશી અભ્યુદયની પ્રેરક બનશે. ભારત દ્વારા થનાર જગતના એ પુનરુત્થાન-નો પ્રેરણહાર કોઈ અલ્પસામર્થ્ય કે ઊર્મિવશ કે એકદેશી નેતા નથી:

The last of the great Rishis holds in his outstretched hands the bow of *Creative Impulse. It is an uninterrupted* tide flowing from the most distant yesterdays to the most distant to-morrows. The whole spiritual life of history is one: *The One that advances* .. ... ...[1]

વિ. ક. વૈ.

## ભૌતિક વિજ્ઞાન : બે અવસાનનોંધ

### ડૉક્ટર એલેક્સિસ કેરેલ

The author of this book is not a philosopher. He is only a man of science. He spends a large part of his time in a laboratory studying living matter. And another part in the world, watching human beings and trying to understand them. He does not pretend to deal with things that lie outside the field of scientific observation.

અર્વાચીન યુગનાં મહાન પુસ્તકોમાંના એકમાં લેખાતા 'Man, the Unknown'માં, પોતાનો પરિચય આ રીતે આપનાર, તેનો કર્તા, જગવિખ્યાત સર્જન એલેક્સિસ કેરેલ, ગયા નવેંબર માસની ત્રીજી તારીખે અવસાન પામ્યો.

કેરેલનો જન્મ ૧૮૭૩માં ફ્રાન્સમાં થયો હતો અને તેનું મૃત્યુ પણ તે જ દેશમાં થયું, છતાં, તેત્રીસ વર્ષ પછીનો સર્વ જીવનકાળ તેણે અમેરીકામાં જ વિતાવ્યો હતો. અહીં ન્યુ યોર્કમાંની રોકફેલરની તબીબીવિદ્યાની સંશોધન સંસ્થામાં, તેણે મનુષ્યશરીરમાં ચાલી રહેલી અનેક સજીવ ક્રિયાઓ-

૧. 'પ્રો... ન્યુ ઇન્ડિયા': પૃ. ૫૦૫.

નો અભ્યાસ આદર્યો, અને તે માટે જરૂરી એવી યુક્તિઓ કુશળતાપૂર્વક અજમાવી. રક્તપ્રવાહ એક શરીરમાંથી બીજા શરીરમાં નિર્વિઘ્ને લાવવા, રક્તકુંડીઓને જલદીથી સાંધી લેવાની રીત, તેમ જ આ રીતે નાડીઓ અને નાજુક અવયવોને એક જગ્યાએથી કાઢી બીજી જગ્યાએ સજીવ અવસ્થામાં મૂકવાની શકયતા તેણે પહેલવહેલી બતાવી. સજીવ શરીરમાંથી કાપી લીધેલી ત્વચાઓને સુરક્ષિત રાખી જરૂર પડયે તેનો ઉપયોગ શસ્ત્રક્રિયાઓમાં કેવી રીતે થઇ શકે તે પણ તેણે બતાવ્યું. આ અદ્ભુત પ્રયોગો માટે ૧૯૧૨માં કેરેલને નોબેલ પારિતોષિક મળ્યું. પહેલા મહાયુદ્ધ વખતે ફ્રાન્સ જઈ તેણે જખમોના ઉપચાર નવી રીતોએ કરી બતાવ્યા અને કશી વાઢકાપ કર્યા સિવાય અનેક સૈનિકોના જીવ ઉગાર્યા. અમેરિકાના સુપ્રસિદ્ધ વિમાની કર્નલ લિન્ડબર્ગની સાથે મળી કેરેલે 'કૃત્રિમ હૃદય' યંત્રદ્વારા ચાલુ કર્યું અને એ રીતથી અત્યારે વીસ વર્ષથી કાચની બરણીમાં એક કુકડ-બાલનું હૃદય ધબકારા મારે છે. મનુષ્યશરીરમાં હરહંમેશ એકત્રિત થતા જતા માદક અને ઝેરી પદાર્થોનું જો નિયમિતપણે નિવારણ થઈ શકે તો માનવીનું આયુષ્ય સોથી દોઢસો વર્ષ જેટલું સહેજે થઇ શકે એમ કેરેલ નિશ્ચયપૂર્વક માનતો હતો.

પોતાનાં તેમ જ બીજાઓનાં સંશોધનો ગમે તેટલાં મહત્ત્વનાં હતાં પણ કેરેલને એનાથી સંતોષ નહોતો. તેને મન આ સર્વ જરૂરી તો યે છૂટા છૂટા જ પ્રયાસો હતા. સર્વાંગ અને સજીવ મનુષ્યને, તેના શરીર અને મનમાં ચાલ્યે જતી સર્વ ક્રિયાઓને સમજવા હજી કોઇએ કાળજીપૂર્વક યત્ન કર્યો જ નથી. મનુષ્યના આવા અભ્યાસ માટે સબળ દલીલો અને આધુનિક જીવનની કૃત્રિમતા ઉપર નિષ્ઠુર પ્રહાર, "Man, the Unknown" પુસ્તકમાં કેરેલે સચોટ શૈલીથી કર્યા છે, અને તેનો કંઇક પરિચય "નિગૂઢ માનવી"માં આ પાનાંઓમાં વાચકને અગાઉ થઈ પણ ગયો છે.

**સર આર્થર એડિંગ્ટન**

નવેંબરની ૨૨મી તારીખે, ખગોળશાસ્ત્રના અથંગ વિશારદ, ઇંગ્લંડના સર આર્થર એડિંગ્ટનનું પણ એકસઠ વર્ષની વયે અવસાન થયું. ખગોળનાં ઊંડાં ચિન્તનાત્મક શાસ્ત્રીય સ્વતંત્ર લખાણો સાથે એ વિદ્યાનાં ગૂઢ રહસ્યો

સરળ, પ્રેરણાદાયક અને વેગવાન શૈલીમાં રજૂ કરવાં તેને સુલભ હતાં. આથી જ એનાં પુસ્તકો, 'Stars and Atoms' (તારા અને પરમાણુઓ), 'Expanding universe' (ફૂલતું વિશ્વ) વગેરે, કોઇ રસપ્રદ મહાકાવ્ય સરખાં, વાંચનારને મુગ્ધ કરી શકે છે. આધુનિક વિજ્ઞાને ફિલસૂફીના પ્રદેશમાં જઇને જે મહત્ત્વના પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે, તેને પણ સર આર્થરે, 'Nature of the Physical World' (પાર્થિવ જગત), 'New Pathways in Science' (વિજ્ઞાનના નવીન માર્ગો), 'Time, Space and Gravitation' (કાળ, અવકાશ અને ગુરુત્વાકર્ષણ) વગેરે પુસ્તકોમાં, કોઈ પણ જિજ્ઞાસુની આકાંક્ષાને પોષે તેવી રીતે રજૂ કર્યા છે.

એડિંગ્ટનના વૈજ્ઞાનિક જીવનની શરુઆત માનચેસ્ટરમાં થઈ. ત્યાંથી કેમ્બ્રિજ જતાં, ૧૯૦૪માં ગણિતશાસ્ત્રમાં રેંગ્લરશિપ અને ૧૯૦૭માં તે જ વિષયમાં સર્વશ્રેષ્ઠ સ્મિથ પ્રાઇઝ તેને મળ્યું. ૧૯૦૬થી સાત વર્ષો સુધી ઇંગ્લાંડની મુખ્ય ગ્રીનિચની વેધશાળામાં, રાજ્યના ખગોળશાસ્ત્રીના મુખ્ય મદદનીશ તરીકે તેણે કામ કર્યું. ત્યાર પછી ૧૯૧૩–૧૪નાં વર્ષથી માંડી, અવસાન સુધીનો ત્રીસ વર્ષો જેટલો સમય, કેમ્બ્રિજ યુનિવર્સિટીના ખગોળવિદ્યાના પ્રાધ્યાપક અને વેધશાળાના મુખ્ય અધિકારી તરીકે તેણે ગાળ્યો.

આકાશગંગાનું પરિભ્રમણ અને તેને લઇને જણાતા વિશ્વના તારાસમૂહના એકમેકથી ઊલટી દિશામાં ફરતા બે પ્રવાહો, તારાઓની તેજ આપવાની શક્તિ અને તેના પદાર્થભાર (Mass) વચ્ચેનો સંબંધ, મુખ્યત્વે કરી હાઇડ્રોજન વાયુથી જ બનેલી તેમની રચના, અને કેટલાક તારાઓમાં અતિશય ઘનરૂપે રહેવાની પદાર્થની શક્યતા, એટલી ખગોળવિદ્યામાં મહત્ત્વની એવી એડિંગ્ટનની સિદ્ધિઓ ગણાય. તારાપ્રવાહની એડિંગ્ટને કરેલી સૂક્ષ્મ ગણતરીઓ ઉપરથી યુરોપ અને અમેરિકાના બીજા ખગોળશાસ્ત્રીઓને જણાયું કે આપણા વિશ્વને વીંટીને ફરતી નિહારિકા આકાશગંગાનો વિસ્તાર એક લાખ પ્રકાશવર્ષ (સેકંડના ૧,૮૬૦૦૦ માઇલની ગતિએ ચાલતાં એક વર્ષમાં પ્રકાશ જેટલું કાપે તે અંતર) જેટલો છે, એક હજાર પ્રકાશવર્ષ જેટલી તે જાડી છે, અને ઘનરાશિના તારાઓ ભણી ધરીને રાખી અહર્નિશ વેગથી રુદ્રના તાંડવ સરખી પરિભ્રમણ કર્યે જાય છે.

ચાલીશથી પચાસ હજાર ડીગ્રી જેટલી ઉષ્ણતા ધરાવતા સૂર્ય અને તેના સરખા બીજા નાના મોટા અસંખ્ય તારકોમાં તેમના વજન પ્રમાણે રહેલા કેન્દ્રિત ગુરુત્વાકર્ષણના બળ સામે, તેથી ઉલટી દિશામાં બહાર વહેતું ઉષ્ણ વાયુઓનું અને પ્રકાશનું બળ હોય છે. આ બંને બળો વચ્ચે સમતોલપણું જાળવવામાં તારાને જે શક્તિનો વ્યય કરવો પડે છે તે અંતરિક્ષમાં તેના પ્રકાશરૂપે વહે છે. આ મન્તવ્ય ઉપરથી એડિંગ્ટનને જણાયું કે તારાનું વજન અને તેની પ્રકાશવાની શક્તિ બે વચ્ચે ચોક્કસ સંબંધ છે. એડિંગ્ટનનું આ Mass-luminosity સમીકરણ ખગોળશાસ્ત્રમાં સુપ્રસિદ્ધ છે. તેના વડે, તારાની પ્રકાશશક્તિનું માપ જાણ્યા પછી, તેનું વજન અને કદ શોધી શકાય છે. મૃગશીર્ષમાંના લાલતારા આર્દ્રા (Betelgeuse)નો વ્યાસ આ રીતે એડિંગ્ટને ૧૯૨૦માં ગણ્યો હતો અને પછી તે જ વર્ષમાં અમેરિકન પદાર્થશાસ્ત્રી માઇકલસને તેનાં ઇંટરફેરોમિટર યંત્રથી કરેલું સીધું માપ ગણત્રી પ્રમાણે જ જણાયું અને એ રીતે ખગોળવિદ્યામાં 'એડિંગ્ટન સમીકરણ' આરૂઢ થઇ ચૂક્યું.

હસ્ત નક્ષત્રના પ્રકાશિત તારા Capellaની અપારદર્શકતા (opacity) પદાર્થવિજ્ઞાનના સિદ્ધાંતો પ્રમાણે ગણતાં એડિંગ્ટનને જણાયું કે તે તારો ઝાઝે ભાગે હાઇડ્રોજન વાયુનો બનેલો હોવો જોઇએ. આ સૂચના હવે સર્વ પ્રકાશિત તારાઓ માટે સ્વીકારાઇ છે અને અમેરિકન ખગોળશાસ્ત્રી બેથે તારાઓમાં ચાલી રહેલી ક્રિયા અને તેમાંથી ઉત્પન્ન થતી શક્તિનાં નવાં સમીકરણોની ગણતરીમાં, તેમની આ વિપુલ હાઇડ્રોજન-સમૃદ્ધિનો ઉલ્લેખ હવે સહેજે કરે છે.

તારાઓના અતિ ઉષ્ણ વાતાવરણમાં પરમાણુની ફરતાં સર્વ ઇલેક્ટ્રોન છૂટાં પડી જાય, ગમે તેમ ભિક્ષા કરે, અને પરમાણુની વચ્ચેનું કેન્દ્ર જેમાં પરમાણુનો બધો ભાર સમાઇ રહ્યો હોય છે તે જ એકલું પડી જાય, એમ એડિંગ્ટનને તારાઓની રચનાના અભ્યાસથી જણાયું. આ પ્રમાણે જો બને તો ઘણી જ ઓછી જગ્યામાં પુષ્કળ પદાર્થ સમાઇ શકે અને તેને લઇને આવા પદાર્થની બનેલી વસ્તુ ઘણી જ ઘન બની શકે. આવી વસ્તુસ્થિતિની શક્યતા કોઇક અતિઉષ્ણ તારામાં હોઇ શકે. આવો કોઇ તારો હોય?

આકાશના સર્વથી વધુ પ્રકાશિત તારા 'વ્યાધ (Sirius)ની બાજુમાં જ એક દેખીતા અલ્પ પ્રકાશવાળો તારો આવી ઘનતા ધરાવે છે. તેનું કદ યુરેનસ ગ્રહ જેવડું અને વજન સૂર્યના જેટલું ! આ શોધથી એડિંગ્ટનના, તારાઓના અતિઉષ્ણ વાતાવરણના મતને સમર્થન મળ્યું. આવા તારાઓને એડિંગ્ટન White dwarfs કહે છે અને તેઓ માત્ર એક કયુબિક ઇંચ જેટલી જગ્યામાં એક ટન વજન જેટલો પદાર્થ સમાવી શકે છે. પૃથ્વીભરમાં કે સૂર્યમાં પણ એવો પદાર્થ અસ્તિત્વ ધરાવી શકે નહિ.

વિશ્વરચનાના આવા મહાન સિદ્ધાંતોનો રચનાર ફિલસૂફ પણ હોય જ, અને પહેલાં ઉલ્લેખ કરેલાં વૈજ્ઞાનિક ફિલસૂફીનાં પુસ્તકોમાં અર્વાચીન વિજ્ઞાનને ફિલસૂફીના સૂક્ષ્મ વાતાવરણમાં એડિંગ્ટન કુશળતાપૂર્વક દોરી જતો જણાશે.

ભદ્રમુખ ક વૈદ્ય

## કોઇ કહેશો ?

કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રસૂરિએ વિ. સં. ૧૨૦૦ પછી યોગશાસ્ત્ર અને એનું સ્વોપજ્ઞવિવરણ રચ્યાં છે. આ વિવરણના ૧૬૫આ પત્રમાં નીચે મુજબનું પદ્ય અવતરણ તરીકે રજૂ થયેલું જણાય છેઃ—

" करभाणां विवाहे तु रासभास्तत्र गायनाः ( ? काः )
परस्परं प्रशंसन्ति अहोरूपमहोध्वनिः ॥ "

આ જો અવતરણ જ હોય તો એનું મૂળ શું છે? શું નીચે મુજબના પદ્યનું આ રૂપાન્તર છે? અને જો એમ હોય તો એ પદ્ય કયાંનું છે તે કોઇ કહેશો ?

" उष्ट्रकाणां गृहे लग्नं रासभाः स्तुतिपाठकाः ।
परस्परं प्रशंसन्ति अहोरूपमहोध्वनिः ॥ "

હેમચન્દ્રે વિ. સં. ૧૨૧૬ પછી રચેલા અલંકારચૂડામણિ (પૃ. ૪૬૩)માં પંચતંત્રનો ઉલ્લેખ કર્યો છે.

એ પંચતંત્રની મહેરચંદ લક્ષ્મણદાસ તરફથી પ્રસિદ્ધ થયેલી આવૃત્તિમાં જે પદ્યાનુક્રમણિકામાં છે તેમાં उष्ट्रकाणां થી શરૂ થતું પદ્ય નથી; તો શું આ પદ્ય પંચતંત્રમાં નથી જ? એ ગમે તે હો, પણ આ પદ્યમાં દર્શાવેલો વિચાર લગભગ હજાર વર્ષ જેટલો પ્રાચીન છે. નિર્વર્ગ્ય

## પ્રકીર્ણ

નિકષપૂર્તિ ( સ્વીકાર: ) નવજીવન મુ. મંદિરનાં : 'શ્રી યોગવાસિષ્ઠ:' ગોપાળદાસ જી. પટેલ (રૂા. ૪); 'અમારાં બા ': વનમાળા પરીખ, સુશીલા નાયર ( રૂપિયા ૧॥ ).

જે ભૂલ સંબન્ધી મોઘમ સૂચન ગયા અંકમાં ( પૃ. ૩૩૪ ) કરેલું તેનો ખુલાસો ' સંસ્મરણો 'ના લેખક દી. બ. ઝવેરી તરફથી લખાઈ આવતાં એ સંબન્ધી સ્પષ્ટ ખુલાસો, ગયા જુન-અંકના પૃ. ૨૪૬ ઉપરની અમારી ટીપ સંબન્ધી કરવાનો કે ત્યાં જેમનું નામ અમારા અજ્ઞાને લખાયું તે ગં. સ્વ. નાનીબહેન સૂરતનાં નથી, ગણદેવીનાં છે; સૂરતનાં તો. સ્વ. વિઠ્ઠલભાઈસાહેબનાં બીજીવારનાં પત્ની સૌ. ચતુરલક્ષ્મી હતાં. થએલી ભૂલ માટે ફરીથી અમારી દિલગીરી દર્શાવીએ છીએ.

૪૪નું ગુ. વાઙ્મય : આ બાબતની જુન '૪૪ના અંકમાં ( પૃ. ૨૨૭ ) છપાએલી વિનંતિ સંબન્ધી સર્વ લેખક-પ્રકાશકોને યાદ આપીએ છીએ કે એ સત્વર ત્રણે સમીક્ષકોને એ વર્ષનાં પ્રકાશન મોકલશો. ૪૩ની શ્રેષ્ઠ નવલિકા મોકલવાની તા. તો વીતી ગઈ, તેથી મહીડા સુ. ચંદ્રકની સમિતિને એ યોજના માટે અભિનંદન આપી વિરમીએ છીએ.

## મન્દિર-વૃત્ત

**વિશેષ મદદની** આ રકમો ગયા અંક પછી મળી છે; એ માટે આપનાર ગૃહસ્થોનો આભાર માનીએ છીએ.

| | | |
|---|---|---|
| સર ચુનીલાલ ભાઈચંદ મહેતા | મુંબઈ | રૂા. ૧૦૧ |
| શેઠ ગોરધનદાસ સોનાવાળા | ,, | ,, ૧૦૦ |
| શેઠ હીરાભાઈ આશાભાઈ | ,, | ,, ૧૦૦ |
| શેઠ શાન્તિકુમાર ન. મોરારજી | ,, | ,, ૫૧ |
| શેઠ મનમોહનદાસ નેમીદાસની કં. | ,, | ,, ૫૦ |
| શેઠ મોતીલાલ ચિ. સેતલવાડ | ,, | ,, ૫૦ |
| શેઠ ડાહ્યાભાઈ છગનલાલની કં. | ,, | ,, ૨૫ |
| શેઠ સાકળચંદ શાહ | ,, | ,, ૨૫ |
| શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજી | ,, | ,, ૨૫ |
| દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી | ,, | ,, ૨૫ |
| એક મુસ્લિમ "માનસી"પ્રેમી | | ,, ૨૫ |
| | | કુલ રૂા. ૫૭૭ |

**એમ. ટી. બી. કૉલેજના :** ગુજરાતી સાહિત્યમંડળ તરફથી રૂા. ૪૦ મળ્યા છે. પોતાનાં સાધન મર્યાદિત છતાં 'માનસી'ને પોતાનું ગણી તેણે એને આ વર્ષે પણ સંભાર્યું એ માટે એનો ખાસ ઉપકાર માનીએ છીએ.

**વિલંબ જ વિલંબ :** કંડિકાનું મથાળું આવું, કેમ કે માર્ચ '૪૫નો અંક ગ્રાહકોને પહોંચાડવાનો પણ જ્યારે સમય ક્યારનો વીતી ગયો છે ત્યારે ડિસે. '૪૪નો આ અંક રવાને થશે. આ અમારા મનથી બહાર જ પરિસ્થિતિ અનિવાર્ય બની—ને, એને નિવારવાના શક્ય તે સર્વ પ્રયાસો અમે કર્યા જ હોય એટલું તો અમારા સર્વ વાચકો માનશે એવી આશા છે. મોડો મોડો પણ અમુક રીતે અધૂરો અંક જ (અધૂરો એ રીતે કે 'નિકષ' ને 'ધ્વનિ' બંનેમાં ઘણાં પુસ્તકો કે વિષયો પર થોડું થોડું તો લખવું જ હતું એ અશક્ય બન્યું છે) આપવો પડે છે એ અમારી નજરે વધારે ખેદની વાત છે.

**આવતા અંકે :** એ ખેદમયતાનું શક્ય એટલું વધુમાં વધુ સક્રિય પ્રાયશ્ચિત્ત કરવું એ જ આજની આવી સ્થિતિનો સાચો ઉપાય છે ને એનો અમલ કરીશું.—**સં. માનસી**

# મંજૂષા

## બે કથાસાર

લેખક કુ. કીર્તિદા વિ. વૈદ્ય

### પ્રણય અને પરિણય

પુસ્તકમાં કિરીટનું મુખ્ય પાત્ર છે બીજાં પાત્રો ગૌણ છે. કિરીટ એક બી. એ. થએલો યુવાન માત-પિતાથી તો પહેલેથી જ ત્યજાએલો છે. વૃદ્ધ દાદા અને વિધવા ભાભી યમુના સાથે તેનું ગુજરાન ચાલે છે.

બી. એ.માં પસાર થતાં પહેલાં કિરીટને તેનાં લગ્ન વિષે કહેવામાં આવ્યું. તેની ભાભી તરફથી તથા વૃદ્ધ દાદા તરફથી પણ કિરીટને લાગ્યું કે અભ્યાસ પૂરો કર્યા વગર લગ્નની જંજાળમાં પડવું અશક્ય છે. પરંતુ તેની ભાભી તરફનો આગ્રહ તો ચાલુ જ હતો. દાદાને પણ એમ લાગતું કે મારી હયાતીમાં લગ્ન થાય તો સારું.

કિરીટ પાસ થયો અને તેનો મિત્ર સુમન તેને ત્યાં તેને અભિનંદન આપવા માટે આવે છે. તેને પણ લાગે છે કે કિરીટ ઘરસંસાર માંડે તો સારું અને તે વખતે તેની ભાભી કન્યાઓ જોવા માટે વીરમગામ જવા માટે પોતાના મામાને ત્યાં જવા કહે છે.

છેવટે આગ્રહને વશ થઈ કિરીટને વીરમગામ જવું પડે છે. વીરમગામ જતાં પહેલાં રસ્તામાં ટ્રેનની હાડમારીનું દૃશ્ય તેની નજરે પડે છે. તેમાં તેનો કેસ ચાલે છે પણ છેવટે જામીન પર પણ છૂટી જાય છે, તેના મામાના દીકરા પ્રમોદની મદદથી. અમદાવાદમાં તેના મિત્ર સુશીલની સાથે થોડા દિવસ રહે છે. અને ડાકોર પણ તેના મિત્રની સાથે જઈ આવે છે. ત્યાં પણ તેને કન્યા વિરુદ્ધ દાખલાઓ નજરે પડે છે. સુશીલ પણ પરણ્યા વગરનો જ તેનો મિત્ર છે. સુશીલને પણ તેની માતા પરણવા માટે ડાકોર લઈ જાય છે ત્યાં પણ કન્યા પસંદ નહિ આવવાથી પોતાને ગામ પાછા અમદાવાદ આવે છે.

કિરીટ અમદાવાદ છોડી વીરમગામ જવા માટે તૈયારી કરે છે. તેનો ટ્રેનવાળો કેસ રદ થાય છે. પ્રમોદ પોલિસ ઈન્સપેકટરને થોડાક રૂપિયાની લાંચ આપીને કિરીટને છોડાવે છે. છેવટે કિરીટ પોતાના મામા સોમચંદ શેઠને ત્યાં તેના ભાઈ પ્રમોદ સાથે વીરમગામ આવે છે. સોમચંદ શેઠ વીરમગામમાં એક મોટા આગળપડતા શેઠ ગણાતા હતા. તેમને નામે કિરીટને માટે એક નહિ પણ તેત્રીસ ઘરની કન્યાઓ આવતી હતી અને સોમચંદ શેઠે બધાની માગણી સ્વીકારી હતી, પણ કિરીટ માટે ત્રણ ઘરની કન્યાઓ નોંધી રાખી હતીઃ કિરીટ આવ્યો એટલે તેને ત્રણ ઘરની કન્યાઓ જોઈ આવવા કહ્યું. કિરીટ એક પછી એક ત્રણે ઘરની કન્યાઓ જોઈ આવે છે. પણ તેને એમાંની એકે પસંદ નથી પડતી. તેના મામા તેને ઘણું સમજાવે છે. પણ કિરીટ હા પાડતો નથી. તેને પ્રમોદનો પ્રત્યક્ષ દાખલો પણ નજરે પડે છે.

પ્રમોદ મુંબઈમાં વકીલાત કરતો યુવાન છે. તેને પદ્મા નામની સ્ત્રી સાથે પરણાવ્યો છે, પણ તે તેને પસંદ નથી તે તેને મુંબઈ સાથે રાખવા માગતો નથી. પદ્મા અહીં તેની વિધવા નણંદ સાથે રહી દિવસો ગુજારે છે. તેને લાગે છે કે મને મારો પતિ આજ નહિ કાલ નહિ તો થોડા દિવસ

રહી જરૂર બોલાવશે. પદ્મા બધી રીતે કુશળ હતી પણ એના ભણવામાં જરા કચાશ હતી એટલે પ્રમોદને તે ગમતી ન હતી.

હવે આપણે કિરીટની વાત કરીએ. કિરીટ થોડાક દિવસ વીરમગામમાં રહી એક રાતે ત્યાંથી કોઇને કહ્યા વગર નીકળી આવે છે. વીરમગામ જેટલો વખત રહ્યો તેટલો વખત તેણે પ્રમોદને પણ પદ્માને લઈ જવા માટે સમજાવ્યો પણ પ્રમોદ ગણકારતો નથી અને કિરીટ સાથે દાખલા-દલીલોથી પણ સમજતો નથી. પિતા પણ સમજાવે છે. પણ માનતો નથી તે મુંબઇ ચાલ્યો જાય છે અને કિરીટ પણ અમદાવાદ છટકી જાય છે; પાછળથી તાર કરે છે કે મારો સામાન વડોદરે મોકલી દેજો. અમદાવાદમાં એક વકીલનો ભેટો થાય છે. ત્યાં તેનો મિત્ર સુમન પણ તેને મળે છે. વકીલ તેને આગ્રહ કરી પોતાને ગામ સુરત તેનો વિવાહ તે દીકરીઓ જોડે કરવા લઇ જાય છે.

વકીલની દીકરીઓ ત્રણચાર છે તેમાં એક જોડે નક્કી કરવા કહે છે. જો કે એક કીર્તિદા કરીને છે તે માંદી રહે છે. એક જયા છે. તે વિધવા છે. એક સુગીતા, પણ તેની જોડે પસંદ નથી આવતું. અહીંઆં પણ તેના મિત્રોનો તેને ભેટો થઇ જાય છે. તેઓને પણ વિવાહ કરવા માટે નોતરે છે.

પણ છેવટે કિરીટ સુરતમાંથી પણ ના ભણી ઘેર જાય છે. વડોદરે પોતાને ઘેર જઈ પોતાની ભાભીને વાત કરે છે. પણ ભાભી તેને ઠપકો આપે છે. કિરીટ એ ઠપકો સાંભળી લે છે ને હમણાં એ વિષે વાત ઉચ્ચારવા માટે ના કહે છે. થોડા દિવસ રહીને કિરીટને મુંબઇ જવું પડે છે. મુંબઈ જતાં પહેલાં ભાભીની સંમતિ લેવી પડે છે. ભાભી હા પાડે છે.

મુંબઈ પ્રમોદને સમજાવવા માટે જવું પડે છે. અને તે મુંબઇ જાય છે. મુંબઇ સ્ટેશને એક નવો અકસ્માત બને છે, પ્રમોદની પત્ની પદ્મા અને કિરીટ બન્ને ભેગાં થઈ જાય છે. તે કોઇને પણ કહ્યા વગર નીકળી આવી છે. જ્યારે કિરીટ પ્રમોદને સમજાવવા આવ્યો છે.

આખરે પ્રમોદ પણ સમજતો નથી અને કિરીટ ને પદ્મા મુંબઇથી પાછાં ફરે છે. પ્રમોદને એમ લાગે છે કે કિરીટની સાથે પદ્માનો વ્યવહાર છે. એટલે તે તેને પૂરતી તપાસને અંતે કિરીટની સાથે જ તેને રવાના કરી

દે છે. પદ્મમાને આ ઘા સોંસરવો છાતીમાં ઊતરી જાય છે. પણ શું કરે? માનવસમાજ પણ ક્રૂર જ છે. નફ્ટકે કિરીટ સાથે જાય છે. કિરીટ પણ તેને જાણ્યા પછી પોતાની સાથે રાખે છે. અને બન્ને મુંબઈથી પાછાં ફરે છે. રસ્તામાં કિરીટ અને પદ્મમા અરસપરસ વાતો કરે છે. કિરીટ પદ્મમાને વડોદરે પોતાને ત્યાં લાવે છે અને થોડા દિવસ રાખે છે. પણ તેની ભાભીને આ વાત ગમી નથી એટલે તે ઘર છોડી ચાલી જાય છે. પોતાની બહેન વીરમગામમાં છે, ત્યાં તે ચાલી જાય છે,

કિરીટને પણ લોકાપવાદની દૃષ્ટિએ લાગ્યું કે પદ્મમાને રહેવા માટે બીજી સગવડની જરૂર છે. તે અમદાવાદ સુશીલને પત્ર લખે છે. અમદાવાદમાં આશ્રમની અંદર પદ્મમાને રહેવા માટે સગવડ કરવા લખે છે. પદ્મમાને બાળક અવતરે છે. બાળકની માતા બની આશ્રમમાં રહે છે. આ દરમ્યાન કિરીટને પદ્મમાના કાંઈ સમાચાર મળતા નથી.

અહીંઆં પ્રમોદ પણ પદ્મમાની ખબર કઢાવતો નથી. તે મુંબઈમાં રહી પુલિના નામની બીજી યુવતી સાથે લગ્ન કરે છે અને પિતાને લખે છે. પદ્મમાને ઘરમાં સંઘરવાની ના લખે છે. તે દરમ્યાન તેના પિતા અને બહેન બન્નેના મૃત્યુના સમાચાર તેને મળે છે. પ્રમોદ વીરમગામ જાય છે. ત્યાં તેને યમુના ભેગી થાય છે. પ્રમોદ પાછો મુંબઈ જાય છે. ત્યાં તેને કિરીટનો શિખામણ આપતો પત્ર મળે છે. પ્રમોદને લાગે છે કે મારે ફરી પદ્મમાનો મેળાપ કરવો જોઈએ. પદ્મમા તેને આશ્રમમાં મળે છે. ફરી બન્ને વાતચીત કરે છે. અને લગ્નવિધિથી જોડાય છે. પેલા બાળકને કિરીટને સોંપવા માટે પ્રમોદ કહે છે પણ પદ્મમા ના પાડે છે. અને પોતાની પાસે જ રાખે છે.

પદ્મમાને આશ્રમને માર્ગે વળાવ્યા પછી યમુના કિરીટની શોધ કરતી પોતાને ગામ આવે તે પહેલાં તો તેને મળતો નથી પણ પાછળથી તે તેને ઘેર જ આવે છે. અહીં કિરીટને પ્રમોદ ને પદ્મમાના લગ્નની ખબર પડે છે. એ સાંભળી તે સુખી થાય છે. છેવટે કિરીટને પણ પરણવું પડે છે. તે કમળા નામની નગીનચંદ નાણાવટીની છોકરી સાથે લગ્ન કરે છે. કિરીટને સુશીલ તરફથી આશીર્વાદ આવે છે અને પ્રમોદ તરફથી પણ 'સારા હૃદયની ગતિ' એવા શબ્દો આવે છે.

## નીલકંઠનું બાણ

ગુજરાતમાં થઇ ગયેલા રાજા મૂળરાજ અને ચામુંડના વખતની આ વાર્તા છે. સોમનાથ પાટણમાં મૂળરાજે એક ચમત્કારી નીલવર્ણું બાણ રાખ્યું હતું. તે રોજ તેની પૂજા કરતો અને તેની પછી તેનો પુત્ર ચામુંડ ગાદીએ આવ્યો, તેણે પણ તેની પૂજા ચાલુ રાખી.

આ મંદિર એકલા રાજકુટુંબ માટે જ હતું. તેમાં બીજાં માણસોને જવાની મનાઈ હતી. ચામુંડ દરરોજ સવારે વહેલો ઉઠતો. નાહીધોઈ મંદિરમાં જતો અને એ બાણની પૂજાઅર્ચા કરતો, કલાકો સુધી મંદિરમાં બેસી મહાદેવની માળા જપતો અને ગરીબોને મૂઠી મૂઠી ભરી દાન આપતો.

તેટલામાં એક દિવસ ઉજ્જનથી એક યુવાન બાઇ ચામુંડ સમીપ આવી ઊભી રહી અને કહેવા લાગી કે "મારે મહાદેવ સમીપે નૃત્ય કરવું છે પણ મને તમારા નામની કોઈએ ભાળ આપી નહિ, અને કેટલા દિવસોની શોધ પછી આપની બ્હેન વાચિણીદેવીએ મને ખબર આપી એટલે હું આપની પાસે નૃત્ય પુરું કરવાની રજા લેવા આવી છું." એ મહાદેવની પાસે પોતાની માતાનું ઋણ પુરું કરવા આવી હતી. ચામુંડે પહેલાં કોઈ વખત તેની માતાને નૃત્યપૂજા માટે આમંત્રણ આપેલું પણ તે આવી શકેલી નહિ તેથી હવે તેની પુત્રી આવી હતી. તેનું નામ મલ્લિકા હતું. ચામુંડે તેને નૃત્યપૂજા પૂરી કરવા માટે રજા આપી હતી અને તેથી તે ખુશ થઈ હતી.

આજે શિવાલયમાં ચારે બાજુ દીપમાળાની હારો પ્રગટી રહી હતી. સૌ નાનાં મોટાં મંદિરમાં નૃત્યપૂજામાં ભાગ લેવા આવ્યાં હતાં. ચામુંડરાજા પોતે, વાચિણીદેવી, એનો પતિ તેજસિંગ, માધવભટ્ટ, યુવરાજ વલ્લભરાજ અને બીજો પુત્ર દુર્લભરાજ અને મૃત્યુ પામેલા નાગરાજનો બાળપુત્ર ભીમ પણ ચામુંડરાજ સાથે હતો. સૌ મંદિરમાં નૃત્યપૂજા જોવા એકઠાં થયાં હતાં અને ક્યારે નૃત્યપૂજા શરૂ થાય તેની રાહ જોતાં હતાં. વાદનકારોનાં વાદન પણ શરૂ થયાં હતાં અને સંગીતકારોનાં સંગીત પણ ચાલુ હતાં. મલ્લિકા સાજ સજી પોતાના સાત માણસો સાથે મંદિરમાં દાખલ થઈ. તેણે સર્વાંગસુંદર સાજ સજ્યો હતો. નૃત્યપૂજા શરૂ થઈ. મલ્લિકાએ

નૃત્યની શરૂઆત કરી. સૌ નૃત્ય જોવામાં તલ્લીન હતાં. અડધું નૃત્ય થઈ રહ્યું અને સભાજનોમાંથી કોઇકે મલ્લિકા ઉપર પુષ્પવૃષ્ટિ કરી. તુરત જ ચામુંડે નૃત્ય બંધ કરાવ્યું અને સભાજનો વિખેરાઈ ગયા. સૌ અનેક જાતના વિચારો કરતા હતા કે શા માટે ચામુંડે નૃત્ય અધૂરું રાખ્યું હશે. કોઈને પણ તે વિષે સમજ પડી નહિ.

હવે ચામુંડના જીવન વિષે થોડું આપણે જોઇએ. ચામુંડ પોતે રાજા હતો પણ એ તપસ્વીની રીતે પોતાનું જીવન ગાળતો હતો. તે દર્ભની શય્યા પર સૂતો હતો અને ફળાહાર કરતો હતો. કોઈ સ્ત્રીની સામે ઊંચી દૃષ્ટિએ જોતો નહિ. પલ્લવીદેવી તેની રાણીનું નામ હતું. રાણીએ તેને કહેલું કે મારા મૃત્યુ પછી તમે બીજી રાણી ન કરતા ત્યારે તેણે વચન આપેલું કે તારા મૃત્યુ પછી હું બીજી રાણી નહિ કરું કારણ કે તેના પુત્રો અને તારા પુત્રો રાજ્યને માટે લડાઇ કરે માટે હું પ્રતિજ્ઞા કરું છું કે તારા મૃત્યુ પછી હું નવી રાણી નહિ કરું. આ તેના તપસ્વીપણાનો દાખલો છે.

ચામુંડની બહેન વાચિણીદેવીની ઉંમર પાંત્રીસ વર્ષની હતી અને તેજસિંગ તેનાથી ત્રણ ચાર વર્ષ મોટો હતો. મૂળરાજે તેને બીજા કોઈ રાજા જોડે પરણાવી હોત પણ વાચિણીદેવીને તેજસિંગ જોડે પરણવાની ઇચ્છા હતી કારણ કે સોળ વર્ષની નાની વયમાં તેણે પરાક્રમ કર્યાની વાત તેના જાણવામાં આવી હતી એટલે તે તેને પરણવા ઇચ્છતી હતી. તેજસિંગ ભૃગુકચ્છના દુર્ગપાલ ઝંઝણનો પુત્ર હતો. તે પાટણ ચામુંડના અંગરક્ષક તરીકે ભૃગુકચ્છથી આવ્યો હતો. વાચિણીદેવી અને તેજસિંગ વચ્ચે મીઠો વાર્તાલાપ થયો હતો. વાચિણીએ તેજસિંગને આકરી તપશ્ચર્યામાંથી પસાર થવાનું શિયાળાની કડકડતી ઠંડીમાં બહાર કામળી ઓઢી ભોંય પર સૂવાનું કહ્યું હતું પણ તેજસિંગથી તે બની શકે તેમ નહોતું. તેજસિંગને વાચિણીદેવીના પ્રેમનો લહાવો લેવો હતો. એટલે કે આ ઉપરથી સમજાય છે કે તેજસિંગને તેની વગર જરા ય ચેન પડતું નહિ.

ચામુંડે મલ્લિકાને અધૂરી રહેલી નૃત્યપૂજા પોતાની એકલાની પાસે પૂરી કરવાનું કહ્યું. ભગવાન પાસે બેસી ફરીથી નૃત્યપૂજા કરવાની આજ્ઞા

સેવા ચામુંડે મલ્લિકાને ભગવાન પાસે બેસાડી અને તે જો આજ્ઞા આપે તો પોતે નૃત્ય કરે એમ મલ્લિકાએ કહ્યું.

શિવાલય ચામુંડનું અને મલ્લિકાનું સંકેતસ્થાન બન્યું હતું. શિવાલયમાં બેસી મલ્લિકા પ્રભુનું ધ્યાન ધરતી હતી. ચામુંડ તેની વાટ જોયા કરતો હતો કે ક્યારે ભગવાન મલ્લિકાને રજા આપે. પણ મલ્લિકા તો ક્યારે એ શિવાલયનું બાણુ ચોરીને નાસી ગઈ તેની કોઈને ખબર જ ન પડી.

ચામુંડ હવે વૃદ્ધ થવા આવ્યો હતો તેથી તેણે પોતાના મોટા પુત્રને રાજ્યનો ભાર સોંપવાનો વિચાર કર્યો હતો. અને પોતે કાશીમાં જઈને વસવાનો વિચાર કર્યો હતો. ચામુંડ પાટણથી નીકળી રસ્તામાં લડાઈ કરતો કરતો જાય છે. શ્રીસ્થળ શહેર આગળ તેની હાર થાય છે ત્યાં તે પોતાના મોટા પુત્ર દુર્લભરાજને બોલાવે છે, અને રાજતિલક કરે છે. દુર્લભરાજ પાટણ પાછો ફરે છે. વલ્લભરાજનું પણ લડાઈમાં જ અવસાન થાય છે.

બીજે દિવસે ચામુંડ નાસી ગયાના સમાચાર મળે છે.

પાટણમાંથી નીકળીને મલ્લિકા ઉજ્જનમાં બીજી નર્તિકાઓ સાથે નૃત્ય કરે છે. અને ઉજ્જનમાં રહે છે. ઉજ્જનમાં એક ચંડ નામનો પુરુષ તેને મળે છે. એ માણસને પાછળથી જેલમાં પૂરવામાં આવે છે. ચંડ મલ્લિકાને સમજાવે છે કે મહાદેવમાંથી ચોરેલા બાણુનો આરોપ મલ્લિકાને માથે નહિ આવવા દે અને પાછળથી મલ્લિકા ઉજ્જનમાંથી નાસી જાય છે.

ત્યાર પહેલાં કૌશિક નામના ચિત્રકાર ઉપર તેને મોહ થાય છે. પહેલી વાર જ્યારે તેણે નૃત્ય કર્યું અને અધૂરું રહ્યું, ત્યારે આ ચિત્રકારે તેનું ચિત્ર દોરેલું અને તે પૂરું કરવા તે પાટણથી તેની શોધ કરવા ઉજ્જનમાં ફરે છે. કેટલેક ઠેકાણે ફર્યા બાદ તેની ભાળ તેને મળે છે.

પોતે મલ્લિકાને મળે છે. પોતે દોરેલું ચિત્ર પણ બતાવે છે. આ ચિત્ર જોઈ તે મુગ્ધ બને છે.

ચામુંડ પાછો શ્રીસ્થળમાંથી નીકળી સંન્યાસીવેશે મલ્લિકાને મળે છે. પણ મલ્લિકા તેને પિછાની શકતી નથી. ચામુંડ પોતે જ તેને ચામુંડ છે એમ સમજાવે છે પણ મલ્લિકાને બીક લાગે છે કે પોતે ચોરેલા બાણુ વિષે

તે તેને કંઇક કહેશે પરંતુ તે તો મલ્લિકાને લઇને ચિત્તશાંતિ કરવા ચાલ્યો જાય છે. મલ્લિકાને પણ લાગે છે કે હવે મારા પાપનો ભાર ઓછો કરવા કોઇક પવિત્ર સ્થળે જવાની જરૂર છે.

એક દિવસે બન્ને જણ ઉજ્જનમાંથી નાસી જાય છે. રસ્તામાં અનેક આકરી વિટંબણાઓ પડે છે પણ તે સહન કરવાનું બળ તેને ચામુંડ આપે છે. રસ્તામાં પાછો પેલો ચિત્રકાર તેની શોધમાં આવે છે પણ મલ્લિકા તેની સાથે જવાની તેને ના પાડે છે. છેવટે તે ચિત્રકારનું પણ રસ્તામાં મૃત્યુ થાય છે. છેવટે ચામુંડ તેને તાપસીઓના મઠમાં મૂકી આવે છે અને અમુક રીતે રહેવાનું સૂચન તેને કરવાનું મઠના ઉપરીને કહે છે. ચામુંડ તેને મૂકી પાછો ફરે છે. ભૃગુકચ્છ આગળ આવેલા ઋષિના આશ્રમમાં તે રહે છે.આ બાજુ મલ્લિકા કઠણ તપ, તથા વ્રત કરે છે, અને થોડા દિવસમાં મૃત્યુની પથારીએ પડે છે. ચામુંડ પણ મલ્લિકાને મૂકતો નથી. પાછો ચામુંડ મલ્લિકાને મળવા માટે પોતાની વાસના ન મૂકતાં, મલ્લિકા મૃત્યુ પામ્યા પહેલાં મઠમાં પહોંચી છેવટે પણ મલ્લિકા પાસે મૃત્યુ પામે છે. બન્નેને સાથે સાથે અગ્નિસંસ્કાર કરવામાં આવે છે.

અર્પિત-સ્વીકાર : 'ગુરુગોવિંદસિંહ' : ગોવિંદભાઇ હ. પટેલ (પદ્મની પ્રકાશનો, વડોદરા: રૂ. ૩॥).—'ધૂધવતાં પૂર' ચુ. મડિયા (ત્રિપાઠી લિ. રૂ. ૪॥).—ભારતી સાહિત્યસંઘનાં : 'સાહિત્ય અને પ્રગતિ' ભા. ૨ (રૂ. ૩); 'પદ્મિની' : સ્વ. હ. સોમૈયા (રૂ. ૨॥); 'ઉપમા' બાબુભાઈ પ્ર. વૈદ્ય (રૂ. ૨॥).

